# GUJARATI KAHEVAT SANGRAHA

OR

## A COLLECTION OF GUJARATI PROVERBS

BY

(The Late) ASHARAM DALICHAND SHAH



SECOND EDITION

2000 COPIES

A. D. 1923 Samvat 1979

Price Rs. Four

# ગુજરાતી કહેવત સંગ્રહ

તથા

## પ્રાચીન દોહરાઓ, સાખીઓ ઇત્યાદિ

કર્તા

સ્વ. આશારામ દલીચંદ શાહ

બીજી આવૃત્તિ

પ્રત ૨૦૦૦

વિક્રમ સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

કીમત રૂપિયા ચાર



— [illegible]

જન્મ
વિ. સં. ૧૮૯૮ મહાશિવરાત્રી,
(તા૦ ૮-૨-૧૮૪૨)

અવસાન
વિ. સં. ૧૯૭૭ ફાલ્ગુન વદ ૩
(તા૦ ૨૬-૩-૧૯૨૧)

# અર્પણપત્રિકા

**અખંડ પ્રૌઢપ્રતાપી વૈકુંઠવાસી મહારાજા ઠાકોર સાહેબ શ્રીમાન્ રવાજી સાહેબ, સંસ્થાન મોરબી.**

જે શ્રીમાન્ મહારાજાશ્રીએ

વિક્રમ સંવત્ ૧૮૮૪ના શ્રાવણ શુક્લ પક્ષની અષ્ટમીને દિવસે મયૂરપુરી( મોરબી )માં જન્મ લીધો, વિક્રમ સંવત્ ૧૯૦૨માં પૂજ્ય પિતા મહારાજા ઠાકોરસાહેબ શ્રીપૃથિરાજજીનો સ્વર્ગવાસ થવાથી રાજ્યનો ભાર પોતાના શિરપર લીધો, અને એવા પ્રકારનું રાજ્યનીતિજ્ઞપણું તથા કાર્યકુશળતા દર્શાવ્યાં કે, એજન્સીના અમલદારો, ભાયાતો અને પ્રજાજનો સંતોષ પામ્યા.

રાજ્યની આબાદી વધારી, આમદાની વધારી, રાજ્યવૈભવ વધાર્યો, રેવન્યુ ખાતું સુધાર્યું, રૈયતને વાજબી ન્યાય મળે એવાં ધોરણો બાંધ્યાં, અને લોકોના જાનમાલનું રક્ષણ એવું ઉત્તમ પ્રકારનું કર્યું કે, **મોરબી** વેપારનું મોટું મથક થયું, આ આબાદીના પરિણામે રાજ્યની તીજોરી પણ તર થઈ.

રાજા એ પ્રજાના માતાપિતા છે, એમ માનીને પ્રજાપર પ્રીતિ ધરાવનારાઓ, પ્રજાના કલ્યાણમાં સર્વદા પ્રસન્ન રહેનારા, એવા સર્વ શુભગુણસંપન્ન મહારાજાશ્રીની સેવા બજાવવાની મને તક મળી. શ્રીમાન્ મહારાજાશ્રીની મારા પર કરૂણાદષ્ટિ હતી, એ કૃપા કરૂણાદષ્ટિ વડે કરીને નિરંતર મારી સંભાળ લેતા. પિતાશ્રીની પેઠે ભાવ રાખતા. એવા શ્રીમાન્ મહારાજાશ્રીનો વિક્રમ સંવત્ ૧૯૨૬ ના માહા શુક્લ પક્ષમાં વૈકુંઠવાસ થયા છતાં એ ઉપકારનું સ્મરણ હજુ સુધી જેવું ને તેવું રહ્યું છે ને મારી જીંદગી સુધી કાયમ રહેશે. એ સઘળા આભારના યત્કિંચિત્ સ્મરણ માટે આ લઘુ પુસ્તક એ પ્રતાપી વૈકુંઠવાસી મહારાજાશ્રી ઠાકોરસાહેબ શ્રીરવાજી સાહેબને પ્રેમપૂર્વક અર્પણ કરીને આનંદ પામું છું. શ્રીપરમાત્મા વૈકુંઠવાસી મહારાજાના પવિત્ર આત્માને શાંતિ આપો. તથાસ્તુ.

શાહપુર અમદાવાદ,<br>વિજયાદશમી સં. ૧૯૬૭. } આશારામ દલીચંદ શાહ

# પ્રસ્તાવના

(પહેલી આવૃત્તિ)



"કહેવત એટલે ડહાપણવાળા મનુષ્યોનાં વચનબાણ"
(હર્બર્ટ)

દુનિયાંની દરેક ભાષામાં વધારે ઓછી કહેવતો એટલે ઊખાણા હોય છે, અને કહેવતોના અર્થ જૂદા જૂદા વિદ્વાન્ અને અનુભવી લેખકોએ જૂદા જૂદા કીધા છે તે છતાં તેમાંથી સામાન્ય અર્થ તો એકનો એક જ નિકળે છે. કહેવત એટલે શું? જવાબ એટલો જ છે કે "પરંપરાથી[1] લોકોમાં કહેવાતાં બોધરૂપ, દષ્ટાંતરૂપ વાક્યો કે વચનો."

દરેક ભાષામાં લખાણોની શરૂઆત નહોતી થઇ તે પહેલાંથી જ પ્રજાનો અનુભવ અને ડહાપણ કહેવતો દ્વારા બાહાર પડ્યાં છે. એ કહેવતોરૂપી ડહાપણ એક માણસને મ્હોડેથી બીજા માણસને મ્હોડે એક જમાનાથી બીજા જમાનામાં વારસા તરીકે ઉતરતું આવેલું છે.

રીતભાતો, આચાર, વિચાર, ધર્મશ્રદ્ધા, વેહેમો અને નીતિરીતિ ઉપર તે પ્રજાની કહેવતો પ્રકાશ પાડે છે. પ્રજાની ઉપર જે ચીજે વધારે અસર કીધી હોય છે, તે કહેવતો મારફતે પ્રકટ થાય છે.

નહિ લખેલા કાનુનો અને પાઠો તરીકે ધણાક ઉપયોગી હુન્નરઉદ્યોગની ચાવીઓ તરીકે કહેવતો એક મ્હોડેથી બીજે મ્હોડે અને એક જમાનાથી

---

૧ કહેવતોના અર્થ યુરોપીઅન વિદ્વાનો આપણને નીચે પ્રમાણે સમજાવે છે
"તત્વજ્ઞાનના ખંડેરોમાંથી ચુંટી કહાડેલા કકડાઓ, બચાવેલા ચોસલાંઓ. (એરિસ્ટોટલ)
"પ્રાચીન વખતના ટુંકાં વચનો જીંદગીમાં વપરાયેલાં તે કહેવતો. (એગ્રીકલા)
"ડહાપણના કટકા." (લૉર્ડ ડીઝરાયેલી)
"લાંબા ડહાપણમાંથી ખેંચી કાઢેલા ટુંકા વાક્યો." (સરવેન્ટીસ)
"લોકોથી વારંવાર બોલાતાં ટુંકાં વાક્યો." (ડૉક્ટર જોનસન)
"કર્તા વગરના વાક્યો." (આર્ચબીશપ ટ્રેન્ચ)
"લોકોની વાણી." (હોલેવ)
"વિચારના તત્વનું આકરૂં વચન." (ટપ્પર)
"એક માણસની સમયસૂચકતા અને ધણાનું ડહાપણ." (એમર્સન)

બીજા જમાનામાં ઉતરવા લાગી તેથી આપણે માનીશું કે કહેવત એટલે માણસાઇ સ્વભાવ અને દુનિયાઈ ડહાપણનો સીક્કો છે, અને જે સીક્કો પ્રજા એકમતે જમાનાના જમાના સુધી સ્વીકારે છે તે જ કહેવત કહેવાય. લોકમત ને લોકપસંદગીવાળાં વચનો જ કહેવત ગણાય છે. જે વચનો લોકોને મ્હોડેથી બોલાઇચવાઇને પ્રજામાંથી પસાર થયાં નથી તે વચનો કહેવત તરીકે ગણાય જ નહિ.

કહેવતો એ પ્રજાનો સીક્કો અથવા થાપણ છે અને એ થાપણ પુસ્તકના આકારમાં નવી પ્રજાને માટે જાળવી રાખવી એ એક લાભકારી કામ છે.

કહેવતનો ઉપયોગ કેળવાયેલા વર્ગ કરતાં વગર કેળવાયેલાં માણસો વિશેષ કરે છે, એમ દુનિયામાં જાહેર થયું છે, અને તેથી આ ટુંકાં આકારમાં સમાયેલું જે ઊંડુ ડહાપણ એક પ્રજાના સામાન્ય ડહાપણની ચાવીકુંચી ગણી શકાય તે ડહાપણ જુના લોકોના અનુભવનું સત્વ છે. એ નવી પ્રજાના ઉપયોગ માટે સંગ્રહ કરી રાખવાની આવશ્યકતા છે. દુનિયાની દરેક ભાષામાં થોડી વધારે કહેવતો ચાલે છે ને તેનો વપરાસ ચાલતો આવેલો છે, પણ એ સઘળી ભાષાઓ કરતાં સ્પેનિશ ભાષામાં કહેવતોનો ભંડોળ વિશેષ છે, અને તેનો ઉપયોગ પણ બીજી પ્રજા કરતાં એ લોકો વધારે કરે છે.

જે પ્રજા આનંદી, ઉત્સાહી અને અનુભવમાં આગળ વધેલી હોય છે, તે પ્રજામાં કહેવતો વધારે જન્મ લે છે ને વધારે ઉપયોગમાં આવે છે.

કહેવતો એ માણસાઇ ડહાપણનો નમુનો છે, અને એ ડહાપણનો નમુનો અનેક ભૂલચૂકની આપણને ચેતવણી આપે છે, અને તેથી કહેવતોનો લક્ષપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો આ સંસારમાં સંપૂર્ણ સુખ ભરેલી છંદગી ભોગવવાને મનુષ્ય શક્તિવાન થઈ શકે એમાં કાંઈ સંદેહ નથી, કારણ કે મનુષ્યની છંદગીમાં કેમ વર્તવું, પારકાઓના સંબંધમાં કેવી રીતે તપાસી સાવચેતી રાખીને ચાલવું, તે આપણને કહેવતો જ શિખવે છે.

માણસની છંદગીમાં ઉઠતા તરેહવાર સવાલો અને મુશ્કેલીઓ શાંત કરવા માટે નવીનવી સૂચનાઓ, શિખામણો તથા સાવચેતીના ધડાઓ, આપણને કહેવતો પૂરા પાડે છે.

કહેવતોની ખૂબી કે જેથી આપણા મન ઉપર વારંવાર અને ઉંડી અસર થાય છે, તે તેઓની અંદર સમાયેલું ડહાપણ છે. આવું ડહાપણ જે ભાષા વિશેષ ધરાવે તે ભાષા ભાગ્યશાળી હોવી જોઇએ, અને આવી ભાષાનો ઉપયોગ કરવાને બીજા શીખે તેમ જો કેળવાયેલો વર્ગ કરે તો તે બેશક વધારે ખીલી શકે.

Disrael *says: "Proverbs embrace the wide sphere of human existence, they take all the colours of life, they are often exquisite strokes of genius, they delight by their airy sarcasm or their caustic satire, the luxuriance of their humour, the playfulness of their turn and even the elegance of their imagery, and the tenderness of their sentiment. They give a deep insight into domestic life and open for us the heart of man, in the various states which he may occupy. A frequent review of proverbs should enter into our readings; and although they are no longer the ornaments of conversations, they have not ceased to be the treasures of thoughts."*

કહેવતો એ મનુષ્યનું અસ્તિત્વ બહોળા ભાગમાં દર્શાવે છે. જીંદગીના જૂદા જૂદા સઘળા રંગ તે ગ્રહણ કરે છે. કહેવત એ અક્કલના સર્વોત્તમ ટકોરા છે, એજ તેમની હવાઈ[1] નિંદા અથવા તિરસ્કારથી આનંદ આપે છે. એમાં રહેલી રમૂજની વિપુલતાથી તથા તેમના સારના ભરોડથી રમતગમત થાય છે, તેની બનાવટની શ્રેષ્ઠતાને લીધે તથા તેમાં રહેલાં સત્વની નરમાશને લીધે પણ આનંદ આપે છે.

કહેવતો ઘરસંસારના વ્યવહારનું ઊંડું જ્ઞાન આપે છે અને માણસો જીંદગાનીની જૂદીજૂદી સ્થિતિ ભોગવે છે તે સર્વમાં માણસનું અંતઃકરણ આપણે માટે ખુલ્લું કરે છે.

કહેવતનું વારંવાર અવલોકન આપણાં વાંચનમાં આવવુંજ જોઈએ, અને વાતચીતનો શણગાર એ હવે કહેવત તરીકે નથી, તોપણ વિચારનો ખજાનો તો છે, છે ને છેજ.

લોર્ડ ડિઝરાયલી

આપણી ગુજરાતી ભાષામાં કહેવતોનો ભંડોળ બીજી ભાષાઓની માફક સારો ભરેલો છે, અને એ કહેવતોનો અહીંતહીં છિન્નભિન્ન થયેલો વેરાઈ પડેલા ખજાનાનો જો સંગ્રહ કરવામાં આવે તો પ્રજાને આશિર્વાદ રૂપ થઈ પડ્યા વિના રહેજ નહિ.

ગુજરાતી ભાષામાં આજ સુધીમાં કહેવતોના નાના મોટા સંગ્રહ પુસ્તકના આકારમાં પ્રગટ થયા છે, તે છતાં હજુ ઘણી કહેવતો જનસમૂહને મ્હોડે બોલાય છે; ને તે અપ્રસિદ્ધ રહી ગયેલી જણાય છે. જનસમૂહને મ્હોડે રહેલી એવી કહેવતો જો ખરો ઉત્સાહ, ખરી ખંતથી એકઠી કરવામાં

---

૧ હવાઇ=હવાના જેવી.

આવે તો ગુજરાતી ભાષામાં કહેવતોનો બેશક વધારો થાય અને એ વધારો સૌને (નવી પ્રજાને આશિર્વાદ રૂપ) ઉપયોગી થઈ પડે, એમાં કશો શક નથી. એવા ઇરાદાથી આ નાનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે.

કહેવતોની કિંમત વિદ્વાન્ અને લેખક માણસોજ જાણે છે. કહેવતો એ વિદ્વાન્ માણસોના મ્હોડામાંથી નીકળેલાં વચનબાણ છે. એ વચન-બાણ જે મનુષ્યના હૃદયમાં વાગે છે, તેને અસર કરે છે. અને તેથી ભાષણોમાં તથા લખાણોમાં કહેવતો બહુ બહુ કામ કરે છે.

કહેવત વગરની ભાષા રસકસ વગરની, લુખી લાગે છે. કહેવતથી ભાષણો ને લખાણો ઝમકદાર, રસદાર લાગે છે. "હૉવેલ" કહે છે કે, "આપણે લોકવાણીને દેવવાણી કહીએ છીએ, ત્યારે કહેવતો એક લોકવાણી વગર બીજું શું છે? તે પહેલવહેલી ઘડાઈ અને પછી લોકોની પસંદગીથી વાતચીતમાં ફેલાણી, તેથી તેના વજન અને વધારામાં શ્રેષ્ઠતા હોવી જોઇએ.

આરબી કહેવત છે કે, "જેમ નીમક વગરનું ભોજન લુખું તેમ કહેવત વગરની ભાષા લુખી" એ યથાર્થ છે. નીમક વગરનું ભોજન ફીકું લાગે છે, તેમ કહેવત વગરનાં ભાષણો અને લખાણો ફીક્કાં નિરસ લાગે છે. ગમે એવું ભોજન હોય, પણ નીમક વગર સ્વાદદાર લાગતું નથી, તેમ ગમે એવું સુન્દર અને અલંકારયુક્ત લખાણુ તથા ભાષણુ કહેવતો વગર ઝમકદાર લાગતાં નથી. તેથી કરીને કહેવતોના અભ્યાસની બહુજ આવશ્યકતા છે.

કહેવતોનો અભ્યાસ પસંદ કરવા લાયક અને ઉપયોગી છે. માણસાઈ અનુભવ અને અવલોકનની કોઇ પણ શાખા એવી નહિ હોય કે જે કહેવતો-માંથી બાકી રહી હશે. આપણે આગળ જોઇ ગયા છીએ કે કહેવતો એ વિદ્વાન્ પુરુષોનો અનુભવ અને ડહાપણનો સિદ્ધાંતસાર છે, અને એ સિદ્ધાંત-સાર મનુષ્ય માત્રને બહુજ અસર કરે છે. અનુભવીઓના અનુભવથી સિદ્ધ થયેલાં એ વચનો છે. એ વચનો લાંબા વખતના પરિપક્વ વિચાર અનુભવનો સાર માત્ર છે, અને તે કદાપિ અસત્ય હોતો નથી. તે બતાવવાને કેટલાંક સાધારણ કહેવતોની મતલબ આપણે ઉકેલીશું:

બાર કોશે બોલી બદલે, તરૂવર બદલે શાખા;<br>જાતે દાડે કેશ બદલે, લખણુ ન બદલે લાખા.

"બાર કોશે ભાષા બદલે" તે કેટલે દરજ્જે સત્ય છે તેની આપણે તપાસ કરીશું. કાઠિયાવાડ ઇલાકામાં ગોહિલવાડ, હાલાર, ઝાલાવાડ અને સોરઠ એવા પ્રાંતો આવેલા છે. હાલાર પ્રાંતમાંથી "જ" અક્ષરને હાંકી

મૂકવામાં આવ્યો છે. ળ ને બદલે એ લોકો "ર" અક્ષર વાપરે છે, જેમકે વારી, ગોરી, કારૂ, પીરૂં, ગાર, કરસીઓ વિગેરે. પછી એ પ્રાંતમાં જામનગરમાં "શ"ને ઠેકાણે "સ" વપરાય છે: જેમકે, "શું"ને ઠેકાણે "સું;" જઈશુંને બદલે જઈસું; "આવીશું" ને ઠેકાણે "આવીસું." ગુજરાતમાં કહુડી, કહાડવું, કહેવાય છે, ને એ પ્રાંતમાં કઢી, કાઢવું ઇત્યાદિ વપરાય છે.

ઝાલાવાડમાં ક, ખ, ગ, ઘ કુટાઈ ગયા છે. આ અક્ષરોને બદલે કેટલાક ઠેકાણે ચ, છ, જ વપરાય છે; જેમકે, "કીકો" ને બદલે "ચીકો," "કાકી" ને બદલે "ચાચી," "ક્યાં" ને બદલે "ચ્યાં;" "ખીચડી" ઠેકાણે "છીચડી;" "ખીંટી" ને બદલે "છીંટી;" "ઘી" ને ઠેકાણે "ઝી."

ગોહિલવાડમાં ચ, છ ને બદલે "સ" બોલાય છે; જેમકે, ચાહુ ને ઠેકાણે "સાહુ;" "ચોટલી" ને ઠેકાણે "સોટલી;" "ચાર" ને ઠેકાણે "સાર" વિગેરે. સોરઠમાં "છું" ને બદલે "છ" વપરાય છે; જેમકે, "જાયે છ," "આવેછ;" "મને" ઠેકાણે "હુને" લખાયબોલાય છે.

સુરત તરફ પણ "શ" ને ઠેકાણે "સ" બોલાય છે; વખતે "છું" "છીએ"ને બદલે છેડે "ચ" વપરાય છે; જેમકે, "આવેચ," "જાયેચ," "ખાયેચ." વળી ભૂતકાળનો પ્રત્યય યા વિગેરે તે આંહીની માફક ક્રિયા-પદને છેડે નહિ મેલતાં વચ્ચે "ય" મૂકે છે; જેમકે, "આયવા," "લાયવા," "બોયલા." વળી કેટલાક વાક્યો વિચિત્ર રીતે બોલાય છે; જેમકે "બોલહુ તો મારી લાખહુ." તેમજ વડોદરા અને ચરોતર ભણી પણ કેટલાક શબ્દોમાં તફાવત પડે છે. ચરોતર તરફ "ગામ"ને બદલે "ગૉમ," "ઇ"ને ઠેકાણે 'એ,' જેમકે, "પીંપળો"ને ઠેકાણે "પેંપળો," "લીમડો"ને ઠેકાણે "લેમડો." મતલબ કે "બાર કોષે ભાષા બદલે" એ કહેવત ઉપલાં દૃષ્ટાંતોથી યથાર્થ ઠરે છે.

"લખણ ન બદલે લાખા" એ પણ સત્ય જ છે. જે ટેવ પડે છે તે ટળતી નથી. કૂતરાંની પૂછડીને ગમે તેટલી વાર સુધી ભોંયમાં દાટો કે રાખો, પણ પાંસરી ન થતાં છૂટી થાય કે વાંકી ને વાંકી જ રહેવાની.

"ભલાં ભવો નવ વીસરે, નગુણા ના'વે ચિત;
કાળી ઊન કમાણસાં, ચહડે ન દુજો રંગ."

અર્થાત્ ભલાં માણસો ભવોભવ વીસરે નહિ ને નગુણા એટલે ગુણ વગરનાં માણસો સ્મરણમાં પણ આવે નહિ; એટલે તેની યાદી પણ ન રહે.

કાળી ઊન, કમાણસ એટલે નઠારાં મનુષ્યોને ગમે તેવો રંગ ચહડાવીએ, પણ તેના પર બીજો રંગ ચહડે જ નહિ; જે રંગ છે તેનો તે જ રહે.

આવી રીતે કહેવતોમાંથી અનેક બોધ મળી શકે છે.

"તીન જનોકા સંગ ન કીજે, લંગડ, ખુચડ, કાનેકા"

"લંગડો, ખુચો ને કાણો" એ ત્રણેનો સંગ ન કરવો. મતલબ એ ત્રણેનો સંગ કરવાની જરૂર પડે તો તેનાથી સાવચેત રહેવું, કારણ કે તેમનામાં કાંઇક કપટભાવ પાથરવાની ને લોકોને છેતરવાની બીજા લોકો કરતાં વિશેષ કળા હોય છે.

કહેવતો સાધારણ રીતે બોલી જવાની નથી, પણ તેનો ખાસ અનુભવ કરવાનો હોય છે. અનુભવ અભ્યાસ વગરનો થતો નથી અને અભ્યાસ પણ ઉંડાણ યત્નથી કરવાનો છે. બાકી અર્થને બદલે અનર્થ પણ કહેવતોના અભ્યાસ વગર એકલા ગોખવાથી થાય છે.

"કાણીઆ નર કોક સાધુ, કોક નિર્ધન ટાલીઆ,"

કહેવત કહેવાય છે. તેનો અર્થ એવો છે કે, "જેના માથામાં ટાલ પડી હોય, તે કોઇક જ નિર્ધન હોય છે." મતલબ ટાલવાળો માણસ શ્રીમંત જ હોય. આ કહેવત સામુદ્રિક વિદ્યા પ્રમાણે જેના માથામાં સ્વાભાવિક "તાલ" હોય તેને જ માટે છે. તે ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—

કોઈ એક માણસને સામુદ્રિક શાસ્ત્ર જાણનારાએ કહ્યું કે, "જેના પગમાં ઉર્ધ્વ રેખા હોય, તેના નસીબમાં ચઢવાને ઘોડું મળે.' પણ તે માણસ મૂર્ખ હતો તેથી સામુદ્રિક શાસ્ત્રવેત્તાની કહેવાની મતલબ તે ન સમજ્યો. તે માણસના પગમાં ઉર્ધ્વ રેખા નહોતી તેથી તેણે એક લોઢાંનો ચીપિયો અગ્નિમાં લાલચોળ તપાવ્યો ને પોતાના જમણા પગમાં દબાવ્યો ને ઉર્ધ્વ રેખા સરખી નિશાની કીધી. માંસ બળી જવાથી કેટલાક દિવસો સુધી તેને બિછાનામાં રેહેવું પડ્યું ને અંતે પગમાં કાયમની ખોડ આવી, તેથી લાકડાંની ઘોડી વડે ચાલવાનો વખત આવ્યો. એક દિવસ તેને પેલો સામુદ્રિક શાસ્ત્રવેત્તા માર્ગમાં મળ્યો તેને પેલા મૂર્ખાએ કહ્યું કે, 'તમે મને તે દિવસે કહેતા હતા કે જેના પગમાં ઉર્ધ્વ રેખા હોય તેને બેસવાને ઘોડી મળે છે, તે મને કેમ ન મળી? મારા પગમાં ઉર્ધ્વ રેખા પાડી છે તે જુઓ.' શાસ્ત્રવેત્તાએ જવાબ દીધો, 'અમારૂં કહેલું કોઈ દિવસ અસત્ય ન જ ઠરે; તમને પણ તમારી ઉર્ધ્વ રેખાનું ફળ મળ્યું છે. જેવી તમારી ઉર્ધ્વ રેખા તેવું તેનું ફળ. જો સ્વાભાવિક ખરી ઉર્ધ્વ રેખા હોત તો તમને ખરી ઘોડી બેસવાને માટે મળત; પણ તમોએ તમારા પગમાં હસ્તકૃત ઉર્ધ્વ રેખા પાડી તો તમને જીંદગી સુધી હસ્તકૃત લાકડાની ઘોડી મળી છે તે લઇને ફરો.'

મતલબ, કહેવતનો ખરો ભાવાર્થ જાણ્યા વગર તેનો ઉપયોગ વ્યવહારમાં ન મૂકવો જોઇએ.

મારી જીંદગીમાં હું કાઠિયાવાડમાં ઘણાં અનુભવી માણસોના સમાગમમાં આવેલો હોવાથી કહેવતો અને સાખીઓ, દુહાઓ અને રાકડીઆઓ સાંભળવામાં આવતા અને એવા સાહિત્યની જિજ્ઞાસાથી તથા મારા મિત્ર ખાન બહાદુર બેજનજી મહેરવાનજી ડમરી તથા બીજા મિત્રોની પ્રેરણાથી આ નાનું પુસ્તક પ્રકટ કરવાનું બન્યું છે.

વાંચનાર જોઇ શકશે કે આપણી ગુજરાતી ભાષામાં અહીંતહીં વેરણ છેરણ થઈ પડેલી કહેવતોને ચુંટી કાઢીને આવા આકારમાં ગોઠવવી એ કામ બનતા પ્રયાસથી કર્યું છે.

દરેક કહેવત કાંઇ ને કાંઇ કારણસર જન્મ લે છે, તેથી તેનું મૂળ જાણવાને દૃષ્ટાંતો હોય છે, પણ જો એ દરેક કહેવતોનાં મૂળ ઉકેલવામાં આવે એટલે તેનાં દૃષ્ટાંતો આપવામાં આવે તો પુસ્તક બહુ મોટું થઈ પડે ને તેથી ફક્ત નમુના તરીકે કોઈ કોઈ કહેવતને લગતા ટુંકામાં દૃષ્ટાંતો યોગ્ય સ્થળે આપવામાં આવ્યાં છે.

કહેવતોની પાછળ સુભાષિત દુહાઓ તથા એવાં જ જાણીતા પુરૂષોનાં બોધદાયક શિક્ષારૂપ વચનો આપવામાં આવ્યાં છે તે વાંચનારને ઉપદેશરૂપ થઇ પડશે.

આ પુસ્તક ગુજરાતી ભાષા જાણનારને ઉપયોગી થઇ પડશે તો મને સંતોષ થશે.

વિજયાદશમી ૧૯૬૭,<br>શાહપુર, અમદાવાદ

આશારામ દલીચંદ શાહ

# બીજી આવૃત્તિ સંબંધે બે બોલ

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સને ૧૯૧૧ માં પ્રસિદ્ધ થયા બાદ તેના સંબંધમાં જે જે અભિપ્રાયો દર્શાવવામાં આવેલા તે લક્ષમાં રાખી નવી આવૃત્તિ બહાર પાડતી વખતે તેમાં યોગ્ય સુધારો વધારો કરવાનો મ્હારા સદ્દગત પૂજ્યપિતાએ વિચાર રાખેલો. તે ઉપરાંત આ પુસ્તકના વિષયમાં પોતે એટલો રસ લેતા કે પોતાની વૃદ્ધાવસ્થા છતાં તેમાં બને તેટલો વધારો કરવાને તેમનો પરિશ્રમ ચાલુજ હતો. તેને પરિણામે ઘણી નવી કહેવતો, પ્રાસ્તાવિક દોહરા અને કોઈ કોઈ સ્થળે કહેવતને લગતી નવી વાતો ઉમેરતા ગયા. આ કામ પોતે ઘણા આનંદ અને આગ્રહથી કરતા તે તેમના પરિચયમાં આવનારાઓ સારી રીતે જાણે છે.

સંવત્ ૧૯૭૭ ની ફાલ્ગુન વદ ૩ તા૦ ૨૬-૩-૧૯૨૧ ને શનિવારે તેમનું અવસાન થયું ત્યાર પહેલાં ઉપર જણાવ્યા પ્રમાણે બીજી આવૃત્તિને સારૂ પોતાને હાથે લખેલા સુધારા વધારા બધા તૈયાર હતા.

એમની હયાતીમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ શકી હોત તો એમને પોતાને ઘણો સંતોષ થયો હોત, એટલુંજ નહી પણ છપાવવાનું કામ એમની પોતાની નજર આગળ થવાનો લાભ પણ મળી શકત, પણ દૈવયોગે તે બની શક્યું નહી.

એમના સ્વર્ગવાસ બાદ થોડા વખતમાં હસ્તલિખિત પ્રત તપાસી જઈ તેને છપાવવા લાયક સ્થિતિમાં મુકવાનું કામ મ્હેં શરૂ કર્યું, અને ૧૯૨૧ ના સપ્ટેમ્બર માસમાં આ પુસ્તક ગુજરાતી પ્રેસમાં છાપવાને આપ્યું. હાલના સંજોગોમાં છાપખાનામાં પણ વિલંબ થાય છે તે પ્રમાણે આ પુસ્તકના સંબંધમાં પણ કેટલેક અંશે થયું છે.

છાપવાને માટે આ પુસ્તકની નકલ તૈયાર કરવામાં સ્વર્ગસ્થના વૃદ્ધ સ્નેહી. રા. ત્રિભુવન જગજીવન જાનીએ મ્હારા પિતાશ્રી પ્રત્યે તેમના પૂજ્ય ભાવથી શ્રમ લીધો છે તેને સારૂ તેમનો ઉપકાર માનું છું.

છાપવાના કામમાં બનતી સંભાળ રાખવા તથા વખતો વખત યોગ્ય સૂચનાઓ કરવા બાબત પ્રેસના માલેક રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇનો આભાર માનું છું.

મ્હારા પિતાશ્રીના આગ્રહપૂર્વક લીધેલા શ્રમનું ફલ વાચક સમક્ષ મૂકતાં મને એમના અનેક ગુણો તથા ઉપકારોનું સ્મરણ થાય તે સ્વાભાવિક છે; મને માત્ર સંતોષ એટલોજ છે કે તેમના વાત્સલ્ય તથા અગણિત ઉપકારોનું ઋણ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં મ્હારા ભાઇને મદદરૂપ થઇ યત્કિંચિત્ પણ ઓછું કરવા પ્રયત્ન કરી શક્યો છું.

પેડર રોડ, મુંબાઇ
વિજયા દશમી, સંવત્ ૧૯૭૯

લલ્લુભાઇ આશારામ શાહ

# સાંકળીઉં

પાનું

# જુદા જુદા વિષયવાર કહેવતોના મથાળાનું અક્ષરવાર સાંકળીઉં.*



* જ્યાં કહેવતોના અમુક સમૂહને એક કરતાં વધારે મથાળાં આપેલાં છે ત્યાં પહેલા મથાળા સિવાયના અન્ય મથાળાનું આ પ્રમાણે * સૂચક ચિહ્ન છે.

# ગુજરાતી કહેવતસંગ્રહ

## ૧. અક્કલ બળ કે પૈસા કરતાં વધારે ઉપયોગી છે. ૧૨

પત્થર હેઠ આંગળી આવી તે કળથી કહાડવી, બળથી નીકળે નહિ.
અક્કલથી પૈસા મળે છે, પૈસાથી અક્કલ મળતી નથી.
કળથી થાય તે બળથી ન થાય. અક્કલ બડી કે ભેંસ?
કરોડ રૂપીઆ ખરચતાં પણ મળે નહીં તે (અક્કલ).
સો બળ કામ કરે નહીં, તે અક્કલ કરે.
અક્કલ પાંચ[1] માણસમાં રહેલી છે.
અક્કલ વિનાનો આંધળો, પૈસા વિના પાંગળો.

દોહરો—બળથી બુદ્ધિ આગળી, જો ઉપજે તત્કાળ;
વાંદર વાઘ વલોવીઆં, એકલડે શીઆળ. ૧
અક્કલ ઉધારે ના મળે, હેત ન હાટ[2] વેચાય;
રૂપ ઉછીનું ના મળે, પ્રીત પરાણે[3] ન થાય. ૨

સોરઠા—કળથી થાય કામ, તે બળથી થતું નથી;
જરબળ[4] ન આવે કામ, સાચું સોરઠીયો ભણે. ૩
આવે વસ્તુ અનેક, ધનમાયા ગાંઠે હુવે;
અક્કલ ન આવે એક, કરોડ રૂપિયે કસનીયા.[5] ૪

Policy goes far beyond force.
Reason can do more than brutal force.

## ૨. અક્કલનો ઉપયોગ કરવા સંબંધી. ૭

આપ બુદ્ધિએ જયજયકાર, પારકી મતે પ્રલયકાર.
સાંભળીએ સૌનું, પણ કરીએ ધાર્યું મનનું.
ઘી ખાના સકરસેં, દુનીઆં ચલાના મકરસેં.
ખેતર ખેડો હળથી, મગજ ખેડો કળથી.
કહેનારો કહી છુટે, ને વેહેનારો વહી છુટે.[6]

---

૧ પંચમાં. ૨ દુકાન. ૩ જોરાવરીથી. ૪ પૈસાનું જોર. ૫ એ નામનો એક કવિ.
૬ કહેનારો કહે ખરો, પણ કામ કરનારમાં અક્કલ હોય તો ઉપયોગી થઈ પડે.

**શેઠની[1] શિખામણ ઝાંપા સુધી.**
**પૂછીએ સૌને પણ કરીએ પોતાને ફાવતું.**

૧ એક શાહુકારે પોતાના મુનીમને દિલ્હી ઝવેરાત તથા જરીનો માલ વિગેરે લેવા મોકલ્યો. મુહૂર્તને દિવસે મુનીમ તૈયાર થયા. શેઠ વળાવવા સારૂ ચાલ્યા. મુનીમનો હાથ ઝાલી ચાલતાં રસ્તામાં શેઠ મુનીમને કહેવા લાગ્યા કે, હીરા લેવા તે એબ વગરના લેવા, પાનાં, માણેક રંગદાર, માંહે રેસા વગરનાં લેવાં, શની, લસણીઆં આવાં લેવાં, જરીનો માલ આવો લેવો, જે માલ લેવા જેવો લાગે તે લેવાની ગરજ બતાવ્યા વગર લેવો, રંગ પોત આવાં લેવાં, તોલતાલ કરવામાં જરા ખબરદારી રાખવી. એમ ભલામણ દેતાદેતા શેઠ નદી સુધી ગયા. મુનીમ ગાડીમાં બેઠા ત્યારે શેઠે છેવટે કહ્યું, મારી શિખામણ ધ્યાનમાં રાખજે; ત્યારે મુનીમે જવાબ આપ્યો કે, **"શેઠની શિખામણ ઝાંપા સુધી."**

મુનીમનું આ વાક્ય સાંભળીને શેઠને ઘણો ગુસ્સો ચઢ્યો, અને એ ગુસ્સાને લીધે મુનીમનું રાઇતું કેમ થાય તેવો ઉપાય કરવાનો વિચાર શેઠને થયો. તેથી અમદાવાદ કે મુંબઈ જેવા શહેરમાં ઘાંયજાની દુકાનો તથા વાળ કાતરવાની દુકાનો હોય છે ત્યાંથી જેટલા બની શકે તેટલા વાળ એકઠા કરાવતાં શેર દહોડ શેર વાળ ભેગા કર્યા; તેની એક બીંદડી કરી, તે ઉપર લપ્પાનો કિનખાપ વીંટ્યો, ચારે તરફ જરીની ઝાલર તથા ફુમતાં મુકીને બીંદડી જેટલી ભપકાદાર બની શકે તેટલી બનાવી, મુદ્દામ સ્વાર સાથે મુનીમને રસ્તામાં મળે તેવી રીતે મોકલી, ને સાથે ચીઠ્ઠી લખી કે, આપણા આડતીઆની સાથે જઈ જહાંપનાહ બાદશાહ સલામતને આ બીંદડી ભેટ આપવી.

મજલ દર મજલ ચાલતાં મુનીમ દિલ્હી પહોંચ્યા, આડતીઆને ત્યાં ઉતર્યા. ત્રીજે દિવસે મુનીમે આડતીઆને કહ્યું કે, એક બીંદડી શેઠે બાદશાહને ભેટ કરવાને આપી છે, માટે તમે તે બાબત ગોઠવણ કરો. આડતીઓ દિવાનને મળ્યો ને બીજે દહાડે બપોરે ભેટ લઇને આવવાનું ઠરતાં ભેટની બીંદડી રૂપાના સુંદર ખુમચામાં મુકીને ઉપર બારગરુજીનો કસબી રૂમાલ ઢાંકી દરબારમાં મુનીમ તથા આડતીઓ ગયા.

બાદશાહની હજુરમાં તેઓને બોલાવ્યા. મુનીમ નોછાવર (ઘોળ) દશ રૂપીઆ કરી ભેટનો થાળ હજુરના પગ આગળ મુકી કચેરીમાં બેઠા. બાદશાહે મુનીમને શેઠની ખેરખુશી પૂછી, બીજી વાતો કરી, મુનીમને તથા આડતીઆને રજા આપી.

બાદ બાદશાહે ઇચ્છા કરી કે, જુઓ તો ખરા બીંદડીમાં શું છે? બીંદડી ઉખેળી તો આખો ખુમચો વાળથી ભરાઈ રહ્યો. આથી બાદશાહને ગુસ્સો ચઢ્યો, એટલે આખી કચેરીને પણ ગુસ્સો ચઢ્યો. બાદશાહે એકદમ હુકમ કર્યો કે, આ લઇ આવનાર મુનીમને ગરદન મારો. હુકમની સાથે ફિરસ્તા છુટ્યા.

દિલ્હીનો આડતીઓ ને મુનીમ ચાલ્યા જતા હતા ત્યાં મુનીમને પકડીને બાંધ્યો; ત્યારે તેણે પોતાના ગુનાહનો પ્રકાર પૂછ્યો. બધાએ બોલી ઉઠ્યા કે, બાદશાહની મશ્કરી કરીને મોવાળાની ભેટ કરી માટે તને ગરદન મારશે છે.

આ વાત સાંભળી મુનીમ શાન્તિથી બોલ્યો, 'એ વાળ મારા મને પાછા આપો. તે હું મારી છાતી પર બાંધીશ ને મરીશ, ને મારૂં મુડદું બાળતી વખતે પણ છાતી પર લેઈ બળીશ, અને તેમાંથી મારા શેઠ ન જાણે તેવી રીતે અર્ધા વાળ મારા દીકરાને મોકલીશ. પછી મને મરવામાં જરા પણ હરકત નથી, માટે મારા વાળ મને પાછા આપો.'

You must use your own judgment for guidance of yourself.

Too much consulting confounds.

Borrowed garments never fit well.

Hear all, but follow thy own counsels.

Give every one thy ear, but few thy voice.

---

એમ કહી રોવાકુટવા લાગ્યો અને પછાડો ખાવા માંડી. આ વાત બાદશાહ હજુર જાહેર થતાં બાદશાહે વિચાર કર્યો કે, મારા જેવા બાદશાહને વાળની ભેટ કોઈ કરે નહિ, માટે એમાં કાંઈ ભેદ હશે. આમ વિચારીને મુનીમને પોતાની હજુરમાં બોલાવ્યો.

મુનીમે આવીને કુર્નિશ બજાવી. બાદશાહે ખૂબ ધમકીની સાથે મશ્કરી કર્યાનો ઠપકો દીધો. મુનીમે કહ્યું, 'મારા વાળ પાછા આપો. હું તેનો ઉપયોગ કરીશ અને પછી મને ખુશીથી ગરદન મારો.' બાદશાહે મુનીમને વાળ પાછા મેળવવાને બહુ ઉત્કંઠિત જોઈ પૂછ્યું કે, એ વાળમાં શું છે?

મુનીમે શાન્ત મિજાજથી ઉત્તર આપ્યો કે, હજુર, બાદશાહ સલામતને ત્યાં કોઈ જાતની કમી નથી. હીરા, માણેક, પાનાં, સોનામ્હોર, રૂપામ્હોરથી જામદારખાનાં, તોશાખાનાં ને ખજાના ભર્યા છે, એટલે મારા શેઠે એવી હલકી ચીજ મોકલવાનું મુનાસબ ધાર્યું નહિ, પણ મારા શેઠ રૈવતાચળ(ગિરિનાર)ની જાત્રાએ ગયા હતા ત્યાં મોટા મોટા જોગીઓ મળ્યા. તેમણે શેઠ ઉપર નવાજેશ કરી તેઓના ગુરૂઓની જટાના વાળ આપ્યા. શેઠના ઘરમાં તે વાળ આવ્યા પછી લક્ષ્મીની લીલાલહેર થઇ; તેમાંથી થોડાક આપને ભેટ સારૂ આપ્યા તે મેં આપને ભેટ કર્યા. આ વાળ આપના ખજાનામાં, જામદારખાનામાં રાખવાથી આપનો ખજાનો અખૂટ રહેશે એમ જાણી ભેટ કરી છે, ને માંહેથી એક વાળ પણ કોઇને કહાડવા દેવાના મને સમ ખવરાવ્યા છે જેથી બેંગી અકબંધ આપને ભેટ કરી છે.

બાદશાહ તથા કચેરીની નજરમાં આ વાત ખરી લાગી, કેમકે વાળની ભેટ કોઈ કરે નહિ, તેથી બધા વાળ સંભાળથી સોનાની દાબડીઓમાં ભરી ખજાના વિગેરેમાં રાખવા હુકમ ફરમાવ્યો, ને તે સાથે અમદાવાદના શેઠ સારૂ ગમે તેટલો માલ લે તેની જકાત માફ કરી, ને પાછો જાય ત્યારે સલામે આવવા મુનીમને હુકમ કર્યો.

મુનીમે માલ દશેક લાખનો ખરીદ કીધો ને જવાની તૈયારી થઈ ત્યારે બાદશાહની સલામે ગયો. તે વખતે બાદશાહે પરવાનો કરી આપ્યો કે, આ માલ ઉપર કોઈ ઠેકાણે કોઈ પ્રકારની જકાત લેવી નહિ. શેઠ, શેઠાણી ને છોકરાંને માટે વીશેક હજારનો શિરપાવ આપ્યો, ને મુનીમને હજાર રૂપીઆ આપ્યા, ને સાથે અમદાવાદ સુધી વીશ ઘોડાની પાયગા રસ્તામાં માલની સલામતી સારૂ આપી.

મુનીમ માલ લેઈ અમદાવાદ આવ્યા. અમદાવાદ એક ગાઉ રહ્યું એટલે શેઠને ખબર આપ્યા કે, હું આવું છું. શેઠ સામા ગયા, મુનીમ ઘેર આવ્યા, માલ લાવ્યા, શિરપાવ શેઠને આપ્યો, અને માલની જકાત માફ થવાથી પચાસ હજારનો લાભ થયો તે જણાવ્યું. બાદશાહી સવારોને વિદાયગીરીનો પોષાક આપી શેઠે તેમને પાછા રવાના કર્યા, ને મુનીમને ધન્યવાદ આપીને કહ્યું, '**"શેઠની શિખામણ ઝાંપા સુધી,"** એ તમારા જેવો મુનીમ કહે તે ખરૂં છે. પોતાની અક્કલ જ ખપમાં આવે છે,'

૩. અક્કલ કોઇના બાપની છે ? ૮

અક્કલ કોઇના બાપની છે ?
અક્કલનો ઓથમીર, મંગાવી ભાજી ને લેઈ આવ્યો કોથમીર.[1]
અક્કલ વેચાતી મળે તો કોઈ ધનવાન મૂર્ખ રહે નહિ.
માગી અક્કલ ને દીધી શિખામણ કામ આવે નહિ.
અક્કલ વગર જાંબુ ખાવાં. અક્કલસેં અલ્લા પીછાનીએ.
દીધી મત ને માગી તોણ[2] કેટલા દિવસ ચાલે.
અક્કલનો બારદાન.[3]
It is folly to think of being wise alone.
None by wealth can purchase intellect.

૪. બિલાડીને કહે છીંકું તુટતું નથી. રાંડીરાંડના શાપ લાગતા નથી. ૭

બિલાડીને કહે છીંકું તુટતું નથી. રાંડીરાંડના શાપ લાગતા નથી.
કણીઆના નિસાસાથી વરસાદ અટકતો નથી.
ચમારના શાપથી ઢોર મરતાં નથી. કાગને કહે ઢોરાં મરતાં નથી.
સતી શાપ દે નહીં, અને શંખણીના શાપ લાગે નહીં.
સતી શાપ દે નહિં, અને દે તો ફળ્યા વિના રહે નહિં.
Cattle do not die from crow's cursing.

૫. હાથે કરીને હોળી રમ્યા. પેટ ચોળી શૂળ પેદા કર્યું. ૧૯

(જાણી જોઇને ભૂલ કરવા વિષે.)

હાથે[4] કરીને હોળી રમ્યાં. હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.
પેટ ચોળી શૂળ પેદા કર્યું. ઢીંચણ મારીને આંખ ફોડવી.

---

૧ કેટલાક, 'મંગાવ્યાં મરચાં ને લેઈ આવ્યો કોથમીર' એમ પણ કહે છે.

૨ ભરવાડો છાશને તોણ કહે છે. મતલબ એ છે કે અક્કલ પોતાની સ્વાભાવિક જોઇએ. માંગી આણેલી છાશ એકજ દિવસ ચાલે તેમ ભાડૂતી અક્કલે લાંબે ન જવાય.

૩ બારદાન એટલે કોથળો કે પેટી કે ડબ્બો જેમાં માલ ભર્યો હોય તે ઠલવી લે ને ઠાલા કોથળા, પેટી વગેરે જે રહે તેને માલનું બારદાન કહેવામાં આવે છે. અક્કલ ઠલવાઈ ગયેલું પાત્ર તે અક્કલનું બારદાન.

૪ એક બ્રાહ્મણે બળદના શીંગડામાં માથું ઘાલ્યું !

એક બ્રાહ્મણ નામે ચોપા જાની નિત્ય નદી કાંઠે જાય, ત્યાં નાહીને પછી નદીના કાંઠા પર બેસી સંધ્યાવંદન કરી ગાયત્રીની માળા ફેરવે. તે વખતે સામા કિનારા ઉપર એક આખલો રોજ આવી નદીમાં પાણી પીને વાગોળવા બેસે. તેનાં શીંગડાં બહુ સુંદર રીતે વધેલાં તેથી શંકરના નંદી જેવો તે રૂપાળો લાગે. મહારાજ આ કાંઠે માળા ફેરવે ને

દીવો લેઇ કુવામાં પડવું. ઉડ પાહાણા પગ ઉપર પડ.
દેખતે ડોળે છેતરાવું. આવ બલા, પકડ ગલા.
વાડમાં હાથ ઘાલીએ તો કાંટા વાગેજ.
દેખતી આંખે આંધળા થઇ કુવામાં પડવું, ને નસીબનો વાંક કહાડવો.
દેખતે ડોળે આંખમાં આંગળી ઘાલવા દેવી.
પોતાના પગ ઉપર કુવાડો મારવો. હાથે કરી પેટમાં પાળી મારવી.
કોણે કહ્યું હતું કે બેટા બાવળીએ ચડજે ?[1]
બળતામાં હાથ ઘાલવો. કંથેરમાં હાથ ઘાલી વિમાસવું.
કાજીજી ભેંસ નહીં લાયા, બડી બલા લાયા. ઉછળી પગ ભાંગવો નહીં.
આવ બલા, પકડ ગલા,. ઇસ બલાસે ભાગના[2] ભલા

He that risks danger, dies therein unpitied.
He runs against a point of spear.
He that cuts himself wilfully, deserves no balsam.
Look before you leap.

---

આખલો સામો બેસી વાગોળે, તેથી જાનીને મનમાં વિચાર આવ્યા કરે કે આ આખલાનાં શીંગડામાં માથું નાખ્યું હોય તો બરાબર આવી રહે. ચોમાસું વીતી ગયું. આખલો સીમનાં ખેતરનો માલ ચરી પુષ્ટ થયો હતો, તે સામે કાંઠે આવીને રોજ પ્રમાણે એક દિવસ બેઠો. જાની પણ નાહીને માળા ફેરવવા બેઠેલા, તેના મનમાં આવ્યું કે બાર મહિનાથી વિચાર કરૂં છું, માટે આજ માથું નાખું. હાથમાં ગૌમુખી સહિત જાની ઉઠયા, આખલા પાસે ગયા. આખલાની પાસે માણસ જાય તો તે કાંઈ હાલે કે ભડકે નહિ, તેથી જાનીએ મ્હો આગળ જઈ શીંગડાંમાં માથું નાખ્યું ત્યારે આખલો ઉભો થયો ને માણસનું માથું શીંગડાંમાં ભરાયું જાણી ભડકીને નાઠો. જાનીને ઊચાનીચા ખૂણ કર્યા, તેના પગહાથ, છાતી છોલાયાં, તેટલામાં માણસોએ એકઠાં થઇ સાંઢને પકડ્યો, ને જાનીને છોડાવી ખાટલામાં ઘાલી ઘેર મુકી આવ્યા.

પોપા જાનીને વાગ્યું જાણી સગાંવહાલાં જોવા આવ્યાં; તે બધાં ઠપકો દેવા લાગ્યાં કે, સાંઢનાં શીંગડાંમાં માથું નાંખતાં વિચાર તો કરવો હતો? ત્યારે જાની બોલ્યા કે, "મને તમે સૌ બેવકુફ ધારો છો, પણ બાર મહિના સુધી વિચાર કરીને જ એ કામ મેં કર્યું હતું." એમ મૂર્ખ માણસોને પોતાની ભૂલ જણાતી નથી.

૧ બાવળીએ ચડ્યા ને કાંટા વાગ્યા એટલે છોકરે, બાપા, બાપા, કહી બૂમ પાડી ત્યારે બાપે ઉપલી કહેવત કહી.

૨ નાસવું.

૬. ઘરનાં ઉઠ્યાં વનમાં ગયાં વનમાં ઉઠી લાહ્ય. ઊલમાંથી નીકળી ચૂલમાં પડ્યા. ૧૨

(એક દુઃખમાંથી છુટવા જતાં બીજું દુઃખ આવે છે તે વિષે.)

ઘરનાં ઉઠયાં વનમાં ગયાં, વનમાં લાગી લાહ્ય.

ઊલમાંથી નીકળી ચૂલમાં પડ્યાં. અલા ગઇ ને બલા આવી.

ઘરમાં ખાધો રાંડે, ને બહાર ખાધો ભૂતે.

કફનફાડુ ગયો ને મેખમારૂ આવ્યો. ભૂત મરે ત્યાં પલીત જાગે.

સુખને માટે સાસરે ગઇ ત્યાં દુઃખનાં ઉગ્યાં ઝાડ.

સાત (અથવા નવ) સાંધે ત્યાં તેર તૂટે.

કાળી કુતરીને કાને કીડા, એક ગઇ ને બીજી પીડા.

અવાડામાંથી નીકળી કૂવામાં પડવું.

શયતાનસેં ફીતનાહી દુર ભાગેં,
મગર કમબખ્ત આગેકા આગે.

દોહરો—ઘરનાં ઊઠ્યાં વન ગયાં, વનમાં ઊઠી લ્હાય;
ઊલેથી ચુલે પડ્યાં, કર્મ પ્રમાણે થાય. ૫

Out of the frying pan into the fire

From bad to worse.

The thrush avoiding a trap, fell into birdlime.

૭. ઉદ્યોગ સારાં નસીબનું મૂળ છે. ધંધો કરે તો ધાન્ય મળે. ૧૬

(ઉદ્યોગ કરવા વિષે.)

ઉદ્યોગ સારાં નસીબનું મૂળ છે. ધંધો કર્યે ધાન્ય મળે.

હલાવ્યા વગર ધાન પણ દાઝે. હાથપગ હલાવીએ ત્યારે રોટલો મળે.

ફરે તે ચરે, ને બાંધ્યું ભૂખે મરે. ચાકરી કરતાં ભાખરી મળે.

હાથ હલાવ્યા વગર કોળીઓ પણ મ્હોંમાં પેસે નહીં.

ચાકરી કરતાં ભાખરી પામે રૂડી પેર. કરે સેવા તો મળે મીઠા મેવા.

જ્યારે વળે પરસેવો ત્યારે મળે મેવો. ઉદ્યમથી દારિદ્ર્ય ઘટે.

પ્રયત્ને પ્રભુ સહાય. પુરૂષ પ્રયત્ન, ઈશ્વર કૃપા.

ઉદ્યોગ આગળ બધી ચીજ આસાન છે. હિંમતે મરદાંને મદદે ખુદા.

સુઘરી નામનું એક પક્ષી થાય છે તે તરણાં ચીરી તેની સળીઓ બનાવી ઝાડ ઉપર તેના માળા બાંધે છે, તે લટકતા રહે છે, તેમાં જુદા જુદા ખંડ કરે છે. તે વિષે કવિએ કહ્યું છે કે,

દોહરા—તરણે તરણે સુધરી, આદરજોજ ઘરાં;
કર ચાલે આળસ કરે, મોટી ખોડ[1] નરાં. ૬
વિદ્યા ધન ઉદ્યમ બિના, કહોજી પાવે કોન;
બિના ડુલાયે ના ડુલે, જ્યોં પંખે કો પૌન. ૭

No gain without pain.
Industry is the mother of good luck.
Help yourself, God will help you.
Heaven helps those, who help themselves.
The hand of the diligent maketh rich, but the hand of the sluggard hath nothing.

૮. કર્મ વગર ખેડ કરે તો દુકાળ પડે કાં બળદ મરે. ૨૪

(નસીબ વિના ઉદ્યમ યારી દેતું નથી તે વિષે.)

કર્મ વિના ખેડ કરે, તો દુકાળ પડે કાં બળદ મરે.
કર્મે કાળો પાહાણુ ભુકરવો[2] ભાગે નહીં.
નસીબ બે ડગલાં આગળનું આગળ.
હું જાઉં રેલમાં, તો નસીબ જાય તારમાં.
નસીબના બળીઆ, રાંધી ખીચડી ને થઈ ગયા ઠળીઆ.
કરવા ગયા કંસાર, ને થઈ ગઈ થુલી.
કર્મ કહે છે કોઠીમાં પેસ, ને મન કહે છે માળીએ ચહડું.
આશાના કર્મમાં આકું, ને જ્યાં જાય ત્યાં ખાતરનું ગાડું.
કર્મમાં લખ્યું દીવેલ તે ઘી ક્યાંથી ખાઉં?
કર્મમાં લખ્યાં કોઠાં, તો કોનાં જોવાં ઓઠાં?
કર્મ કઠણુ ને કાયા સુંવાળી.
કોડીઆ જેટલું કપાળ ને વચ્ચે ભમરો.
કર્મ આવ્યું કાંડે, ઘરમાં ડોસો ભાંડે.[3]
કર્મનાં કસ્યાં[4], જાન જોડી ત્યાં કુતરાં ભસ્યાં.
નસીબકી ખોટી, જહાં જાવે વહાં પ્યાજ ઓર રોટી.
મન કહે છે હાથી પર બેસું, કર્મ કહે છે કુલ્લામાં પેસું.
અભાગણીને ભાણું[5] આવે ત્યારે વરને વાસી[6] વળે.
પરદેશ કમાવા જાય પણ કાંઈ વળે નહીં ને શરીર બગડે.

૧ એબ-ખોડ. ૨ ભુકા થઈ જાય તેવો પથ્થર. ૩ ગાળો દેવી. ૪ તાણીને બાંધેલાં. ૫ ભાણું એટલે સારા ભોજનનો થાળ. ૬ વાસી વળે એટલે ઉલટી થાય.

દોહરા—કર્મ વિના કરસનીઆ, જાને કોની જાઉં;
કર્મમાં લખ્યું દિવેલ, તે ઘી ક્યાંથી ખાઉં? ૮
દરિદ્રી ચલે દરિયાવમેં, કર્મ લે ચલે સાથ;
મરનેકું કુબ મરે, તો શંખ[1] લગ ગયા હાથ. ૯
બખે જઇને બખ થયા, કમાણીમાં ઊઠી આગ;
કંથ સવેળા આવિયા, ભાટણ તારાં ભાગ. ૧૦

સોરઠા—માટી ધસે મજુર, ચેજાળા[2] બેઠા ચણે;
પાળણહાર, કર્મ પ્રમાણે કસનિયા. ૧૧
હિમત કરો હજાર, જાચે ગરૂપતિને ઘણું;
ચીઠી લખી ચિતાર[3], કર્મ પ્રમાણે રાખીઆ. ૧૨

કુંડળીઓ-કૌડી મીલે ન ભાગ બીન, હુન્નર કરો હજાર,
ક્યું નર પાવે સાહેબી, બિના લીખા કિર્તાર;
બિના લીખા કિર્તાર, સાત સમુંદર ફીરી આવે,
ભટક ભટક દિન જાત, ગાંઠકી લાજ ગુમાવે;
કથે સુકવિઆં કહાન, ભાગ બિન રહે જો લોંડી,
હુન્નર કરો હજાર, ભાગ બિન મીલે ન કૌડી. ૧૩

There is no flying from luck.
No help for misluck.
The more I try, the more I am off.

૯. અકર્મીનો પડિયો કાણો. ૨૧

(ગરીબ માણસની સ્થિતિ વિષે.)

અકર્મીનો પડીઓ કાણો. ગરીબની જોયર સૌની ભાભી.
દુકાળમાં અધિક માસ. દાઝ્યા ઉપર ડામ, ને પડ્યા ઉપર પાટું.
દુઃખતી આંખે ઝોકો વાગે. દુબળા ઢોરને બગાઇઓ ઘણી.
નબળી વાડે છીંડાં ઘણાં. નીચી બોરડી સહુ ખંખેરે.
ગરીબને ઘેર ગોદો ને પૈસાદારનો સોદો. મરતાંને સૌ મારે.
દંડ ઉપર ડામ. દુઃખ ઉપર ડામ. ઘા ઉપર લુણ છાંટવું.
દુબળાંને દુઃખ દેવા સૌ તૈયાર. દુબળો જેઠ દીયરમાં લેખાય.

૧ દરીઆમાં પાણી ઓછું આવ્યું એટલે મરવાને ડૂબકી મારી છતાં મરી જવાયું નહીં, પણ શંખ હાથ આવ્યો. ૨ સલાટ, કડિયા. ૩ વિધાતા.

બકરાની માનતા સૌ કરે, વાઘની માનતા કોઇ કરે નહીં.
દુઃખતે ઠેસ ને દુબળે વેઠ. ગરીબને સહુ દબાવે.
દોહરા—દેખી દરિદ્રકું દૂરસેં, લોક કરે અપમાન;
જાચકકું જ્યું દેખકે, ભસત હે બહુ શ્વાન. ૧૪
સબળાથી સૌ કોઇ બીએ, નબળાનેજ નડાય;
વાઘ તણો માગે નહીં, ભોગ ભવાની માય. ૧૫
સોરઠો—લાવર તીતર લાર, હરકોઇ હાકા[1] કરે;
સાવજના શિકાર, રમવા મુશ્કેલ રાજીઆ. ૧૬

A lean dog gets nothing but fleas.
Misfortunes never come singly, but with their battalions.

૧૦. ખાવાના સાંસા ત્યારે પરોણાના વાસા. ભરતામાં ભરાય. ૧૨

એકાદશીને ઘેર શિવરાત્રીબાઈ પરોણામાં.
ખાવાના સાંસા ત્યારે પરોણાના વાસા. ભરતામાં ભરાય.
ઘરમાં કોઠીએ જાર ત્યારે પીરસણાની બહાર.
ભરતામાં ભરાય ને ખાલીમાં ટીપું ન પડે. ભાગ્યશાળીને ઘેર ભૂત રળે.
દૈવો દુર્બળ ઘાતક. સુખના સાથી દુઃખના વેરી.
દીઠા આવે દીકરા ને વુઠ્યા આવે મેહ.
જેની ગાંઠે નાણું, તેને નિત્ય ટાણું.
નોતરૂં આવે ત્યારે સીધું પણ આવે,
ને ઘરમાં આટો ન હોય ત્યારે મેમાન આવે.
સોરઠો—ધીંગાને આલછે[2] ધાન, રાંકાંથી રૂઠો રહે;
પાસે નહીં પ્રધાન, નીકર તું સમજાવત શામળા.[3] ૧૭

Riches beget riches, poverty poverty.

૧૧. ગરીબનો બેલી પરમેશ્વર. ૬

ગરીબનો બેલી પરમેશ્વર અથવા રામ. નહીં બેલીનો રામ બેલી.
ગૌ સંતનકે કારણે હરિ બરસાવત મેહ. ઈશ્વર દીનદયાળ છે.

---

૧ હાકા શિકાર કરવાને માટે જાનવરને તેની બોડમાંથી કે રહેવાના ઠેકાણામાંથી હાંકીને કે કાઢીને બહાર મેદાનમાં લાવવો તેને હાકો કરવો કહે છે.
૨ આપે છે. ૩ પરમેશ્વર.

દોહરા—મોતી કણ મોંઘો કીયો,[1] સોંઘો કીયો અનાજ;
તુલસી તબ મેં જાનીયો, હરિ હે ગરીબનિવાજ. ૧૮
સરોવર, તરુવર, સંત જન, ચોથા બરસત મેહ;
પરમાર્થકે કારણે, ચારે ધરીઆ દેહ. ૧૯

God helps the poor, for the rich help themselves.

૧૨. અબી બોલ્યા ને અબી ફોક. બોલ્યે બંધ નહીં. ૧૫

અબી બોલ્યા ને અબી ફોક. ગાડાનું પૈંડું ફરે તેમ બોલીને ફરે.
બાઈ, બ્રાહ્મણ ને વરતીઆં,[2] ત્રણે સાટાં ફરતીઆં.
શિંગડે ઝાલે તો ખાંડો, ને પુંછડે ઝાલે તો બાંડો.
થુંકીને ચાટે તેવો બોલ. બોલે બંધ નહીં. વાંફળ.
કઢંગાનો બોલ તે કુતરાનો કોલ.
ગાં' વગરનો લોટીઓ ગમે તેમ રડે.
હજી તો પનો પનરવાર પરણશે.[3]
ગાંડી માથે બેહેડું.[4]

દોહરો—જાકે બોલે બંધ નહીં, મર્મ નહીં મન માંહીં;
વાકો સંગ ન કીજીએ, છોડ ચલે બનમાંહી. ૨૦

સોરઠા—એસર[5] કેરા બોલ, દીધેલા રહેશે નહીં;
કુડા દેશે કોલ, પછી જાય પતળી.[6] ૨૧
બોલેલા મુખ બોલ, નર જે નિભાવતા[7] નથી;
તેહ પુરૂષનું તોલ, કોડી સરખું કરણિયા.[8] ૨૨
પહેલે દીધેલ બોલ, પાપી થઈ પતળીએ નહીં;
નિકળે કાળો કોઢ, વાને[9] તારે ચીંજરા.[10] ૨૩

As slippery as an eel.
To blow hot and cold with the same mouth.

---

૧ 'પવન પાણી સોંઘા કીયે' એમ પણ વપરાય છે. ૨ વરતીયાં=ઘરની ખબર આણી ખાનાર. ૩ વારેવારે ખોલશે, ને વારેવારે ફરશે. ૪ વખતે ઘરે લઈ આવે ને વખતે ફેરે, એટલે ઠેકાણા વગરની વાત. ૫ વર્ણસંકર. ૬ બદલી જાય કે ફરી જાય. ૭ પ્રતિપાલન કરવું. ૮ કવિ. ૯ વાન=શરીરનો રંગ. ૧૦ ચીંજરા=કપિનું નામ.

## ૧૩. બોલીને અબોલ્યા નહીં કરનાર. ૧૩

બોલ્યા અબોલ્યા થાય નહીં. જબાન હાર્યો તે જન્મ હાર્યો.
બોલ્યા અબોલ્યા કરે, તેનું દૂધ ઠીકરે.
મરદનો બોલ પ્રાણ જતાં ફરે નહીં.
જે બોલનો સાચો તેનો જ તોલ.[1]
હાથીના દંતુશળ નીકળ્યા તે નીકળ્યા, પાછા પેસે નહીં.
સાકરના હીરા ગળ્યા તે ગળ્યા.
થુંક્યું ગળાય નહીં. થુંક્યું ચટાય નહીં.
જે મ્હોંડે પાન ચાવ્યાં તે મ્હોંડે લાળા ચવાય નહીં. મરદનું વચન એક.
જે બોલ્યા તે ધ્રુવના[2] અક્ષર.
દોહરો—દળ[3] ફરે, વાદળ ફરે, ફરે નદીનાં પૂર;
ઉત્તમ બોલ્યા ના ફરે, પશ્ચિમ ઉગે સૂર. ૨૪

An honest man's word is as good as his bond.
A man of honour has but one word.
Keep your promise.
A word once spoken cannot be recalled.

## ૧૪. પ્રાણ ને પ્રકૃતિ સાથે જવાનાં. ૨૧

(પડી ટેવ ટળે નહીં તે વિષે.)

પ્રાણ ને પ્રકૃતિ સાથે જવાનાં. દોરડી બળે, પણ વળ ન મૂકે.
કુતરાની પુંછડી ભોંયમાં દાટો, પણ વાંકીને વાંકી, સીધી થાય નહીં.
આદત આઈ હે જાનકે સાથ, જાએગી જનાજેકે સાથ.
જાકા પડા સ્વભાવ જાયગા જીવસેં. સ્વભાવનું ઓસડ નહીં.
અખણ ગયા, દખણ ગયા, પણ લખણ[4] ન ગયાં.
ટાઢ જાય રૂએ, ને ટેવ જાય મુવે. જીવતાની ખોડ મુએ જાય.
સાપ કાંચળી બદલે, પણ ઝેર મુકે નહીં.
બ્રાહ્મણ હાથી ઉપર બેઠો, પણ મૂળા સારૂ હાથ ધર્યો.[5]
લીંબ ન મીઠા હોય, સીંચો ગુડ ઘીયસેં.
દાદર જાય સુવે,[6] ને ટેવ જાય મુએ.

---

૧ વજન. ૨ ધ્રુવ તારો અવિચળ રહે છે તેવા અક્ષર. ૩ દળ=ફોજ.
૪ લખણ=ટેવ. ૫ બ્રાહ્મણનો સ્વભાવ ભિક્ષા સારૂ હાથ ધરવાનો છે.
૬ દાદર ચામડીનું દરદ છે, તે સુવો, કાચલી વગેરેનો અર્ક લગાડ્યાથી દૂર થાય છે.

વાંદરો સો વર્ષનો થાય પણ ઠેક[1] ભૂલે નહીં.
ઝોડ[2] જાય ભુવે,[3] ટેવ જાય મુએ.

**દોહરો**—દૂર્જન તે દૂર્જન હોય, સજ્જન કેમે ન હુવંત;
ગોળે રાંધો લીંબડો, કડવો નહીં મીટંત. ૨૫

**સોરઠો**—અવનિ રોગ અનેક જેનાં કીધાં છે જતન;[4]
પણ તબિયતનું એક ઓસડ કર્યું ન રાજવી. ૨૬

**સવૈયો**—પાવકકું[5] જળબુંદ નિવારન[6] સૂરજ તાપકો છત્ર કીયો હે,
વ્યાધિકું વૈદ્ય તુરગકુ ચાબુક, ચોપગકુ બખદંડ[7] દીયો હે;
હસ્તી મહામદકુ અંકુશ હે, ભૂત પિશાચ મંત્ર કીયો હે,
ઓખદ હે સબકો સુખકારક,સ્વભાવકો ઓખદ નાહીં કીયો હે. ૨૭

**ચોપાયા**-બાર કોસી ભાષા બદલે, તરૂવર બદલે શાખા;
જાતે દહાડે કેશ બદલે, પણ લખણ ન બદલે લાખા. ૨૮
કડવી વેલકી કડવી તુંબડીઆં, અડસઠ તીર્થ ફીરકે આઈ;
ગંગા નાહી, ગોમતી નાહી, તોબી ન મીટી કડવાઈ. ૨૯

Habit is second nature.
Crooked by nature, will never be straight by education.
What is bred in the bone, will not come out in flesh.
A rope even after it is burnt to ashes it keeps its coils.

### ૧૫. ન બોલ્યામાં નવ ગુણ. (ચુપકી રાખવા વિષે) ૧૩

નહીં બોલ્યામાં નવ ગુણ. સબસેં ભલી ચૂપ.
मौनेन सर्वार्थसाधनम. બોલે[8] તે બે ખાય, અબોલે ત્રણ ખાય.

---

૧ ઠેક એટલે ફુદકો મારવાની કળા. ૨ ઝોડ=ભૂત, પ્રેતનો વળગાડ. ૩ ભુવો=ડાકલાં વગાડી ધુણાવે તે. ૪ જતન=રક્ષણ ઉપાય. ૫ પાવક=અગ્નિ. ૬ નિવારન=ઉપાય. ૭ બખદંડ= ઝાડનો સોટો.

૮ "બોલે તે બે ખાય." બે બ્રાહ્મણ હતા તેમણે રસોઈ કરી, તેમાં પાંચ લાડવા બનાવ્યા તે ખાવામાં બન્ને જણે ઠરાવ કર્યો કે જે "બોલે તે બે ખાય" ને "મુંગો રહે તે ત્રણ લાડુ ખાય" બન્ને જણ સુઈ રહ્યા. જેને ત્રણ લાડુ ખાવાનો વિચાર હતો તે મજબુત મન કરી પડી રહ્યો, ત્યારે બીજો ઉતાવળો હતો તે, 'આ તો બોલશે નહીં ને રસોઈ બગડશે ને ભુખે મરીશું' એમ ધારી બોલી ઉઠ્યો કે, "ઠીક ત્રણ તારા ને બે મારા." એમ બોલનારને બે લાડવા ખાવા મળ્યા તે ઉપરથી કહેવત થઈ કે "બોલે તે બે ખાય." ઉતાવળો થઈને બોલે તેને નુકસાન લાગે એ આ કહેવતનો ભાવાર્થ છે.

બોલ્યાથી ભરમ જાય. બોલ ઉપરથી તોલ બંધાય.
બોલતો પોપટ પાંજરે પડે. બોલ્યા ઉપરથી મનુષ્ય પરીક્ષા.
મુંગીમંતર[1] સાડાસતર. વાણી ઉપરથી પ્રાણી પરખાય.

દોહરા—નહીં શિંગ નહીં પૂંછડું, નહીં કરવધ્ધ નિશાન;
વચનથી વરતાય છે, અકુલિન કે કુળવાન. ૩૦
માલીડો ભલો બરસનો, ધોબીડી ભલી ધુપ;
માગણુડો ભલો બોલનો, ચતુરડી ભલી ચુપ. ૩૧

સોરઠો—કહી[2] ન માને કાંઈ, જુગતી અણજુગતી જહાં;
શાણાને સુખદાઈ, ચુપ રહેવું શાણ્યા. ૩૨

Speech is the picture of the mind.
A bird is known by its note, and a man by his talk.
Silence is the best virtue

૧૬. અવસર ગયે બુધ ક્યા કરની? કાર્તિક મહિને કણબી ડાહ્યો. ૧૬

અવસર ગયે બુધ ક્યા કરની? કાર્તિક મહિને કણબી ડાહ્યો.
રાંડ્યા પછી ડહાપણ, ને ગરથ ગયા પછી જ્ઞાન.
ઘાં ભુલ્યો તે ભવ ભુલ્યો. ગઈ પળ પાછી ન આવે.
સદા ઢોર દોરા દીખાતા નહીં, ગયા વક્ત ફીર હાથ આતા નહીં.
લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું.
સસલો શિકારે આવ્યો ત્યારે કુતરો મુતરાણો થયો.
નાણું મળે પણ ટાણું ન મળે. પીલુ ટાંણે ચાંચ પાકી.
મરવા ટાણે પશ્ચાત્તાપ તે પૂર્વજન્મનાં પાપ.

દોહરા—ખડ ખુટયાં ધણ વસુકીયાં, વહાલા ગયા વિદેશ;
અવસર ચુક્યા મેહુલા, વરસી કાંઉ કરેશ. ૩૩
જો મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય;
કામ ન બણસે આપણો, દુરિજન હસે ન કોય. ૩૪

---

૧ જ્યારે કોઈ માણસ વાત કરે છે તે વજનદાર અને ચાપડાની માફક બંધબેસતી હોય ત્યારે તે વાત વિષે કહેવાય છે કે, "સોળ વાલ ને એક રતી"ની, 'સત્તર આનાની વાત' છે તેમ "મુંગીમંતર" એટલે ગુપ્ત વાત મંત્રની પેઠે છાની રાખવા મુંગા રહીએ તે તેથી પણ વધારે એટલે સાડાસતર આનાની વાત છે, એ ભાવાર્થ કહેવતનો છે.

૨ કહ્યું મનાય નહીં, ત્યાં ચુપ રહેવું તે શાણા પુરૂષને સુખદાઇ છે.

ગયું ધન તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગયો અવસર આવે નહીં, ને ગયા ન આવે પ્રાણ. ૩૫
ઉજડ ખેડા ફરી વસે, નિર્ધનીઆ ધન હોય;
ગયું ન જોબન સાંપડે, મુવા ન જીવે કોય. ૩૬
અગલે દિન પીછે ગયે, હરસેં કીયા ન હેત;
અબ પીછતાકે ક્યા કરો, જબ ચીરીઆં ચુગ ગઈ ખેત. ૩૭

Better one word in time than more afterwards.
Past time is irrevocable.
Make hay while the sun shines.

૧૭. કાળી ચૌદશ ને આદિતવાર ફરીફરીને નહીં આવે.

અવસરે નહી ભૂલતાં. (અવસર સાચવી લેવા વિષે.) ૧૬

કાળી ચૌદશ ને આદિતવાર ફરીફરીને નહીં આવે.
સાતમ ને સોમવાર વારે વારે આવે નહીં. હાથ આવેલી તક ખોવી નહીં.
કરવું હોય તે કરી લ્યો, નીકર વહાણું વાઈ જશે.
ટાણે થાય તે નાણે ન થાય. અવસરે ચેત્યા ભલા.
દાવ આવ્યે સોગઠી મારવી. લાગે લાકડું ભાગે.
વખત જોઈ વાત કરવી. વા જોઈ વહાણ હંકારવું.
પવન જોઈ પીઠ દેવી. વળ જોઈને ટાંકણું મારવું.

દોહરા—જબ તુમ આયે જગતમેં, જગ હસે તુમ રોય;
અબ કરની એસી કરો, પીછે હસે ન કોય. ૩૮
બેસી દોહીએ બાકરી, ઉભાં દોહીએ ઊંટ;
જેસા વાયે વાયરા, તેસી દઈએ પુંઠ. ૩૯
ટાણે ભૂલે ટેવણી, વિત્યે વાળે[1] હાથ;
અમલ વેળા આળસુ, એ રંડખરીનો[2] સાથ. ૪૦

સોરઠો—નર તે ચતુર સુજાણ, સર અવસર ચૂકે નહીં;
અવસરનાં એંધાણ,[3] રહે ઘણા દિ રાજીઆ. ૪૧

Strike the iron while it is hot.
Hoist your sail when the wind is fair.
Every thing has its time and that time must be watched.

---

૧ ખાલી છૂટે. ૨ રંડખરી=નપુંસક. ૩ નિશાની.

૧૮. દીકરા મોટો થા પરણાવશું. રાણાજીનાં અબારાં. ૨૫

(વાયદા કરવા વિષે.)

દીકરા મોટો થા પરણાવશું. રાણાજીનાં અબારાં.[૧]
મેસાણાના ભાટ જમે કાલ. દિવસનો ક્યાં દુકાળ છે.
સોમવતી અમાસ ને શુક્રવાર. અગસ્ત્યના વાયદા.
વાયદો હોળી દીવાળી વચ્ચે તે ખુટે જ નહીં.
હજી તો રોહિણીમાં ગાજે છે. વાયદે ગયું તે વાએ ગયું.
વાયદા ઉપર વાયદો તેમાં કોણ કાઢે ફાયદો. મુલતવી રાખ્યાનાં માઠાં ફળ.
તાળવે ગોળ ચોટાડવો.
પલકકા પખવાડીઆં, ઘડી કે ખટ માસ.
દાસ છનકુ કહે કાલ, ઊનકે કોણ હવાલ. આડી રાત તેની શી વાત?
ટાઢું પથરા જેવું. દીર્ઘસૂત્રી. લાંબી કસે ધવરાવે છે.
બાવા મરેંગે, તબ બેલ બાટેંગે.
હજી તો ગગનમાં ગાજે છે, વ્હડે જાઓ, બડે થાઓ.

દોહરો—અબી કહેતાં દિન આઠ, તબી કહેતાં દિન વીશ;
હોય કાલનો વાયદો, તો જાણે જગદીશ. ૪૨

મરાઠી જોડકણું.

આતા દિન સાતા, ઉદ્યા દિન વીશ;
પરવાચા વાયદા, તો જાણે જગદીશ.[૨]
સઇની સાંજ ને મોચીનું વહાણું;
ઘાંએજાની બાયડી કહે હું શું જાણું?[૩]

શિવારામ ગાર્દી, જ્યાં પડ્યા ત્યાં બે મહિના ને બાર દી;
ઊઠ્યા ત્યાંથી આઠ દી, ને ચાલ્યા ત્યાંથી ચાર દી.
આતા ભાઇએ આશા આપી, આંટા ખૂબ ખવરાવ્યા;
આજકાલ કરીને આખર, ગોળને પાણીએ નવરાવ્યા.
Tomorrow comes never. False promises.
Whenever two Sundays meet, never.

૧ અબારાં=હમણાં. ૨ ઢમઢોલ ને પોઇસ પણ કહેવાય છે.
૩ આ ત્રણના વાયદાનો કદિ અંત આવતો નથી.

૧૯. કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ. ૫

(વાયદો ન કરતાં તરત કરવા વિષે.)

આજનું કામ કાલ ઉપર રાખવું નહીં. કોણે દીઠી કાલ?
કામ કર્યાં તેણે કામણ કર્યાં. કર્યું તે કામ, વિંધ્યું તે મોતી.

દોહરો—કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
પરસુ પ્રલે હોયગી, ફીર કરેગા કબ. ૪૩

Procrastination is the thief of time.
Delay is dangerous.

૨૦. મુફ્તકા ચંદન ઘસબે લાલીઆ. ૧૦

(મુફતનો માલ ખાવા વિષે.)

મુફતકા ચંદન ઘસબે લાલીઆ. મુફતકે લડુ ખાઓ મેરે લાલ.
મુફતકા માલ લુંટો મેરે લાલ. મુફતકે મુળે કેસે જેસી મજા.
મફતનાં મરી તીખાં ન લાગે. મફત મળ્યું તે બહુ મજા.
ધર્મરાજાનો ગોળ જેમ લુંટાય તેમ લુંટો. મફતની મજા મીઠી લાગે.
મુફતે માલ, દિલ બેરેહેમ.

દોહરો—રહો અમારા નગરમાં, હુકમ બિના મત જાઓ;
કરો હમારી ચાકરી, ભીખ માંગકે ખાઓ. ૪૪

To cry yule at other men's costs.
To be merry at the expense of others.
The wholesome meat is at another's cost.

૨૧. ભાવતું હતું ને વૈદે કહ્યું. ૭

(મન ભાવતું મળે તે સંબંધી.)

ભાવતું હતું ને વૈદે કહ્યું. રોતી હતી ને પીએરીઆં મળ્યાં.
બળદ ગળીઓ ને બુચકાર્યો, તે બેસી ગયો.
ગાડું દેખી લાગે થાક, ઘોડા દેખી થાકે પાગ.
દોડવું હતું ને ઢાળ આવ્યો. ગાડું દેખી ગુડા ભાંગ્યા.

સોરઠો—જેની જોતા'તા વાટ, તે શેરડીએ[1] સામા મળ્યા;
ઉઘડ્યાં હૈયાનાં કપાટ, કુંચી કેરૂં કામ નહીં. ૪૫

What a man desires, he easily believes.

૧ શેરીમાં=માર્ગમાં.

૨૨. દગા કીસીકા સગા નહીં. ૧૪

(ખોટું કામ કરનાર તેનાં ફળ પોતે જ ભોગવે છે તે વિષે.)

દગા કીસીકા સગા નહીં, કીયા ન હોય તો કર દેખો.
એના દાંટીઆ એના ગળામાં. ખોદે તે પડે.
નીતિએ નારાયણ વસે, અનીતિએ કુતરાં ભસે.
ભુંડુ તાકે (ઇચ્છે) તેનું ભુંડું થાય. દાનત તેવી બરકત.
કપટ ત્યાં ચપટ. કુડ ત્યાં ધૂળ. કુડના ડાંડીઆ કપાળમાં વાગે.
જેનું મન ચોખ્ખું, તેને શાની બીક? ઠગબાજીએ ઠાઠ ન ચાલે.[1]
જીસકી દાનત બુરી, ઉસકે ગલે છુરી.
દોહરા—ખોદેગા સો પડેગા, તુમ ફિકર ના રાખો ભાઈ;
 ગીદી આપી બ્રાહ્મણને, ગદ્ધે ચઢ્યો નાઈ. ૪૬
 ઇચ્છે જેવું અવરનું, તેવું આપણું થાય;
 કર્યું ન હોય તો કરી જુઓ, જેથી તુરત જણાય. ૪૭

Underhand practices fail in the end.
Evil to him, who thinks of evil.
He who digs falls
Deceitful men dig their own graves.
Cheating play never thrives.

૨૩. કરણી તેવી પાર ઊતરણી. ૧૩

(સારીનરસી કરણી વિષે.)

જેવી કરણી તેવી પાર ઊતરણી. દીધવાન ફળ ભોગવવાં.
વાવ્યાં તેવાં લણવાં. કૌવચ વાવી મોગરો લેવાય નહીં.
હાથે કર્યું હશે તે મુવા પછી સાથે થાય. હાથે તે સાથે.
કરેગા જેસા પાવેગા, બાવેગા સો લણેગા. કરવું તેવું પામવું.
જમણો કરે તે જમણો ભોગવે, ને ડાબો કરે તે ડાબો ભોગવે.
સારૂં કરી સારાની વાટ જોવી. બોલશો તેવું સાંભળશો.
કલજુગ[2] નહીં, કરજુગ હે; એક હાથસેં લે, દુસરે હાથસેં દે.[3]

---

૧ ધર ન ભરાય. ૨ હાલનો જમાનો કલિયુગ કહેવાય છે. તે જુગ વિષે એમ નાય છે કે પાપકર્મ કર્યાં હોય પણ કાંઈ તેનું ફળ દેખાતું નથી. તે સંબંધમાં સારા લાગણી પુરૂષો તેમ નહીં માનતાં કહે છે કે, "કલિયુગમાં કર્યાં કર્મ શુભ કે અશુભનાં ળ તુરત મળે છે એટલે એક હાથથી કર્મ કર, ને બીજે હાથે ભોગવ." અર્થાત્ જેવાં ર્મ કરશો તેનાં ફળ તુરત ભોગવશો. ૩ તુરત કરણીનું ફળ મળે છે.

દોહરો—કલિજુગ કહે છે જગત પણ, કરજુગ એનું નામ;
આંહીનું ફળ આંહીં મળે, એવું છે આ કામ. ૪૮

As you sow, you will reap so.
Do good and have good.

૨૪. વર વરો કન્યા વરો, ગોરનું તરભાણું ભરો. ૧૦

(પોતાની મતલબ સરતી હોય તો બીજાનું ગમે તેમ થાઓ તે વિષે.)
વર વરો, કન્યા વરો,[1] ગોરનું તરભાણું ભરો.
કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, બંદેકુ ખેરસલા.
કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, બંદા ખાવે ઓર તાપે.
મીઆંની ડાઢી બળે, ને દાસીને અજવાળું થાય.
કીસીકી વેલ,[2] કીસીકે બેલ, ઓર બંદેકા ડચકારા.
આરતી ઊતારૂં ને મંગળ ગાઊં, બીજાને આપું ત્યારે હું શું ખાઊં?
મરનારને ઊપાડનારની પીડા શી?
મુડદાં બેહસ્ત જાય, કે દોજખ જાય, આપણે તો છનાછની.[3]
ઘરનાં છોકરાં ઘંટી ચાટે ઉપાધ્યાયને આટો.

ચોપાયો—પાડોસણ કહે આટો આપો, ઘરનાં ચાટે ઘંટી;
છોરૂડાં તો છાસ પીએ, ને બાવો માગે બંટી. ૪૯

Plough or not plough, pay me my rent.
His bread is buttered on both sides.
Charity begins at home.

૨૫. સુંઠને ગાંગડે ગાંધી થવાય નહીં. ૩

સુંઠને ગાંગડે ગાંધી થવાય નહીં.
બારા સુધી ભણી પંડિત થવાય નહીં.
અધી સોપારી ને હીરા દલાલ વેપારી.

One flower makes no garland.
One swallow does not make spring.

---

૧ 'વર મરો, કન્યા મરો' પણ બોલે છે, પણ તે શુદ્ધ નથી. ૨ વેલ=સ્ત્રી.
૩ છનાછની=મોજમજા અથવા પૈસા દબવે.

૨૬. ડોહોડ વાંક વગર કજીઓ થાય નહીં. ૬

ડોહોડ વાંક વગર કજીઓ થાય નહીં. એક હાથે તાળી પડે નહીં.
રંગદોષ ને પાશદોષ વગર લુગડું ખરાબ થાય નહીં.
રંગમાં ને પોતમાં બન્નેમાં વાંક. ગાળ દઈને ગાળ સાંભળવી.
દોહરો—આવત ગાલી એક હે, ઊલટત હોત અનેક;
કબીર જો ઊલટે નહીં, તો રહે એકકી એક. ૫૦

It takes two to make a bargain.
The second blow makes the fray.
It requires two to quarrel.

૨૭. લીધાં લાડ ને ખાધાં ખાસડાં ફરીફરીને આવે નહીં. ૯

લીધાં લાડ ને ખાધાં ખાસડાં ફરીફરીને આવે નહીં.
કાલે મરી જવું છે, ખાઈપી ખૂબ ઊડાવી તે ખરી.
આડી રાત તેની શી વાત? કોણે દીઠી કાલ?
કોણ જાણે કાલે શું થશે?
કાલ ખુદા છે (તે આપશે). કાલની વાત કાલે.
ખાનારપીનારને ખુદા આપનાર.
દોહરો—પલક પાવકી ખબર નહીં, કરે કાલકી બાત;
જીવ ઊપર જમડા ફરે, જ્યું તેતરપર બાજ. ૫૧

Eat drink, be merry, we shall die tomorrow.
To morrow will take care of itself, spend and God will send.

૨૮. સૂરજ સામી ધુળ નાખીએ તે આંખમાં પડે. ૯

સૂરજ સામી ધુળ નાખીએ તે આંખમાં પડે.
પત્થરને બચકું ભરીએ તો પોતાના દાંત પડે.
ભીંતમાં મારે લાત, તે પોતાની ઘાત.
આસમાનપર થુંકે, તે મ્હોં ઊપર પડે.
ચંદ્રમાનું વેર લેવા ઘર સળગાવીએ તો આપણું ઘર બળે.
"તારૂં નામ શું?" જવાબ, "જીવો." ધંધો શું કરે છે? "સર્પ ઝાલ્યાનો;" ત્યારે "જીવો ન જીવ્યો."
બહારવટીઓ ઘાસે, રાજ ઘાસે નહીં.

હાથી પાછળ કુતરાં ઘણાં ભસે છે (પણ પરવા નહીં કેમકે પ્રજા થવાનો ભય નહીં).

મોટાની વાત કરીએ તો વણમોતે મરીએ.

Spit not against the heaven, it will fall back on your face.

૨૯. ગોળે મરે તેને વિષથી મારીએ નહીં. ૨૧

(મીઠું બોલવા વિષે.)

ગોળે મરે તેને વિષથી મારીએ નહીં.

મીઠી જીભ રાખવામાં કાંઈ જતું નથી. જીભમાં અમૃત, જીભમાં ઝેર.

બાપની બૈયર કહેવા કરતાં મા કહીએ તો પાણી પાય.

વચને દરિદ્રતા શી? वचने किं दरिद्रता. જીભમાં સાકર રાખવી.

મીઠી જીભ, સર્વ કાર્ય સિદ્ધ. જણાં શીરીં તો મુલકગીરી.

જીભમાં ઝેર તો મુલકથી વેર. મીઠી જીભમાં વશિકરણ વસે છે.

વાત કરવી તો ગોળે વીંટી કરવી. જીભ ચડાવે ને જીભ પાડે.

જોડા મારવા તો શાલમાં લપેટીને મારવા.

સંપત હોય તો દેજો દાનજી, નીકર જીભડીએ જશ લેજો.

દોહરા—તુલસી કહેત પુકારકે, સુનીઓ સબ દે કાન;
હેમદાન ગજદાન તે, બડો દાન સન્માન. ૫૨
સબ ધનકો ધન બચન હે, બચન રતનકી ખાન;
તીન લોકકી સંપત્તિ, રહી બચન બીચ આન. ૫૩
જીવીએ તો જશ લીજીએ, શકર જેડા સેંણ;
મરી જાવું માનવીઓ, રહે ભલેરાં વેણ. ૫૪

સોરઠા—કોયલડી ને કાગ, વાને[1] વરતારો[2] નહીં;
જીભલડીમાં જવાબ, સાચું સોરઠીઓ ભણે. ૫૫
ઉપજાવે અનુરાગ, કોયલ મન હર્ષિત કરે;
કડવો લાગે કાગ, રસનાના ગુણ રાજીઆ. ૫૬
પોપટ કોયલ બોલ, ઘોડા પણ લાગે ભલો;
રૂગા ગુમાવે તોલ, બહુ બોલીને મેંડકાં. ૫૭

Large bounties we wish to give in vain,
But all may shun the offence of giving pain.

---

[1] રંગે. [2] વરતારાનો અર્થ તો પારખી શકાતું છે.

૩૦. પોથીમાંનાં રીંગણાં. ૧૧

(કહેણી ને રહેણી જુદી તે વિષે.)

પોથીમાંનાં રીંગણાં. પરોપદેશે પાંડિત્યમ્.
ડાહી સાસરે જાય ને ઘેલી શિખામણ દે.[1] કહેવું સહેલું છે, કરવું કઠણ છે.
કહેવું કાંઇ, ને કરવું બીજું. કહેવા કરતાં કરી બતાવવું સારૂં.
બે હોથળીની રમત. જીભના ને પેટના જુદા.
કહે કાંઈ ને કરે કાંઈ, તેને ઘાલો ચુલા માંહી.
કહેવું કાંઈ ને કરવું કાંઈ, એ તો જાણો મોટી ભવાઈ.
દોહરો—કહેણી મીસરી ખાંડ હે, રહેણી તાતા લોહ;
કહેણી કહે ને રહેણી રહે, એ જેવલા કોહ. ૫૮

Wise for othesr, but fools to themselves.
He is not wise who is not wise for himself.
A man of words, not of deeds, like a garden of weeds.
Precept begins, but example completes.
An example is better than a precept.
It is easy preaching fasting with a full belly.
Practice what you preach.
Easier said than done.

૩૧. હૈએ હોય તે હોઠે આવે. ૧૦

(મનમાં જે વાત રમતી હોય તે બોલાઇ જવાય તે વિષે.)

હૈએ તેવું હોઠે. વાણિ અંતઃકરણનું પ્રતિબિંબ છે. ચોરને માથે ચાંદરણું.
જેવું અંતરમાં હોય તે જીભે આવે. દોપારિનું હૈયું કાચું. ચોરને માથે કાગડો.
પતકાળું[2] ચોરેલું તે મ્હોં ઉપર આવી ગયું.
પતકાળું ન ચોરે બાવો બ્રહ્મચારી. કોણ કહે છે રાંપીનો[3] ઘા?

એક વાઘરી આખો જન્મારો જાનવરને પકડવા તથા મારવાનો ધંધો કરીને ગંગાસ્નાન કરી આવી ધર્માચરણ કરવા લાગ્યો. એક વાર જંગલમાં તે ગયો. ત્યાં કેટલાક નાની ઉમરના છોકરા ઘો પકડવા મહેનત કરતા હતા.

---

૧ ઘેલી સાસરે ન જાય, અને ડાહીને શિખામણ દે એવી કહેવત છે.
૨ 'તણખલું' પણ બોલાય છે. ૩ રાંપી એક હથિયાર છે.

ઘો દરમાં પેઠી પણ પુંછડી બહાર રહી ગઈ હતી. વાઘરીના જુવાન છોકરાઓએ ઘોને પુંછડેથી ઝાલીને તાણવા માંડી પણ ઘોને ખેંચીને બહાર કાઢી શક્યા નહીં, એટલામાં ધર્માચરણ કરનારો વૃદ્ધ વાઘરી ત્યાં આવ્યો ને જુવાન છોકરાઓની મહેનત અફળ ગઈ જાણી બોલ્યોઃ—

જાણું છું પણ કહેતો નથી, નાહાવા ગયો’તો ગંગ;
ઘોની ગાં—માં આંગળી કરે તો, ઢીલાં થાયે અંગ. ૧

તે પ્રમાણે જુવાન છોકરાઓએ કર્યું અને ઘોનાં અંગ ઢીલાં થયાં. દરમાં ચોટી રહેવાનું જોર ઘો કરી શકી નહીં, એટલે બહાર તેને ખેંચી કાઢી છોકરાઓએ પકડી લીધી.

મારો રૂપીઓ શું ખાય છે?[1]

Nearest the heart, comes out first.

As we think so we speak.

૩૨. સાચને આંચ નહીં. ૨૦

(સાચ વિષે.)

સાચને આંચ નહીં. સાચ તરે ને જૂઠ બુડે. સત્યકા બેલી રામ.
સાચો રૂપીઓ સર્વત્ર પરખાય. સાચે રાચે જગપતિ.
સાચને બે પગ (જેથી ખડગ ઉભું રહી શકે).
સત્ય એ જ પરમ ધર્મ. સત્યમેવ જયતિ. સત્યકી છકર, ખુદાકું ફિકર.
દાનત પાક તેને શાની ધાક. સાચા ઘંટ દેવળ વાગશે.
સોનાને શ્યામતા નહીં. ચોખા મનને ચિંતા શી?
જ્યાં સત્ય ત્યાં રેહેમત.
સત્ય ભય જાણે નહીં ને મૃત્યુ કાળ પીછાણે નહીં.
સાચનો બેલી પરમેશ્વર.
ખરાને એરસલા, ખોટાને ખસ્લાં.[2]

દોહરા—સતિયા સત નવ છોડીએ, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ફરકે ચલી આય.[3] ૫૯

---

૧ એક માણસ પાસે ખોટો રૂપીઓ હતો તે વાત તે જાણતો હતો. બજારમાં તે રૂપીઓ ચલાવવા ગયો, પણ મનમાં તે ખોટો હતો એટલે બોલાઈ જવાયું કે, "મારો રૂપીઓ શું ખાય છે?" અર્થાત્ તે ચલાવતાં કેટલું કમતી આપશો. દુકાનદારો તે સાંભળી વહેમાઈ ગયા અને ખોટો રૂપીઓ ચાલ્યો નહીં. ૨ ખાસડાં.

૩ બીજ બોલાઈ આય પણ કહેવાય છે.

સતિયા સત છોડે નહીં, રાજ, પ્રાણ, ઘર જાય;
હરિશ્ચન્દ્રનું જીવન એ, સતિયાનો યશ ગાય. ૬૦
હરિ ભજવો હક્ક બોલવો, દોનું બાત અવલ;
તુલસી તાકો ન ઉતરે, આઠે પોહોર અમલ.[1] ૬૧

Virtue is always victorious.
Honesty is the best policy.
Truth seeks no corners.
Truth is God's daughter.
A clear conscience can bear any trouble.

૩૩. ભરમ ભારી ને ખીસા ખાલી. ૩૫

(વગર પૈસે ડોળ કરવો તે વિષે.)

ભરમ ભારી ને ખીસા ખાલી. ઠાલો ચણ્યો ને વાગે ઘણો.
મુછે ચોપડવા તેલ નહીં ને ડેહેલીએ દીવા કરો.
નામ રાખ્યું ધનાશા ને ઘરમાં હાંલાં[2] કુસ્તી કરે.
ફુલ ફટાણીયા ને ફાંટમાં છાણાં, ઘેર આવે ત્યાં કલેડાં કાણાં.
ઠાલી ઠકરાઇ ને ફાંટમાં છાણાં, સુવે ત્યારે ભેઠ બીછાનાં.
ફુલી બાઇની ફુલ, ને ઘરમાં ન મળે ધૂળ.
ઢમઢોલ ને માંહે પોલ. નામ મોટાં ને દર્શન ખોટાં.
શેખાઇ શાહજાદાની, ને કસબ ભાડભુંજાનો.
બાઈ બોખારૂ ને વહુને ઘરચોળું જોઇએ.
ક્યા કરે નર ફાંકડા, કે થેલીકા મ્હોં સાંકડા.
ઘરમાં આડી શેરીની[3] ઊડે, ને બહાર મુછો મરડે.
ઉપરથી ફૂલ ને ઘરમાં ધૂળ. કોરા વાગા કકડે ઘણા.
દળનારીના દીકરા ને નામ પાડ્યું ગુલાબખાં.
મીંયાં કોડીઆં ચાટે ને બીબીને ફુલેલ જોઇએ.
ઊંચી દુકાન ને ફીકાં પકવાન. કોરા વાઘા કડકડે, ને ઘરની રાંડ ફડફડે.
ઉપર વાગા ને માંહે નાગા. તમાચો મારી મ્હોં લાલ રાખવું.
ખાલી વાસણ ખડખડે ઘણું. અડક પારેખની ને જાત હજામની.
ઘરમાં ચોવીશ હાથનો વાંસ ફરે ને બહાર બાપ ચાળીશ લાખના.

૧ અમલ=કેફ. ૨ હાલાં ખડખડે. ૩ આડી શેરીની ધૂળ.

લાડબાઇ લુહારડી, કાખમાં ભુવારડી.[1]
પાસે ન મળે કોડી ને ઉભી બજાર દોડી.
પેટમાં પુમડું પાણી નહીં, ને નામ મારૂં દરિયાવખાં.
ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે, ને બહાર લાલજી મણીઆર.
બહાર બાપ ચાળીશ લાખના, ને દીકરો વ્યાજમાં ડુલ્યો.
બાઇડીને બલૈયું[2] નહીં ને પબો ઘોડાનાં સાટાં કરે.
ભાઇની બગલો દેખાય, વહુને ચોગા સાડી જોઇએ.
અધૂરો ઘડો છલકાય.
પેટને પૂરૂં મળે નહીં ને ઝોટીંગને વડાં.
કરવી ગુલામી ને મીજાજ અમીરનો.

ચોપાઇ—હીરો, મોતી, ઝવેરદાસ, દામ મળે નહીં ખોટો પાસ;
નામ ધરાવે છે રણછોડ, ભરે વ્યાજ મોટી એ ખોડ.

A great cry a little wool.
A large building a low foundation.
Great show, empty pocket.
Great boast, little roast.
He robs his belly to provide for his beach.
Empty vessels make mostsound.
Large trees give more shade than fruit.
Clean clothes and empty pocket.

૩૪. ખપ તેની છોત નહી. ૮

ખપ તેની છોત નહીં. આરત તેની આભડછેટ નહીં.
માથે ઓઢી ચાદર એટલે જ્યાં બેઠા ત્યાં પાદર.
હાજતમાં હુજ્જત નહીં. હાજત વખત પાયખાનું ગંધાતું નથી.
વહાલામાં વટાળ નહીં. કાગી બાર ગાઉ ઉજડ દેખે.
હેડ[3] કેહેડનો દોષ નહીં.

---

[1] ભુવારડી=સાવરણી. [2] બલૈયું=ચુડી. [3] હેડ=લાકડાના મોટા પાટડાને વેહેરીને બે સરખા ભાગ કરી, બન્ને કકડામાં અર્ધ ગોળ કાંઠાં કે ગાળા કરવામાં આવે છે. તે લાકડાના ઉપરના ભાગને ઉંચો કરીને માંહે ગોળ ગાળામાં કેદીનો એક પગ ઘાલીને પાટડાના બે કકડા ઉપરાઉપર મુકી છેડે તાળું મારે ને કેદી જુદી જુદી નાતના હોય પણ હેડમાં બધાના પગ ઘાલેલા છતાં વટલવાનો દોષ નહીં ગણતાં, એક હેડમાં પગ રાખીને

Nccessity knows no law.
All is fino that is fit.

### ૩૫. સોબતે અસર. ૧૬

સોબતે[1] અસર, તુખમે તાસીર.

સંગ તેવો રંગ.    વાન ન આવે પણ સાન આવે.

---

બન્ને ખાય છે અથવા ખાવું પડે છે. તે કેદી જ્યારે છૂટીને આવે છે ત્યારે નાતમાં તેનો કાંઇ દોષ નહીં ગણતાં દાખલ કરવામાં આવે છે. ઓરત ગમે તે જાતની રાખવામાં દોષ ગણાતો નથી.

## સોબતે અસર

૧. બાદશાહ અને લવાના સંવાદમાં લવે કહ્યું, "**સોબતે અસર, તુખમે તાસીર;**" ત્યારે બાદશાહે કહ્યું, '"**તુખમે તાસીર**" વાત ખરી છે, પણ માણસનું મન મજબુત હોય તો સોબત અસર કરી શકે નહીં, માટે સોબતે અસરની વાત મને ખરી લાગતી નથી.' તે ઉપરથી લવે કહ્યું, '"સોબતે અસર" ખરી વાત છે.' લવે તેના ખરાપણા વિષે આગ્રહ પકડવાથી બાદશાહે કહ્યું, 'બાર મહિનામાં એ વાત ખરી સિદ્ધ કરી આપજે, નહીં તો ગરદન મારીશ.' લવે કબુલ કર્યું.

બેચાર માસ જવા દેઈ, લવે કાશી વગેરે તરફ જવાની રજા લીધી ને કાશી તરફ ગયાનો બધો દોળ કર્યો, ને પછી વાણીઓ થઈ દિલ્હીમાં શાહુકાર બની મોટી બજારમાં સારી ત્રણ માળની દુકાન ભાડે રાખી. પેહેલા મજલામાં દુકાન કરી બેચાર ગુમાસ્તા તથા નોકર રાખ્યા, ને તેણે ઉપરના મજલામાં પોતાની સ્ત્રી સાથે રેહેણાક કરી.

બીજે દહાડે તેણે પોતાના નોકરને કહ્યું, 'એક હજામને બોલાવી લાવ. બાદશાહનો હજામ હશે તે સારી હજામત કરતો હશે માટે તેને તેડી લાવજે.' નોકર ગયો અને બાદશાહના હજામને તેડી લાવ્યો. શેઠે (લવે) હજામત કરાવી હજામનાં બહુ વખાણ કર્યાં ને હજામને હજામતના મેહેનતાણાંના પાંચસો રૂપીઆ આપ્યા. બાદશાહનો હજામ ખરો, પણ પાંચસો રૂપીઆ એકઠા જેયેલા નહીં તેથી બહુ ખુશી થઈ ગયો. શેઠ હજામત કરાવી રહ્યા કે, તુરત ઉપલે માળથી એક દાસી આવી તેણે હજામને કહ્યું, 'મારી બાઇના નખ લેવરાવવા છે માટે ઉપર ચાલ.' ઉપર ગયો, નખ લેવાને આંગળી હાથમાં લીધી ખરી, પણ સોના જેવી બાઇની દેહ, ભવ્ય ને સૌંદર્યથી ભરપુર મુખ જેઈ હજામ તો દિગ્મૂઢ બન્યો. બાઈ કહે, 'બરાબર જીવ ઠેકાણે રાખ નહીં તો જીવતો નખ ઉતરશે.' કાળજું માંડમાંડ ઠેકાણે રાખીને ઘાંયજે નખ ઉતાર્યા. નખ ઉતરામણના તે બાઇએ બે રૂપીઆ આપી, દર ત્રિજે દહાડે નખ ઉતારવા આવવાને વરદી આપી, તે હજામે ખુશી થઈ કબુલ રાખી.

એમ વહીવટ ચાલતાં બેએક મહિના નીકળી ગયા. પછી હજામ એક વાર નખ લેવા આવ્યો, ત્યારે બાઇએ પૂછ્યું, "કાલે સાંજના ચાર વાગતાં એક સવારી નીકળી બસો ઘોડા આગળ, સોબસો ઘોડા પાછળ ને વચ્ચે એક ઘોડાવાળો ઘોડો નચાવતો હતો એ કોણ હશે?" હજામે કહ્યું, "એ જ બાદશાહ સલામત હતા." ત્યારે બાઈ બોલ્યાં, "બહુ

ગધેડા સાથે ઘોડું બાંધે તો, ભુંકતાં ન શિખે પણ આળોટતાં શિખે.
દેખે તેવું શીખે, ઊડે ન તોય ફેકવા શીખે વસી વિહંગમાં.

ખુબસુરત છે, ને ઘોડો પણ ખુબ નચાવતા હતા. મેં બારીમાંથી ચુપકીથી જોયા પણ તેમની નજર નહોતી.”

આ વાતચીતનો પ્રસંગ બન્યા પછી હજામ બાદશાહની હજામત કરવા ગયો ત્યારે બાદશાહને વાતમાં કહ્યું કે, ‘એક શાહુકાર અમુક દુકાનમાં રહેવા આવેલ છે તેની ઓરત બહુ ખુબસુરત અને પવિત્ર છે. હું બે મહિનાથી નખ ઉતારવા જાઉં છું, પણ કોઈ દિવસ બોલતી નહીં. આજ બોલી,’ એમ કહી બાઇનું કહેવું સંભળાવી છેવટે કહ્યું કે, “આપની ખુબસુરતી ઉપર ફીદા છે.” દુકાનની નિશાની બાદશાહે પુછી લીધી, ને હજામને કહ્યું કે, “હું કાલે ત્યાંથી સવારી સાથે નીકળીશ.” હજામ કહે, “હું શેઠાણીને ખબર આપીશ.”

હજામ તે શેઠાણીના નખ લેવા ગયો ત્યારે બીજું કાંઈ નહીં બોલતાં એટલું બોલ્યો કે, “આજ બાદશાહની સવારી નીકળનાર છે.” શેઠાણી એ વાત જાણી ખુશી થયાનો તથા પોતાને બાદશાહનું મ્હોડું જોવા ઉમેદ હોય એવું હજામને દર્શાવ્યું.

આ બાઇએ પોતાનો પોષાક ચિત્તાકર્ષક બનાવવા તજવીજ કરી અને સવારી નીકળવાની રાહ જોતી બેઠી. બાદશાહની સવારી નીકળી. બાદશાહ હજામની સુચના પ્રમાણે ઉંચું જોતા હતા ત્યાં શેઠાણીએ માથાના વાળ મોર કળાની માફક કરી, પોતાનું અર્ધું શરીર દેખાય તેવી રીતે બારીમાંથી કહાડીને પાછી પેસી ગઈ, પણ બાદશાહે જોઈ લીધું.

બાઇનું મનોહર રૂપ જોઈ બાદશાહનું મન હરાઈ ગયું. હજામ હજામત કરવા ગયો ત્યારે બાદશાહે હજામને કહ્યું, ‘હવે એ બાઇની ઇચ્છા મને મળવાની છે, તો મારી પણ ઇચ્છા તીવ્ર થઇ છે, માટે પુછી જો કે શી રીતે મળવું?’

પાંચજો વાયડી જાત, ને બાદશાહે વાત કરી એટલે નખ લેવાને બહાને શેઠને ઘેર ગયો, બાઇને મળ્યો અને બાદશાહની ઇચ્છા જણાવી. બાઇએ તે વાતને રુશીથી સાંભળી જવાબ આપ્યો કે, “અમે શાહુકાર વાણીઆ ને જઇન, પણ બાદશાહ ગોરજીનો વેષ લઇને અહીં આવે તો મારે પણ મળવાની ઇચ્છા તેવી જ જોસદાર છે. માટે કાલે બપોરે આવવું હોય તો ગોરજી થઇને આવે. કોઇ જાણશે નહીં ને શેઠને પણ વહેમ આવશે નહીં.”

આવી રીતે વાત મળવાથી હજામ તો હરખપદુડો થયો, દરબારમાં ગયો, અને બાદ-શાહને વાત કરી. બાદશાહ તો તલપાપડ થયા હતા અને દાઢીમુછ ઉતરાવવા પાંચજો તો હાજર હતો જ. બજારમાંથી મલમલના ભગવા વાઘા મંગાવી ગોરજીના જેવી ચાદરી નાખી. એક મલમલ ગોરજીની માફક ઓઢીને, હાથમાં રજોહરણ, પાતરાં ઝોળીમાં મુકી હજામની પાછળ એક છુપે દરવાજેથી નીકળી, શાહ શાહ મજો મુકી પેટ મસળીને રસ્તે ચાલી શેઠની દુકાનપર ચઢ્યા. આગળ હજામ ને પાછળ ગોરજી ઠક્ઠક્ કરતા માળ ચઢ્યા. બાઈ શૃંગાર સજ્જ કરી બેઠી હતી તે ગોરજીને આવતા જોઈ ઉભી થઈ પગે લાગી, એક બાજઠ નાંખી આપી તે ઉપર આસનીઉં નાખી ગોરજીને બેસાડ્યા. હજામ

દાળની સોબતથી ચોખો નર મટી નારી થયો.[1]
સોબત પ્રમાણે નોબત વાગે.
જેને જેવો વાસ[2], તેને તેવો પાસ.
પટોસીનું કર્મ ન આવે, પણ સોંઝ[3] તો આવે.
નીચનો સંગ ને માનનો ભંગ.

દોહરા—જયસી સોબત જગતમેં, તેસો કરત ઉપાય;
સોબત ગુન છૂટે નહીં, કહા રંક કહા રાવ. ૬૩
સોબતસેં સુધર્યો નહીં, વાકે બડે અભાગ;
સોબતસેં બીગડ્યો નહીં, વાકે બડે સુભાગ. ૬૪
સંગત કીજે સાધકી, બનત બનત બન જાય;
અજયા કુંજર શિરપર, મનમાને ફલ ખાય.[4] ૬૫

---

નીચે ગયો; કમાડ બંધ કરી બાઇ બીજા ઓરડામાં ગઇ ત્યાં કમાડ કોઇકે ખખડાવ્યું. કમાડ ઉઘાડવા બાઇ આવી. બાદશાહે પૂછ્યું, "કોણ છે?" બાઇ બોલી, "કોઇ નહીં શેઠ ઘરધણી છે; તેની ફીકર નહીં, આપ નિશ્ચિંત રહો."

બારણું ઉઘાડી બાઇ બીજા ખંડમાં ગઇ, શેઠ આવ્યા, ચાંચાળી પાઘડી, ઘેરદાર જામો, કમર બાંધેલી ને અંદર આવ્યા. બોલ્યા, "પધારો, પધારો મહારાજ, ભલે પધાર્યા. મહારાજ વંદું છું." બાદશાહ (ગોરજી) કાંઇ બોલ્યા નહીં, એટલે શેઠે કહ્યું, 'વંદું છું,' તો પણ ગોરજી બોલ્યા નહીં. ત્યારે શેઠ કહે, "કેમ બોલતા નથી? મહારાજ વંદું છું." એટલે ગોરજી બોલ્યા, "વંદું છું કયા?" શેઠ કહે, "મહારાજ, આમ કેમ? તમે અમારા ગોરજી થઇને કેમ બોલતા નથી?" એમ કહી શેઠ નીચે બેઠા. બાદશાહે સારી રીતે નજર માંડી જોયું તો લાગ્યું કે શેઠ નથી પણ લવો છે. બાદશાહે શેઠને કહ્યું, "અબે લીવા જેસા માલુમ પડતા હે." એટલે લવો કહે છે, "હજુર, આપ મને બાદશાહ સલામત જેવા લાગો છો." પછી પરસ્પર મળ્યા, અને હજામની સોબતની શી અસર થઇ તે લવાએ સિદ્ધ કરી આપ્યું.

૧ ખીચડી. ૨ વાસ=રહેઠાણ, સમાગમ; પાસ=રંગ. ૩ સોંઝ=લક્ષણ.

૪ એક બકરી નદી ઉપર પાણી પીવા ગઈ. નદી આગળ ભીની રેતીમાં વાઘનાં પગલાં પડેલાં જોયાં. બકરીએ વિચાર્યું કે, સામે કાંઠે મારાથી નદી ઊતરીને જવાય અને નાસીને છૂટાય તેમ નથી માટે શું કરવું? ધીરજથી વિચાર કરી પગલાંનું કુંડાળું કરીને પગલા આગળ બેઠી. થોડી વારે હાથી પાણી પીવા આવ્યો. હાથીને બકરી કહે છે કે, 'તું ભલે આવ્યો.' આ વાઘનાં પગલાં જો. વાઘે મને ભલામણ આપ્યા મુજબ હું બેઠી હતી અને તે પ્રમાણે જઇને વાઘને ખબર આપું છું કે, 'હાથીભાઇ આવ્યો છે.' એમ કહી બકરીએ ચાલવા માંડ્યું એટલે હાથીએ બકરીને પાછી બોલાવી કહ્યું કે, 'વાઘને બોલાવીશ નહીં ને ઊગરવાનો આરો બતાવ.' ત્યારે બકરી કહે છે કે, 'મને પ્રતિજ્ઞાથી

જળ પ્રમાણે પોયણાં, કર્મ પ્રમાણે મત્ત;
જે જેવા નર સેવીએ, તે તેવી ફળપત. ૬૬
કરત કુસંગ ચાહત કુશળ, એહી બડા અફસોસ;
મહિમા ઘટ્યો સમુદ્રકો, રાવન બસ્યો પડોસ. ૬૭
બળદનો ગુણ તો ગયો, કે જોડ કજોડાં જુતો;
મરદનો ગુણ તો ગયો, કે સોડ કસોડાં સુતો. ૬૮

A man is known by the company he keeps.
One is known by his companions.

૩૬. માઠા ખબર વિજળી વેગે જાય. ૪

માઠા ખબર વીજળી વેગે જાય. વા વાત લઈ જાય.
પલક એકમાં પહોંચી જાય, ખબર નરસા હોય.
ભોંયરામાં નાગી નાગી, તે મહેતાજીએ જાણ્યું.[૧]

Ill news travel apace.
Scandal has wings.

૩૭. નબળો સબળાને ગુણ કરે તે આટાલુણમાં જાય. ૭

સમુદ્ર આગળ લુણની ભેટ (તે શી ગણતીમાં)?
જબરો નબળાને ખાય (ને ખુશી થાય).

---

વચન આપો તો બતાવું.' હાથીએ તે પ્રમાણે વચન આપ્યું ત્યારે બકરીએ કહ્યું કે, 'નદી ઊતરી સામે કાંઠે આપણે બન્ને જઇએ તો ઉગારો થાય.' હાથીએ કહ્યું, 'તું મારા મસ્તક ઉપર બેસ. હું ને તું બન્ને નદી ઉતરી જઇએ.' ત્યારે બકરી કહે કે, 'સામે કાંઠે ઊતરીને તું તો મને ફેંકી દે તો મને શો લાભ?' પછી હાથીએ વચન આપ્યું કે, 'હું જીવું ત્યાં સુધી મારા માથા ઉપર રાખું.' પછી બકરીને હાથીએ સૂંઢની લેઈ માથે બેસાડી સામે કાંઠે ગયાં ને હાથી ચરવા જાય ત્યારે બકરીને માથે બેસાડે જેથી સારાં સારાં ઝાડનાં ફળ, કુંપળો બકરી ખાતા કરે.

વાઘ જેવા વનના રાજના પગલાંનો આશ્રય લીધો ને હાથી જેવો સજ્જન બકરીને ગળ્યો તેથી "આનત્યા કુંજર શિરપર, મન માને ફલ ખાય."

૧ એક છોકરા ઉપર મહેતાજી ગુસ્સે થયા ને કહ્યું કે, "બેસ રાંડ નાચણના." તે ઉપરથી છોકરાએ ઘેર જઈ તેની માને પૂછ્યું કે, "મહેતાજીએ મને રાંડ નાચણનો કહી તેનું કારણ શું? તેથી તેની માએ જાણ્યું કે, '"હું નાચ્યાની વાત" મહેતાજીએ જાણી હશે' ત્યારે તેની માએ છોકરાને વાત કરી કે, "હું ભોંયરામાં એક વાર નાગી નાગી હતી." એટલે ભોંયરામાં નાચ્યાની વાત જાહેર થઈ.

મોટા મચ્છ નાના માછલાંને ગળી જાય.
તાલેવંતના તેજમાં ગરીબ તણાઈ જાય.
સોનાના ચુડાવાળી દાતણુવાળીને ઘેસવે.
મોટાની ગાં-માં પેસીએ તે ચગદાઈ મરીએ.[1]

દોહરો—રાગ વિના રાગોડે, નિર્ધનીઓ કુટાય;
નબળો સબળાને ગુણ કરે, તે આટાલુણમાં જાય. ૬૯

સાખી—આણુંદ કહે પરમાનંદા, મોટામાં જાતું ઘોડું;
કામ કરાવે કુસ કાઢે, કાંતો કહેશે ઓડું. ૭૦

The rich eat up the labour of the poor.

૩૮. કદિ ખતા ન ખાય વિચારી વાણી ઉચરે. ૯
(વિચાર પુરો કરીને બોલવા વિષે.)

કદી ખતા ન ખાય, વિચારી વાણી ઊચરે.
વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ.
બોલ્યું બહાર પડે ને રાંધ્યું વરે. થુંક્યું પાછું ગળાય નહીં.
બોલ બોલ્યા તે પાછો મ્હોંમાં પેસે નહીં. સો ગળણે ગાળી વાત કરીએ.
સાત ગણે ગાળીને પાણી પીવું. બોલ્યા તે અબોલ્યા થાય નહીં.

---

૧ મોટાની ગાં'માં પેસવું નહીં તેની વાત છે. એક તળાવમાં હાથી ગયો, પણ તળાવના ઉંડા ભાગમાં જતાં મરી ગયો અને તેનું શબ તે તળાવમાં જ રહ્યું. એક શીઆળે જોયું કે હાથીનું માંસ ઘણા દહાડા ચાલશે માટે હાથીના પેટમાં પેસી માંસ ખાવાનું મળશે ને તળાવમાં પીવાનું પાણી પણ મળશે. હાથીનું મ્હોં તો મરી ગયેલો તેથી બંધ થયું હતું, પણ પુંઠ પાણીમાં પલળવાથી ચામડું નરમ થયું હતું એટલે તેમાંથી હાથીના પેટમાં શીઆળ પેઠું. માંસ ખાયને પુંઠ દ્વારા ડોકીયું કાહાડી પાણી પીએ. તેમ કરતાં ઊનાળો આવ્યો, તળાવ સુકાયું ને પાણી હેઠું ગયું તેથી પુંઠનું ચામડું સુકાયું ને કઠણ થયું. શીઆળથી બહાર નીકળી પાણી પીવાયા નહીં તેટલામાં ચકલાંનું ટોળું આવ્યું તે શીઆળે અવાજ ઉપરથી જાણ્યું.

ચકલાંને કહ્યું કે, તમે બધાં ભેગાં થઈ હાથીની પુંઠ ઉપર પાણી સીંચો એટલે હું તમને એક અગત્યની વાત કરૂં.

ચકલાં હમેશાં પાણી પીવા આવે ને ચાંચેથી પાણી સીંચે. ઘણી વારે ચામડું પલળ્યું, ત્યારે શીઆળે માંહેથી માથું મારી જોર કર્યું અને શીઆળ બહાર નીકળી નાઠું. ત્યારે ચકલાંએ કહ્યું, વાત તો કર, ત્યારે શીઆળે નાસતાં નાસતાં કહ્યું કે, "મોટાની ગાં-માં પેસીએ તો ચગદાઈ મરીએ."

દોહરો—બોલ તો અબોલ હે, જો કોઈ બોલે જાણ;
દો ત્રાજુ તોલ કર, તું મુખ બાહેર આણ. ૭૧

The word once escaped, cannot be recalled.
A word spoken is an arrow let.
Think to-day, speak tomorrow.
Think twice before you act once.

૩૯. જાયા તે જાવાના. ૨૬

(મરણ વિષે.)

જાયા તે જાવાના. કાયા કાચો કુંભ. નામ તેનો નાશ.
ઊગ્યા તે આથમવાના. કાળ સૌને શિર છે. કાયા માયા કુડી.
કાળ કોઇથી જીતાયો નથી. મરણ ને મોંઘું કોઇના હાથમાં નથી.
મરણ સૌને માથે છે. કાળે સૌનો ક્ષય. મોતને વાયદો નહીં.
ટુટીની બુટી નહીં.[1]
મરણ કોઈને મૂકે નહીં. એક વાર મરવું મરવું ને મરવું એ ખરૂં છે.
લોઢાની કોઠીમાં ઘાલો તો પણ મરણ મૂકે નહીં.
મરતાં માટીને બાપ કહે તો પણ જીવે નહીં.
મરતી બાયડીને મા કહો તો પણ ઉઠે નહીં.
નવાણું ઓસડ, સોમું ઓસડ નહીં. કોઠીમાં ઘાલ્યાં જીવે નહીં.
શરીર ચાલે ત્યાં સુધી વહાણ, નહીં તો પથ્થર ને પહાણ.
કાયા પાણીનો પરપોટો ફૂટતાં વાર નહીં.

દોહરા—જાયા તે જાવાના, રાજા હો કે રંક;
વૃદ્ધ બાલ જુવાન પણ, ઝડપે જમ નિશંક. ૭૨
કાળ ન છોડે કોઇને, ભલે હોય ભગવાન;
બીલે ભાલું ભોંકીયું, કૃષ્ણ હતા બળવાન. ૭૩

સોરઠા—સગોજ જાણો શ્વાસ, શ્વાસ પણ સગો નહીં;
એનો શો વિશ્વાસ, સાચું સોરઠીઓ ભણે.[2] ૭૪
ચિંતામણી નર દેહ, મુઆ પછી મસાણમાં;
તેની થાશે ખેહ, કોઈ વિભૂતિ પણ ચુંસે નહીં. ૭૫

બેત—ખાખકા પુતલા બના, ખાખકી તસવીર હે;
ખાખમેં મીલ જાયગે, ફીર ખાખ દામનગીર હે. ૭૬

---

૧ બુટી-એટલે ઔષધ-જડીબુટી. ૨ કહે.

Death defies the doctor.
There is no medicine against death.
Dust thou art, and to dust shalt thou return.
Death is deaf and hears no denial.

૪૦. દામ કરે કામ લોંડી કરે સલામ. 33

(પૈસાના મહિમા વિષે)

દામ કરે કામ લોંડી કરે સલામ. સકર્મીના સાળા[1] ઘણા.
કાકા મામા ગાવાના, પાસે હોય તો ખાવાના.
सर्वे गुणाः कांचनमाश्रयन्ते. મધ ત્યાં માખ. સુખના સાથી, દુઃખના વેરી.
બધા દોલતની માંખ. દ્રવ્ય ત્યાં સર્વ. લીલા વનના સુડા ઘણા.
ધમધમતી વહેલે સૌ બેસવા આવે. પૈસાના સૌ સગા.
નમતે ત્રાજવે સૌ બેસે. સૌ જગતી[2] તાપે.
સૌ લીલાંનાં હરણ.
સોનું દેખી મુનીવર ચળે. પૈસો દુનિયામાં પરમેશ્વર.
દામકે સબ ગુલામ. સુખ સંપતના સૌ સાથી.
સુખે સાંભરે સોની, દુઃખે સાંભરે રામ.
અનેના[3] ત્યાં સુધી તનેનાં. હાથ પોલો તો જગ ગોલો.
જર બસિયાર, મરદ હુંસિયાર. ખીસા તર તો ચાહે સો કર.
દુઃખમાં સાથી રામ. પૈસા હોય તો છોકરો ઘુઘરે રમે.
કોરી[4] દેખે આખી, ત્યારે બોલે બાવો ખાખી.
જરને જુહાર.[5]
ગાંઠે હોય જર, સૌ પૂછે ઘર.
જર કરે દરિયામાં ઘર. ગાંઠે હોય ધન, સૌ હાજર જન.
દોહરા—માયાકુ માયા મીલે, કરકે લંબે હાથ;
તુલસીદાસ ગરીબકી, કોઈ ન પૂછે બાત. ૭૭
સબ સહાય સબલકે, કોઈ ન નિર્બલ સહાય;
પવન જગાવત આગકું, દીપક દેત બુઝાય.[6] ૭૮

---

૧ સકર્મીના વહુને સૌ "બા" કહી બોલાવે ને તેના ભાઈ ઘણા થાય. ૨ દેવતા સળગતો હોય તેવી સગડી. ૩ કોઠીમાં નાર-પૈસો. ૪ કોરી જામનગર, કચ્છ, પોરબંદર, જુનાગઢમાં રૂપાનો એ નામનો શિક્કો ચાલતો હતો. ૫ નાર-કોઠીમાં નાર કે ઘરમાં નાણું. ૬ આગ જબર છે તેને પવન મદદ કરીને વધારે જગાવે છે, પણ દીવો નિર્બળ છે તેથી ઓલવી નાખે છે.

**સવૈયા**—માત કહે મેરો પુત સપુતર, બહેન કહે મેરો સુંદર ભૈયા,
તાત કહે મેરે કુલકો દીપક, લોકમેં અતિશય લાજ બઢૈયા;
બાહુ કહે મેરો પ્રાણપ્યારો, સાસ કહે મેં લેઉં બલૈયા,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, જીનકી ગાંઠ સપેત રૂપૈયા. ૭૯

In time of prosperity friends will be plenty.
He is most loved that has mony bags.
Money makes the mare go, let her have a leg or no.
Every one is kin to the rich.
A bribe in the lap blinds one's eyes.
Prosperity gains friends, adversity tries them.
With provisions in store, we have friends by score.

૪૧. લક્ષ્મી. વિનાનો લપોડ. ગરથ વિનાનો ગાંગલો. ૧૮

(નિર્ધન સ્થિતિ વિષે.)

લક્ષ્મી વિનાનો લપોડ.[1] ગરથ વિનાનો ગાંગલો.
ખરચી ખુટી કે યારી તુટી. જર ગયો ને જોબ ગયો.

## લક્ષ્મી વિનાનો લપોડ

૧. એક શાહુકાર પાસે દ્રવ્ય ઘણું હતું ને ઘણી પેઢીથી ધનાઢ્ય સ્થિતિ ભોગવતા આવેલા હોવાથી વંશપરંપરાના ગુમાસ્તા, મુનીમ, ચાકર, પેશા, ધોબી, દરજી, સુથાર, બ્રાહ્મણો હોવાથી ઘેર કાયમ માણસની ભીડ જામેલી રહેતી.

તે શાહુકાર ગુજરી જતાં દીકરો વારસ થયો, તેને એવા સંજોગો બન્યા કે દ્રવ્ય પગ કરીને જાય તેમ ગયું ને ઘરબાર સિવાય પાસે કંઈ રહ્યું નહીં ત્યારે મુનીમ, ગુમાસ્તા વગેરે બધા જતા રહ્યા અને ગોર વગેરે આશીર્વાદ દેવા આવતા બંધ થયા.

ત્યારે શેઠે પોતાની હમસો જાતના માણસને પૂછ્યું કે, હવે કેમ કોઈ આવતા નથી ને આડા પણ ઊતરતા નથી? ત્યારે તેણે જવાબ દીધો કે, "પૈસાને સઉ માન આપતા હતા તે પૈસો ગયો એટલે માન પણ ગયાં; હવે કોઈ ભાવ પૂછે તેમ નથી."

આ શાહુકારના મનમાં ચોટ લાગી ગઈ જેથી દ્રવ્ય ઉપાર્જન કરવાનો નિશ્ચય કરી પરદેશ પ્રયાણ કર્યું. પોતા આંગે પાણી તો હતું જ તેથી ચીન-જાવા તરફ જઈ વેપાર ખેડવા માંડ્યો. ઈશ્વરકૃપાથી નસીબ પ્રબળ થયો, ઘરનાં વહાણ કર્યાં ને મુંબઈ, કલકત્તા, રંગુન, સિંગાપોર વગેરે બંદરના મથકોમાં શેઠની આબરૂ વધી ને વ્યવહાર સારો જામ્યો ને અનર્ગળ દ્રવ્ય સંપાદન કર્યું.

પોતાના મનને તૃપ્તિ થાય એટલું દ્રવ્ય થયું એટલે સ્વદેશ ભૂમિ તરફ જવા વિચાર થયો ને વાણોતર આડતિયાને ખબર આપી કે મારું નાણું મોકલું છું ને સાથેની

કંગાલનાં કાળજાં પોલાં. વસુ વિના નર પશુ.
ચાક વગરનું ગાડું જેમ, ધન વિનાનું મનુષ્ય તેમ.
પૈસા વગર ઘેલો, ને સાબુ વગર મેલો. પૈસા વગર પદકુડીઓ[1] ન થાય.

દ્રીપ પ્રમાણે ઉતારી વખારમાં રાખજો. તે પછી પોતાની મેળવેલી દોલતથી રૂપા અને સોનાના નાણાની પેટીપટારા ભર્યા, તેમ જ જવાહીરના દાગીના વગેરેની તિજોરીઓ ભરી રાજનગર તરફ રવાના કર્યાં.

આડતીએ તે શેઠની દોલતની વિપુલતા વિષે તથા શેઠ આવનાર છે તેના ખબર વતનમાં તથા ઓળખાણવાળાને આપ્યા.

શેઠ અનર્ગળ દોલત કમાઇને આવે છે તેમ જ ઘણે વર્ષે આવે છે જાણી સગાંવહાલાં સ્નેહી વર્ગને હેતના હરડકા ઊછળ્યા અને સૌ બંદર સુધી સામા જવાની તૈયારી કરવા લાગ્યા.

તેટલામાં શેઠ પોતાની સાથે દોલતનાં વાહાણ સાથે બંદરે લાંગર્યાં એટલે પેહેલ વેહેલા કુળગોર આશીર્વાદ દેવા આવ્યા ને બોલ્યા, "શેઠ રાજાધિરાજ, આશીર્વાદ છે." એટલે શેઠ બોલ્યા, "કહીશું" "કહીશું." એમ સૌ મળવા આવ્યા તેમણે જુહાર વ્યવહાર કર્યા, તે સર્વને કહે "કહીશું," "કહીશું"ના જવાબ આપ્યા. આ જવાબથી સર્વના મનમાં આવ્યું કે શેઠનું ચીતભ્રિયું ખસી ગયું છે.

પછી બંદરના આડતીઆને પ્રથમ મોકલેલી દોલત તથા પોતે લાવેલા તેનાં અસંખ્ય-ગાડાં ભર્યાં ને પાટણ તરફ ચાલ્યા, કેટલાક રસ્તામાં શેઠને મળ્યા તેમને પણ શેઠે કહ્યું કે, "કહીશું."

પાટણ આવ્યા, ગાડાંમાંથી દોલત ઉતારી ઘેર લાવ્યા. બાપદાદાના પ્રતાપથી ઘર તો મોટાં હતાં જ તેમાં દોલતની પેટીઓ ઉતારી, સોનાની દીવીઓમાં ઘીના દીવા કરી શેઠ ગાદી નાખી બેઠા. પછી સગાં, વહાલાં, બાળસ્તી, આશ્રિત નોકરો આવતા ગયા, જુહાર વ્યવહાર કરતા ગયા તેમ શેઠ પેલી પેટીઓને હાથ જોડીને કહે છે, "મહાલક્ષ્મી માતા આપણા મેહેતા તમને જુહાર કરે છે" એમ સૌના જુહાર ઝીલી મહાલક્ષ્મી માતાને નિવેદન કરતા ગયા ને સૌને રજા આપતા ગયા, પછી પૈસા ઠેકાણે કરી જરૂરી પૈસા બહાર રાખી ઝાડ કાયમ રહે તેવી ગોઠવણ કરી, ફળ ખાઇને પોતાનો નિર્વાહ આનંદમાં કરતા ગયા. આ દ્રવ્યહીન માણસ થાય છે તેનું આ દૃષ્ટાંત છે.

અખો ભગત શ્રીનાથજી ગયા હતા, ત્યાં ગરીબ માણસનો વેષ ધારણ કરીને ગયા હતા ત્યારે ગોલીટાનો માર ખાઈ ઉતારે આવ્યા હતા. બીજે દિવસ ધનાઢ્યનાં વસ્ત્રઅલંકાર ધારણ કરીને ગયા, ત્યારે બધાં માણસોને આઘાં કરી દર્શન કરાવ્યાં તે વખતે અકેકો દાગીનો કહાડીને દાગીનાને કહેતા ગયા કે, "અમુક દાગીના તું દર્શન કર." આવી વાત લોકોમાં ચાલે છે અને દ્રવ્યના માનના દાખલામાં આજ પણ કહેવાય છે.

1 પદકુડી=મસ્તી.

જર હોતા તો મર્દ રોતા. નાણું ગયું એટલે હુંફ ગઇ.
સરોવર સુકાયું, કે પક્ષી ઉડ્યાં. ગરીબનું નસીબ ગરીબ.
નિર્ધનીઆનો જાયો, તે બાવળિયાનો છાંયો.
પૈસો આઇ, પૈસો ભાઇ, પૈસા વિનાની શી સગાઈ?

દોહરો—જબ લગ પૈસા હાથમેં, તબ લગ ઉસકે યાર;
સાંઇ ઇસ સંસારમેં, સ્વારથકા વ્યવહાર. ૮૦

સોરઠો—લક્ષ્મી વિના લપોડ, ચતુર્ભુજ ગાયો ચારતા;
થઈ બેઠા રણછોડ મેરામણ મથ્યા પછી.[1] ૮૧

કવિત—પૈસા બીન બાપ કહે, પુત ઓ કપુત મેરા,
પૈસા બીન ભાઇ કહે, બડો દુઃખદાયી હે;
પૈસા બિન ચાચા કહે, કોનકો ભતિજો લાગે,
પૈસા બિન સાસ કહે, કોનકો જમાઇ હે;
પૈસા બિન પંચનમે, બેઠવે કો ઠોર નાહીં,
પૈસા બિન ચતુરનમેં, ચાતુરી ન ગાઈ હે;
પૈસા બિન આદર, આયબેકું કાહુ ઠોર,
પૈસા એસી ચીજ, શ્રીરામજી બનાઇ હે. ૮૨

When good cheer is lacking, our friends will be packing.
Adversity distinguishes or tries friends
In timo of adversity not one amongst twenty.

૪૨. પગ તળે બળે તે જુએ નહિ ને લંકા ઓલવવા જાય. ૧૦

(પોતાની પાસે હોય તે બાબત વિચારે નહીં, ને દૂરની વાતો કરે તે વિષે.)
પગ તળે બળે તે જુએ નહીં, ને લંકા ઓલવવા જાય.
કેડમાં છોકરૂં ને ગામમાં ઢંઢેરો. બેટા બગલમેં, ઢુંઢે જંગલમેં.
કુળદેવને દીવો મળે નહીં, ને પારકા દેવને ફૂલ.
પેટ પુરૂં કરવાના સાંસા, ને ગડબડશાને વડાં.
મ્હોંને ગરસું મળે નહીં, ને ગાં–ને જાયફળ.
ભલભલા કુંવારા, ને વાંઢો કહે મારે બે.

---

૧. શ્રીકૃષ્ણ ગાયો ચારતા હતા, પણ મેરામણ સમુદ્ર મથન કરીને લક્ષ્મી લાવ્યા પછી દ્વારિકામાં શ્રી રણછોડ થઈને બેઠા.

સબ સબકી સંભાળીઓ, મેં મેરી ફોડતા હું.
પીડા પતી, તો કહે પગે જ વળગી છે.[1]

સોરઠો—ડુંગર બળતી લાહાય, દેખે સારી જગત તે;
પરજળતી નિજ પાય, રતી ન સૂઝે રાજીઆ. ૮૩

૪૩. જાણપણાં જગ દોહેલાં, ધન તો કાલાં ઘેર હોય. ૧૧

(ડહાપણને માન વિષે.)

જાણપણાં જગ દોહેલાં, ધન તો કાલાં ઘેર હોય.
બુદ્ધિમાન સર્વત્ર પુજાય. ડાહ્યો પંચમાં પુછાય.
ડહાપણને માન છે. વિવેક દશમો નિધિ. ડાહ્યો તે ઘરડો.
ડહાપણ કોઇના બાપનું નથી (જેને ઈશ્વર આપે તેનું).
ગુણવાનનાં હજાર ઘરાક. રીતભાત જાણે તેને સૌ વખાણે.

દોહરો—મતિ હે તો માન હે, મતિ બિના નહીં માન;
ભાગકી બાત અલાયેદી, જાનત સકલ જહાન. ૮૪

સોરઠો—તમે વણકર, અમે વણાર, નાતે[2] નેડો[3] નહીં;
તારા ગુણને રેઝીં ગજમાર,[4] જાત ન પૂછું જોગડા.[5] ૮૫

Wisdom alone is age and commands respect.

૪૪. વીતી હોય તે જાણે. બે દરદીની બલા જાણે. ૨૫

જો તન લાગી વો હી તન જાણે, બેદરદીકી બલા જાણે.
દુઃખે તેને પીડા. વાગે તેને સાલે. ' પડી તેને પીડા.

---

૧ એક માણસને ત્યાં કોઈ મીજબાન આવ્યો. ઘરધણીએ વિચાર્યું કે, 'આ પીડા ક્યાંથી આવી, તે જાય તો સારૂં.' પછી પોતે તાવ આવ્યો કે માંદો થયાનો ડોળ કરી ઓઢીને સુઇ ગયો, અને પોતાની સ્ત્રીને કહ્યું કે, પગ ચાંપ. સ્ત્રી પગ ચાંપતી હતી તે વખતે પરોણો મુંગો મુંગો ઓરડામાં બેસી રહ્યો હતો, તેટલામાં સ્ત્રીને કંઇ કામ હોવાથી પગ ચાંપતા પડ્યા મૂકી બીજા ખંડમાં ગઇ, એટલે ઘરધણી મોઢે ઓઢીને સુતો હતો તેના પગ ચાંપવા પરોણો વળગી ગયો. ઘરધણીએ માન્યું કે, મારી સ્ત્રીજ પગ ચાંપે છે, માટે થોડી વારે પૂછ્યું કે, "પેલી પીડા પતી?" એટલે મેમાન કહે છે કે "પગે જ વળગી છે." ઘરધણી સમજ્યો અને ઝંખવાણો પડી ગયો ને પરોણાની ખાતરબરદાસ કરી.

૨ એક નાત. ૩ સંબંધ, સાંધો. ૪ ખાદી વણવામાં ને વેચવામાં ઢેઢ ગજ વાપરે છે, માટે ગજમાર કહ્યો છે, તે પણ ઢેડ.

૫ વણાર શાખાના આહીર હોય છે તે શાખાની સ્ત્રીને, જોગડા નામના ઢેડ સાથે હેત બંધાણું. જોગડો ઢેડ હતો પણ તેના ગુણ જોઇ હેત બંધાણું તે વિષે સોરઠો છે.

વંધ્યા કહા જાનહી પ્રસુતનકી પીડ. વીતી હોય તે જાણે.
જેના પેટ ઉપર સાપ પડ્યો તે ઊછાળે.
ધરાયેલો તે ભુખ્યાની પીડા શું જાણે?
દુઃખે તેને વેણ.[1] પેટની પીડા માથું શું જાણે?
વીઆણી વેદના જાણે, વગર વીઆણી ઠીસકાં કરે.
હાડીઆને મન રમત, દેડકાંનો જીવ જાય.
બિલાડીને મન રમત, ઊંદરનો જીવ જાય.
બેઠેલો ઊભાનું દુઃખ શું જાણે?
પેટમાં દુઃખે તે અજમો ફાકે. જેનાં લાગ્યાં તે ભોગવે.
પડેગી જબ સુઝેગી. માથે પડી વિશ્વદેવા.
જેને ન દુઃખે પેટ કે પાસું, તેને આવે ખડખડ હાંસું.
વાડા કેડે વારો, તેનો શો ઉધારો.
આપ વીતી સૌ જાણે, પર વીતી કોઈ ન જાણે. જણે તે જાણે.
જેને વીતી હોય તે નર જાણે, બીજા આણે અહંકાર;
ડહાપણનો દલપત કહે, કોઈ ગર્વ ન કરશો લગાર.
દોહરા—પીપલ પાન ખરંત, હસતી કુંપળીઆં;
અમ વીતી તમ વીતશે, ધીરી બાપુડીઆં. ૮૬
માળી આયા બાગમેં, કલીઅન કરી પુકાર;
પાકી પાકી ચુન લઈ, અબ કલ હે તેરી વાર. ૮૭

The wearer knows best where the shoe pinches him.
The full belly knows not the meaning of hunger.
Mock none in his misfortunes.
None knows the weight of another's burden.

૪૫. નવ નેજા પાણી ચડે, પત્થર ન ભીંજે કોર. ૮

(જડ બુદ્ધિ સમજે નહીં તે વિષે.)

પત્થર ઉપર પાણી, ભીંજે પણ રીઝે નહીં.
કાળમીંટ પાણા જેવો, કાંઇ અસર થાય નહીં.
સો મણ સાબુએ ધુઓ પણ સીદીભાઈ કાળાને કાળા.
દોહરા—કહા કહું કિતોરકું, હીરદા ભયા કઠોર;
નવ નેજા પાણી ચડે, પત્થર ન ભીંજે કોર. ૮૮

[1] પ્રસૂતિ વખતની વેદના.

સંગત બીચારી શું કરે, જેનું હૃદય કઠોર;
નવ નેજા[1] પાણી ચડે, પત્થર ન ભીંજે કોર. ૮૯

મુખ મોરો[2] માથે મણી, ઝેર તજ્યું નહીં નાગ;
સંગત પણ સુધર્યાં નહીં, વાટે બડે અભાગ. ૯૦

ભલા ભવો ન વીસરે, નગણા ન આવે ચંત;
કાળી ઉન ને કમાણુસાં, ચડે ન દુજે રંગ. ૯૧

અખા ભગતનો છપ્પો

તીલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીર્થ ફરી ફરી થાક્યાં ચર્ણ, તોએ ન પહોચ્યાં હરિને શરણ;
કથા સાંભળી ફૂટ્યા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

He who is born a fool is never cured.
It is a bad cloth that will not take colour.
You will end him, but never mend him.

૪૬. ફાંસ કહાડતાં પેસે સાલ. એક કરતાં બીજું થાય. ✦

ફાંસ કહાડતાં પેસે સાલ. કડી લેતાં પાટણ ગયું.
માળી છીંડે રાખે છૂટ, બકરૂં કહાડતાં પેસે ઊંટ.
હાથમેં દંડા બગલમેં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઇ.
આબુ[3] લેતાં જાંબુ ગયું. લેને ગઇ પુત, ખો આઈ ખસમ.
લેવાનું દેવા થયું. લીધું ચડવા ને પડ્યું ઉપાડવા.
ઢીંગલા સારૂ કુટવા ગઇ ત્યાં ઊંટ કઢામણુ અર્ધો બેઠો.

To go for wool and come home shorn.
King log to the king stork is no improvement.
All grasp, all lose.

૪૭. માગ્યા વગર મા પણ ન પીરસે. બોલે તેનાં બોર વેચાય. ૪

માગ્યા વગર મા પણ, ન પીરસે. બોલે તેનાં બોર વેચાય.
રોયા વગર છોકરાંને મા ધવરાવે નહીં. ગાજે તેનું વાજે.

---

૧ નેજા એટલે ભાલા જેવા લાંબો દાંડો, જેમાં નિશાન ખોસવાને ખોળું ભરાવેલ તે.

૨ મુખમાં ઝેર ઉતારવાને મોરો ને માથે મણિ છે તેથી મણિધર કહેવાય છે. નાગને એવી સારી સોબત છતાં ઝેર તજતો નથી એવો ભાવાર્થ છે.

૩ આબુનું રાજ લેતાં જાંબુ ગયું, જાંબુ લીંબડી સ્ટેટમાં ગામ છે તે. પ્રથમ લીંબડી શેહેરની રાજધાની હતું. જાંબુ ફળ છે, આંબુ એટલે કેરી લેતાં જાંબુ ગયું, એવો પણ આ કહેવતનો ભાવાર્થ છે.

Unreasonable silence is folly.
He who spares to speak, does spare to speed.
A closed mouth catches no mice.
A dumb man never gets land.

### ૪૮. ચડતીપડતી ચાલી આવે છે. ૨૧

(ઉદય પછી અસ્ત, અસ્ત પછી ઉદય.)

ચડતીપડતી ચાલી આવે છે. ઉદય પછી અસ્ત, અસ્ત પછી ઉદય.
સુખ પાછળ દુ:ખ ને દુ:ખ પાછળ સુખ. સુખદુ:ખનો જોડો છે.
દિવસ પછી રાત ને રાત પછી દિવસ.
આજ રાજા કાલે રંક. સરાધરા સરખું ચાલે નહીં.
શેરડીનો સાંઠો તે ચડથી પુંછડા સુધી સરખો મીઠો હોય નહીં.
આજ અમીર કાલે ફકીર. વખત વખતનો રંગ જુદો.
સદા કાળ સરખો ચાલે નહીં. વેળા વેળાની છાંયડી.
ચડતી પડતીના ચક્ર આગળ કોઈનું ચાલતું નથી.
તડકાછાંયા ચાલ્યા જાય છે. તડકાછાંયાની વાત છે.
વેળાવેળાની વાત છે. વેળાવેળાની છાંયડી.

દોહરા—સદા ફીસીકી ના રહી, પ્રીતમકે ગલે બાંય;
ઢલતે ઢલતે ઢલ ગઈ, જ્યું તરૂવરકી છાંય. ૯૨

દુ:ખસે ડર મત મર્દ જન, ચડતીપડતી સદાય;
મગન કહે ધીરજ ધરો, શશિ વીતક[1] મન લાય. ૯૩

ખણુ[2] ખીજ્યો,[3] ખણુ વઠ્યો,[4] ખણુ આથ્યો[5] ખણુ લી;[6]
દેવ ન દીધા ચંદને, સબે સરીખા દી. ૯૪

મનહર છંદ—કબહુક બાગ હાથ, બાજતે નગારે સાથ,
કબહુક પાંઉપ્યાદા, સિર બોજ સાહીએ;[7]

---

૧ શશિનાં વીતક એટલે દુ:ખ ક્યાં તે નીચે કહે છે.

(૨ ખણુ=ક્ષણ. ૩ ખીજ્યો=કોપ્યું. ૪ વઠ્યો=ધૂર્યો. ૫ આથ્યો=અર્થ્યો.
૬ લી=લીધી જોવો.)

૭ ક્યારેક ઘોડાની વાગ (લગામ) હાથમાં રહી ગઈ છે; ને સાથે નગારાંના ડંકા થઈ રહ્યા છે, ને ક્યારેક પગે ચાલતા માથે ભાર ઉપાડ્યો હોય.

કબહુક મેવા મિસરીકી અજીરન હોત,
કબહુક મુઠીભર ચુનગો[1] ના લહીએં.[2]
કબહુક આપદ્વાર, ભીર ભઇ ભીખારનકી,
કબહુક આપ જાઈ પરદ્વાર રહીએ;[3]
હારીએ ન હિંમત, બીસારીએ ન હર નામ,
જાહી બીધી રાખે રામ, તાહી બિધ રહીએ.[4] ૯૫

Sadness and gladness succeed each other.
There are ups and downs in life.
After joy comes sorrow.
He who swells in prosperity will shrink in adversity.

૪૯. જાત જાતના દ્વેષી. ૭

વૈદ્ય વૈદ્યનો વેરી. જાત જાતનું ખોદે.
બિલ્લાં, બ્રાહ્મણ ને કુતરાં, એ ત્રણને અણરાગ.
તેમને પાડાખાર પડ્યા છે.[5]
કુતરો કાશી જઈ આવ્યો,[6] તે ઘેર આવીને ગામેગામ નાતીલાનું દુઃખ ગાયું.

---

૧ ચુનગો—ચવેણું.

૨ ક્યારેક મેવા તથા સાકર મિષ્ટાન્નનું અજીર્ણ થાય તેટલું ખાવા મળે ને ક્યારેક મુઠી ભર ચવેણું પણ મળે નહી એવો વખત પણ આવે.

૩ ક્યારેક આપણે ઘેર ભીખારીની ભીડ જામી હોય, ને ક્યારેક આપણે કોઇને બારણે કાંઈ મળવાની ઇચ્છા રાખીએ.

૪ માટે દુઃખમાં હિંમત નહી હારતાં, ઈશ્વરનું નામ નહી વિસારતાં, પ્રભુ રાખે તેમ ખુશાથી રહેવું, એ ખરી મરદાઇનાં લક્ષણ છે.

૫ આપણામાં કોઈ વચ્ચે કટ્ટી શત્રુતા હોય છે ત્યારે કહેવાય છે કે "તેમને પાડાખાર પડ્યા છે."—એટલે પાડાઓને પરસ્પરનો ખાર હોય છે તે જબરો ખાર ગણાય છે. ખાર=દ્વેષ, અદેખાઈ.

૬ કુતરો જાત્રાએ ગયો તે કાશી, મથુરાં, શ્રીનાથજી, ગોકુળ જઇને ઘેર આવ્યો. સગાંવ્હાલાંએ કુશળસમાચાર પૂછીને જાત્રાની હકીકત પૂછી ત્યારે કુતરો કહે છે, "સિદ્ધપુરમાં લાડવા ખુબ ખાધા, શ્રાદ્ધ સારે છે ને શ્વાનભાગ બધા કાઢે છે; શ્રીનાથજી ગયો ત્યાંના પ્રસાદની તો વાત શી કરવી? પછી ગોકુળ, મથુરાં, વૃંદાવન ગયો, ત્યાંની પણ ખાવાપીવાની મજા તો હવે ક્યાંયે મળશે જ નહીં. એટલે ખાવાપીવાનું સુખ બહુ, પણ ગામેગામ નાતીલાનું દુઃખ ભારે; ગામમાં પેસવા દે નહીં ને ગામ બહાર મને કાઢી મુકવાને ટોળાબંધ નાતીલા આવે, એ દુઃખ ઘણું પડ્યું. સુખ તો આવ્યું, પણ નાતીલાનું દુઃખ ભારે.

દોહરા—જાત જાતનો વેરી, તે જાત જાતને ખાય;
ભાટ, બ્રાહ્મણ, ને કુતરાં, દેખ દેખ ઘુરકાય. ૯૬
પંખો, પાડો, ને કુતરો, ત્રણે જાતના દ્વેષી;
નાગર, કાગડ ને કુકડો, એ ત્રણ જાતના હેંસી. ૯૭

Two of the same profession seldom agree.

૫૦. જેનાં કામ તે તેથી થાય, બીજા કરે તે ખતા ખાય. ૧૬

જેનાં કામ તે તેથી થાય, બીજા કરે તે ખતા ખાય.
વાંદરો સુતારનું કામ કરવા ગયો, ને મરણ પામ્યો.
અજાણી વાતમાં માથું મારે, તે પોતાનો વક્કર હારે.
કાગડો હંસની ચાલ ચાલવા ગયો, તે પોતાની પણ ભુલી ગયો.
તેલીનું કામ તંબોલી કરે, તો ચુલામાં આગ ઉઠે.
જીસકા કામ ઊસીકું છાજે, ઔર કરે તો ઠેંગા બાજે.
આવડે નહીં ધંધ, ને રાંધવા પેસ.
આપણો રસ્તો લીજીએ, ને શિખ્યો ધંધો કીજીએ.
અજાણ્યો ઉપાધ્યાય બમણું ઘી હોમે.
જેના ઘોડા તેના અશ્વાર.[1]
કેળનો થાંભલો ભાર ન ખમે.
ખેલ ખેલાડીકા, ઘોડા અશ્વારકા.
નરેણીથી નખ ઉતરે, માથું ખોડાય નહીં.
હાથીનો ભાર હાથી ઉપાડે. ડગતું પાડવું.[2]

દોહરો—કરતા હોય સો કીજીએ, ઔર ન કીજે કગ;[3]
માથું રહે શેવાળમાં, ને ઉંચા રહે પગ. ૯૮

The young inexperienced priest burnt his moustache
by blowing the sacrificial fire.

*Every man to his business.*

He who does his own business, defileth not his hands.

Fog cannot be dispelled by a fan.

---

૧ ઘોડાની સ્વારી કરી જાણનારને વશ ઘોડો રહે.

૨ ભીંત ખખડી ને ડગતી હોય તેને પાટુ મારીએ તો પડી જાય; પણ સારી ભીંત હોય તેમાં પાટુ મારીએ તો પગ ભાગે.

૩ કગ માગધી ભાષામાં અર્થ કાગ.

૫૧. દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી. એક પંથ દો કાજ. ૧૦

દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી.
શેઠ ગયા જાત્રા, આવશે તો હાથ જોડશું, નહીં તો ખાશું લાડવા.
બંને હાથમાં લાડવા.[1]
માનીએ ત્યાં સુધી શાલિગ્રામ, નીકર ઊપરવટણા.[2]
ગાજરની પીપોડી વાગી તો વાગી, નીકર કરડી ખાધી.
બ્રાહ્મણ જાય વૈદું કરવા, તે ગરૂડપુરાણ સાથે લઈ જાય.
ભાડેકા ભાડા ઓર કબાડેકા કબાડા. હરનું હર ને ઘરનું ઘર.

દોહરા—ચલો સખી જાઇએ, જહાં બસે બ્રજરાજ;
દધિ બેચન ઓર હરિ મિલન, એક પંથ દો કાજ. ૯૯
એક કામમાં ત્રણ કામ કર્યાં, સાંભળ મારી સહી;[3]
શાક વધાર્યું, સ્નાન કર્યું ને રોટલા કરી રહી. ૧૦૦

To kill two birds with one stone.
To make two nails with one hit.
To stop two mouths with one morsel.

૫૨. બે ઘોડે ચડાય નહીં. ૧૪

(બન્ને બાજુ સચવાય નહીં તે વિષે.)

બે ઘોડે ચડાય નહીં. બે ઘરનો પરોણો ભૂખે મરે.
બન્ને બાજુ બોલે તે એકેનું ન તોળે.
બે ગોળીનો ચડવો. અડકદડુકીઓ કોઇનો નહીં.
દહીમાં ને દૂધમાં પગ રાખે તેવો. હસવું ને ભસવું સાથે બને નહીં.
ભાણુવાળા તેરી બી જય, ને રામવાળા તેરી બી જય.
અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ. ખેમને ખાય ને કુશળને, પણ ખાય.
તુલસી દો ઘોડે ચડીએ, તો ફટે ગાં—કે ઊંધા પડીએ.
નાતો[4] ને નાણું બે રખાય નહીં, નાતો રહે કે નાણું રહે.

ચોપાયા—ત્યાગ માર્ગની વાતો કરવી, વનિતા ભેગું વસવું;
બન્ને વાત બને નહીં સાથે, લોટ ફાકવો ને ભસવું. ૧૦૧

૧ ગમે તે હાથમાંથી ખાઓ. ૨ વાટવાનો પથરો. ૩ સહી=બેનપણી.
૪ નાતો મોહોબતનો સંબંધ.

દોહરા—જાત જાતનો વેરી, તે જાત જાતને ખાય;
ભાટ, બ્રાહ્મણ, ને કુતરાં, દેખ દેખ ઘુરકાય. ૯૬
પંડ્યો, પાડો, ને કુતરો, ત્રણે જાતના દ્વેષી;
નાગર, કાગડ ને કુકડો, એ ત્રણ જાતના હોંસી. ૯૭

Two of the same profession seldom agree.

૫૦. જેનાં કામ તે તેથી થાય, બીજા કરે તે ખતા ખાય. ૧૬

જેનાં કામ તે તેથી થાય, બીજા કરે તે ખતા ખાય.
વાંદરો સુતારનું કામ કરવા ગયો, ને મરણ પામ્યો.
અજાણી વાતમાં માથું મારે, તે પોતાનો વક્કર હારે.
કાગડો હંસની ચાલ ચાલવા ગયો, તે પોતાની પણ ભુલી ગયો.
તેલીનું કામ તંબોલી કરે, તો ચુલામાં આગ ઉઠે.
ઉસકા કામ ઉસીકું છાજે, ઓર કરે તો ઠેંગા બાજે.
આવડે નહીં ઘેંસ, ને રાંધવા પેસ.
આપણો રસ્તો લીજીએ, ને શિખ્યો ધંધો કીજીએ.
અજાણ્યો ઉપાધ્યાય ખમણું ઘી હોમે.
જેના ઘોડા તેના અશ્વાર.[1]
કેળનો થાંભલો ભાર ન ખમે.
ખેલ ખેલાડીકા, ઘોડા અશ્વારકા.
નરેણીથી નખ ઉતરે, માથું બોડાય નહીં.
હાથીનો ભાર હાથી ઉપાડે. ડગતું પાડવું.[2]

દોહરો—કરતા હોય સો કીજીએ, ઓર ન કીજે કગ;[3]
માથું રહે શેવાળમાં, ને ઉંચા રહે પગ. ૯૮

The young inexperienced priest burnt his moustache
by blowing the sacrificial fire.
Every man to his business.
He who does his own business, defileth not his hands.
Fog cannot be dispelled by a fan.

૧ ઘોડાની સ્વારી કરી જાણનારને વશ ઘોડો રહે.
૨ ભીંત ખખડી ને ડગતી હોય તેને પાટુ મારીએ તો પડી જાય; પણ સાજી ભીંત હોય તેમાં પાટુ મારીએ તો પગ ભાગે.
૩ કગ શાગથી આવામાં સર્વ કાજ.

૫૧. દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી. એક પંથ દો કાજ. ૧૦

દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી.
શેઠ ગયા જાત્રા, આવશે તો હાથ જોડશું, નહીં તો ખાશું લાડવા.
બંને હાથમાં લાડવા.[1]
માનીએ ત્યાં સુધી શાલિગ્રામ, નીકર ઊપરવટણા.[2]
ગાજરની પીપોડી વાગી તો વાગી, નીકર કરડી ખાધી.
બ્રાહ્મણ જાય વેહું કરવા, તે ગરૂડપુરાણ સાથે લઈ જાય.
ભાડેકા ભાડા ઓર કબાડેકા કબાડા. હરતું હર ને ધરતું ધર.

દોહરા—ચલો સખી જાઇએ, જહાં બસે બ્રજરાજ;
દધિ બેચન ઓર હરિ મિલન, એક પંથ દો કાજ. ૯૯
એક કામમાં ત્રણ કામ કર્યાં, સાંભળ મારી સહી;[3]
શાક વધાર્યું, સ્નાન કર્યું ને રોટલા કરી રહી. ૧૦૦

To kill two birds with one stone.
To make two nails with one hit.
To stop two mouths with one morsel.

૫૨. બે ઘોડે ચડાય નહીં. ૧૪

(બન્ને બાજુ સચવાય નહીં તે વિષે.)

બે ઘોડે ચડાય નહીં. બે ઘરનો પરોણો ભૂખે મરે.
બન્ને બાજુ બોલે તે એકેનું ન તોળે.
બે ગોળાનો ચડવો. અડકદડુકીઓ કોઇનો નહીં.
દહીમાં ને દૂધમાં પગ રાખે તેવો. હસવું ને ભસવું સાથે બને નહીં.
ભાણુવાળા તેરી બી જય, ને રામવાળા તેરી બી જય.
અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ. ખેમને ખાય ને કુશળને, પણ ખાય.
તુલસી દો ઘોડે ચડીએ, તો ફૂટે ગાં—કે ઊંધા પડીએ.
નાતો[4] ને નાણું બે રખાય નહીં, નાતો રહે કે નાણું રહે.

ચોપાયા—ત્યાગ માર્ગની વાતો કરવી, વનિતા ભેગું વસવું;
બન્ને વાત બને નહીં સાથે, લોટ ફાકવો ને ભસવું. ૧૦૧

---

૧ ગમે તે હાથમાંથી ખાઓ. ૨ વાટવાનો પથરો. ૩ સહી=બેનપણી.
૪ નાતો મોહોબતનો સંબંધ.

જોડકણું—આધા હિંદુ આધા મુસલમાન,
　　　　લીખનેમેં પારસી, વેષમેં કિરસ્તાન.

No man can serve two masters at the same time.
Between two stools you come to the ground.
Conscience and covetousness never coalesce.

૫૩. સહિયારી સાસુ ને ઉકરડે મોકાણ. ૮

સહિયારી સાસુ ને ઉકરડે મોકાણ.
પંતીઆળાનો પોંખ પેટ ફાટાફાટ ખવાય.
કાં જાય વાંઝીઆનું, કે જાય જાડ[1] ભાગીઆનું.
બારૈયાનું બારે વાટે. સહિયારાથી સિંહ હાર્યો છે.
માનો માટી કરવો, ને સહિયારી કરવો બરાબર છે.
પંચનો માલ, ગમે તે ખાય, ભાવ પુછાય નહીં.
દોહરો—કોણ[2] કરે એ કામને, જે મઝીઆરૂં હોય;
　　　　સાઠ નિશાળીએ ઊચકી, મેહેતાજીની સોય. ૧૦૨

He who has many friends has none.
What belongs to public belongs to nobody.
The common horse is worst shod.
Everybody's work is nobody's work.

૫૪. દીવા પાછળ અંધારૂં. ૪

દીવા પાછળ અંધારૂં.
મોર કળા કરે, પણ પાછળથી નાગો દેખાય.
કર્મીના કર્મ તે તો કોક ઠેકાણે થાય.
દીવા પાછળ દીવો થાય, તે મહા પુણ્યવાન ગણાય.
There is always darkness, under the lamp.

---

૧ જડત્યાગ.　　૨ એક મેહેતાજીએ નિશાળમાં આવી વાત કરી કે "મારે સોય જોઇએ છીએ." બધા નિશાળીઆઓએ સોય લાવી આપવા ખુશી બતાવી. મેહેતાજી ખુશી થયા ને સૌને કહ્યું, "એક સોય લાવો." બજારમાંથી એક સોય લીધી, પણ ઉપાડીને મેહેતાજીને ઘેર લઈ જવામાં નિશાળીઆઓમાં વાદ થયો ત્યારે બધાએ વિચાર કર્યો કે આપણે બધા મળીને સોય ઉપાડીએ તેથી એક લાંબું મોભિયું લઈ આવ્યા અને તેમાં વચ્ચે સોય ખોસીને સાઠ નિશાળીઆએ સોય સુદ્ધાં મોભિયું ઉપાડ્યું ને મેહેતાજીની સોય મેહેતાજીને ઘેર પહોંચાડી.

૫૫. બહુ તાંતણુ બળીઉં. ૧૩

બહુ[1] તાંતણુ બળીઉં.　　પંચકી લકડી એકકા બોજ.
ઘણી કીડીઓ સાપને તાણી જાય.　　જુથ ત્યાં સુથ.[2]
ઝાઝી વાડ ઝાંખરાંની પણ સારી.
પાંચ આંગળીએ પોંચો સબદો.　　મોર પીંછે રળીઆમણો.
જમાત હોય તે મોટી કરામાત.　　માંડવાની શોભા માણસે.
ઝાડ ટકે છે ઝુંડમાં, એકલ ઉડી જાય.　　વિવાહની શોભા સાજનથી.
ઝાઝા હાથ રળિયામણા, ઝાઝાં મ્હોં અદીઠ.

દોહરો—બહુ નિર્બળ મળી બળ કરે, કરે જો ચાહે સોય;
　　સૂતસમૂહ[3] મીલાવતાં, હાથી બંધન હોય. ૧૦૩

Unanimity is the bond of friendship.
Weak things united become strong.
Union is strength.
Many hands make light work.

૫૬. સાસ ત્યાં સુધી સોપ. ૫

સાસ ત્યાં સુધી સોપ.　　દમ ત્યાં લગી દવા.
જબ લગ સાસ, તબ લગ આશ.　　જીવ ત્યાંસુધી જંજાળ.

સોરઠો—જીવતાની જંજાળ, મુઆ સુધી મટે નહીં;
　　એના રામ નહીં રખવાળ, સાચું સોરઠીઓ ભણે. ૧૦૪

While there is life there is hope.

૫૭. આશા અમર છે. ૮

આશા અમર છે,　　આશામાં ને આશામાં માણુસ જીવે છે.
જેમ જેમ દિવસ જાય, તેમ તેમ આશા વધે છે.

---

૧ એક વાણીઆના ઘરમાં ચોર પેઠો. વાણીઓ જાગ્યો તે ચોરે જાણ્યું એટલે થાંભલાને ઓઠે સંતાણો. વાણીએ તે જાણ્યું પણ અજાણ્યું કરી, બાઇડીને જગાડી કહે કે સુતરના ભાવ ચમકવાના છે માટે સુતર કહાડ. ચોરે ધાર્યું જે વાણીએ મને દીઠો નથી ને સુતર કહડાવે છે. બાઇડીએ સુતર કહાડ્યું અને વાણીઓ આંટીઓ ઉપર આંટી લઇ થાંભલાને વીંટવા માંડ્યું ને કહેતો જાય કે, 'બહુ તાંતણુ બળીઉં.' ચોરના મનમાં આવ્યું કે કાચું સુતર છે ને એક મચરકી ભેગું તોડીને છુટો થઇશ. વાણીએ પુષ્કળ સુતર વીંટ્યું, અને ચોર હાથ ને છાતી સાથે થાંભલે પુરો જકડાઇ ગયો એટલે વાણીએ બુમ પાડી અને પોલીસ વગેરે એકઠા થયા એટલે ચોર પકડાઇ ગયો.

૨ સુથ=આબાદી.　　૩ સૂતસમૂહ=જાડું દોરડું.

મોત આવે પણ આશા મટે નહીં.

આવરદા તુટે છે, પણ આશા તુટતી નથી.

દોહરા—આશાને અમૃત ગણો, પણ છે કડવી ઝેર;
છોડો ચેતી સુધડ નર, નહીં તો થાશે કેર. ૧૦૫
ડોકી ડગમગ ડગડગે, શિથિલ થયું શરીર;
તો પણ ઉભો નાચતો, તૃષ્ણા નદીને તીર. ૧૦૬

સોરઠો—આશા ઉંડી ખાડ, પહાડથી થાય ન પુરી;
હેમ મેરૂ સમ હોય, તો પણ રહે અધુરી. ૧૦૭

Live in hopes and die in despair.

It is hope alone that makes us willing to live.

## ૫૮. વિનાશકાળે વિપરીત બુદ્ધિ. ૧૧

विनाशकाले विपरीतबुद्धिः. बुद्धिः कर्मानुसारिणी.

કાંધ ઉપર મોત ચઢી બેઠું હોય ત્યાં સુમતિ દીધી કામ આવે નહીં.

સુમતિ સુજે નહીં જ્યારે આવે વિપરીત કાળ.

નબળું થવાનું હોય ત્યારે વિધિ ભુલાવે છે.

દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે, જાય ચુલે ચહડી ચતુરાઇ.

અલ્લાહ રૂઠયા કયા કરે, અવળી મતીઆં દેવે.

દોહરા—મત દીધે માને નહીં, કમતે મન કોળાય;[1]
અવળે અક્ષરે આવીયા, તે સવળા કેમ સહેવાય. ૧૦૮
જયસી હોત હોતવ્યતા, ઐસી ઉપજત બુદ્ધ;
હોનહાર હીરદે બસે, બીસર જાત સબ શુદ્ધ. ૧૦૯
જળ ઊંડાં બેડી જાજરી, કાંઠો ક્યાંએ ન દેખાય;
જેના ખુટ્યા ખારવા, તેના વા પણ કવા[2] વાય. ૧૧૦
આનંદ કહે પરમાનંદા, ભેદુ[3] ક્યું ભુલંત;
દિ ઊંડે દિશા ફરે, અવળા ઓપ[4] કરંત. ૧૧૧

## ૫૯ રંડીકા જી હંડીમેં. ૬

રંડીકા જી હંડીમેં. સુનારનું મન બાવળીએ.

બમનકા જી લાડુમેં. ઊંટનું મન ઝાંખરામાં.

---

૧ કોળાય=ખીજે, રાતો થાય. ૨ ક્વા=ક્યા વા. ૩ ભેદુ=જાણતા, જાણીતો.
૪ ઓપ=જોખમમાં પડવાનાં મૂર્ખાઇ ભરેલાં કામ.

ચોરની નજર બચકે, ને ભીખારીની નજર લચકે.
જોગીને વહાલાં તુંબડાં, ને ભોગીને વહાલા ભોગ.
The cat dreams of mice.

### ૧૦ ગજા પ્રમાણે ગાતર કરવી. ૧૪

(ગજું વિચારી કામ કરવા વિષે.)

ગજા પ્રમાણે ગાતર કરવી. ગજું વિચારી કામ કરો.
સોડ પ્રમાણે સાથરો કરવો. ઘર પ્રમાણે બારસાખ.
હુંગણી વગર રેચ લેવો, ને ગજા ઉપરાંત ચાલવું તે બરાબર.
ઘંટી પ્રમાણે ઓરણું, ને ચુલા પ્રમાણે ખોરણું.
કીડીની ગાં–માં કોશનો ડામ. ઘર પ્રમાણે મોભ.
લાંબાની સાથે ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય.
ડગલાં ભરીએ જોઇ, તો રોવું પડે ન કોઈ.
પાથરણું જોઈ પગ તાણો. ગજા પ્રમાણે ખરચ કરો.
જોઇતો રાખો વરો તેનો ન ખુટે ધરો.[1]

દોહરો—અપની પહોંચ બિચારકે, કર્તવ્ય કીજે દોડ;
ઇત્તા પાઉં પસારીએ, જીત્તી લંબી સોડ. ૧૧૨

We must live within our means.
Cut your coat according to your cloth.
Stretch your legs according to your coverlet.
Little ships should keep the shore,
Larger ships may venture more.

### ૧૧. સમય વિના શોભે નહી પરમેશ્વરનું નામ. ૧૨

(સમયને અનુકૂળ બોલવા વિષે.)

સમય વિના શોભે નહી પરમેશ્વરનું નામ;
ચેહે સળગાવતાં ગણેશ પરમેશ્વર, હથેવાળે ભાઇ રામ.
વિવાહમાં ધોળ, ને કંસારમાં ગોળ. ઊલળે ગાડે શા ગણેશ.[2]
મરણમાં તો રાજીઆ શોભે. બોલવું તે સભા સોહંતુ.

---

૧ ધરો=ભરી રાખેલું.

૨ ગાડું જોડતી વખત ગાડીવાન "ગણેશ પરમેશ્વર" બોલે છે, પણ ગાડું ઊલળે ત્યારે તે શબ્દ નહીં બોલતાં, "રામ" બોલે છે; માટે ઊલળે ગાડે "ગણેશ" બોલાય નહીં.

વિવાહનાં ગીત વિવાહમાં ગવાય. વખતનાં ગીત વખતે ગવાય.
મરણમાં રાજીઆ, ને વિવાહમાં ધોળ.
દોહરા—સભા સોહંતુ બોલીએ, જેમ રીઝંતો રાય;
વાનર કેરાં પીસણાં, શિલા તણાણી જાય. ૧૧૩
ફીકીસો નીકી લગે, કહીએ સમય બિચાર;
સબકે મન હર્ષિત કરે, જ્યું વિવાહકી ગાર.[1] ૧૧૪
નીકી સો ફીકી લગે, બિન અવસરકી બાત;
જયસેં બરનત યુદ્ધમેં, રસ શૃંગાર સુહાત. ૧૧૫
જોડકણું—વિવાહમાં રાગરંગ, મૈયતમાં રોણું;
સભામાં ચુપચુપ, તમાશામાં જોણું.
Everything is good in its season.

૬૨. બેસીએ જોઈ તો ઉઠાડે નહીં કોઈ. ૨

બેસીએ જોઈ તો ઉઠાડે નહીં કોઈ.
ઐસા કહો કે કોઈ ન કહે જુઠ, ઐસી જગાપર બેઠ કે કોઈ ન કહે ઊઠ.
Sit in your right place, none will make you rise.

૬૩. ધોકે જાર બાજરી. ૧૭

(મારથી સીધી વાત થાય છે તે વિષે.)

ધોકે જાર બાજરી, ધોકે નાર પાધરી;
ધોકે ઢાંણું દોહાવા દે, ધોકે છોકરું છાનું રહે.
સોટી વાગે ચમચમ, વિદ્યા આવે રમઝમ.
માર ચૌદમું રત્ન છે. લાકડી આગળ બકરી નાચે.
માર સાર ને છજે દાતાર. માર બુધું ને કર સુધું.
ટીપ્યા વગર પાંસરૂં થાય નહી. કાપ્યા વગર કેળ પણ ફળે નહીં.
(રેંટીઆ) ત્રાકનો પણ ઠરડ કહાડ્યા વગર સારૂં કંતાય નહીં.
સો પટાઇત ને એક લઠાઇત. ભય વગર પ્રીત નહીં.
જ્યાં ગાળ ને લાત ત્યાં સીધી વાત. મારથી ભૂત પણ નાસે.
ઝાંઝેડ્યું ઝટ મળે. માંકડું મદારી આગળ પાંસરૂં.
દોહરા—તુલસી પારસકે લીયે, કંચન ભઇ તલવાર;
તીન અવગુન ના ગયે, માર, ધાર, આકાર. ૧૧૬

[1] ગાર=ફટાણાં.

હાથ હથોડી લે કર, સદ્દગુરૂ મીલે સુનાર;
તીન અવગુન મીટ ગયે, માર, ધાર, આકાર. ૧૧૭

Spare the rod and spoil the child.
Lay on a rod and you will bring on a good scholar.
A whip for a fool and a rod for a school is always good in season.
Foolish pity spoils the city.

૬૪. પાણી વલોવે માંખણ ન નીકળે. ૧૮

હાથ ચાટવાથી ભૂખ ન ભાગે.
પાણી વલોવે માંખણ ન નીકળે. વેળુ પીલે તેલ ન નીકળે.
ગધેડાના લીંડાના પાપડ ન થાય. ઠુંઠે પડા[1] ન વળાય.
દાતણ વેચે દાળદર ન જાય.
પાડો કાંઈ પારસો[2] ન વાળે કે દૂધ દેખીએ.
પત્થરમાંથી લોહી ન નીકળે. માંસ ચુંટવાથી પૈસા મળે નહીં.
કચુકા[3] પીલે તેલ ન નીકળે.
ઠુંઠે સાંધા ન થાય. ઠુંઠે વડાં ન થાય. બાવો આવે બળદ ન દૂઝે.
થોથાં કૂટે કાંઈ વળે નહી. કુસકા ખાંડે ચોખા ન મળે.
ધુમાડાના બાચકા ભરવાથી હાથમાં કાંઇ આવે નહીં.
ગધેડાંને લીંડે લાપસી ગળી ન થાય.
હાથ મૂકીને કોણી કયાં ચાટવી.

You cannot gather figs from thistles.
He ploughs in the air.
You cannot have blood out of stones.

૬૫. કુંણું ઝાડ જેમ વાળીએ તેમ વળે. ૯

કુંણું ઝાડ જેમ વાળીએ તેમ વળે. લીલી ડાળ જેમ વાળીએ તેમ વળે.[4]
બાળપણમાં જે ટેવ ટાળવી હોય તે ટળે ને પાડવી હોય તે પડે.
ઢાળા ઢળ્યા તે ઢળ્યા પછી ફરે નહીં. નાનપણમાં ઢાળા ઢળ્યા તે ઢળ્યા.
પાકે ઘડે કાના ન ચડે. બારે બુદ્ધ, સોળે સાન, નહીં તો પત્થર પહાણુ.
લીલો ઘડો ટપલાં ખમે, સુકો ના ખમે.

---

૧ તમાકુંના પડા. ૨ પારસો=દોહવા સારૂ જાનવરને થતી હાજત ૩ આંબલીગા.
૪ કુણું ઝાડ, લીલી ડાળ, નાનું બાળ જેમ વાળીએ તેમ વળે

દોહરો—મુછ, મેળાવો, પાઘડી, ચોથી ચતુરાઇ જાણ;
નાનપણમાં આવે ઠામે, પછી કદી ન આવે ઠામ. ૧૧૮

Youth and white paper take any impression.
Habit in infancy becomes nature in old age.
A young twig is easily twisted than an old one.
To fix a rim after the jar has been made.

૬૬. એક જારના છોડમાં અંગારીઓ આવે તે આખું ખેતર બાળે. ૧૪

એક જારના છોડમાં અંગારીઓ આવે તે આખું ખેતર બાળે.
એકને પાપે વહાણ ડુબે.
ઠીકરી ઘડો ફોડી નાંખે. એક કપુત કુળ બોળે.
લગાર દેવતા ગામ બાળે. નાની ચુક મોટો બગાડ થાય.
એક ચીનગારી વન બાળે. એક ઊજળા છત્રીશે ખેંગાર.[1]
એકનું પાપ બધાને વળગે. નાનું કાણું વાહાણ ડુબાડે.
એક કોહેલું પાન સો પાન કોહોવરાવે.
કણુબી બગડ્યા કએડવે,[2] ને મણીધર બગડ્યા પએડવે.[3]
સો મણ દારૂમાં ચીણગારી. એક કોહેલી માછલીએ ટોપલો ગંધાય.

A small spark makes a great fire.
A small little leak, sinks a great ship.
One scabbed sheep infects the whole flock.
All might perish for the sake of one gonah.

૬૭. અંધા આગળ આરસી, ને બહેરા આગળ ગાન. ૧૪

(ગાંડા સાથે માથાં ઝીકવાં વિષે.)

અંધા આગળ આરસી, બેહેરા આગળ ગાન.
ખાખરાની ખીસકોલી તે શું જાણે સાકરનો સ્વાદ?
ગધા કયા જાને જાફરાનકી લિજ્જત? ગાંડા સાથે માથાં ઝીકવાં.
ભેંસના મ્હોં આગળ ભાગવત. હીરાની પરીક્ષા ઝવેરી જાણે.
અંધા આગળ આરસી, ને બહેરા આગળ શંખ.
આંધળા આગળ રોવું તે આંખ ખોવી. આંધળા આગળ શણગાર.
શેખ શું જાણે સાબુનો ભાવ. મુંડો[4] શું જાણે મકટનો ભાવ.

---

૧ ખેંગાર=નકામા. ૨ બળી જવાથી બગડેલી દશા. ૩ નાની જાતનો સાપ.
૪ મુંડો=ફકીર.

દોહરા—બહેરા પાસે ગાવણું, ને મુંગા પાસે ગાલ;
અંધા આગળ નાચવું, એ સરવે હાલહવાલ. ૧૧૯
નિષ્ફળ શ્રોતા મૂકજો, કવિતા બચન બિલાસ;
હાવ ભાવ જ્યું તિયક,[1] પતિ અંધક પાસ. ૧૨૦

સવૈયા—રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબ તણે ઘેર પેટ ભરે, તે ઠાઠ શું જાણે ઠાકરનો?
મેરૂ તણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીસકોલી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો? ૧૨૧
શામળ ભટ.

A book to a blind signifies nothing.
Those who are in hell think there is no other heaven.
Throw not pearls before swine.
A pebble and a diamond are alike to a blind man.

૬૮. ઉજડ ગામમાં એરંડો પ્રધાન. ૬

ઉજડ ગામમાં એરંડો પ્રધાન. નહીં ઝાડ ત્યાં એરંડો રૂખ.
આંધળામાં કાણો રાજીઓ. નહી મામા કરતાં કહેણો મામો સારો.
સો અંધામાં કાણો રાવ.

દોહરો (કચ્છી)-અંધેમે કાણો રાજીઓ, ફીરાઇ જગ હુંડી;[2]
જડેં આવો બો અખવારો, તડેં તેલમેં મખ બુડી.[3] ૧૨૨

A figure among ciphers.
Some thing is better than no thing.

૬૯. નગારખાનામાં તુતીનો અવાજ શો સંભળાય? ૧૮

(મોટા આગળ નાનું શા લેખામાં તે વિષે.)

નગારખાનામાં તુતીનો અવાજ શો સંભળાય?
તોપના ભડાકામાં તાળીનો શો આશરો?[4]
સૂર્ય ઉગે ત્યાં દીવો શો બળે? સૂર્યના તેજમાં તારા બધા લય પામે.
ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી? દરિયા આગળ ખાબોચીઉં.
હાથીની ગાં–માં હરડે. ક્યાં રાજા ને ક્યાં રાંક?

૧ તિય=સ્ત્રી. ૨ બહુ ફુલાયો. ૩ જડેં=જ્યારે બે આંખવાળો આવ્યો; તડેં=ત્યારે તેલમાં માંખ બુડે તેમ કાણો શરમાઈ ગયો. ૪ આશરો=ગણતરી, લેખું.

ક્યાં કીડી ને ક્યાં કુંજર ? કનક આગળ કથીર.
ડુંગર આગળ તરણું. આટામાં લુણ.
ક્યાં કંકર ને ક્યાં પારસમણી ? ક્યાં ઘોડું ને ક્યાં ગધેડું ?
ચૌદ વિદ્યા જાણે તેને ચાર જાણનારો શું શિખવે ?
ઊંટના પેટમાં જીરાનો વઘાર.
ક્યાં મૂલ્યવાન મોહોર, ને ક્યાં અધેલી ?
જંગી ઢોલ ગડગડે ત્યાં ઝીણી વાત કાને ન પડે.
A drop in the ocean.
Can a pauper be compared with a mighty prince ?

૭૦. આળસ દરિદ્રતાનું મૂળ છે. ૧૭

આળસ દરિદ્રતાનું મૂળ છે. જાગતાની પાડી ને ઊંઘતાનો પાડો.
આળસુનું ગામ ફોસી મારી જાય. ઊંઘતી બિલાડી ઊંદર પકડે નહી.
ઉદ્યોગી નર સદા સુખી. દૃઢ ખંત તે કામનો આણે અંત.
ખેડ, ખાતર ને પાણી, કર્મમાં ન હોય પણ લાવે તાણી.
જાગેગા સો પાવેગા, સોવેગા સો ખોવેગા.
જાગતો જીવે ને ઘોરતો મરે. જાગે તેનું નગારૂં વાગે.
આળસુને કહે પાંચ શેરી લાવ, તો કહે લે મારૂં માથું.
આળસુનાં ઢોર ફોસી વાળી જાય. કાયરથી કાંઈ બને નહી.
ગાફીલોંકા માલ, અક્કલ ખુરદુકા ખોરાક.
ઉદ્યમ વગર વિદ્યા વાંઝણી.

દોહરા—અલ્પ બુદ્ધિ ને આળસુ, ત્રીજો ચારણ જાત;
ચોથો દીર્ઘસૂત્રી, કરવી ન કદી એકાંત. ૧૨૩
રાજારાણી મોજ કરે, ત્યાં ફોજ પાદર આવી;
ખબર કરી રાજાને, ત્યારે થશે થવાનું ભાવી. ૧૨૪

Sloth is the mother of poverty.
Idleness is the parent of want and shame.
Idleness clothes a man with rags.
A sleeping cat catches no mice.

૭૧. ધણીને સુઝે ઢાંકણીમાં, પડોસીને અરીસામાં પણ ન સુઝે. ૭

ધણીને સુઝે ઢાંકણીમાં, પડોસીને અરીસામાં પણ ન સુઝે.
સો વરસનો સુતાર ને પાંચ વરસનો ઘરધણી.

ધણીને જોઇએ નહીં ને પડોસીને શિર સાટે તે શા કામમાં આવે?
ધણી ધારે તેમાં પડોસીનું શું ચાલે?
ધણીનો કોઇ ધણી છે. ધણી ધારે તો પાર ઉતારે.
મીણનો માટી લોઢાના ચણા ચવરાવે.

Every man is his own master.
A gamester always sees more than lookers-on.
Respect your superiors.

૭૨. દેખવું નહીં ને દાઝવું નહીં. ૭

આંખે દીઠાનું ઝેર ને કાને સાંભળવાના સંતાપ.
દેખીએ તો દાઝવાનું. ઉંબરેથી ઉતર્યો કે હૈડેથી વીસર્યો.
આંખથી અદીઠ તે મનથી અદીઠ. દેખવું નહીં ને દાઝવું નહીં.
જોવું નહીં ને રોવું નહી. નજરે દીઠાનું ઝેર છે.

He who knows nothing doubts nothing.
Ignorance is a bliss. Unseen unrued.
Out of sight, out of mind.

૭૩. સંઘર્યો સાપ પણ કામ આવે. ધૂળનોએ ખપ પડે. ૬

સંઘર્યો સાપ પણ કામ આવે છે. દુનિયામાં કોઈ ચીજ નકામી નથી.
સવેળાનું સંઘર્યું, તે કવેળા કામ આવે. ધૂળનોએ ખપ પડે છે.
કપુત અને ખોટો પૈસો પણ કોક દિવસ કામ આવે.
દોહરો—બડે બડેકું દેખ કર, છોટા ન દીજે ડાર;[1]
કામ પડે જબ સોયકા, કહા કરે તલવાર. ૧૨૫

A store is no sore.
Keep a thing for seven years, and you will find a use for it.

૭૪. રોગ ને શત્રુ ઊગતા છેદવા. ૫

રોગ ને શત્રુ ઊગતા છેદવા. શત્રુ ને રોગ વધવા દેવા નહીં.
રોગ, ઋણ ને શત્રુ ઊગતાં ડાંભવાં.
ઘા, રોગ ને દુશ્મનને તુચ્છ ગણવાં નહીં.

---

૧ ડાર=ફેંકી.

સોરઠો—રોગ, અગ્નિ ને રાડ,[1] જાણી અલ્પ કીજે જતન;[2]
વધ્યા પછી બીગાડ, રોક્યા ન રહે રાજીઆ. ૧૨૬

Prevention is better than cure.
Nip the briar in its bud.

૭૫. તાતે ઘાએ મલમ પટો. ૩

તાતે ઘાએ મલમ પટો. તાતે ઘાએ સૌ થાય.
ધર્મના કામમાં ઢીલ નહીં.
Meet the disorder in its outset.
A green wound is soon healed.

૭૬. ભસતા કુત્તા કરડે નહીં, ગાજ્યા મેઘ વરસે નહીં. ૮

ભસતા કુત્તા કરડે નહીં. ગાજ્યા મેઘ વરસે નહીં.
પતરાજી કરનારા પોલા. બહુ બોલે તે બાઠો.[3]
બહુ બોલે તે વાયડા. થુંક ઉડાડે તે થોથાં.
મેરા નામ અક્કડ, કચું ખાવે છક્કડ.
દોહરો—ગાજ્યા મેહ વરસે નહીં, ભસ્યા કુત્તા ન ખાય;
થોડ બોલા તે રણ રહે, બહુ બોલા ઘેર જાય. ૧૨૭

Barking dogs seldom bite.
True valour is fire, but bullying is smoke.

૭૭. વડાને વિકાર નહીં. ૬

(ખરી મોટાઈને બડાઈ હોય નહિં તે વિષે.)

વડાને વિકાર નહીં. વડા ખરા જેને વટ[4] વહાલી.
વડા લાજને માટે મરે. મોટા તે મોટા કે જેનાં પેટ[5] મોટાં.
દોહરો—બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારો મોલ. ૧૨૮
સોરઠો—અવગુણ કરે હજાર, જળ માછલીઓ જાળવે;
વડાને નહીં વિકાર, સાહેર પેટા સામળા.[6] ૧૨૯

Really great men never boast.

---

૧ રાડ=વેર. ૨ જતન=ઉપાય. રોગ, અગ્નિ ને વેર થોડાં હોય ત્યારે ઉપાય કરવા, વધ્યા પછી કબજામાં આવતાં નથી. ૩ બાઠો=અધિક પાંસળી. ૪ વટ=ટેક, આગ્રહ. ૫ પેટ=મન. ૬ સામળો કવિ કહે છે કે, હજાર અવગુણ માછલાં કરે, પણ પાણી તેમને જાળવે છે, તેમ સાહેર એટલે સાગર જેવા પેટવાળા વડાને વિકાર નહીં.

૭૮. જોગી જુગત જાના નહીં, કપડે રંગે તો ક્યા હુવા? ૧૩

જોગી જુગત જાના નહીં, કપડે રંગે તો ક્યા હુવા?
ભગવે લુગડે સંત થવાતું નથી.
ગધેડો વાઘનું ચામડું ઓઢે, પણ તેથી વાઘ થાય નહીં.
માથું મુંડાવે જતિ નહીં, ને ઘુંઘટો તાણે સતી નહીં.
પાઘડી પહેરવાથી ભાયડા થવાય નહીં.
માથું મુંડાવ્યું, પણ મન મુંડાવ્યું નહીં ત્યાં સુધી સંત નહીં.
એકલા તપે બાવો થવાય નહીં. બગ ધ્યાન ધરે તપસ્વી નહીં.
વેશ લીધો વૈરાગનો, પણ ભજવવો કઠણ છે.
ધર્મનું નામ, સ્વાર્થનું કામ.

સોરઠા—ભટકે લેઈને ભેખ, ઘર ઘર અલેક જગાવતા;
દુનિયાના ઠગ દેખ, મળશે ઝાઝા મોતીઆ. ૧૨૦
પંડે મોટાં પાપ, પંથ વહે બાથાં બીડે;
અળગા રહીએ આપ, મેલા માણસ મોતીઆ.[1] ૧૨૧

છપ્પો—જટા વધારે વડ વૃક્ષ, કીટ બાળે છે કાયા,
જળચર જળમાં નહાય, બગ બહુ ધ્યાને ધાયા;
ગરધવ લોટે છાર, શુક રામ નામજ ભાખે,
ગાડર મુંડાવે શિશ, અજામુખ ડહાડું રાખે;
મોર તજે છે માનની, શ્વાન સકલનું ખાય છે,
શામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે? ૧૨૨

All hoods make no monks.

૭૯. મન ચંગા તો કથરોટમાં ગંગા. ૧૩

મન ચંગા તો કથરોટમાં ગંગા. મન રાશી તો શું કરે ગયા કાશી?
ભાવના તેવી સિદ્ધિ. ઘેર બેઠાં ગંગા આવી.
યકીન બડા કે દેવ? ભાવ સહિત ભક્તિ ફળે છે.
મન મથુરા, ચિત્ત કાશી, હૈડે શાલિગ્રામ.
આસ્થા ફળે છે. શ્રદ્ધા મોટી વાત છે. ભાવ વિના ભક્તિ નહીં.
મન ગમનાં તો હૃદયમેં જપનાં.

---

૧ ભેખ લઇને ભટકનારા દુનિયાના ઠગ બહુ મળશે. પોતેજ પંડે પાપી હોય ને પંથને બાથો બીડી બીડીને ચલાવે તેવા મનમેલા માણસથી અલગ રહેવું એમ મોતીઆ કવિ કહે છે.

દોહરા—નિર્વિકલ્પ આનંદમય, સ્વ સ્વરૂપ નિર્લેપ;
મનકી જેસી ભાવના, તેસા ફલ તેહી દેત. ૧૩૩
સરિતા સબ ગંગા ભઈ, પથ્થર શાલિગ્રામ;
તુલસી સબ વૃંદા ભઇ, જબ ચિન્યો આત્મારામ.[1] ૧૩૪

Faith is everything.
A clear conscience is the best divinity.

૮૦. તુરત દાન મહા પુણ્ય. અડબોથનો ઉધારો નહીં. ૧૦

તુરત દાન મહા પુણ્ય. રૂડાં કામને મુહૂર્ત્ત શું?
લાંચ, ભાડું ને દક્ષિણાનો ઉધારો નહીં.
ધર્મનાં કામમાં ઢીલ નહીં. અડબોથનો ઉધારો નહીં.
પર્વણીનાં દાન, તેજ કાળે દેવાય. દેવું ત્યારે વાયદો શો?
અલ્લા દેવે, પણ હગા હગા કે દેવે(તે દુઃખદાયક).
એક ઘા ને બે કડકા.

દોહરો—આગળ બુદ્ધિ વાણીઓ, પાછળ બુદ્ધિ બ્રહ્મ;
તરત બુદ્ધિ તરકડો, ઘુમો મારે ધમ.[2] ૧૩૫

He doubles his gift who gives in time.
A gift long waited is sold and not given.
A gift with a kind countenance is a double present.

૮૧. દલાલે દીવાળું નહીં ને મસીદે ખાતર નહીં. ૧૭

દલાલે દીવાળું નહીં ને મસીદે ખાતર નહીં.
અરો હાથ, પરો હાથ, રક્ષા કરે ગુરૂ ગોરખનાથ.
મફતનું ખાવું ને મસીદે સુવું. ગાં—એ હાથ ને જગન્નાથ.
બાવા ને બગલમાં લંગોટી. નાગો નહાય શું ને નીચોવે શું?
હાથમાં મુશળ, જ્યાં પડ્યા ત્યાં ખેમ ને કુશળ. લે સોટી ને માર લંગોટી.
નાગી પહેરે તાપડું,[3] ને ભૂખી ખાય બી.
કેરાં(કેરડાં)નું અથાણું તેમાં કાપે શું ને કરડે શું?
ફકીરાં મસીદ, જ્યાં પડ્યા ત્યાં નચિંત.
ખત્રો પોતીયું લઇ ફરે, તેને કોઇ શું કરે?

---

1 આત્મજ્ઞાન થાય તો બધાં તીર્થ હૃદયમાં છે. 2 પાઠાન્તર, મોટો મેરે યમ.
3 તાપડું=શણપાટનું લુગડું, પાથરણા જેવું.

આગળ બેડે ધરાળ નહીં, ને પાછળ બેડે ઊલાળ નહીં.
લુંટાયાનું શું લુંટે, ને વેરાગીનું શું ઝુંટે?
એક ગોદડી તેમાં પાથરવું શું ને ઓઢવું શું?
બાવો ઊઠ્યો બગલમાં હાથ, શું કરે બાવો કાનડનાથ.
દોહરો—સહુ સુતા ઓટલે, મુલ્લાં સુતા મસીત;
બાયડી વગર ભાયડો, જ્યાં પડ્યા ત્યાંહા નચિંત. ૧૩૬

Beware of him who has nothing to lose.
Where nothing is to be had, the king loses his right.
Beggars can not be bankrupts.
He is as free as the wind.

૮૨. જેને નહીં લાજ તેને અર્ધું રાજ. ૧૭

નાગો માણસ સૌથી આઘો. જેને નહીં લાજ, તેને અર્ધું રાજ.
નાગો બાદશાહથી (સૌથી) આઘો.
હેડી[1] પાડે પેહેડી, નાગી મારે ઠેકડા.
જેને બાંધે એટલાં શોભે. નાગો ગરજે ઘણું.
અઢારે પોશાકના ધણી. નાગો ઘુમે કે જાગો[2] ઘુમે.
નાગે કુલે ફતેખાં. છત્રપતિ કે પત્રપતિ.[3]
નાગાને કુલે બાવળીઓ ઉગ્યો, તો કહે છાંયડો થયો.
ન કરૂં વરો, જમું ખરો, ને મને શેઠ કરો.
અઢારે વર્ણ બારો. માથે નાંખ્યો છેડો, પછી ગમે તેમ ખેડો.[4]
નાગાની ટોળી, અચાનક દે રોળી.
સવાલ-કિસ કારન એ નાચત ગદ્ધા.[5]
જવાબ-આગે નાથ ન પીછે બંધા, ઇસ કારન એ નાચત ગદ્ધા.

Beware of him who regards not his reputation.
When the heart is past hope, the face is past shame.
He who has no modesty has all the town for his own.
He who has no shame, has no conscience.

---

૧ હેડી=ખરેખરીઓ. ૨ જાગો=પૈસાવાળો. ૩ પત્ર=રામપાત્ર કે શકોરૂં. ૪ ખેડો=હાંકો. ૫ ગધેડાને આગળ નાથ નાકમાં સુતરની દોરી નહીં, અને પાછળ કાંઇ બંધન નહીં તેથી ગધેડો છૂટો નાચે છે. ભાવાર્થ એ છે કે તેને નાત, જાત, વ્યવહાર, આબરૂ કે કાયદાનું બંધન નહીં કે મર્યાદા નહીં તેવો બેશરમ કે બેહયા માણસ ગમે તેવાં ખરાબ આચરણ કરે એટલે ગમે તેમ નાચે કૂદે.

## ૮૩. ખાળે ડુચા ને બારણાં ઉઘાડાં. ૧૧

ખાળે ડુચા ને બારણાં ઊઘાડાં. છાસનો લોભ ને ઘીની મોકળ.[૧]
ઊંટ સલીતા જાય ને ડોસી પુણીઓ વીણે.
પરણ્યાની બાધા ને નાતરાની છૂટ.
કોડી કોડીમાં કૃપણ, ને રૂપીઆમાં દાતાર.
ઘીના ઘડા ઢળતા મૂકયા, અને કાચલી-કોડીઆં કોટે બાંધ્યાં.
ખરચ કરે ને ન જાય વાલો, તેનું નામ બીજો ડાલો.
ઉંટનાં ઉંટ ઊડી ગયાં, ને ગધેડાનો પાડ[૨] પુછાય.
અર્ધ શેર સારૂ ડોહોડીએ[૩] જાય, ડોહોડ શેર ઘરમાં ઉંદર ખાય.
નેફ તાણું.

દોહરો—પૈ પૈનું લેખું ગણે, ખરચે અવર અપાર;
ખોસે ડુચા ખાળમાં, ઘર ઊઘાડાં દ્વાર. ૧૩૭

Penny wise pound foolish.

## ૮૪. બળીઆના બે ભાગ. ૭

બળીઆના બે ભાગ. જોરાવર[૪] જીતે. હમારાબી લગતા હે.
મારતા મીઆંની દુનીઆં. જીસકી તેગ ઉસકી દેગ.
ખાંડા બળનું રાજ. જબરાની પાંચશેરી ભારે.
Might is right.

## ૮૫. નાદાનની દોસ્તી જીવનું જોખમ. ૧૫

નાદાનની દોસ્તી, જીવનું જોખમ.
पंडितोऽपि वरम्[५] शत्रुः न मूर्खो हितकारकः
નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન સારો.
મૈત્રી સાચી, જેવી દૂધ ને પાણીની.[૬] મૂર્ખ મિત્ર વેરીનો અર્થ સારે.
સાચી પ્રીત શેવાળની જળ ભેળી સુકાય.
બેદિલ ચાકર દુશ્મનનો અર્થ સારે.

દોહરા—પ્રીતિ એસી કીજીએ, જૈસા ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. ૧૩૮

૧ મોકળ=છૂટ. ૨ પાડ=ભાવ. ૩ ડોહોડી=મકાનનો દરવાજો. ૪ જોરાવર=પૈસેથી, શરીરથી, કુટુંબથી, નાતથી ને અક્કલથી. ૫ વરમ્=શ્રેષ્ઠ. ૬ કાઢતી વખતે એક બીજાને બચાવી લેવા યત્ન કરે છે.

હંસા પ્રીતું કાયકી, વિપત પડે ઊડ જાય;
સાચી પ્રીત શેવાળની, જળ ભેળી સુકાય. ૧૩૯
સોરઠા—સુખમાં પ્રીતિ સવાઈ, દુઃખમાં મ્હોં ટાળા[1] દીયે;
તે પાસે કોણ જાય, રામ કચેરી રાજીઆ. ૧૪૦
નહાનાંથી નેહ, કાલાંથી કરીએ નહીં;
છટક દીએ છેહ, સરવાળો સાધે નહીં. ૧૪૧
સારસ પક્ષિની જોડ, જુદું એકે નવ રહે;
પડે એકની ખોડ,[2] બીજું ના બચી શકે. ૧૪૨
મોઢે મીઠી વાત, પાછળ વગોણું કરે;
એ અકર્મી જાત, સાચું સોરઠીઓ ભણે. ૧૪૩
મોઢે કડવું કહે, વાંસે કાંઈ બોલે નહીં;
તેવાનો નહી ભે,[3] સાચું સોરઠીઓ ભણે. ૧૪૪
માયા કેરા મિત્ર, જગમાંહી ઝાઝા જડે;
પરમારથ તણી પ્રીત, કોઈક પાળે કીસનીઆ. ૧૪૫

ભૂતની ભાઈબંધીમાં જીવનું જોખમ.
A sensible foe is preferable to a foolish friend.
He is not a fool that fool is, but he that with a fool deals.

૮૬. માછલાંને જળ સાથે પ્રીતિ, જળને કાંઈ નહીં. ૫

(એકતરફી પ્રીતિ વિષે.)

માછલાંને જળ સાથે પ્રીતિ, જળને કાંઈ નહીં.
વ્યસનીને મન વેશ્યા, વેશ્યાને મન પૈસા.
જાર પુરૂષની પ્રીતિ, જાર કર્મ કરતાં સુધી.
ગરજવાનની પ્રીતિ ગરજ સરતાં સુધી.
વૈદ્ય ઉપર પ્રીતિ, રોગ મટતાં સુધી.

૮૭. માથું આપે તે મિત્ર. ૮

માથું આપે તે મિત્ર. દુઃખ પડે ત્યારે દોસ્તની પરીક્ષા.
મામલામાં ખરા ખોટા મિત્રનાં પારખાં પડે.
દોહરા—મહોબત કીજે મરદકી, કબહુ આવત કામ;
શિર સાટે શિર દેત હે, દુખીઅનકો વિશ્રામ. ૧૪૬

[1] મ્હોં ફેરવીને બોલાવવાની ઈચ્છા પણ ન કરે. [2] ખામી. [3] ભય.

મુશ્કેલીમાં મિત્રની, ખરી કસોટી થાય;
હીરો સંઘાડે ચડે તો જ ચમક પરખાય. ૧૪૭
સજ્જન વનવેલી ભલી, કરે ઝાડશું પ્રીત;
મુકે પણ મૂકે નહીં, એ સજ્જનની રીત. ૧૪૮
સોરઠો—પ્રીત ઊતારે પાર, એ વિરલા લાધે[1] જગત;
હેતુ મળે હજાર, મતલબ આપણી મોતીઆ. ૧૪૯
ચોપાઈ—ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી;
આપત્તિ કાળ પરખીએ ચારી. ૧૫૦

A friend in need is a friend indeed.

૮૮. જાત વિના ભાત પડે નહીં. ૧૨

(કુળ અથવા તુખમ પ્રમાણે ગુણ વિષે.)

જાત વગર ભાત પડે નહીં. ખાનદાન વગર ખેરખ્વાહી નહીં.
ભીંત વગર ભાર ઝીલે નહીં. જાત ઉપર ભાત, ને કામળ પર ખીખાં.
જાત કાંઈ છાની રહેતી નથી. એ છીપનું મોતી તે જાતવાન.
ધન જીરવે વાણીઓ, ખાણુ જીરવે[2] ભેંસ.
વિપત્તિમાં જાતની કસોટી થાય.

દોહરા—ધરા વિણ ધાન ન નીપજે, કુલ વિણ માટુ[3] ન હોય;
ઓઢા[4] ઘેર જખરો તે, જેની મા હોથલ હોય. ૧૫૧
ઊદ્યમથી લક્ષ્મી મળે, મળે દ્રવ્યથી માન;
દુર્લભ પારસ જગતમાં, મળવો મિત્ર સુજાન. ૧૫૨
જોઈ વેહોરીએ જાત, જાતે જોખો લાગે નહીં;
પડે પટોળે ભાત, વડે પણ વેરે[5] નહીં. ૧૫૩
સોરઠો—જોઇ વહોરીએ જાત, વરસાળો વેરે[6] નહીં;
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં. ૧૫૪

૮૯. ભાવ ખાધા વગર કહ્યું કરે. ૩

(કહ્યાગરા માણસ વિષે.)

ગા કહેતાં ગાય ને ભણ કહેતાં ભણે, એવા દીકરા તો કોક મા જણે.
ચાકર તેરા, પણ કહ્યા ન કરૂં. કહે ત્યારે ભાવ ખાય.[7]

---

૧ લાધે=મળે, જડે. ૨ જીરવે=ખમી શકે કે પચાવે. ૩ માટુ=મરદ પુરુષ, પરાક્રમી. ૪ ઓઢો અને હોથલ બન્ને ઉંચા કુળનાં શૂરવીર હતાં, તેમનો દીકરો જખરો થયો તે શૂરવીર હોય તેમાં નવાઈ શું? ૫ વેરે=નડે, ભુંડું કરે. ૬ વેરે=નડે. ૭ મોંઘો થાય, આનાકાની કરે, મરડાય.

૯૦. નાચવું નહિં ત્યારે આંગણું વાંકું. ૪

(નહીં કરવાનાં હજાર બહાનાં તે વિષે.)

નાચવું નહીં ત્યારે આંગણું વાંકું. નહીં કરવાનાં હજાર બહાનાં.
લખવું નહીં ત્યારે લેખણનો વાંક. મન હોય તો માળવે જવાય.
Where there is will there is way.
A bad workman quarrels with his tools.
Nothing is impossible to a willing mind.

૯૧. બેની લડાઇમાં ત્રીજાને લાભ. ૭

બેની લડાઇમાં ત્રીજાને લાભ. (ત્રીજાનું કામ થાય.)
તરડ પડે ત્યારે આંગળી ખોસાય. ઘર પતળ્યું તેની દિશા પતળી.
વન પતળ્યું ત્યારે કુહાડાને હાથો મળ્યો. ઘર ફુટ્યે ઘર જાય.
પેટ પતળ્યું ત્યાં ક્યાં પાટો બાંધવો. તુમ લડો હમારી ફતેહ હય.
By discord the greatest are destroyed.
Divide and rule.
In a quarrel between two, a third is a gainer.

૯૨. વેરી વશ આદરભાવ. ચાડીઆનું મ્હોં ચાંપવું. ૧૦

વેરી વશ આદરભાવ. વનો (વિનય) વેરીને વશ કરે.
ભસતા કુતરાને રોટલો નાંખવો (કે ચુપ રહે).
દુશ્મનના ડાચામાં નાંખવાથી દબાય.
સો સીફારસ, ને એક મૂળાપણી (મૂળાપણી વધે).
મૃદંગનું ચામડું લોટ લગાવી કુટે તો મધુરૂં બોલે.
લાલચે લેવાય. ચાડીઆનું મ્હોં ચાંપવું.
વેરનું ઓસડ વ્હાલ.
બેત—ન બરછીથી, ન ભાલાથી, ન ખંજરથી, ન તલવારથી,
જો મારવો દુશ્મન તો તેને મારવો ઉપકારથી.
To stop the mouth of a dog with sop.
To stop one's mouth with gold.

૯૩. મૂર્ખને કેઈ પેરે સમજાવું, એને નિશ્ચે નરકમાં જાવું. ૧૪

(મૂર્ખને શિખામણ વિષે.)

મૂર્ખને કેઈ પેરે સમજાવું, એને નિશ્ચે નરકમાં જાવું.
મૂર્ખને શિખામણ, વિષ બરાબર. શિખામણ આપવાથી મૂર્ખ કોપે.

સોનું વળે આપે, લ્હોડું વળે તાપે. મૂર્ખનું મળવું, ને માંકડાનું દળવું.
સમાણસ વળે વાતે, કમાણસ વળે લાતે.
બેવકુફી કોઇના બાપની નથી (જે કરે તેની).
મૂર્ખનાં ગામ જુદાં નથી વસતાં. મૂર્ખને માથે શીંગડાં નથી હોતાં.
કુબુદ્ધિ, જીવ અને કપાસ, તે પીંજ્યા વિણ ન આવે રાસ.
બેવકુફી અને બેનસીબી જોડે રહે છે.
આકીલકું ઈશારા, ગદ્દેકું ચાબુક.
દોહરા—મૂર્ખ સાથે ગોઠડી, પદ પદ હોય વિનાશ;
મૂર્ખને પ્રતિબોધતાં, મનમાં થાય ખટાશ. ૧૫૫
ઊદેરાજ મૂર્ખ જાકી, કહા હોત હે બાન;[1]
બિન મતલબ બારો[2] લગે, સોહી મૂર્ખ જાન. ૧૫૬

Where ignorance is bliss, it is folly to be wise.
Wisdom and goodness to the vile seem vile.

૯૪. નવરો બ્રાહ્મણ નિત્ય કરે કે નિંદા કરે. ૧૨

(નવરા વિષે.)

નવરો બ્રાહ્મણ નિત્ય કરે કે નિંદા કરે. નવરો હજામ પાટલા બોડે.
નવરો બેઠો નખોદ વાળે. નવરો બેઠો ઢેફાં ભાગે.
નવરો હાથ ઉતરેડ ફોડે. નવરો હાથ તણખલાં તોડે કે વાળ ચુંટે.
નવરો સલાટ પાહણા ભાગે. ગાળો દે કે કજીઆ કરે તે નવરાની નિશાની.
નવરો વાણીઓ કાટલાં સાંખે.[3] નવરો બ્રાહ્મણ પાટલા પૂજે.
નવરા બેઠા કામ કરો, વાહાણુ ઉકેલી ખાટલો ભરો.
નવરો બળદીઓ મોચમ[4] ખુંદે.

An idle brain is devil's workshop.
They that do nothing learn to do ill.
Idle hands shall always find some mischief to do.
An idle man tempts the devil.

૯૫. પેટમાં તે પેટીમાં, ને હોઠ બહાર તે કોટ બહાર. ૮

પેટમાં તે પેટીમાં ને હોઠ બહાર તે કોટ બહાર.
વાડ સાંભળે વાડનો કાંટો સાંભળે. ભીંતને પણ કાન હોય છે.

૧ બાણ. ૨ બારો=બળબાપણો. ૩ સાંખે=માપ કે તોલ કરે.
૪ મોચમ=ઠાણ, ઢોર બાંધવાની જગો.

વાત ન કરીએ વાટે, વાત ન કરીએ ઘાટે, ને વાત ન કરીએ રાતે.
વાડ વાત કરે ને કાંટો કાન ધરે. હોઠ ફડફડ્યા કે વાત ચરચાય.
આબરૂ રાખવી જોઇને, વાત ન કરીએ કોઇને.
પેટ દેવું જોઇને, નહીં તો કહેવું ન કોઇને.
Even the walls have ears.
It is not safe to confide our secrets on a road, nor
in the stillness of night.

૯૬. સમતા(ધીરજ)નાં ફળ મીઠાં છે. ૧૧

(ધીરજ રાખવા વિષે.)

સમતાનાં ફળ મીઠાં છે. ધીરજનાં ફળ મીઠાં છે.
સબુરીનો બદલો સાહેબ આપે. ધીરાં કામ સારાં થાય.
સબુરીનું ભાડું ખુદા આપે. શીળાં કામ તે સાહેબનાં.
ધીરજ મોટી વાત છે.
તેલ જુઓ, તેલની ધાર જુઓ. ધીરજનો ખરો ખપ સંકટ સમે.
દોહરો—ધીરે ધીરે રાવતાં, ધીરે સબ કુછ હોય;
માળી સીંચે ચોગણા, પણ રત વિના ફળ ન હોય. ૧૫૭
ચોખરો—કાં રે જીવ તું દગદગ કરે, તારે હઇએ ધીર ન ધરે;
જેને માથે હકતાઆલા, તેનો અર્થ કેમ નહીં સરે. ૧૫૮
Patience is the plaster of all sores.
Patience is bitter, but its fruits are sweet.
Those that are slow, are sure.
Steady and slow must succeed.

૯૭. ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર. ૧૬

(ઉતાવળીઆ વિષે.)

ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.
આકળાના[1] પાળીઆ થાય તે જીવતા ન આવે.

---

૧ આકળા(ઉતાવળીઆ)ના પાળીઆ. જે માણસ ધીંગાણામાં મરે તેના પાળીઆ અથવા ખાંભી, ખાંભા ઊભા કરવાની રીતિ પ્રસિદ્ધ છે. તેથી આકળા કે ઉતાવળીઆ વગર વિચારે ઉતાવળમાં ધીંગાણું કરે માટે આ કહેવત થઈ છે.

ઉતાવળો સાત વાર પાછો વળે. ઉતાવળીઓ વહેલો થાકે.
આકળા ઉતાવળમાં ગમે તેમ ભરડે કે વેતરે.
બહુ ભૂખ્યા બે હાથે ખવાય નહીં.
એકદમ લાડવો ખવાય નહીં. એકદમ કુદકો મરાય નહીં.
પગથીએ પગથીએ ચડાય.
આકડા[1] ભાળી ઘોડા ગુડે. ઓડાં દેખી ઘોડાં ગુડે.
જુ ભાગે પેહેરણું કહાડી નાંખવું. ઉતાવળે આંબા પાકે નહીં.
ઊતાવળો દોડે તે અથડાઈ પડે. ઊતાવળમાં કાચું કપાય.
આવતી ધાડે કાંઈ ઝેર ખવાય? (ન ખવાય.)

They tumble down who run fast.
Hasty climbers have sudden falls.
The more haste, the worst speed.
Error lies always in haste.
Haste makes waste.
Rome was not built in a day.

૯૮. બિલાડીને દૂધ ભળાવવું. દાણીને ઘેર છાંટ ઊતારવી. ૮

બિલાડીને દૂધ ભળાવવું.[2]
દાણીને ઘેર છાંટ[3] ઊતારવી. કરજદારને ઘેર ગાડું.
ચોરને ઘેર ગાડાં છોડવાં. લુહારવાડે સોય વેચવા જવું.

---

૧ ઉતાવળીઆ ચોરની પાછળ વાર ચડેલી હોવી જોઈએ એમ સ્વાભાવિક રીતે એક ચોરે ધાર્યું. રસ્તામાં આકડા દૂરથી પવનથી તેણે હાલતા જોયા. તેણે ઉતાવળમાં ધારી લીધું કે વાર આવી. તેથી ઘોડાંને મારી નાંખી ડુંગરોની ખીણોમાં ચોર ઉતરી ગયા.

એટલે આકડા જ્યારે ફુલે છે, ફુલ આવે છે ત્યારે ધોળાં ફુલ મથાળે પુષ્કળ આવવાથી ધોળા દેખાય છે. તેવા આકડા પવનથી હાલે ત્યારે વેગળેથી માણસ જેવો ભાસ થાય છે. તે વખતે બહારવટીઆમાં ઉતાવળા હોય તે આકડાને માણસ ધારીને ઘોડાં કાપી નાખીને પોતે નદીની ખીણમાં કે ડુંગરોમાં કે ઝાડીમાં સંતાઈ જાય એ બહુ ઉતાવળનું પરિણામ છે. "આકડા ભાળી ઘોડાં ગુડે," તેમ ખેતરમાં ચાડીઆ કે ઓડાં ઉભાં કરે છે તે જેટલાંજેટ ખેતરમાં ઓડાં વધારે હોય તો માણસ જેવાં દેખાય, એટલે શત્રુ પાછળ આવી પોંહોંચ્યા છે એમ માનીને "ઓડાં દેખી ઘોડાં ગુડે" એમ પણ કહેવત થઈ છે.

૨ બિલાડીને દૂધ સંભાળવાની ભલામણ દેવી.

૩ છાંટ=દાણાની ગુણ. (દાણી એટલે માલ ઉપર જકાત ઉઘરાવનાર)

ચોરને ધન સોંપવું. લંકામાં સોનું વેચવા જવું.
વાંઢાને વેવિશાળ કરવા મોકલ્યો, તે પોતાનું કરી આવ્યો.

૯૯. વિખનો વિલાસી જીવ સાકરને શું કરે? ૭

વિખનો વિલાસી જીવ સાકરને શું કરે?
વનચરને વસ્તી સાથે વેર. સાકર ગળી પણ ગધેડાને ઝેર.
ખારા જળનું માછલું તે મીઠા જળમાં મરે.
અફીણનો કીડો અફીણમાં જીવે (સાકરમાં મરે).
છાણનો કીડો ઘીમાં મરે. વિષ્ઠાનો કીડો કમળમાં મરે.
Sad souls are slain in merry company.

૧૦૦. ચોરની ગત ચોર જાણે. ૩

ચોરની ગત ચોર જાણે. ચોરનાં પગલાં ચોર ઓળખે.
જાતે જાતને ઓળખે.
Set a thief to catch a thief.
Hiders are good finders.

૧૦૧. વોળાવીઆ ને વાટપાડુ. ૮

(બે કોથળીની રમત કરવા વિષે.)

વોળાવીઆ ને વાટપાડુ. મીઠા ફાંસીઆ.
માંહેના માંહે ને બહારના બહાર. મ્હોઢે જીજી ને અંતરમાં બીજી.
ધણીને કહેશે ધા ને ચોરને કહેશે નાશ.
ધણીને કહેશે જાગતો સુજે, ને ચોરને કહેશે ખાતર પાડજે.
જતાના જાનઇઆ, ને વળતાના કાંધીઆ (મરતાના કાંધીઆ).
આનેવાલેકી બોલબાલા, જાનેવાલાકા મ્હોં કાલા.
To carry two faces under one head.
To play double part.
To be on both sides.

૧૦૨. જેને ઋણ નહીં તે રાજા. ૧૩

જેને ઋણ નહીં તે રાજા. ઋણ વગરનો સુખે સુવે.
લેણું હજો લાખ, દેણું ન હજો દોકડો. દેવાના દાસ.
લેહેણાનો ધણી લાડકો. ઋણ વાળ્યું એટલે ગંગા નાહ્યા.

ઋણીઓ પુરૂષ રાતદિવસ ઊજાગરો વેઠે.
જેના ઉપર ઋણ ગાજે તેનું કાંઈ ન છાજે.
દીન થવું પણ દેવાદાર ન થવું. કરજ વાળ્યું તેણે દિવસ વાળ્યો.
કરજદારી આખર ખુવારી. કરજીણી ને દરદીણી.
સોરઠા—કરજે મન કોળે[1] નહી, સુખે ન આવે નિંદ;
એને ગોળ ક્યાંથી, શેત્રુંજાના સામળા?[2] ૧૫૯

Out of debt, out of danger.
Happy is the man who owes nothing.
Worst kind of poverty is debt.
To go to borrow is to go to sorrow.

૧૦૩. બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા. ૧૯

બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા. માએ પુત ને બાપની છાયા.
માએ પુત ને બાપે ઘોડા, બહોત નહી તો થોડા થોડા.
જુના પેટમાં લીખ પાકે. તુખમે તાસીર.[3]

---

૧ કોળે=નવ પલ્લવ થાય કે રાજી થાય. ૨ સામળો કવિ કહે છે કે તેને ગોળ શેત્રુંજાનો ક્યાંથી મળે?

## તુખમે તાસીર

૩ એક વરસ ચોમાસામાં વરસાદનું જોર થયું. દિલ્હીમાં મુશળધાર વર્ષાદની હેલી થઈ. ઊપરવાસ વરસાદ પણ તેવાજ જોરથી પડ્યો કે જેથી જમુનાજીમાં મોટી રેલ આવી. જમુનાજીમાં રેલ ને દિલ્હીમાં વરસાદ તેથી જમુના નદીનું પાણી કાંઠા મૂકી ઉછળી ગયું અને દિલ્હી શેહેર તણાવાની ધાસ્તી લાગી. હેલીબંધ વરસાદ દિલ્હીમાં વરસતો હતો તેમાં વાદળમાં ક્યાંએ તરડ દેખાતી નહીં. તેથી વધારે ભય લાગવાથી બાદશાહે વૃદ્ધોને બોલાવી સલાહ પૂછી. સલાહ મળી કે કીલ્લા તથા બુરજો ઊપર તોપો છે તેમાં જંગી અને ગંજાવર તોપો છે તેના પુષ્કળ અવાજ કરવાનું શરૂ કરો. તેમ કરવાથી પવનને વેગ મળ્યો ને વાદળ સુધી તે વેગ પહોંચવાથી વાદળમાં તરડ પડી. પવન ખૂબ ચાલ્યો, ને વાદળાં વીખરાયાં, વર્ષાદ બંધ થયો, લોકોનાં મન આનંદમાં આવ્યાં. જમુનાના પૂરમાં પણ માર્ગ ગયો. તેથી જમુનાજીને વધાવવા સારૂ લોકો જવા લાગ્યા.

તે લોકોની મેદનીમાં દિલ્હી શેહેરના એક શાહુકારના ચાર દીકરાની ચાર વહુઓ કારિગરની મુગલી જોડી, શણગાર સજી, સુંદર વસ્ત્રો પેહેરી, મોડીઓ, ચુંદડી, સોના રૂપાનાં ફુલ, તથા મોતી અને પૂજાપાની સામગ્રીના થાળ લેઈ જમુનાજી પૂજવા આવી. પૂજન કરી ઘર તરફ વળતાં એક સાંકડી ગલીમાંથી પસાર થતાં બાદશાહનો એક હાથી છુટેલો તે ગલીમાં પોતાની પાછળ આવતો જોયો. ભયભીત થયેલી ચારે વહુઓ ઝટ લેઈ નાઠી.

ઠામ તેવી ઠીકરી, મા તેવી દીકરી. ખેતર તેવાં વેતર.
ઝાડ તેવાં ફળ. ગાંડાનું ગોતર ગાંડુ. વીસ વસા મોસાળ.

બાજુપર એક ડેહેલા જેવું બારણું આવ્યું તેમાં પેઠી ને આગળ ચાલતાં એક ચોક જેવું મેદાન આવ્યું.

ત્યાં એક કસાઇ ગાયને ભોંયપર નાંખી હાથમાં મોટો છરો લેઈ હલાલ કરવા જતો હતો તે આ બાઇઓએ જોયું. તેઓ પાસે ગઇ ને કસાઇને કહ્યું કે, "તું આ ગાયને મારે નહીં તો તું કહે તેટલા પૈસા આપીએ. અમારા અંગ ઊપર જેવર છે તે આપીએ. પણ તું ગાયને છોડી દે." કસાઇએ ગાયને છોડી દેવાને ના કહી. ત્યારે આ ચારે બાઇઓ દિલગીર થઇ, ને ફરી કસાઇને પૂછ્યું કે કોઇ ઊપાયે તું છોડી દેઈશ? કસાઇએ કામાંધ થઇ કહ્યું કે, "તમારા ચારમાંથી એક મારી પાસે આવો તો મૂકી દઊં."

આ બાઇઓ વિચાર કરવા લાગી કે ગાયને મુકાવવા શિયળવ્રતના ભંગનું પાપ વોહોરવું કે શી રીતે? આખર ગાય મુકાવવામાં મહા પુણ્ય છે, એ વિચાર પ્રબળ થતાં એક જણી કસાઈ પાસે જાય એમ નક્કી કર્યું. ચારે જણીઓ એક બીજીને તું જા, તું જા, એમ કહેવા લાગી, એટલે કસાઇએ કહ્યું, "તમે રકઝક શા સારૂ કરો છો, હું જેનો હાથ પકડું તે આવે." એટલે રકઝક બંધ થઈને કસાઇએ એક જણીનો હાથ પકડ્યો. તે બાઇએ કસાઇને કહ્યું, 'આઘો જા હું આવું છું.' કસાઇ આઘો ગયો એટલે જે બાઇને જવાનું છે તે દેરાણી હતી, તે જેઠાણીને કહે છે કે, "હું રૂતુમાં આવી હતી, આજેજ નાહી છું. માટે મારા જવાથી જો ગર્ભ રહેશે તો મહા ઉત્પાત થશે; માટે મારે જવાનું બંધ રહે તો સારૂં." દેરાણીને જેઠાણીએ કહ્યું, "અમે શું કરીએ તારો હાથ ઝાલ્યો માટે તું ન જાય તો કસાઈ ગાયને મારશે. તે પાપ તારે શિર લાગશે." એથી આ બાઇ લાચાર થઈ પોતાના શિયળવ્રતના ભંગનું મહા પાપ વોહોરી ઘણાજ ખિન્ન મનથી ગાય બચાવવાનું પુણ્ય લેવાની ઇચ્છાથી કસાઇ પાસે ગઇ. કસાઇએ ગાયને છોડી દીધી, પણ કસાઇ પાસે જવાથી બાઇને ગર્ભ રહ્યો.

પુરે માસે પુત્રપ્રસવ થયો. શુક્લ પક્ષનો ચન્દ્ર વધે તેમ તે વધવા લાગ્યો. "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય." તે બે વરસનો થયો અને માટીધૂળનાં બકરાં, બળદ, ઘોડા બનાવે, તેને કાપે, પછાડે, મારે વગેરે બાળચરિત્રથી તે શાહુકાર એટલે છોકરાના દાદાને ઘણી ચિન્તા થવા લાગી. નિશાળે જવાથી ભણે ગણે તો સુધરે એવી આશાથી તેને નિશાળે બેસાડ્યો, પણ ભણવા કરતાં તોફાન બહુ કરે. મેહેતાજીને મારવા દોડે. એમ કરતાં પંદર વરસનો થયો. એટલે ઢાલ, તલવાર, કડાબીન, બરછી બાંધતાં શીખ્યો. કુચાલ કે કુરસ્તે જતાં રોકાય તેવા હેતુથી પરણાવ્યો. પણ શેઠ રાખેલી સુધારવાની બધી આશા વ્યર્થ ગઇ તો ગઈ પણ એક ગણિકા રાખી અને પૈસો જોઇએ ત્યારે દુકાનપર આવીને જબરદસ્તીથી પૈસો લેઇ જાય. શેઠે પૈસા આપવાની મુનીમને મના કરી. એટલે ભાઇ મોકમચન્દ બરછી, તલવાર લેઇ દુકાને આવે, મુનીમને ડર બતાવી મનમાનતા પૈસા લેઇ જાય ને મોજમજા ઉડાવે.

શેઠે આવો ઘાટ જોઇ વિચાર્યું કે, આવી રીતે મોકમચંદ પૈસા લેઇ જાય તે દીવાળાનું

ગુરૂ તેવા ચેલા, વગુતી રાંડ ને વેવલાં છોકરાં.
હલાવી ખીચડી ને મહલાવી દીકરી.[1]

પગરણ ખેડું. ઉપાય કરવાનો વિચાર કરી પોતાના મિત્ર એક મોટા અમીરની પાસે વાત કરી મદદ માગી. તે અમીર દુકાન ઉપર દશવીશ રોહીલાને લેઇને આવ્યો અને હુકમ કર્યો કે મોકમચંદને પકડી લાવો. રોહીલા છુટ્યા તે ગણિકાને ઘેર ગયા. રોહીલાને જોઈ મોકમચંદના દાંત ગડગડી ગયા. ક્ષેત્ર વાણીઆનું અને "વીશ વસા મોસાળના, તેથી ઢાલ, તલવાર બાંધવાની સોંર રહી નહીં ને ચાળીની૩ માફક રોહીલા કાન ઝાલી દુકાનપર મોકમચંદને લઇ આવ્યા. અમીરે હુકમ કર્યો કે, બાંધો, શું જોઇ રહ્યા છો? મારો. એટલે મોકમચંદ પાંસરા નેતર જેવા થઇ કહે છે, "સાહેબ, આપ હુકમ કરો તેમ કરવા તૈયાર છું." એટલે અમીરે શેઠને હુકમ કર્યો કે, મોકમચંદને એક લાખ રૂપીઆ રોકડા, અને રહેવાને ઘર અલગ દૂરના લતામાં આપો. તે પ્રમાણે શેઠે એક લાખ રોકડા અને દૂર વાણીઆના મોહોલ્લામાં પોતાનું એક મકાન હતું તે મોકમચંદને આપ્યું. મોકમચંદે પોતાનો તમામ હક ઉઠાવીને ફારગતી લખી આપી. અમીરે કહ્યું, 'ફરી દુકાનપર ચડીશ તો તારી ગરદનથી માથું ઉડી જશે. તેથી ડરને લીધે મોકમચંદ પછી કોઇ દિવસ દુકાને પૈસા માટે આવ્યો નહીં, ને જુદા મોહોલ્લામાં ઘર આપેલું ત્યાં જઈ રહ્યો.'

મોકમચંદે ગણિકા રાખેલી તેથી પરણેલી સ્ત્રી ગમે નહીં. તેની સાથે અણબનાવ રહેવા લાગ્યો એટલે પરણેલી સ્ત્રી સારા કુટુંબની દીકરી તે તેના પીહેરમાં રહેવા લાગી એટલે મોકમચંદ એકલો જ ઘરમાં રહેતો હતો.

લાખ રૂપીઆ મળ્યા તે મોકમચંદના ખરચના ઝપાટા આગળ ઝીક ઝાલી શક્યા નહીં, ને ચાર પાંચ વરસમાં તમામ રૂપીઆ ખરચાઇ ગયા. પાસે રૂપીઆ મળે નહીં એટલે ગણિકાએ પોતાના ઘરમાં પેસવા દીધો નહીં. તેથી મોકમચંદ ઉદાસ થઇ પૈસા વગર હેરાન થવા લાગ્યો.

તે એક દિવસ પોતાના ઓટલા ઉપર ઉદાસ થઇ બેઠો હતો. ત્યારે નીચેનો પ્રસંગ બન્યો.

દિલ્હી શહેરનો કોઇ શાહુકાર પરદેશમાં ખૂબ પૈસા કમાઇને આવ્યો. તેણે વાણીઆની તમામ જ્ઞાતિને બબ્બે લાડવા, દરેક લાડુમાં એકેક સોનામહોર અને એક થાળી એટલું લાહાણું કરી પોતે પ્રસિદ્ધ થવા વિચાર કર્યો, ને તે પ્રમાણે લાહાણું વહેંચવા માંડ્યું. તે લાહાણું કરનાર શાહુકારના ઘરની સ્ત્રીઓ લાડવા, અને થાળીઓ ગાડીમાં ભરી વાણીઆના દરેક મોહોલ્લા આગળ જઇ ઉભી રહે ને વાણીઆના ઘરનાં નામ વાંચી ગોર લાહાણું લેવા સૌને કહી આવે; એટલે મોહોલ્લાના વાણીઆના ઘરની સ્ત્રીઓ મોહોલ્લાને નાકે જઇ પોતપોતાનું લાહાણું લેઇ આવે. તે રીત મુજબ મોકમચંદના મોહોલ્લામાં ગોર આવી નોતરાં આપી ગયો, એટલે મોહોલ્લાની સ્ત્રીઓ ઘરેણાંગાંઠાં અને સુંદર વસ્ત્ર પહેરી લાહાણું લેવા ચાલી.

---

૧ ખીચડી હલાવે તો સારી થાય નહીં.
૨ .ભાન. ૩ બારી મરીજ હોય તે.

માણસના ગુણ ઓધે[1] ઊતરે.
ઓધીઓ ઓધે ન જાય તો હરામ પાણીનો કહેવાય.

મોકમચંદે તમામ રૂપીઆ પાણી કર્યા હતા, રળતાં શીખેલો નહી, એટલે તેની હાલત તંગ થઇ હતી. ગણિકાએ પણ " निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिकाः " ના નિયમ પ્રમાણે તજી દીધો હતો. પરણેતર સ્ત્રી પણ બાઇના લક્ષણ જોઇ આવતી નહિ. આવી સ્થિતિ ભોગવતો પોતાના ઓટલાપર બેઠા બેઠા બધી સ્ત્રીઓને લાહાણું લેવા જતી જોતો હતો. લાહાણામાં નામ પ્રમાણે બધાના ઘરની સ્ત્રીઓ આવી હતી. પણ મોકમચંદનું નામ નીકળ્યું પણ કોઇ સ્ત્રી લેનાર નહીં હોવાથી પરોસીની સ્ત્રીએ કહ્યું, "લાવો હું લેઇ જઇ તેને આપીશ." તે પ્રમાણે પરોસણને મોકમચંદના ઘરનું લાહાણું આપ્યું. તે બાઇએ લાહાણું મોકમચંદ ઓટલે બેઠો હતો તેને આપ્યું. ત્યારે મોકમચંદ કહે, "ઘરમાં મૂકતી જા, નીકર લાઠવો વાંસામાં મારીશ ને લોહી ઓકાવીશ." બાઇ નાગા માણસથી ડરી ઘરમાં મૂકવા ગઇ એટલે વાઘની પેઠે તલપ મારી ઘરમાં જઇ કમાડ વાસી તે બાઇને જબે કરી તમામ ઘરેણું ઊતારી લીધું, ને બાઇના કડકા કરી એક માટીના ગોળામાં ભર્યા, ને તે ગોળો રાત્રે જમુનાજીમાં નાંખી આવ્યો. બાઇ વિષે તજવીજ તેનાં ઘરનાંએ કરી પણ પત્તો લાગ્યો નહીં, પણ શહેરમાં એ સંબંધી હો હો ચાલુ રહી.

સવારમાં પાછલી રાત્રે ભોઇ લોકો માછલાં પકડવા જમુનાજી પર ગયા ત્યાં પાણીમાં આ ગોળો ડબકડોઇઆં થતો જોયો. ભોઈ પાણીમાં ઉતરી ગોળો બહાર લાવ્યા અને ઉઘાડી જોતાં તેમાં કોઈ ઓરતના શરીરના કટકા જોયા. ભોઇઓ તેથી ગભરાયા અને ગોળો લઈ તુરત બાદશાહના દરબારમાં લેઈ ગયા. બાદશાહ ઊઠી પ્રભુની બંદગી કરતા હતા ત્યાં દેવડીવાળે ભોઇના ખબર આપ્યા. બાદશાહ નીચે આવ્યા અને સ્ત્રી જાતના કડકા જોઈ દિવાનને બોલાવ્યા. આ ખુનીનો પત્તો મળ્યા પછી અનાજ લેવું છે એમ બાદશાહે કહ્યાથી દીવાને તપાસ ચલાવી.

દીવાને ગામના કુંભાર એકઠા કર્યા અને ગોળો કોનો ઘડેલો છે તે પૂછતાં એક કુંભારે કહ્યું, 'મારો ઘડેલો.' કેટલા ઘડેલા, કોને કોને ઘેર આપેલા તે બધું કુંભારે કહ્યું તેમાં બે ગોળા મોકમચંદના નામ પર પણ લખાવ્યા. બાવીશ ગોળા જેને જેને આપેલા તે બધાંને ઘેરથી મંગાવ્યા. અને સહુએ રજુ કર્યા. મોકમચંદે એક ગોળો રજુ કર્યો. બીજો ગોળો પાણી ભરનારીએ ફોડી નાંખ્યો એવું જાહેર કર્યું. પાણીની ભરનારીએ કહ્યું કે, 'મેં ફોડ્યો નથી, ગઈ કાલ સુધી હતો.' મોકમચંદને પકડ્યો, દાબ દીધો, તેથી બધું માની ગયો. ઘરેણું તે બાઇનું ઘરમાંથી નીકળ્યું ને લાહાણું વેહેંચનાર તથા મોહોલ્લાની બીજી સ્ત્રીઓથી તપાસ કરી અને મોકમચંદે ખુન કર્યાનું સાબિત થયું. મોકમચંદને દેહાંત દંડની શિક્ષા બાદશાહે ફરમાવી.

બાદશાહે ફરમાવ્યું કે, "દીવાનજી તમને પણ તેજ શિક્ષા થશે, કારણ કે તમે કહ્યું છે કે વાણીઆનો દીકરો ખુન કરે નહી, તે વાત જુઠી પરી માટે કરાર મુજબ તમારે માટે પણ તેજ સજા છે."

---

[1] ઓધે=વંશમાં.

બધો ઓધવાડો સરખો. વેલો વંઠ્યો. વેલા વંઠી તુંબડી.

દોહરો—શૂરવીરકે વંશમેં, શૂરવીર સુત હોય,
જ્યું સિંહણકે ગર્ભમેં, હરણ ન નીપજે કોય. ૧૬૦

જોડકણું–ઓધે લાગી ઊંદરડી,[1] પરીઆનો લાગ્યો વા.
તે ધણો નહીં પણ થોડોયે થા.

Like father like son.

*Such is the tree such is the fruit.*

**૧૦૪. લોકવાણી તે દેવવાણી. પંચ કહે તે પરમેશ્વર બોલ્યા. ૫**

લોકવાણી તે દેવવાણી. પંચ કહે તે પરમેશ્વર બોલ્યા.
પંચ બોલ્યા તે પ્રમાણ. પંચ કરે તે પ્રમાણ.
ખલકકી જબાન, ખુદાકા નગારા.
The voice of the public is the voice of God.

**૧૦૫. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય. રોતો જાય તે મુઆની ખબર લાવે. ૮**

પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય, ને વહુનાં લક્ષણ બારણામાંથી જણાય.
સ પર્વનું પર્વ સહવારમાંથી જણાય.
લશ્કરકા ભેદ પાયા કે આગુસેં ગદ્ધા આયા.
રોતો જાય તે મુઆની ખબર લાવે.
બેસતો રાજા ને આવતી વહુનો ભાંર પડ્યો તો પડ્યો.
ચડતા દિવસનાં ચિન્હ આગળથી જણાય.
માણસના મનની વાત પગ ઉપરથી પરખાય.
કાકવાણી શુકનાળી ગણાય નહીં.

---

દીવાન કહે, "સાહેબ, આ ખુન કરનાર વાણીઆનો દીકરો હોવો ન જોઇએ માટે આપ રૂબરૂ તપાસ કરવાની જરૂર છે." બાદશાહે હા પાડી એટલે એક રથ મોહમચંદની માને તેડવા મોકલ્યો. બાઈ આવી. બાદશાહ તથા દીવાન બેઠા છે, ને દીવાન બાઇને કહે છે કે "બાઈ, બહેન હું બાદશાહની દીકરી છે. જરા પણ વાત છુપાવ્યા વગર આ દીકરાના સંબંધમાં જે બન્યું હોય તે કહે." બાઇએ દીલગીર થઈ અથથી તે ઇતિ સુધી તમામ વાત કરી. બાદશાહે કસાઇને બોલાવી તે કાળની રીત પ્રમાણે સખ્ત સજા કરી. ગાય બચાવવાનું ધર્મ કરવા બાઇએ જે કામ કર્યું તેને માટે બાદશાહે ધન્યવાદ આપી અને દીકરી કહેલી તેથી યોગ્ય કરીઆવર કરી તેને ઘેર મોકલી, અને દીવાનને સાચો ગણી સજામાંથી મુક્ત કર્યો ને મોહમચંદને ગરદન માર્યો.

[1] દારના જેવા દરદનું નામ છે.

Coming events cast their shadows before.

The childhood shows the man, as the morning shows the day.

A crow never bears the good news

A good beginning makes a good end.

૧૦૬. સર્પ ગયા ને લીસરડા રહ્યા. ૫

સર્પ ગયા ને લીસરડા રહ્યા. રાજમહેલ ગયા ને રોડાં રહ્યાં.
રજ ગયે, રાજપુત ગયે, તાબુત રહે. ઠાકોર ગયા ને ઠગ રહ્યા.
દોહરો—દાતા દાતા મર ગયે, રહે ગયે મખ્ખીચૂસ;
લેનાં દેનાં કુચ્છ નહીં, લડનેમેં મજબુત. ૧૬૧

૧૦૭. માંડ અસવાર ને મોડો ચડે. માંડ કમાઊ ને મોડો ઊઠે. ૮

માંડ અસવાર ને મોડો ચહડે. માંડ કમાઊ ને મોડો ઊઠે.
પહોર દહાડો ચડે પોહોડીને ઊઠે તે શાં દાળદર ફુંકે ?
જેને હગતાં વાર, જેને જમતાં વાર તેના કામમાં શો ભલીવાર ?
મોતની આળસે જીવે (નબળા શરીરવાળાથી) તેથી શું બને ?
શેકયો પાપડ ભાગે નહીં તેવા.
મ્હો ઉપરથી માંખ ઉડાડવાની પોંહોચ નહીં.
દોહરો—રાતે સુએ વેહેલો, ને વહેલો ઊઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખી રહે શરીર. ૧૬૨

Early to bed and early to rise makes a man healthy, wealthy and wise.

Rise at six, and eat at ten,
Eat at six and sleep at ten,
Ten years ten times,
You may live then.

૧૦૮. જેવો જાલીઓ જોગી તેવી મકવાણી માલી. ૨૭

(જેસેકું તેસા મીલા તે વિષે.)

જેવો જાલીઓ જોગી તેવી મકવાણી માલી.
જેસી રૂના ફકીરડી, વૈસા સાંઈ નખોદ. ચોરનો ભાઈ ઘંટીચોર.[1]

1 ઘંટીચોર=મોટો ચોર.

સરખે સરખા મળ્યા, ને ભવના ફેરા ટળ્યા.
આવો ભાઈ હરખા, આપણ સૌ સરખા. વ્યસનીને વ્યસની મળે.
આંધળાને હેયાફૂટા મળે.
જાતે જાત મળે ત્યારે રંગ જામે.
પોતે પોત ખીલાયું.[૧] જેવાં બાઈ, તેવા ભાઈ.
કુતરાનું મ્હોં ગધેડે ચાટયું. કુંકુ કથરોટને હસે નહીં.
જેવી લુચ્ચી લાલબાઈ, તેવો ભડવો ભીમ.
યથા લાલા તથા ફીકા. (યથા–જેવા–તથા–તેવા).
समानशीलं व्यसनेषु मैत्री
આવ બાઈ રૂડી, હું ભુંડી ને તું કુડી.
જોડે જોડાં મળ્યાં, ને ભવના ફેરા ટળ્યા.
છોકરો માને પૂછે કે "મા, મેં ભલા, કે મેરા ભાઇ ?"
મા જવાબ આપે છે, "તું મુવા ઢેડ, ઓર વો કસાઈ." (૧)
સજીવો પૂછે નજીવાને, 'તું મને કાંઈ દે,'
નજીવો પૂછે સજીવાને, તારી એક ફૂટી કે બે. (૨)
દોહરા—ખીરમાં ભેળી સાકર, દૂધમાં ભેળી ખાંડ;
તું જાતકી કંચની, હમ જાતકે ભાંડ. ૧૬૩
પાનીમેં પાની મીલે, મીલે કીચસેં કીચ;
સજ્જનસેં સજ્જન મીલે, મીલે નીચસેં નીચ. ૧૬૪
રાજાસેં રાજા મીલે, મીલે નીચસેં નીચ;
પાનીસેં પાની મીલે, મીલે કીચસેં કીચ. ૧૬૫
ગુણિયલકુ ગુણિયલ મીલે, રસકી લુંટાલુંટ;
મૂરખકુ મૂરખ મીલે, બડી માથાકૂટ. ૧૬૬
જેસેકુ તેસા મીલા, મીલા બમનકુ નાઇ;
એકને દીખાઈ આરસી, એકે ઘંટ બજાઈ. ૧૬૭
ગ્યાનીસે ગ્યાની મીલે, કરે ગ્યાનકી બાત;
ગદ્દેસેં ગદ્દા મીલે, મારે લાતમ લાત. ૧૬૮
પટેલે માર્યો કુત્તા, તો મીંયાંએ માર્યો ઘેટા;
કોઈ કોઈકી બાત કરે, વો ગામ સારેકા બેટા. ૧૬૯
જોડકણું—આળો વ્યાસ ને કુબેર જાની,
એક રાખ ને બીજે વાની.

૧ ખીલાયું=શીવાયું.

Diamond cuts diamond.
Art must be deluded by art.

૧૦૯. બ્રાહ્મણવાડે ક્ષતિઆ. અપવાસીને ઘેર ઢોકળાં. ૫
(અશક્ય બાબતો).

બ્રાહ્મણ વાડે ક્ષતિયા. અપવાસીને ઘેર ઢોકળાં.
વાંઢાને ઘેર વલોણું. વાંઝીઆને ઘેર પારણું. અપાસરે ધોંસરૂં ![1]

૧૧૦. ભાગ્યું ગાડે ઘલાય. ૮

ગાંગે ગળ્યાં ગટ, તેનાં નહીં કાગળ કે ખત.
ભાગ્યું ગાડે ઘલાય. ભાંગ્યાંનાં ખોબરાં.
મુવેલા માથું ઊંચકે નહીં. ઊંટે ગળ્યાં તે લીંડાં.
મસાણ ગયાં મુડદાં પાછાં આવે નહીં.
ભાગ્યું ઠામ કંસારે જાય. રૂઠ્યું છોકરૂં માવતરે જાય.

૧૧૧ હણતાને હણીએ તેનું પાપ દોષ ન ગણીએ. ૯

હણતાને હણીએ તેનું પાપ દોષ ન ગણીએ.
શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્. બાપનું પણ વેર તો લઈએ ત્યારે કરજ છૂટે.
વીંછીના મ્હોંને ખાસડું. વીંછીનું મોત ખાસડે.
લાત સાટે લાત, તેમાં કોણ ગણે ઘાત.
Tit for tat. Like for like.
Deceiving a deceiver is no knavery.
He who pardons the bad injures the good.

૧૧૨. ઉપકારને બદલે અપકાર. ગુણના ભાઈ દોષ. ૧૨

ઉપકારને બદલે અપકાર. ગુણના ભાઈ દોષ.
દયા ડાકણ થઈને ખાય. ખાઈને ખાસડાં મારે.
જશને બદલે જુતીઆં. દૂધ પાઈને સાપ ઉછેરવો. (તેવું તેનું ફળ.)
પાળેલો સાપ કરડે. ગુણ ઉપર અવગુણ.
ગુણ કુપાત્રને કર્યો તે જાય.
દોહરા—આણંદ કહે પરમાનંદા, ગુણ કર્યો કાં જાય;
સાવજ[2] પડ્યો અજાડીએ,[3] કહાડે તેને ખાય. ૧૭૦

૧ અપાસરે ધોંસરૂં હોવા સંભવ નહીં. ૨ સિંહ. ૩ પીંજરૂં કે મુશ્કેલ જગ્યા.

ગુણ ઉપર ગુણ કરે, એ વેહેવારાં વટ;
ગુણ ઉપર અવગુણ કરે, તેને તો ફટફટ. ૧૭૧
પાળી પોષી મોટો કર્યો, જાત ન પૂછી જોય;
ગુણ ઉપર અવગુણ કરે, રખે કાઠી હોય. ૧૭૨

Save a rogue from the gallows, he will be the first to cut your throat.

Nothing emboldens sin as mercy.

Mercy murders but pardons those that kill.

૧૧૩ મોટાને દુઃખ છે. મોટાનું દુઃખ મોટું. ૭

વળીની ગાં-માં એક ખીલો. મોભની ગાં-માં સો ખીલા.
મોટાને દુઃખ મોટું હોય. મોટા તણું સર્વ મોટું.
સંપત તેવી વિપત.

દોહરા—બડે બડેકું દુઃખ હે, છોટેસે દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સૂર. ૧૭૩
કોન પાપસેં અવતરે, બડે બાપકે પૂત.
માંગન માગે પામરી,[1] ઘરમેં ન મીલે સુત.[2] ૧૭૪

Little gear, little cares.

Regal honours have regal cares.

Great fortune is great slavery.

૧૧૪ લોભે લક્ષણ સઘળાં શૂળ. લોભ પાપ સઘળાંનું મૂળ. ૧૨

(લોભ વિષે.)

લોભે લક્ષણ સઘળાં શળ, લોભ પાપ સઘળાંનું મૂળ.
લોભીનું ડાહાપણ અરધું. શેઠ કેમ તણાયા, તો કહે લાભે લોભે.
લોભે લક્ષણ જાય. લોભીઆ વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે.
અતિ લોભ પાપનું મૂળ. પાપનો બાપ લોભ.
લોભીઆને કોઈ સગું નહીં, પૈસો સગો. લોભીઓ સદા કંગાળ.
લોભીઓ ધનથી ધરાય નહીં, સદા ભૂખ્યો.

દોહરા—શોભ નહીં ત્યાં લોભનો, શોભા સઘળી જાય;
તૃષ્ણાથી તરસ્યો સદા, ધનથી નહીં ધરાય. ૧૭૫
ખાય ન ખરચે શુદ્ધ મન, ચોર સબળ લેઈ જાય;
પાછળથી મધમાખ જેમ, હાથ ઘસી પસ્તાય. ૧૭૬

૧ ઊનની હલકી શાલ. ૨ સુતર.

Avarice is the root of all evils.
The avarice blinds our eyes.
The miser is ever in want.
A covetous man is his own torturer.

૧૧૫. મુખમેં રામ બગલમેં છુરી, ભગત થયા પણ દાનત બુરી. ૨૯

(મ્હોડે મીઠું બોલી મનમાં કપટ રાખે તેવા વિષે.)

મુખમેં રામ બગલમેં છુરી, ભગત થયા પણ દાનત બુરી.
બોલવાનું મીઠું, આપવાનું કોઠું, ને ન પડે દીઠું.[૧]
હરિગુણ ગાતી ને હૈયામાં કાતી.[૨]
મ્હોડે રામ પુકારે, ને પગે માછલાં મારે.
મ્હોના મીઠા ને હૈયાના મેલા. ડોકમાં માળા, ને પેટમાં લાળા.
ઘણી ભક્તિએ છીનાળું, ને ઘણે વેપારે દિવાળું.
બગ ભગત કે ઠગ ભગત. ભગત જગતકું ઠગત.
જાહેર રહેમાનકા, બાતીન[૩] સયતાનકા.
દેખાડે ગોળા ને આપે ચડવા. મ્હોડે મીઠાશ ને પેટમાં પાળી.
નામ ખુદાનું લે ને કામ સયતાનનાં કરે.
હાથીના દાંત દેખાડવાના જૂદા ને ચાવવાના જૂદા.
આપવા લેવાનાં કાટલાં જૂદાં. મ્હોડે પર્વત ને પેટમાં કરવત.
રામ નામ જપના, પરાયા માલ અપના.
બાવો બેઠો જપે ને જે આવે તે ખપે.
કીડીને ખાંડ નાંખે, ને માણસને મારે. શેઠ ઢસળા પણ કાટલાં કુડાં.
બિલાડાએ કેદાર કંકણ[૪] પહેર્યું. મીઠી છરી ને ઝેરની ભરી.
લીટે લીટે ચલો મારા ભાયલા, ખાડામાં છે ગદબદીઆં.[૫]
વાઘના અપવાસમાં પણ ભેદ સમજવો.[૬]

---

૧ દીઠું=ઊઘાડું, જાહેર. ૨ કાતી=છરી. ૩ બાતીન=અંદરથી. ૪ ધર્માત્માનો ડોળ કરી, ઊંદરને છેતરવાનો ઉપાય. ૫ રામો ને રતનો બે કોળી હતા તે કાશી, મથુરાં, હરદ્વાર, જગન્નાથ, રામેશ્વર, દ્વારકા આદિ તીર્થ કરી ઘેર આવ્યા. ગામના પાદરમાં એક ખાડો પાણીથી ભર્યો હતો, તેમાં માછલાં ઘણાં હતાં તે જોતાં મારીને લેઈ જવાની ઇચ્છા થઈ. પાસે કાંઈ સાધન નહીં તેથી એમને એમ ઘેર ગયા, પણ પોતાની પાસે લાકડી હતી તેનાથી બીજાને માર્ગ દર્શાવવા ખાડા આગળથી લીંટા ધુળમાં કરતા ચાલ્યા. તે ઘેર આવીને પોતાના કુટુંબીઓને કહે છે કે "લીંટ લીંટ ચલો મારા ભાઇલા, ખાડામાં છે ગદબદીઆં." તે સાંભળી કુટુંબીઓ લીંટ લીંટ ચાલીને ખાડા પાસે ગયા અને પુષ્કળ માછલાં મારીને ઘેર લાવ્યા. ૬ એક વાઘે અપવાસ કર્યો, બે ચાર જાનવર આવ્યાં તેમને આજ મારે

દોહરા—નમન નમનમેં ફેર હે, બહોત નમે નાદાન;
દગાખોર દુના નમે, ચિત્તા ચોર કમાન. ૧૭૭
ધુત્તા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ્જ;
ખારાં પાણ નિર્મળાં, એ ત્રણે ચીજ અખજ્ય.[1] ૧૭૮
મનુષ્યમાં નાપિક જુઓ, કાગ પંખી નિરધાર;
પશુમાં જાંબુક જુઓ, ઠગ ચંચળ સરદાર. ૧૭૯
સાખી—પારધી બન્યો સત્સંગી, ભાલે તિલક નિશાની,
ભગવાં પેહેર્યાં, કંઠી બાંધી, એ રાખ સેલી ને વાની. ૧૮૦
મુખ મીઠાં મનમાં કપટ, સ્વાર્થ લગી સગાઇ છે,
કદી જોખમકારી જીવને મૂર્ખની મિત્રાઇ છે. ૧૮૧

Full of courtesy full of craft.

He has one face to God, and another to devil.

A honey tongue, devil at heart.

The fair speeches of a bad man are designed for treachery.

Beware of fine tongue, it will sting you mortally.

God is in his tongue and devil in his heart.

**૧૧૬. પાડાને દરદ ને પખાલીને ડામ. ૧૩**

પાડાને દરદ ને પખાલીને ડામ. કરે કોક ને ભોગવે બીજો.
પોમલી જણે ને પોમલો સુવાવડ ખાય.
દુઃખે પેટ ને કૂટે માથું. ઊંટ લુલું થાય ત્યારે ગધેડાને ડામ.
જમવામાં જગલો, ને કૂટવામાં ભગલો.
તરણું ન ચોરે બાવો બ્રહ્મચારી, પતિવ્રતા એ નારી,
ખાતર પડાવે બાવો દુધાધારી; વચ્ચે માર્યો જાય ઘરબારી.
કરડે માંકડ ને માર ખાય ખાટલો. જમવામાં જીવો, સ્મશાને જાય શીવો.
ખાઈ જાય ઓડી (ગાય)[2] ને માર પડે હરેડીને.
ખાય પીએ ખાંડણી ને કુટાઇ મરે સુપડું.

---

ઉપવાસ છે એવું કહીને જવા દીધાં. તે વાત જાનવરોમાં ફેલાણી એટલે બીજાં જાનવર આવ્યાં. તેમાં એક સારો ગોધો આવ્યો એટલે તેને મારીને વારે ખાધો. ૧ અખજ્ય= ખાવા લાગ નહીં. ૨ હરેડી એ ગાય કે ભેંસને, ખાવાનું જેએ ત્યાં કાંઈ દર રાખ્યા વગર ઉપર જઈ પડવાની ને ખાવાની ટેવ પડી હોય તેને.

બાપ જમે ને દીકરો હગવા જાય.
છીપો છીનાળું કરે ને બળદ બંધાય ઘાંચીના.
Monarchs err, the people are punished,
One does the blame, another bears the shame.
The poor do penance for the folly of their superiors.

૧૧૭. ઇશક આંધળો છે. ૨૩

ઇશક આંધળો છે. હગાણું ને કામી બાર ગાઉ ઉજડ દેખે.
ઇશ્કકા ઘર ફના હે. વ્યભિચાર, કરે ખુવાર.
જના વહાં ફના. ઇશ્કી છવડા બાગમાં, જુના જોડા કાખમાં.
ઇશકના માર્યા ચપણમાં[1] ખાય. ઇશક ન જુવે જાત કજાત.
નાગી દેખી સંન્યાસી ચળે. ઇશકના માર્યા ગાજર ખાવાં.
રાજાને ગમી તે રાણી, છાણાં વીણતી આણી.
મન માન્યું ત્યાં જાત શી જોવી? દીલ લગા વો સગા.
ઇશક લગા મેંડકીસે[2] પદ્મની ક્યા ચીજ હે. ઇશક ઘેલો છે.
કામી પુરૂષ આંધળો ભીંત. ઇશકનું મૂલ્ય નહીં.
ઇશક બુરી ચીજ છે. વહાલામાં વટાળ શો?
ઇશકની મારી જાય નાતરે, સાડલો કહાડીને પાથરે.
ઇશકના માર્યા ઠીકરામાં ખાય. વિષયાસક્ત, વ્યાધિગ્રસ્ત.
મન મળ્યું ત્યાં જાત ભાત શી જોવી?
Fair is not fair, but that which pleaseth.
Fancy possesseth beauty.

૧૧૮. ગમે તેની ગાં—ગમે, ન ગમે તેનું મ્હોં ન ગમે. ૫

ગમે તેની ગાં—ગમે, ન ગમે તેનું મ્હોં ન ગમે.
જેનું મ્હોં ન ગમે તેનાં હજાર ખોતરણાં કહાડે.
માથું કાપી ઓસીકે મૂકીએ, તો પણ કહેશે ખુંચે છે.
ન બદું ન બદું થાય, તેનો શો ઉપાય? અણગમતી વહુ ઉમાદે નામ.

૧૧૯. તેજી ઉપર ચાબુક નહીં. ૯

(ડાહ્યાં માણસ ઇસારેથી સમજે તે વિષે.)

તેજી ઉપર ચાબુક નહીં. તેજી ચાબુક ખમે નહીં.

---
૧ શકોરૂં=રામપાત્ર. ૨ મેંડકી=દેડકી.

ટહુને મારે ને તેજી કંપે. કહેવું સાસુને ને સમજાવવું વહુને.
ગધેડાને ડફણાં, ઘોડાને ઈશારત.[1]
સુપાત્ર સમજે વાતે, કુપાત્ર સમજે લાતે. પશુ સાનમાં સમજે નહીં.
શાણા સાનમાં સમજે. ચતુરકી ચાર ઘડી, મૂર્ખકા જન્મારા.

A rod for a wise, a rod for a fool.

A sensible man understands half a word.

A word to the wise is sufficient.

## ૧૨૦. ચેતતા નર સદા સુખી. ૭

ચેતતા નર સદા સુખી. પાણી પહેલી પાળ બાંધવી.
આગ લાગે ત્યારે કુવો ખોદાવે તે શા કામમાં આવે?
દુરંદેશીથી[2] દુઃખ દૂર.
ખેતર[3] બોલ્યું ખળે લાભે.
શિયાળાની ખેડ, ચોમાસે દોબદે.[4]
કાકા લ્યો ખીચડી ઘાલો ગાં—માં.[5]

A doctor after death.

When the house is burnt, you bring water.

You are a day after the fair.

## ૧૨૧. દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં. બચકારે આવે ને ડચકારે જાય. ૧૭

દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં. ચોરને પોટલે ધૂળની ધૂળ.
બચકારે[6] આવે ને ડચકારે[7] જાય. આમણની પુંજી દામણમાં.
અટાળનો માલ બટાળે ખાય, અથવા બટાળમાં જાય.
જ્યું લીયા ત્યું દીયા, નફેમેં જુતીઆં.
ચોરીનો માલ ચંડાળે જાય, પાપી હાથ ઘસંતો જાય.
અંતે ધર્મે જય ને પાપે ક્ષય.
ચોરનો માલ કુત્તા ખાય, પાપીનું ધન પ્રલય થાય.

---

૧ લગામની કે એડીની. ૨ દુરંદેશી=ભવિષ્યકાળનો વિચાર કરી કામ કરનાર. ૩ ખેતરમાં કામ કરેલું ખળામાં દેખાય. ૪ દોબદે=વાળ આપે. ૫ અવસર ગયા પછી આવી. ૬ જાનવરને બોલાવવું હોય ત્યારે જે અવાજ કરી બોલાય છે તે "બચકારો." ૭ જાનવરને હાંકવા સારૂ અવાજ કરવામાં આવે છે તે "ડચકારો."

હરામનો માલ હરામમાં જાય. હરામનો માલ હાશ કરીને ખવાય નહીં.
જેમ આવ્યું તેમ જાય. સ્વસ્તિનું[1] ડચકારે જાય.
હરામનો માલ હજમ થાય નહીં. હરામના દામ, જાય કદામ.
અણુહક્કનું ખાય તે દાળોવાટો થાય,
હક્કનું ખાય, તે અભરે[2] ભરાય.

દોહરો—બાજંદા બાજી રચી, લાખ રૂપયેકા મૂલ;
દો ઘડીકા દેખનાં, આખર ધૂલકી ધૂલ. ૧૮૨

Evil gotten, evil spent.
Acquire wickedly, and spend foolishly.
Ill gotten, ill spent.
A thief's bag yields only dust.
Cheating play never thrives.

૧૨૨. ઉલટો ચોર કોટવાલને દંડે. ૯

સામી ધોડી સાલવી,[3] ને દાઝે દુભાણા.
ફળીઆમાં હગવું ને ડોળા કઢાડવા.[4] ઉલટો ચોર કોટવાલને દંડે.
પારકી છીંડીમાં હગવું ને કરાંઝવું.[5] ચોરી ઉપર શિરજોરી
ઘોલેયામાં[6] જમવું ને પાંચ પત્રાળાં.
અણુકમાણીને ઊનાં પાણી. ખૂણી ઉપર ખાસડું નેકીપર પેંજાર.[7]

કુંડળીઓ—કલિજુગહુકે રાજમેં, ભયો અંધેરા ઘોર;
બીડ પડે કોટવાલકું, ઉલટા દંડે ચોર.
ઉલટા દંડે ચોર, જોર કોટવાલ ન ચલ્લે;
શાહુકારકા વજીર, લાંચ લે અન્યાય બોલે.
કહે દીન દરવેશ, ન રહે ધરણકે પાયે;
મર ગયે ગરીબ સબ, કલજુગકે આયે. ૧૮૩

Roguery supplants justice.

૧ "સ્વસ્તિ," શબ્દ દાન લેતી વખતે બ્રાહ્મણો બોલે છે તેહું. 'સ્વસ્તિ' કહીને લોકોને ભોળવીને લીધેલું દ્રવ્ય "ડચકારે" એટલે તાકીદે જાય. ૨ અભરે=ભર્યા વગર. ૩ સાલવી=દબાવીને લીધી. ૪ ડરાવવું. ૫ માણસને દસ્ત કબજે હોવાથી જોર કરવું પડે ત્યારે જે અવાજ કરવો પડે છે તે "કરાંઝવું." ૬ ઘોલૈયાને કાઠીયાવાડમાં લાખા કહે છે. ૭ પેંજાર=જોડા.

**૧૨૩. પારકી ભૂલ તરત દેખાય. ૮**

પારકી ભૂલ તરત દેખાય, આપણી ભૂલ અજાણમાં જાય.
પોતાની ભૂલ ને પારકી અછત નજરે આવે નહીં.
વાંકા ચાસ તે પદમાના. પારકે ભાણે મોટો લાડવો.
પારકે રોટલે જાડી કોર. ભુંડાં કામ તે ભાણકીનાં.
સોરઠો—પોતા તણો વાંક ડાહ્યો પણ દેખે નહિ,
દિલમાં ચાલે ડાંક, જો દેખે બીજાઓમાં. ૧૮૪

આ સંબંધમાં કવેશ્વર દલપતરામ ડાહ્યાભાઈનું નીચલું કવિત છે.

મનહર છંદ–ઊંટ કહે આ સમામાં વાંકા અંગવાળા ભુંડા,
ભૂતલમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર છે;
વારણની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શીર વાંકાં શીંગડાંનો ભાર છે;
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે. ૧૮૫

Everybody can see others' failings.

**૧૨૪ મારા છગન–મગન સોનાના. ૧૫**

(પોતાનું તે સારૂં મનાય છે તે વિષે.)

મારા છગન–મગન તે સોનાના,
પાડોસીનાં પીતળનાં, ને ગામનાં છોકરાં ગારાનાં.
વરને કોણ વખાણે વરની મા. પોતાનાં ગીત સૌ ગાય.
બીજાને ઘેર રાંડ ભાંડ મારે ઘેર સતી.
મીઆંકી ભેંસકું ડોબા કલા. મારૂં તેટલું સારૂં.
મેં પાયા સો ઘીકા પાદ, ઐસા નસ્વાદા કોન પાયા?
પોતાની છાશને કોઈ ખાટી કહે નહીં.
પોતાનો વાંસો ને ભૂલ કોઈ દેખે નહી.
ગરીબને પોતાનું ઘર મહેલ બરાબર. પ્રીતિ પક્ષપાતી છે.
પોતાની માને કોઈ ડાકણ કહે નહીં. પોતાનું સૌને સારૂં લાગે.[1]

---

૧ દિલ્હી શેહેરમાં બાદશાહની હજુરમાં એક મીરી રેહેતો હતો. તેને બાદશાહે હુકમ કર્યો કે, શેહેરમાંથી રૂપાળામાં રૂપાળો છોકરો શોધી લાવ. મીરી અમીર, ઉમરાવ,

આપણી તે રૂડી, ને બીજાની બાપુડી.

આપકી સો લાપસી, પરાઈ સો કુસકી.

Nothing is as good as his own.

To every animal, its own offspring appears the fairest in the whole creation.

He thinks his fare as delicious as musk.

Self love is the greatest of all flatterers.

Every one thinks his shilling thirteen pence.

Every cook praises his own broth.

Every one blows his own trumpet.

૧૨૫. સો સૌને મન ડાહ્યા. ૭

(પોતાના ડહાપણનું માન સૌને તે વિષે.)

સૌ[1] સૌને મન ડાહ્યા. આપ આપકે તાનમેં ગદ્ધાબી મસ્તાન.

અક્કલ અંધારે વેંહેચાણી છે.

અક્કલમાં કોઈ અધૂરો નહીં, ને દ્રવ્યમાં કોઈ પૂરો નહીં.

સૌ પોત પોતાનો કક્કો ખરો કહે. સૌ સૌને મન સવાશેર.

મારાથી ડાહ્યો તે ગાંડો.

Our own opinion is never wrong.

Every one rides his own hobby.

૧૨૬. ડુબતો માણસ તરણાં ઝાલે. ૫

ડુબતો માણસ તરણાં ઝાલે, અથવા તરણે બાઝે.

હાથ દીધે હગામણ રહે નહીં. વિપત પડે સૌ વલખાં મારે.

ડુબતાં સેવાળ પકડીએ તેથી ઉગારો થાય નહીં.

દોહરો—વિપત પડે વલખીએ નહીં, વલખે વિપત ન જાય;
વિપત વેળા ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપતને ખાય. ૧૮૬

શેઠ વગેરે તમામ શેહેરના મોહોલ્લામાં ફર્યો, પણ રૂપાળો છોકરો કોઇ નજરે ન આવ્યો. પછી પોતાના છોકરાને હજુરમાં હાજર કરી તેણે કહ્યું કે મારા છોકરા જેવો કોઇ નજરે આવતો નથી. દિલ્હી શેહેરમાં સીદીભાઇએ પોતાનો દીકરો રૂપાળો ગણી આમ હાજર કર્યો તે ઉપરથી આ કહેવત થઈ. ૧ એટલે સૌ એમ માને છે કે હું સૌથી મોટો ગાંસડો અક્કલનો બાંધી લાવ્યો છું.

A drowning man catches at straws.

Submit where all opposition is vain.

**૧૨૭. સુતો સાપ જગાડવો નહીં. ૧૦**

ચાલતા બળદને આર મારવી નહીં.

સુતો સાપ જગાડવો નહીં. રૂઝાયો ઘા ઉખેળવો નહીં.
બેઠો પોપડો ઉખેડવો નહીં. સાજી ગાં–આકડો મારવો નહીં.
સુતેલો ઝગડો જગાડવો નહીં. દાટયાં મુડદાં ઊખેળવાં નહીં.
વેચાતો કજીઓ વહોરવો નહીં. સુતો સિંહ જગાડવો નહીં.
ચાલતા બળદને 'આર[1] મારવી નહીં.

Wake not sleeping snake.

Do not seek quarrel, which there is an opportunity to escape.

Do not rip up old sores.

Let the sleeping dog lie.

**૧૨૮ ચડે દરબાર કે જાય ઘરબાર. ૮**

ચડે દરબારં કે જાય ઘરબાર. દિવાનીમાં જવું ને દિવાના થવું.
સરકાર દરબાર ચડે, તેને આટો ને આવરદા જોઇએ.
જેને ઘેર મોટી દોલત, તેના ભાગીઆ કોરટ.
સરકાર દરબારના અવળા પગ. કરવો દાવો ને થવું બાવો.
ત્રણ ખુણાની ટોપી, આમે ફરે ને તેમે ફરે.

દોહરો—સામ દામ ને ભેદથી, સમાધાન જો થાય,
ધરાધણી કે ઘરધણી, ન કરો કલેશ ઉપાય. ૧૮૭

Law licks up all.

Fools and obstinate persons enrich the lawyers.

Keep aloof from quarrels, be neither a party nor a witness.

**૧૨૯ ઝાઝી સુયાણીએ વેતર વંઠે. ૯**

ઝાઝી સુયાણીએ વેતર વંઠે.
ઝાઝે મ્હોડે વાત તે બગડ્યા વગર રહે નહીં.

---

1 આર=રાફડીમાં ખોસેલો સુઇયો.

એકડે એક, બગડે બે, ને તગડે[1] ત્રણ.
ત્રણ તેખળ ને હળમેખળ.
ઝાઝાં મળ્યાં ને ખાવા ટળ્યાં. ઘણે પટેલે ગામનું સત્યાનાશ.
ઝાઝે ધણીએ સૌ ધણી, ને કોઇ ધણી નહીં.[2]
ઝાઝાં ખોરડાં, ઝાઝાં ઢોરડાં, ઝાઝાં છોરડાં, એ બધાં દુઃખનાં કારણ.
ત્રણ તીકટ, મહા વિકટ.
Many cooks spoil the soup.

૧૩૦ મુઆ પછી સૌ વખણાય. ૯

મુઆ પછી સૌ વખણાય. મુઈ ભેંસનું ઘી ઘણું.
મુઈ માના ડોળા મોટા.
જીવતા લાખના ને મુઆ સવા લાખના.
જીવતા પુમડું પાણી નહીં, ને મુએ મસાણમાં ગાય.
જીવતા બાપને મારે દંડા, મુઆ પછી પહોંચાડે ગંગા.
રતન જેસી મેરી હંડી તોડ ડાલી.[3]
જીવતાં શેક્યાં કાળજાં, ને મુએ છાજીઆનો સોર વરસે.
જીવત પિતૃકું અન્ન ન ખીલાવે, મર ગયે પીછે પિંડ ભરાવે.
જાલી બાલી કે આવે દેહા, મુઆ પછી પ્રીતિ સ્નેહા.
All are praised after death.
*A thing is valued more during its absence.*
Scarcity raises the value.

૧૩૧ ગધેડાનું પુછડું પકડ્યું તે પકડ્યું. ૧૫

ગધેડાનું પુછડું પકડ્યું તે પકડ્યું.
હરલ[4] લાકડી પકડી તે પકડી.
વાત ગળે પડી.[5]
ઝાલ્યું પુછડું મુકવું જ નહીં, તેવો મમતી.
મૂળ સમૂળાં જાય, પણ ખેતરથી ખોટ ન ખાય.
હાથમાં ડાંગ ને ફેરવે ફૂલો, લીધી વાત ન મૂકે લુલો.
વાત લીધા મહેલી થાય, તે પડી ન મુકાય.

---

૧ તગડે=નસાડે, ગોટાળામાં નાંખે. ૨ નધણીઆતું. ૩ હાંડી તુટી જેવી થઈ. ૪ હરલ નામનું એક જાનવર છે. ૫ વાત ગળે પાડવી નહીં.

મીઆં ભાઈનું નાડું ઝાલ્યું તે મૂકેજ નહીં.[1]
મમતનાં ઘર ખાલી છે. મેમણું ને માછલું સામા પૂરે ચાલે.
સો તારી રામ દુવાઈ, ને એક મારૂં ઉંહું.[2]
ઘોડાનું બચકું, વછુટે નહીં.
રાજ હઠ, સ્ત્રી હઠ, બાળ હઠ, ને ઘોડા હઠ મૂકેજ નહીં.
દોહરો—માંખી મકોડો મૂર્ખ નર, મધલાળે[3] મરંત,
ભમર, બોરિંગ, સુઘડ નર, ચાખી દુર ખસંત. ૧૮૮
ચોપાઈ—મગર મકોડો ને હરિઅલ કાઠી, તાપે બુદ્ધિ ત્રિયાની માઠી.
કાં પોતાનું ધાર્યું કરે, કાં તો પ્રાણ છાંડીને મરે. ૧૮૯

A wise man changes his opinion, a fool never.
The foolish and the dead never change their opinions.

૧૩૨. દાટ્યા ભૂલે પણ લખ્યા ન ભૂલે. ૯

દાટયા ભૂલે પણ લખ્યા ન ભૂલે. એક લખ્યું ને સો ભખ્યું.
ધોળા ઉપર કાળું તે જ્યારે ત્યારે અજવાળું.
લખાણું તે વંચાણું. ધોળા ઉપર કાળું થયું તેજ ખરૂં.
લખ્યું ભાખ્યાને[4] રેલે.[5]

A written letter remains as evidence in black and white.
Setting down in writing is a lasting memory.

૧૩૩. કરકસર તે બીજો ભાઈ. ૧૦

કરકસર તે બીજો ભાઈ. ઠીક ઠીક સાસ જાય.
એક કસર ને સો સફર. ત્રેવડ ત્રીજો ભાઈ.

---

૧. ઘાસથી ભરેલા ગાડા ઉપર એક મીઆં કે વહોરો બેઠો. ગાડું ચાલ્યું. ગાડું હાકનારે મીઆંને કહ્યું. "ગાડું ધાંચમાં પડે ત્યારે તમે પડી જશો માટે નાડું ઝાલી રાખજો." મીઆં સમજ્યા કે ઇજારનું નાડું ઝાલવા કહે છે માટે ઇજારનું નાડું ઝાલ્યું. રસ્તામાં ધાંચ આવી ને આંચકો લાગ્યો. મીઆં પડ્યા. હાકનારે કહ્યું કે નાડું કેમ ન ઝાલ્યું. ત્યારે મીઆંએ પડ્યાં પડ્યાં બતાવ્યું કે જો નાડું હજી મારા હાથમાં જ છે. ત્યારે કહ્યું કે હવે એ નાડું ઝાલવું શા કામનું છે. મેં તો તમને ઘાસ જે દોરડાથી બાંધ્યું છે તે નાડું ઝાલવાનું કહ્યું હતું. તે ઉપરથી કહેવત થઇ કે મીઆં કે વહોરાભાઇનું નાડું ઝાલ્યું તે પડ્યા તો પણ મૂકતા નથી એટલે ખોટું નાડું ઝાલ્યું તે મૂકતા નથી. આવો ભાવાર્થ છે. ૨ ઉહું=ના કહેવા માટે આવો અવાજ કરવામાં આવે છે. ૩ મધલાળ=લાલચ, મધની લાળ ચાટે તે. ૪ ભાખ્યું=બોલ્યું. ૫ રેલે=રદ કરે.

કાંકરે કાંકરે પાળ બંધાય, ને ટીપે ટીપે સરોવર ભરાય.
દોકડી દોકડી સંચતાં રૂપીઆ થાય.    કણ કણ કરતાં મણ થાય.
રાઇ ઉપર મરી ઠાંસે ત્યારે ઘર ચાલે.    ગોળ ગાંગડી[1] ને ઘી આંગળી.

દોહરો—ટીપે ટીપે સરોવર, લકડ કડકે વહાણ,
પાળ કાંકરે કાંકરે, દાણે દાણે ખાણ.    ૧૯૦

Small streams make large rivers.
Sands form a mountain.
The whole ocean is made of drops.
Penny and penny laid up will make many.
There is no road to wealth more certain than economy.
Many a mickle makes a muckle.
Take care with pence, and pounds will take care of themselves.
Frugality is the hand of fortune.
Constant dropping fills great lakes and strokes fell great oaks.

૧૩૪. ઠોઠ નિશાળીઆને વતરણાં ઘણાં. ૩

ઠોઠ નિશાળીઆને વતરણાં[2] ઘણાં.
અણુકસબી હજામ ને અસ્ત્રા ઘણા.    ઠાલો ઠોઠ ને ઠમકો ભારી.

He that knows least, commonly presumes most.

૧૩૫. દોરડીએ છેદાય છે, પાકા કાળા પહાણ. ૮

(રાત દિવસના અભ્યાસથી મૂર્ખ પણ શિખે છે તે વિષે.)

અભ્યાસકારિણી વિદ્યા, બુદ્ધિ કર્માનુસારિણી.
કોઈ શીખીને અવતરતું નથી.    કામ કામને શિખવે.

દોહરા—કુવા ઉપરના કઠણ જે, પાકા કાળા પહાણ;
દોરડીએ છેદાય છે, એ લેવું એંધાણ. ૧૯૧

---

૧ ગાંગડી=નાનો કડકો. ૨ પ્રથમ લાકડાની પાટી ઉપર ધુળનો ઝીણો ભૂકો કરી પછી લાકડાની કલમ કે ખીલા જેવી લેખણથી આલેખે તેને વતરણાં કહે છે.

કરત કરત અભ્યાસસેં, જડ મતિ હોત સુજાન;
રસરી[1] આવત જાતહી, શિલ[2] પર પરત નિશાન. ૧૯૨
ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય. ૧૯૩
જો જામે નિશદિન બસે, સો તામે પરવીન;
સરિતા ગજકુ લે ચલી, ચલે સામને મીન.[3] ૧૯૪
લખતાં લહીઓ, ભણતાં છઇઓ, વાંચતા પંડિત હોય;
લડતાં શેહીઓ નીપજે, તેનું કુળ ન પૂછે કોય. ૧૯૫

Practice makes perfect.

**૧૩૬. ખાંડણીમાં માથું ને ધબકારાથી બીહીવું એ યોગ્ય નહી. ૧૧**

(વેર કરવું તો ડરવું નહીં તે વિષે.)

ખાંડણીમાં માથું ને ધબકારાથી બીહીવું. માથા સાટે માલ.
હિંમતે મર્દા તો મદદે ખુદા. આ પાર કે પેલે પાર.
માથું કાપે તે માલ કાઢે. અર્થં સાધયામિ, વા દેહં પાતયામિ.
શિર જાઓ કે પુલાવ ખાઓ. ગાદી તકીઓ કે દોરી લોટો.
વેર કરી સુખે સુએ તે નીરાંતે માર ખાય. પુરૂં કરવું કે પુરા થવું.
સોરઠો—સજવો નહીં સંગ્રામ, સજવો તો સજવા પછી;
દિલમાં દલપતરામ, ડરવાથી મરવું ભલું. ૧૯૬

**૧૩૭. જશ જાનગરો છે. આંગળી કાપશે તે લોહી કહાડશે. ૮**

જશ જાનગરો[4] છે. આંગળી કાપીએ ત્યારે લોહી નીકળે.
કાંડા ઉપર ઘા કર્યા વગર જશ મળે નહીં. બક્કા વહાં નક્કા.
કષ્ટ વિના ફળ નહીં. જે આંગળી કાપશે તે લોહી કાઢાડશે.
ખમે તે જમે. ઘર ઉપર ઘા ઝીલ્યો તો જશના થાય.

**૧૩૮. આપ સમાન બળ નહીં, ને મેઘ સમાન જળ નહીં. ૧૫**

આપ સમાન બળ નહીં, ને મેઘ સમાન જળ નહીં.
હેયું બાલ્યા કરતાં હાથ બાળ્યા સારા.[5]
પારકી આશ તે સદા નિરાશ. આપ મુઆ વિના સ્વર્ગ ન જવાય.

---

૧ રસરી=દોરડી. ૨ શિલ=પથ્થર. ૩ નદીનું પુર હાથીને પાડી નાંખે, પણ માછલાં પુરમાં સામા ચાલે. ૪ જાનગરો=નુકસાન કરનાર કે ખરચ કરાવનાર. ૫ જાતે કામ કરવું સારૂં.

જણનારીમાં જોર નહીં ત્યાં સુયાણી શું કરે?

ધણી વિનાનાં ઢોર સુનાં. ધણી ધારે તો બીજા પાર ઉતારે.

હાથનું બાળ્યું ને પારકું સમાર્યું.[1]

ધણી વિનાનું ઢોર, ન મળે ખીલો કે ન મળે દોર.

ધણી ન હોય પાસ તો એક ધનનો નાશ.

ધણી વિનાની વાડી, તે વેરે પકડી ગાડી.

દેયાતોડ કરતાં હાથતોડ સારી.

ચાકરનું રળ્યું ચાકર ખાય, ઘરનો ધણી પળ્યો જાય ને જાતે રળે ત્યારે કોઠી ભરાય.

દોહરો—ખેતી પાંતી,[2] વિનતી, પુંઠનકી[3] ખંજવાર,[4]

એતાં નહીં પર હથડે, આપ કરનમેં સાર. ૧૯૭

જાતે જે નર કરી શકે, તે ન અવરથી થાય,

આપ મુઆ વિના કોઇથી, સ્વર્ગે નવ જવાય. ૧૯૮

If you want to do a thing right, do it yourself.

Master's eye doth much.

Servants will not be diligent if the master is negligent.

Every tub must stand on its own bottom.

Commit not to another what you can better do yourself.

૧૩૯. રાજા કબજ તો મુલક ટેંટેં. ૯

(ચોટલી હાથમાં છે, ક્યાં જશે તે વિષે.)

રાજા કબજ તો મુલક ટેંટેં. ડાઢીમાંનો હારે, મુઠીમાંનો જીતે.

ચોટલી હાથમાં છે, ક્યાં જશે? હાથે તે સાથે, પુઠે તે જુઠે.

ઉસકી ક્યા ચોરી કે જીસકે હાથમેં દોરી. હાથમાં તેના મ્હોંમાં.

હાથમાં આવ્યું તેજ ખરૂં. ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે.

રોટી[5] લુગડામાં કે ધુંજામાં.

*Catch not the shadow, and lose the substance.*

*A bird in the hand is worth two in the bush.*

---

૧ બરાબર. ૨ પાંતી=સહીઆરો. ૩ પુંઠનકી=વાંસાની. ૪ ખંજવાર=ચેળ.
૫ ડાઢીને બદલે ચોટી પણ બોલાય છે.

૧૪૦. બહુ ડાહ્યો ત્રણ ઠેકાણે ખરડાય. ૧૫

દૂધમાંથી પોરા કહાડે તેવો ડાહ્યો.

બહુ ડાહ્યો ત્રણ ઠેકાણે ખરડાય. દૂધમાંથી પોરા કહાડે તેવો ડાહ્યો.
બહુ ડાહ્યો તે બહુ ખરડાય. ચતુર કાગડો વિષ્ટા ઉપર બેસે.
ડાહ્યા ભૂલે ત્યારે ભીંત ભૂલે. ડહાપણમાંથી હાથ કહાડતો નથી.
ડાહીબાને તેડાવો ને ખીરમાં મીઠું નંખાવો.
અતિ ચતુરાઈ ચુલે પડી. અતિ ડહાપણે ઘેલછા.
ડહોડ ડાહ્યો ગાં–ના વેહ સુધી ડાહ્યો.
ચતુરના ઘરમાં એઠી કડછી. ચતુરની ચોટલીએ ધૂળ.

લાખ[1] મત લડબડી, હજાર મત હડબડી, સો મત સડબડી, પણ એકમત બાપડી, તે ઊભી વાટ તાપડી.[2]

ડાહ્યો કાગડો બે પગે બંધાય.

દોહરો—અતિ ડાહ્યે અળખામણો, અતિ ઘેલે ઉચાટ;
આનંદ કહે પરમાનંદા, ભલો ગડગડ ઘાટ. ૧૯૯

The most exquisite folly is made by wisdom too fine spun.

Too far east is west.

૧૪૧. ઓડનું ચોડ; રામડી સાટે સામડી. ૫.

ઓડનું ચોડ. અલ્લાને સાટે મુલ્લા પરણ્યા.
હરખાને ઠેકાણે પરખો. આલી સાટે માલી. રાજલી સાટે પુંજલી.

Lay the saddle on right horse.

Don't put the cart before the horse.

---

૧ એક વનમાં કાચબો, સર્પ, નોળીઓ તથા શિયાળ રહેતાં હતાં. એક વેળા અચાનક તે વનમાં દવ લાગ્યો. ચારે જણ વિચાર કરવા લાગ્યાં કે, હવે કેમ કરવું? ત્યારે કાચબો કહે, દવમાંથી બચવાના લાખ રસ્તા હું જાણું છું; સર્પ કહે, હું હજાર જાણું છું; ને નોળીઓ કહે, હું સો જાણું છું. શિયાળ કહે, હું તો એકજ જાણું છું કે દવ લાગે ત્યાંથી એકદમ નાસવું. દવ બળતો બળતો નજીક આવ્યો ત્યારે કાચબો પાણીમાં પડ્યો; સર્પ પાણીના ઝરાની એક નાની બેખડ નીચે સંતાયો; નોળીઓ પોતાના નાના દરમાં પેઠો. ઝરામાં બળતા અંગારા પડવાથી પાણી ઉનું થયું ને કાચબો ને સર્પ બફાઇને મરી ગયા. નોળીઓ દરને મોઢે આવતાં ઝાડનાં થડ પડવાથી માંહે સળગ્યો, પણ શિયાળ તો પાછું વાળીને જોયા વગર નાઠું તે બચી ગયું. ૨ તાપડી=ઝટ રસ્તે નાઠી.

૧૪૨. મનકી મનમેં રહી, હો ગઈ ઓર. ૧૬

(ધારવું મનુષ્યનું ને કરવું હરિનું તે વિષે.)

મનકી મનમેં રહી, હો ગઈ ઓર. ધારવું મનુષ્યનું ને કરવું હરિનું.
માણસ ધારે, ખુદા પાર ઉતારે. શ્રીહરિ કરે તે ખરી.
ગોવિંદને ગમતું થાય, મ્હારૂં ત્હારૂં મિથ્યા છે.
વિચાર્યું વાએ જાય, અણધાર્યું આગળ થાય.
અવળાનું સવળું થાય, આપણું ધાર્યું એળે જાય.
મનનું ધાર્યું થતું હોય તો બાકી જોઇએ શું?
મરજી પ્રમાણે થતું હોય તો સઘળા પાલખીએ બેસે.
ધાર્યું કોઇનું થતું નથી, ધાર્યું ધણીનું થાય.
જીવ તું શીદને સોચના ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે.

દોહરો—માનવ જાણે મેં કરૂં, કરતલ દુજા કોય;
આદર્યાં અધવચ રહે, હરિ કરે સો હોય. ૨૦૦
અપને મન કછુ ઓર હે, શ્રીહરિકે મન ઓર;
ઉધવસેં માધવ કહે, જુઠી મનકી દોર. ૨૦૧
મેરા ચિંત્યો હર ના કરે, કયા કરૂં મેં ચિંત;
હરકા ચિંત્યો હર કરે, તાતે રહું નચિંત. ૨૦૨
શિદને મન ચિંતા કરે, થાવાનું તે થાય;
ગમતું થાય ગોવિંદનું, તે જાણ્યું નવ જાય. ૨૦૩

સોરઠો—કીધું જે કીરતાર, નરનું કીધું થાયના;
સહુ ખાય સંસાર, મનના મોદક[1] મોતિયા. ૨૦૪

Man proposes, God disposes. God's will be done.
What is fated must come to pass.
If wishes were horses, beggars would ride.

૧૪૩. ચાર દિવસનું ચાંદરણું ને રાત અંધારી ઘોર. ૧૧

(બહુ ચળકે તે તુરત ઓલાય તે વિષે.)

ચાર દિવસનું ચાંદરણું, ને રાત અંધારી ઘોર. ઊગ્યા તે આથમવાના.
બહુ ફુલ્યા તે વહેલા કુલ્યા. ઢેઢડીના પગ ચાર દિવસ રાતા.
ચાર ઘડીનું ચટકું પતંગનો રંગ.[2]

1 મનના મોદક-મનના મલીદા-મનસુબા. 2 તુરત ઝાંખો થાય.

એકી જાણી, બેકી જાણી, લાગ આવે તો નાશી જાણી.
છતે છોટા પણ માનવામાં મોટા. વરના લાડ ચાર દિવસ.
ખેડુ મરડાય ખળાં સુધી. દરશનના મોટા, એટલા અંદરથી ખોટા.
જોડકણું—નવો નિશાળીઓ નવ દહાડાનો, ઘણું કરે તો દશ દહાડાનો;
અગીઆરમે દહાડે ઓરડો, અને બારમે દહાડે કોરડો.

New brooms sweep well.
Alert in the beginning, negligent in the end.
The finest shoe often hurts the foot.

## ૧૪૪. ભૂખ્યાને શું લુખું? ૧૭

(ભૂખ વિષે.)

ભૂખ્યાને શું લુખું? ભૂખ મનાવે દુઃખ.
ભૂખે ભડકું ભાવે, ને ઊંઘ ઉકરડે આવે. ભૂખ ગીઠી કે ધાન ગીઠું.
ભૂખેકુ ક્યા લુખા, ઓર નિંદકુ કયા તકિયા?
ભૂખે ભાન ભૂલાય. ભૂખ્યો શું ન કરે?
ભૂખી કુતરી ભોટીલાં ખાય. કાળમાં કોદરા ભાવે.
ભૂખ ચોરી કરતાં શિખવે. ભૂખ છોકરાં વેચાવે.

દોહરા—ભૂખ ન જાણે ભાવતું, ને પ્રીત ન જાણે જાત;
ઊંઘ ન જાણે સાથરો, જ્યાં સુતા ત્યાં રાત. ૨૦૫
કામી કુળ ન ઓળખે, લોભી ન ગણે લજ્જ;
અર્થી સગું ના ગણે, ભૂખ ભરખે અભજ્જ. ૨૦૬
ઊંઘ ન જુએ સાથરો, ભૂખ ન જુએ ભાખરો;
ભૂખ્યાને ભાન નહીં, સ્વાર્થીને સાન નહીં. ૨૦૭

સોરઠો—ભૂખ્યા પેટે ભાન, શરાને પણ રહે નહીં;
પેટમાં પડે મસ્તાન, સાચું સોરઠીઓ ભણે. ૨૦૮

ચોપાઈ—ઊંઘ ન જુએ તુટી ખાટ, ઇશ્ક ન જુએ જાત કજાત;
ભૂખ ન જુએ એઠો ભાત, તરસ ન જુએ ધોબીનો ઘાટ. ૨૦૯

જોડકણું—ભૂખ રાંડ ભુંડી, આંખ જાય ઉંડી;
પગ થાય પાણી, ને આંસુ આવે તાણી.

A hungry horse makes a clean monger.
All is good in famine.

With hunger no bread is nasty.

Hunger finds no fault with cookery.

Hunger is the best sauce, and fatigue is the best pillow.

૧૪૫. સોના કરતાં ઘડામણ મોંઘું. ૮

સોના કરતાં ઘડામણ[1] મોંઘું. ઘાટ કરતાં ઘડામણ મોંઘું.
ત્રાંબીઆની ડોસી, ઢીંગલો મુંડામણ. પાવલાનું રૂ ને પોણો પીંજામણ.
એવું શું રળીએ કે દીવો મૂકી દળીએ?
પાવલાની ઘોડી, પોણો દોરામણ. પઈની ભાજી ને બે ટકાનો વઘાર.
એક આનાની મુરઘી, ને પાવલું પીંછાં ટુંપામણ.

Great toil, and little work.

૧૪૬. ટકે શેર ભાજી ટકે શેર ખાજાં. ૮

ટકે શેર ભાજી ટકે શેર ખાજાં.
ગોળ ખોળ સરખાં ગણે જે જન વિના વિવેક.
ગાંડા આગળ ગાં– તો કહે કુહાડીનો ઘા.
સરખે માથે સુદામડા.[2] ભેંસ કાળી ને બકરી પણ કાળી.
માળાના મણકા બધા સરખા. સબી ઘોડે બારા ટકે.

દોહરો—એક તાસ્તો બાસ્તો, ગાય ગધેડી એક;
ગોળ ખોળ સરખાં ગણે, જે જન વિના વિવેક. ૨૧૦

No distinction between a hog and a dog.

All of the same value.

૧૪૭. પીઠી ચોળે વર્ણ(રંગ) ન પાલટે. ૧૦

પીઠી ચોળે વર્ણ ન પાલટે. ગધેડી ગંગા નહાય, પણ ઘોડી ન થાય.
મોવાળા રેશમ થાય નહીં. મોવાળા હીર થાય નહીં.
સીદી ભાઈ સો મણ સાબુએ ધુએ, પણ કાળા ને કાળા.
કજાત જાત થાય નહીં. કામ પડે ત્યારે કુળ ઓળખાય.

---

૧ ચીનની બંગડીની મજુરી જેવું. ચીનની સોનાની બંગડીઓ પચાસ રૂપીઆના તોલાના ભાવથી વેચાય છે. ૨ સુદામડા કરીને કાઠીઆવાડમાં ગામ છે ત્યાં બેસવામાં નાના મોટાનો આંતરો નથી.

દોહરા—કાળીઓ કદહાડીઓ,[1] નદીએ નહાવા જાય;
પરમેશ્વરે કાળો કીધો, તે ગોરો ક્યાંથી થાય? ૨૧૧
ગોલી ન થાય ગરાસણી, ખોજો થાય ન પીર;
દાસી સતી થાય નહીં, વાળ ન થાય હીર. ૨૧૨

જોડકણું—વાંસ વધે સો વામ, તોપણ પોલમપોલા;
ગોલો બેસાડે ગાદીએ, તોએ ગોલમગોલા.

You cannot wash the black Moor white.
You will end him, but not mend him.

## ૧૪૮. ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ. ૨૧

(એકનું કરેલું ને લાભ બીજા લેઈ જાય તે વિષે.)

ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ. રળે રામપરૂં ને ખાય ખોડુ.[2]
કીડી સંચે[3] ને તીતર ખાય. આંધળું દળે ને કુતરૂં ચગળે.[4]
મારે મીઆં ને ફુલાય પીંજારો. રાંધે કોક, જમે કોક.
સુવર મારા પેશકાર, જશ પાયા જમાદાર.
વાવનાર વાવે ને લણે બીજા. લડે સિપાઈ ને જશ જમાદારને.
ભેંસ ચારે ભાણુજી, ને વરત ખાય વાહાલીઓ.
કમાય ટોપીવાળા ને ઉડાવે ધોતીવાળા.
શાળ[5] વહે ગધેડાં, પણ ખાય કૂતરાં. રામનું સ્વપ્નું, ભરતને ફાવ્યું.
પાદનારી સુંઠ ખાઈ જાય અને જણનારી જોયા કરે.
કાંતી કાંતીને મુઈ, ફીણો કહાડી ગયા કોઈ.
વાવે કલજી ને લણે લલજી.
રળે બળદ ને ખાય તુરંગ. આંધળે વણ્યું ને પાડે ગળ્યું.

દોહરો—ખાય ન ખરચે સાધુ જન, ચોર સકલ લે જાય;
જયસે મધુ મક્ષિકા, હાથ મીલા પસતાય. ૨૧૩

સોરઠો—ચાકરી કરો લાખ, લેણા દેવી લકશે;[6]
હીરલો મળે દલાક, શીરાવી જાય શીયલો. ૨૧૪

---

૧ કદહાડીઓ=ખોટે દિવસે જન્મેલો. ૨ રામપરૂં ને ખોડુ બન્ને વટવાણ રાજનાં ગામ છે. રામપરૂં પણી પેદાશવાળું ગામ છે ને ખોડુમાં આગળ મોટા ખરચથી થાણું રાખવું પડતું હતું તેથી રામપરાની ઉપજ ખોડુમાં ખરચાતી હતી તેથી આ કહેવત થઈ છે. ૩ સંચે=એકઠું કરે. ૪ ગળે=ચાટી જાય. ૫ શાળ=ભાત, ડાંગર. ૬ લકશે=લખાયું.

કુંડલિયો—સાંઈએક ગિરિવર ધર્યો, ગિરિધર ગિરિધર હોય;
હનુમાન બહુ ગિરિ ધર્યો, ગિરિધર કહે ન કોય.
ગિરિધર કહે ન કોય, હનુ દ્રોણ ગિરિ લાયો;
તાકો ટુકડો ટુટ, પર્યો[1] સો કૃષ્ણ ઉઠાયો.
કહે ગિરિધર કવિરાય, બડેકી બડી બડાઈ;
થોડેમેં જશ હોય, એસો પુરૂષ તો સાંઈ.[2] ૨૧૫

The blood of the soldier makes the glory of the general.

Bees do not make honey for their own use.

One sows, another reaps.

God cures and doctor takes the fee.

Foxes never dig their own burrows.

૧૪૯. સાપનો કરડ્યો સીંદરીથી ડરે. ૩

સાપનો કરડ્યો સીંદરીથી ડરે.
દૂધનો દાઝ્યો, છાશ ફુંકીને પીએ. ભડકાવ્યો છાંયડાથી ડરે.

A lizard alarms him whom a serpent has bitten.

A burnt child dreads the fire.

૧૫૦. પારકી પુંજીએ તેહેવાર, ઉઠ જમીએ બે વાર. ૨૫

(ઘોડા ઘર આપણું, મારે રાબ ને તારે લાકડાં.)

પારકી પુંજીએ તેહેવાર, ઊઠ જમીએ બે વાર.
પારકે પૈસે દિવાળી. ઘોડા ઘર આપણું, મારે રાબ ને તારે લાકડાં.[3]
પારકે ઘેર પરોણા, ત્યારે આભામંડળ; પોતાને ઘેર પરોણા ત્યારે [બાધાંમંડળ.
પારકા પેહુ ઉપર પાટું, ને દુધપાકનું સાટું.

---

૧ પર્યો=પડચો. ૨ સાંઈ=શ્રીકૃષ્ણ, પરમેશ્વર. ૩ એક ચારણ પોતાનું ઘોડું લઈ ફરવા નીકળે ત્યારે લોકોને ઘેર જઈ ઉતરે ત્યાં ઘોડાસારૂ સારૂં ઘાસ માગે. જોગાણ (ચંદી) પણ સારો બાજરો, ચણા માગે. તે ઘોડો ખાઈ પુષ્ટ થયો; પોતે પણ લાપસી ચુરમા જમે ને તેમાં ઘી ભેંસોનું માગે. એમ ઘણા લાડ કરે ને લોકોને એમ બતાવે કે મારે ઘેર હું ઉત્તમ પ્રકારનું ભોજન જમું છું. તે બહારથી બેચાર મહીને ફરીને ઘર આવ્યો. ઘર નજીક આવ્યું એટલે ઘોડાને કાનમાં કહે છે કે, "ઘોડા ઘર આપણાં, મારે રાબ અને તારે લાકડાં." એટલે હવે ઘરનું ખાવાનું મળશે, તને લાકડા જેવું ઘાસ ખાવાનું મળશે, ને ચંદી નહીં મળે ને મારે જારની ઊકાળેલી રાબ ખાવી પડશે.

પારકા પેહુ ઉપર લાત, તે માગે દુધ ને ભાત.
પારકાં કાગળ, પારકી લેખણુ, પારકી શાહી, મતું કરે મારા માવજીભાઈ.
પારકે પૈસે પન્નોતા. પારકે પુત્રે સપુત્રા.
પારકાં છોકરાંને જતી કરવા સહુ તૈયાર.[1]
પોતાનાં છોકરાંને જતી કરવા વખતે દિવસ ઉઠયો.[2]
પારકે પાદર પહોળા. પારકે ઘેર પરોણા, ત્યારે ધવળમંગળ.
પારકે ઘેર રાંદેલ માવડી વહેલાં આવજો.
પારકાં મરે ત્યારે વોય વોય, ઘરનાં મરે ત્યારે બબ્બે હાથે કૂટે.
પારકે પૈસે પરમાનંદ, ને લાલ કુંવરજી કરે આનંદ.
પારકે ઘેર પડતાલ,[3] પોતાને ઘેર હડતાલ.[4]
પારકે ઘેર નગારાં સારાં લાગે. પારકે પૈસે ધર્મોતી.
હમ સબકા ખાવે, હમારા ખાવે સો મરજાવે.
પારકી પથારીએ લીંબડ જશ[5] લેવંત.
દોહરા—સુમ, શેઠ ને કાયબો, પરઘેર પોહોળા થાય;
સમય આવે આપ ધરે, સૌ સંકેલાઈ જાય. ૨૧૬
નાહી ધોઈ પાટલે બેઠા, ઊભાં તાણે ટીલાં;
પારકે ઘેર જમવાનું, ત્યારે પોતીઆં મૂકે ઢીલાં. ૨૧૭
સોરઠા—પરઘેર પોહોળો થાય, પોતાને ત્યાં સાંકડો;
એ કાળમુખો કહેવાય, સાચું સોરઠીઓ ભણે. ૨૧૮
પરઘેર પરોણો થાય, પોતે પરોણો[6] લે;
ધુળ પડી જીવતર માંય, સાચું સોરઠીઓ ભણે. ૨૧૯

To carry yules at other's cost.
A hired horse never tires.
Cocks make free of horses' corn.

૧૫૧. પોચું દેખી સહુ દબાવે. ૧૫

પોચું દેખી સૌ દબાવે. પોંહોચાય તેને હાડ વીસમે.[7]
માખણમાં પાટું મારવી. પોચામાં પાટુ મારવી.
રીંગણી ઉપર હીમ પડે. રાજનાં હાંસ્તાં સૌ અભડાવે.

---

૧ પુણ્યનો ઉદય થયો કહે. ૨ કહેશે કે દિવસ પાતળો આવ્યો. ૩ પડતાલ=ખુબ હાંસીને ખાવું. ૪ હડતાલ=ત્રાગાં વાસી ઘર કે દુકાન બંધ કરવી. ૫ પારકા પૈસા ખરચીને જશ લે તેને લાગુ છે. ૬ પરોણો=લાકડી. ૭ દાઢમાં દુઃખ લાગે તેવું દે.

છાણુમાં તરવાર મારવી. બોડી ઘ
મુવેલાને મારવું. ફાફડાની ફ્રાંટ, ૧
નરમ દેખી સૌ આંગળી કે પગ ખોસે
મુડે મારી પાવી. વેરાગીઓ પાવા
ગરાસીઆની જાનને જાવા દે, વાણી
આકડે મધ ને માખીઓ વગરનું.[૨]
To stab the dead.
It is a poor deed to crush

૧૫૨. મોરનાં ઇંડાંને ચીતરવું પડે ન

મોરનાં ઇંડાને ચીતરવું પડે નહીં.
માંછલાંને તરતાં શિખવવું પડે નહીં.
વાંદરાને કુદતાં શિખવવું પડે નહીં.
Coral needs no colouring.
*A good face needs no pai*

૧૫૩. ધર્મની ગાયના દાંત શા જોવા

ધર્મની ગાયના દાંત શા જોવા?
જમણુ ઉપર રીધું, ને પેટ ઉપર પોટલે
ગામમાં પેઠાના સાંસા, ને પટેલને
જોડકણું—લાદ દે, લદામન[૪] દે, લા
બેઠુનેકું ટટ્ટુ દે, ઓર ઓ
Beggars should not be ch
Never look a gift horse i

૧૫૪. સાસરા[૬] સુખ વાસરા, દો દિ

સાસરા સુખ વાસરા, દો દિ
તીન દીન રહેગા વો ખાય
કોઇક વધુ રહીએ, ગદ્ધા હે

૧૫૫. જે ગયા મરી તેની ખબર ન આવી ફરી. ૧૦

જે ગયા મરી તેની ખબર ન આવી ફરી.
જીવતાની માયા છે. મુવા પાછળ કાંઈ મરાય છે?
જીવતાની જંજાળ છે. મુવાનું સગુંવહાલું મટી ગયું.
જીવતાના સહુ સગા, મુવા એટલે તાંતો તુટ્યો.
કહેત કબીરા સુનો મેરે ભૈયા, આપ મુવે પીછે ડુબ ગઈ દુનીઆં.
સાંઈ ગયા, સાથે સાંઈની શરમ પણ ગઈ.
મરનારનો મોહ દહાડા[1] સુધી. મુવા પછી સર્વ શૂન્ય.
Death day is Dooms day.

૧૫૬. આંધળા બેહેરું કુટાય. (કડાકુટ બહુ થાય તે વિષે.) ૧૫
(સમજે જુદું ને ઉત્તર જુદો. બેહેરા આગળ વાત કરીએ તે સમજે નહીં તેથી.)

આંધળા સાથે બેહેરૂં કુટાય. આંધળો કહે ભીંત, તો બહેરો કહે મસીદ.
રામ રામ, તો કહે રીંગણાં. ગોર પગે લાગું, તો કહે ખીંતીએ ચોકડું.
મંગાવે સાવરણી, તો લાવે સુથીણ.[2]
બેહેરા આગળ શંખ ફુંક્યો, તો કહે હાડકાં કરડે છે.
બેહેરો કહે બૂમ પડી, આંધળો કહે આવ્યા, નાગો કહે લૂટ્યા.
સવાલ ઓર, જવાબ ઓર.
દળી ઉઠી તો કહે દિલ્હી લૂટી. વા વાયને ચમકે.
પંચાજી પગે લાગું, તો કહે કપાશીઆ.[3]
ડોસી, જોડા ફાટી ગયા, તો કહે દર્શને ગયાને ઝાઝા દિવસ થયા.
કાલાંની કચ ને બેહેરાનો ઝઘડો, પાર આવે નહીં.
આંધળો આંધળાનું કુટે, બેહેરા સામું લેઈ ઉઠે.
દોહરો—વા વાયાથી નળીયું ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું;
બહુ થયો ત્યાં શોરબકોર, કોઈ કહે મેં દીઠો ચોર. ૨૨૦
I talk of chalk, you talk of cheese.

---

ને સાસરામાં રહેવાની ઇચ્છા થઈ, એટલે એક ભીંત ઉપર તેણે લખ્યું "સાસરા સુખ વાસરા." એટલે સાળાએ જાણ્યું કે, બનેવી આહીં રહેવા ચાહે છે ને કપાળે ચોટશે, તેથી સાળાએ ઉપરની લીટી નીચે લખ્યું કે, "દો દિનકા આસરા." વિગેરે. તે વાંચી ભૂખે મરતા જમાઇએ જાણ્યું કે, આ તો થોડા દિવસની મુદત નાંખી. તેથી તે લીટી નીચે જમાઇએ લખ્યું કે, "કાંઈક વધુ કીજીએ;" એટલે સાળે તે નીચે લખ્યું કે "જુદા હોય તો દીજીએ." એટલે જમાઈ ચાલતો થયો. ૧ દહાડો=ક્રીયાકર્મ. ૨ સૌથી મોટી ઈંઢોણી.
૩ પંચાજી કપાશીઆ લેઈ જતા હતા.

૧૫૭. મેહુ ને મેમાન કેટલા દહાડા ? ૬

મેહ ને મેમાન કેટલા દહાડા ?

ખાધું ધાન ને ઉતર્યું માન. ખાધું એટલે ભોંય ખાલી.

એક દિન મહેમાન, દુસરે દિન મહેમાન, તીસરે દિન બલાયે જાન.

(મેમાન આવે ત્યારે.) પેહેલે દિવસ ઝબોળી,[1] બીજે દિવસ ચોપડી,[2] ત્રીજે દિવસ સુખતળી.[3]

જોડકણું—પહેલે દિવસ પરોણો, બીજે દિવસ પઈ;
ત્રીજે દિવસ રહે, તેની અક્કલ ગઈ.

*Constant guest is seldom welcomed.*

Short visits and seldom are best.

Fresh fish and unwelcome guests smell when they are three days old.

૧૫૮. અતિ પરિચયાદનાદરો ભવતિ. ૨૨

બહુ ભેળીસારાથી માન ઘટે છે તે વિષે.

અતિ પરિચયાદનાદરો ભવતિ. બહુ ભેળીસારાથી અનાદર થાય છે.

ચંદનકુ ઈંધન કરત, મલયાવાસી[4] ભીલ.

કળ્યો કોયડો કોડીનું મૂલ. કળેલો પંથ ટુંકો જણાય.

આઘા રહેથી હેત વધે. આંઘેનાને તેડ તેડ, પાસેનાને છેડ છેડ.

પાસે રહ્યું પાંચ ગણું, ને દૂર રહે દશ ગણું.

ગામની છોકરી, ને પરગામની લાડી. દુર રહ્યાનો મહિમા છે.

પાસે વસ્યું ને ગાં- ઘસ્યું. ઘરકા પીરને તેલનો મલીદો.

ઘરકી મુરગી દાલ બરાબર. ઘરકા બમન બેલ બરાબર.

ગામનો જોગી જોગટો, ને પરગામનો સિદ્ધ.

કાશીવાળાને દ્વારિકાનું માહાત્મ્ય અને દ્વારિકાવાળાને કાશીનું.

ગોલાંને દરબાર[5] ઢીંચણ સમો. ઘરની ઘુસ, સઉ કરે ફુસ.

રોજ કરે આવજાવ, તેનો કોઈ ન પૂછે ભાવ.

ઘરનો માણસ, ઘરનો ગોર; અને ગામનું તીર્થ એ ત્રણેના સરે ન અર્થ.

---

૧ રોટલી ઘીમાં બોળીને પલાળેલી. ૨ હાથ ઘીમાં બોળી રોટલીને ઘસેલી તેવી. ૩ જોડાનું તળું પગમાં ખુચે નહીં માટે ચામડાનો કડકો જોડામાં મૂકે તે સુખતળી. ૪ મલયાચળ પર્વતમાં ચંદનનાં જ લાકડાં થાય છે, તેથી તે પર્વતના રહેવાસી ભીલ તેને બાળવાના કામમાં વાપરે છે. ૫ બીજા લોકોને દરબારમાં જવાનું ઉંચું લાગે.

દોહરા—તુલસી કબુ ન જાઈએ, જન્મભોમકે ઠામ;
ગુન ઓગુન જાને નહીં, લહે આગલો નામ. ૨૨૧
ભેળાં ત્યાં નથી જાણતાં, જાણશો જુજવાં થયે;
સરોવર ઘણું સંભારશો, હંસા મેરામણ ગયે. ૨૨૨
નગણે વાસો ના રાખીએ, સગુણાની પત જાય;
ચંદન પડ્યું ચોકમાં, ઈંધણ મુલ વેચાય. ૨૨૩

Too much familiarity brings contempt.
Hot love is soon cold.

૧૫૯. વિઘ્નસંતોષી અથવા અદેખાં માણસ વિષે. ૭

(બીજાને પોતે વિઘ્ન કરે અથવા દૈવેચ્છાએ થાય તેમાં આનંદ માને.)

પારકે દુઃખે સુખીઆ, પારકે સુખે દુઃખીઆ.
એની આંખમાં શનિશ્ચર છે.
કોઈને વિઘ્ન થાય ત્યારે કહેશે, ડાહાડી માગતી હતી.
અદેખાઈ રાત દિવસ બળતરા કરાવે છે.
પારકી પીઠ પર પાણી, ઊનું કે ટાહાડું.

દોહરો—લીલું કહે છે સુકાને, કેમ તુજ કૃપ શરીર,
દે ઉત્તર તુજ સુધ તણી, ફીકરથી કૃપ શરીર. ૨૨૪

સાખી—સારૂં કોઈનું સાંખે નહીં, પેટમાં ઝાઝા લાળા;
લાલો કહે છે માલાને, એ બળતરાના ચાળા. ૨૨૫

To laugh at the misfortunes of others.

૧૬૦. પાણી પીને પૂછે ઘર. ૧૫

કામ કર્યા પછી વિચાર કરવો તે વિષે.

થયું તે થયું હવે ન થયું થાય નહીં.
ટીપેથી બગડ્યું તે તળાવથી સુધરે નહીં.
આથમ્યા પછી અસુરૂં શું? ને લુટાયા પછી ભય શો?
કણકમાં પાણી પડ્યું તે પડ્યું. વતું કરાવીને વાર પૂછવો.
જવ તલ હોમાણા તે ખરા. બુંદકી[1] બીગડી હોજસેં સુધરે નહીં.

---

૧ એક વખત બાદશાહ સલામત એક અત્તરિયા પાસેથી અત્તર લેતા હતા. અત્તરની શીશી જોતાં જોતાં અત્તરનું ટીપું કે બુંદ જમીનપર પડ્યું. તે ટીપું બાદશાહે આંગળીથી લુછી લેઈ મુછે ચોપડ્યું. પાસે બેઠેલાને તથા અત્તર વેચનારને બાદશાહનો

દોહરા—જબ લાગી તબ જાની નહી, અબ સુરાવત દેહ;
પાની પી ઘર પૂછવો, કોન શાનપત એહ? 	૨૨૬
બીગડી સો સમરે નહીં, કોટી ખરચો દામ;
વામનકો વૈરાટ ભયો, તોભી મીટ્યો ન નામ. 	૨૨૭
બની બનાઈ બન રહી, અબ બનનેકી નાહી;
સોચ કીયે કછુ ન સુધરે, મગન રહો મનમાંહી. 	૨૨૮
જોડકણું—પાણી પીને પૂછે ઘર, તેનું નામ પહેલો ખર;
દીકરી દેઈને પૂછે કુળ, તેનું નામ બીજે ખર;
આંગળી ઘાલી પૂછે દર, તેનું નામ ત્રીજે ખર;
બાથ ભીડીને પૂછે બળ, તેનું નામ ચોથો ખર.

No weeping for shed milk.

It is too late to shut the stable door after the horse is stolen.

૧૬૧. મોવાળાનો શેરડો ન જાણે ને મારું નામ પગી. ૬

મોવાળાનો શેરડો ન જાણે ને મારૂં નામ પગી.
અલ્પ જ્ઞાન, અતિશય ડાહ્યુ.
જુલાબ આપી જાણ્યો, એટલે વૈદ્ય થયા.
ઊંટવૈદું[1] કરી જાણે ને વૈદ્ય કહેવાયા.

---

અતિશોભ લેવામાં આવતાં બાદશાહ જેવા પુરૂષની હલકી નજર જણાઈ. બધાની મુખમુદ્રા ઉપરથી બાદશાહના મનમાં પણ લાગ્યું કે મેં ભૂલ કરીને એક ટીપા અત્તર માટે મારી ઉદારતાનો હલકો ખ્યાલ બાંધવાને કારણ આપ્યું. બાદશાહે પોતાની ભૂલ સુધારવાને તેજ વખતે શેહેરના અત્તરિયાને બોલાવી અત્તરના મોટા બાટલાને બાટલા ખરીદ કરી અત્તરનો હોજ ભરીને લુટાવ્યો અને તેથી પોતાની ઉદાર વૃત્તિની સાખ બેસારવા પ્રયત્ન કર્યો, પણ તેથી તેની છાપ તો બેઠી નહીં પણ કહેવત થઈ કે "બુંદકી બીગડી (આબરૂ) હોજસેં સુધરે નહીં."

[1] ઉંટના ગળામાં ચારાનો કે ઘાસનો ડુચો ભરાઈ રહ્યાથી તે મરવા પડ્યો. એક ડાહ્યા માણસે કારણ બરાબર સમજીને ઉંટના ગળા ઉપર પાટુ મારવાથી ડુચો જોર બહાર નિકળ્યો ને ઉંટને સારૂં થયું. આ યુક્તિ એક મૂર્ખ માણસે તેકને યાદ રાખી. એક ડોસી માંદી પડી હતી તેને ગળે ડુચો કે કંઇ ભરાઈ રહેલો તે મટાડવા સારૂ એ મૂર્ખ માણસે ઉંટનો દાખલો યાદ રાખેલો તેથી ડોસીને સાજી કરવા ગળાંપર પાટુ મારી તેને લીધે ડોસી મરી ગઈ તેનું નામ ઉંટવૈદું.

જોડકણું—રોગ ન જાણે હોય હજામ, કરે વળી વૈદકનાં કામ;
નીમ હકીમ ખતરે જાન, નીમ મુલાં ખતરે ઈમાન.

A little knowledge is dangerous.

૧૬૨. જાગ્યા ત્યાંથી સવાર. ૫

જાગ્યા ત્યાંથી સવાર    ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.
સમજ્યા ત્યાંથી ડહાપણ.    બેપ હાર્યો, કાંઈ ભવ હાર્યા નથી.
એક સ્વપ્ને કાંઈ રાત વહી ગઈ છે?
Try again, never give up.

૧૬૩. પીળું એટલું સોનું નહી. ૫

પીળું એટલું સોનું નહીં.    ઊજળું એટલું દૂધ નહીં.
કાળા એટલા ભૂત નહીં.    કાળાં એટલાં જાંબુ નહીં.
જનોઈ એટલા બ્રાહ્મણ નહીં.
All is not gold that glitters.
All are not thieves that dogs bark at.

૧૬૪. કીડી સોનૈએ ચડી તે સોનું દેખે. ૬

કીડી સોનૈએ ચડી તે સોનું દેખે.    વણજારાની મા ટાંડા દેખે.
ચોમાસાનું લીલું દેખી ગધેડો માને કે બારે માસ લીલું રહેશે.[1]
ગદ્ધાપચીસીમાં[2] જુવાની સદા રહેવાની છે એમ મનાય.
ખાટચો ખાટ દેખે. ખાટચો[3] ચોર પાણા ઉપાડે.

૧૬૫. કુવામાં હોય તો અવાડામાં આવે. ૧૩

ભર્યું ઠલવાય તે વિષે.

કુવામાં હોય તો અવાડામાં આવે.    ભર્યું ઠલવાય.
મૂલં નાસ્તિ કુતઃ શાખા.
પરણે પાનેતર નહીં ને અવરણીમાં ચીર જોઈએ.
પેટમાં ખાય નહીં તે બીજાને શું આપે?
માથા વગર પાઘડી શી?    દીવેલ હોય તો દીવો બળે.
યાવત્ તૈલં,[4] તાવત્ વ્યાખ્યા.

---

૧ એટલે ચરે નહીં. ૨ ગદ્ધાપચીસી ૧૫થી ૪૦ સુધી. ૩ ખાટચો=ફાવ્યો ચોર પત્થર ઉપાડતાં પણ ડરે નહીં. ૪ જ્યાં સુધી તેલ ત્યાં સુધી વાત.

મૂળમાં પાયો જ નહીં ત્યાં ચણતર શું?
ખાટલે મોટી ખોડ, કે પ્રથમ પાયો જ નહીં.
ઘરમાં હોય તો બહાર દેખાય. મૂળમાં રેડીએ તો પાંદડા પીએ.
દોહરો—જાસેં કછું પાઇએ, વાકી કરીએ આસ;
સૂકે સરોવરપેં ગયે, કયસેં બુજે પ્યાસ. ૨૨૯
Nothing is made out of nothing.
Nothing comes out of the sack, but what was in it.
What is in the pot will come on the plate.

૧૬૬. દરદ માત્રની દવા. ૫

દરદ માત્રની દવા. એક નારૂ ને સો દારૂ.
નારૂ એટલા દારૂ. સો દવા ને એક હવા.
પરમેશ્વરે સૌના ઉપાય કરી મૂકયા છે.
Every sore has its salve.
Pure air alone is worth hundreds of medicines.

૧૬૭. જેવો દેશ તેવો વેષ. ૧૬

જેવો દેશ તેવો વેષ. દેશ રિવાજ પ્રમાણે ચાલવું.
વાયરો વાય તેમ ચાલવું. દેશ દેશનો ચાલ છે.
દેશાચાલ પ્રમાણે કરવું. ગામ રીત તે ગાલ્લા રીત.
વાગે તેમ નાચવું.
મોટા ચાલે તે ચીલે ચાલવું. થાય તેવા થઇએ ત્યારે સુખે રહીએ.
ગામ રીતે દીવાળી. મીઆંને ચાંદે ચાંદ. ગાડાં વાટ[1] તે ગાલ્લી વાટ.
દોહરો—જેસા વાએ વાયરા, તેસી લીજે ઓટ;
બનતી દેખ બનાઇએ, પર ના દીજે ખોટ. ૨૩૦
જોડકણાં-તું જો ચાલે ડગલું એક, તો હું ચાલું સાઠ;
તું જો સુકું લાકડું, તો હું લોહોડાની લાટ.
તું છે ઠુંઠું બુઠું, તો હું છું મરદ મુછાળો.
તું છે કોળી નાળી, તો ટકા તેરને તોલડી તારી.
Do as the most do, fewest will speak evil of you.
I am a Roman in Rome. Be a Roman in Rome.

---

[1] વાટ=માર્ગ.

૧૬૮. વેષ તેની વાર્તા. ૩

વેશ તેની વાર્તા. પરણે તેને ગાવું. મરી ગયો તેને કુટવું.

Do not go astray from the subject of conversation.

૧૬૯. શેરને માથે સવાશેર. ૧૦

શેરને માથે સવાશેર. ભલામાં ભલી પૃથિવી છે. ધર કધર છે.
ગર્વ કોઇના રહ્યા નથી. એક એકની ચોટલી મંત્રે તેવા છે.
એક બીજાને માથે પછાડીએ તેવા છે. એક બીજાને વટલાવે તેવા છે.
એક બીજાથી ગાંજે તેમ નથી. એક બીજાથી ચડીઆતા છે.

દોહરો—આણંદ કહે પરમાનંદા, મળે શેરને સવાશેર.
રાવણ લાવ્યો સીતાને, રામે માર્યો ઠેર. ૨૩૧

Every one has a match for him.

૧૭૦. માંખ મારે તે માણસ મારે. ૩

માંખ મારે તે માણસ મારે. કોડી ચોર, તે પાડી ચોર.
તરણા ચોર, તે તખલા ચોર.

He who has done ill once, will do it again.
He that will steal an egg, will steal an ox.

૧૭૧. શરીરે સુખી તે સુખી સર્વ વાતે. ૬

શરીરે સુખી તે સુખી સર્વ વાતે. હજાર ન્યામત એક તનદુરસ્તિ.
નાડે નરવો તે બધે પહોંચી વળે. તાજા તે કલંદર રાજા.
દેહ ભૂલે તે દેવ ભૂલે.

ચોપાઈ—પહેલું સુખ તે જાતે નરા, બીજું સુખ તે પેટ દીકરા;
ત્રીજું સુખ કોઠીએ જાર, ચોથું સુખ સકુળની નાર.
પાંચમું સુખ તે ઘેર ઘોડલાં, છઠ્ઠું સુખ તે બાંધવનાં જોડલાં;
સાતમું સુખ જો જાણીએ, તો ઘેર દુઝણું આણીએ. ૨૩૨

Health is wealth. Health alone is wealth.

૧૭૨. પહોંચો મૂકીને હાથ ચાટવો. ૪

પહોંચો મૂકીને હાથ ચાટવો. માને મૂકીને મીનીને કોણ ધાવે?
સરાને[1] પાની રહા, ખાખ ખાખ કરતે ભર ગયા.
હાથ મૂકીને કોણી ચાટવી.

A bird in the hand is worth two in the bush.

---

૧ સરાને=ઓશીકે.

૧૭૩. ઓછું પાત્ર ને અધિકું ભણ્યો, ને વઢકણી વહુએ દીકરો જણ્યો. ૨૮

ફાળુને વીંછી કરડ્યો.
વાંદરો ને વળી વીંછી કરડ્યો. વાઘરી ને વળી લૂટ્યો.
ઘેલી ને ભૂત વળગ્યું. વર કાળા ને વળી વાટોડ્યા.[1]
ઊંટ ને ઉકરડે ચડ્યું. સાંઢય[2] ને ઘોડે લીધી.
ઊંદરડે દારૂ પીધો. ઢેડને હવાલદારી મળી.
કેશને કાજળે ખરડ્યો. ઢેડીને હવાલદારે બોલાવી.
મીઆં હતા ને ભાંગ પીધી. ભૂતને હાથમાં મશાલ આપી.
કાણું ઘોડું ને કડકણું. હુને હાલી.[3]
હજામ ને વળી કારભાર મળ્યો. નકટી ને સળેખમ થયું.
ગધેડો ને બગાઈ વળગી. શેત્રુંજીમાં ગાગડીઓ ભળ્યો.
ગધેડી ને ફુલેકે ચડી. વાંદરાને નીસરણી મળી.
કારેલાંનો વેલો તે લીંબડે ચડ્યો. માંકડાને વીંછી કરડ્યો.[4]
આગમાં તેલ હોમવું.

દોહરો—ધન જોબન ને ઠાકરી[5] તે ઉપર અવિવેક,
એ ચારે ભેગાં હુવાં, અનર્થ કરે અનેક. ૨૩૩

છપ્પઈ—ઓછું પાત્ર ને અધિકું ભણ્યો, ને વઢકણી વહુએ દીકરો જણ્યો.[6]
મારકણો સાંઢ ને ચોમાસું મહાલ્યો, કરડકણા કુતરાને હડકવા હાલ્યો.
મરકટ ને વળી મદિરા પીએ, અખા એથી સૌ કો બીએ. ૨૩૪

An ill man in the office is mischief to the public.

Nothing is more harsh than a low man raised to certain height.

Learning makes a good man better, an ill man worse.

૧૭૪. સોનું ને સુગંધ. ૯

સોનું ને તેમાં સુગંધ.[7] મોસાળ વિવાહ ને મા પીરસણે.
શંખ અને દૂધે ભર્યો. સિંહ ને પાંખાળો.

---

૧ વાટોડ્યા=મુસાફરીના તડકા ટાઢથી વાટ લાગી. ૨ સાંઢણીને પાછળ ઘોડાં પડ્યા. ૩ છકેલી બાયડી ને નિરંકુશ થઈ. ૪ ભમણું કુદે. ૫ ઠાકરી=ઠકરાઈ, રાજ્યપદ, સાહેબી, હકુમત. ૬ આ કહેવતો હલકા માણસને સત્તા મળવાથી હલકાં કામ કરવાને વધારે શક્તિવાન થાય તેની નિંદા કરવામાં લાગુ પડે છે. ૭ સારાં માણસમાં ભલાઈ હોય ને તેને સત્તા મળે તો સારો ઉપયોગ કરે તેનાં વખાણ માટે આ કહેવતો છે.

દૂધમાં સાકર ભળી. હીરો ને કુંદનમાં જડ્યો.
રૂપાળો ને શણગાર્યો.[1] જેવું રૂપ તેવા ગુણવાળો.

દોહરો—વિદ્યા સાથે દ્રવ્ય મળી, રહે ન એહે ઠામ.
સોનાની કિંમત ઘણી, નહીં સુગંધી નામ.[2] ૨૩૫

૧૭૫. પોતાનું રાખે ને પારકું તાકે.[3] ૬

પોતાનું રાખે ને પારકું તાકે.
મારૂં મારૂં આગલું, તારૂં મ્હારૂં સહિયારૂં.
પારકો માલ લુટાય ને બંદાનું દિલ દરિયાવ.
મારૂં મારા બાપનું, તારૂં મ્હારૂં સહિયારૂં.
મૈં સબકા ખાઉં, મેરા ખાય સો મર જાય.
તું મારા મ્હોમાં આંગળી ઘાલ, (કે કરડી ખાઉં) હું તારી આંખમાં આંગળી ખોસું.

૧૭૬. અર્ધી મૂકીને આખીને ધાય, તે અર્ધી પણ ખોઇ બેસે. ૮

અર્ધી મૂકીને આખીને ધાય, તે અર્ધી પણ ખોઇ બેસે.
લાખના સ્વપ્ના કરતાં ત્રાંબીઓ રોકડો સારો.
આભ ખાઉં કે વાદળ ખાઉં. બધું લેવા જાય તેનું સમૂળું જાય.[4]
ઢેળ લઉં કે લુમ લઉં. ચાલતી રોજીને લાત ન મારવી.
ખડ માંકડીની પેઠે એક પગ ઠેરવીને મૂક્યા પછી બીજો પગ ઉપાડવો.[5]
બહુ કરે તે થોડાને માટે.

A little in one's own pocket is better than more in another's purse.

૧૭૭. અંતે ભલાનું ભલું થાય. ૯

અંતે ભલાનું ભલું થાય.
સૌના ભલામાં રાજી રહેવાથી પરમેશ્વર આપણું ભલું કરે.
ભલા કર ભલા હોયગા, સોદા કર નફા હોયગા.

---

૧ આંજ્યો. ૨ સારા ગુણ ને સારૂંબી એક ઠેકાણે મળે નહીં. ૩ તાકે=લેવાની ઇચ્છા કરે. ૪ કુતરાએ મ્હોંમાં રોટલો લેઈ નદી ઉતરતાં પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું. તેમાં સામો બીજો કુતરો મ્હોમાં રોટલો લઇને જતાં દેખાયો. તે કુતરાના મ્હોંમાંથી રોટલો લેવા જતાં પોતાના મ્હોંમાંનો રોટલો પાણીમાં પડી ગયો. તે ગયો તે ઉપરથી બીજાનું લેવા જતાં મ્હોંમાંનો રોટલો જાય તે કહેવત થઈ. ૫ એક ધંધો ચોકસ હોય તો બીજો ચોકસ થાય, ત્યારેજ આગલો ધંધો છોડવો.

સારી છભ વાપર્યાનું પણ પુણ્ય છે.
આંગળી ચીંધ્યાનું પણ પુણ્ય છે.
દુશ્મનનું પણ ભુંડું તાકવું નહીં.
માથું વાઢનારનું પણ ભુંડું તાકવું નહીં.

દોહરા—ચલ વૈભવ સંપતસુ ચલ, ચલ યૌવન ચલ દેહ;
ચલાચલી કે ખેલમેં, ભલાભલી કર લે. ૨૩૬
કરવત કાતર ને કુજન એ વેરી જુદાં કરંત,
સોય સુહાગો સજન એ, ભાંગ્યાંને સાધંત. ૨૩૭

૧૭૮. અતિશયમાં સાર નહીં. રંગનાં કુંડાં ન હોય, ચટકાં હોય. ૧૦

રંગનાં કુંડાં ન હોય, રંગનાં તો ચટકાં હોય.
અતિશયમાં સાર નહીં.
સબકું રસમેં રાખીએ, અંત લીજીએ નાહીં.
અતિ[1] સર્વત્ર વર્જયેત્.
અતિશે વલોવેથી ઝેર નીકળે. અતિ તાણે તુટી જાય.
અતિ ઘસ્યાથી ચંદન(શિતળ છે છતાં)માંથી આગ નીકળે.
અતિશે મથન કરવાથી ઝેર વરી આવે.

દોહરા—અતિ ભલો નહિ બોલવો, અતિ ભલી નહીં ચૂપ;
અતિ ભલો નહિ બરસવો, અતિ ભલી નહીં ધૂપ. ૨૩૮
અતિ ઘણું ન તાણીએ, તાણે તુટી જાય;
તુટયા પછી જો સાંધીએ, ગાંઠ પડે વચમાંય. ૨૩૯

Double charging will break even a cannon.
Too much of a thing is good for nothing.
Excess in merriment is the mother of grief.
Every thing in excess is poison.

૧૭૯. ધપ્પો મારીને પાઘડી બંધાવવી. મ્હોમાં કોળીઓ ને માથે ટુંબો. ૭

ધપ્પો મારીને પાઘડી બંધાવવી. મ્હોમાં કોળીઓ, ને માથે ટુંબો.
ઠગીને ઉસડવું. માથું કાપી ને પાઘડી બંધાવવી.
મારીને રોવા બેસવું. તમાચો મારી રોટલો આપવો.

૧ અતિશય સર્વથા ત્યાગ કરવો.

નાક વાહાડીને ખોળામાં ટોપરાનો[1] વાડકો આપવો.

He breaks his wife's head and then buys plaster for it.

૧૮૦. અજવાળી તોએ રાત. ૯

અજવાળી તોએ રાત.

છાશ મીઠી પણ કાંઈ દૂધ જેસી? ડાહાપણ તોએ બાપડીનું.

કમાણી તે પણ સ્ત્રીની. ડાહ્યું તોપણ પશુ.[2]

દોહરો—ગજ ગાદી પણ સાથરો, અજવાળી તોએ રાત;
ભાથી[3] ભૂપ સરીખડો, આખર ભીલની જાત. ૨૪૦

જોડકણું—ગાંડું તોએ ગરાસિયું, ડાહ્યું તોએ કુચ;[4]
ભૂંડું તોએ ભગતડું,[5] રૂડું તોએ પુંછ.[6]
ભણેલ તોએ ભામિની, અજવાળી તોએ રાત,
ડાહો તોપણ દારૂડીઓ, અંતે જાત કુજાત.
શરદ પુનેમની શોભીતી, અજવાળી તોએ રાત,
ભણીગણી ડાહાપણ ભરી, આખર સ્ત્રીની જાત.

૧૮૧. દીઠે રસ્તે જવું ને દીઠે રસ્તે આવવું. ૮

દીઠે રસ્તે જવું ને દીઠે રસ્તે આવવું. આડે રસ્તે જાય તે નક્કી ખત્તા ખાય.

અજાણ્યું ફળ વોહોરવું નહીં. અજાણ્યું ફળ ખાવું નહીં.

અજાણ્યા પાણીમાં ઉતરવું નહીં. સીધે રસ્તે ચાલે તો કોક હાથ ઝાલે.

સીધી વાટ મૂકી, લીધી આડી. ભાગે ધરી કે ઊલળે ગાડી.

Never wade in unknown waters

૧૮૨. અજાણ્યો ને આંધળો બરાબર. સો જોસી ને એક ડોસી. ૮

અજાણ્યું ને આંધળું બરાબર. સો જોશી, ને એક ડોશી.

અજાણ્યો હાએ હા કહે. અજાણ્યો ઉતરાય.

સો હુશીઆર ને એક વાકેફગાર. ભોમીઓ ભૂલો પડે નહીં.

અજાણ્યાની બલા દૂર. અજાણ્યાને દોષ નહીં.

Ignorance has no light.

---

૧ ટોપરા સુધાંત અર્ધો નાળીએરની કાચલી અથવા કોપરા ટોપરાનો કાચલી વગરનો ભાગ તે અર્ધો નાળીએરનો "વાડકો." ૨ પશુનો વિશ્વાસ ન થાય. ૩ ભાથી=બાપનું ભાથું ખાનિ તે. ૪ કુચ=કણબી. ૫ ભગતડું એટલે ભોળો ને ભલો માણસ તે ભૂંડું કરી શકે નહીં. ૬ રૂડું તોએ પુંછ=પુંછડું રૂપાળું હોય, પણ પુંછડું કોણ જુએ? બધા મ્હોં સામું જુએ.

૧૮૩. રાંકને મળ્યો રૂવો, તે વાવ ખોદાવું કે કુવો? ૧૨

રાંકને મળ્યો રૂવો, તે વાવ ખોદાવું કે કુવો?
અણદીઠાનું દીઠું, તે માર મુળાને મીઠું.
અનાજ પારકું, પણ પેટ કાંઈ પારકું. આંધળાને ઉછેદીઊં મળ્યું.[1]
ભીખારીને છોકરે ભાત દીઠો.
ખાવામાં ન જુએ તે વેહેલો ખાટલે સુએ.

દોહરા—મા દળતાં દળણું, બાપ ભરાવતા ઝોળી;[2]
તેના દીકરા રથમાં બેઠા એ વાત કાંઇ થોડી? ૨૪૧
ખાખર ખોદણ ને ખડવઢણ, કેડે બાંધ્યા ખલ્લા;[3]
કારડીઆ[4] ઘોડે ચડયા, તે અવળી વાતો અલ્લા. ૨૪૨
બાપ ચડતા બાવળીએ, મા વીણતાં ડોડી;
તેના દીકરા ઘોડે ચડ્યા, એ વાત કાંઈ થોડી. ૨૪૩

સોરઠા—ખાવામાં કોદાળ, સામાનું સમજે નહીં,
એ અગનોતરો કાળ, સાચું સોરઠીઓ ભણે. ૨૪૪
ખીચડના ખાનાર, તેને મીઠાઇઓ ક્યાં મળે,
પણ સમજે નહીં ગમાર, સાચું,સોરઠીઓ ભણે. ૨૪૫

જોડકણું-ભૂખની છોકરી ભચમાં[5] પડી, તે રાબ[6] ટળી ને ખીચડી જડી.

There is no pride equal to enriched beggar's.

૧૮૪. લાડી પાડી નીવડે વખાણ. ૮

લાડી પાડી નીવડે (નીવડયે) વખાણુ.
અણવીંધ્યું મોતી નીવડયે વખાણ.
ભર્યું નાળિયેર નીવડે તે ખરૂં. વહુ ને વાછડી નીવડયે વખાણ.
ચાક ઉપર પીડા, તોલો ઉતરે કે તોલી.
કુંભારનો નીંભાડો નીવડયે વખાણ.
આ તુંબલીને માથે અડતાલીશ સંસ્કાર, છેડે ખબર.

દોહરો—લોહા લાકડ ચામડાં, પેહેલાં તે શાં વખાણ?
વહુ, વછેરાં, છોકરાં, નિમડીઆં વખાણ. ૨૪૬

૧ ઉછેદીઊં=ગીઆળ ગયું હોય તેનો માલ. ૨ માગી ખાવા માટે ખભે કપડાંની ઝોળી. ૩ ખલ્લા=જોડા. ૪ કારડીઆ=રજપુતોમાં હલકી જાત. ૫ ભચ=વૈભવ-પુષ્કળ. ૬ રાબ=જારના લોટને છાશમાં રાંધેલી રાબડી કહે છે.

Praise a fair day at night.
Judge not of men or things at first sight.
The proof of the pudding lies in eating.

૧૮૫. અતિશે લાડથી છોકરાં બગડે. મ્હોડે ચ્હડાવ્યું છોકરું મ્હોમાં મુતરે. ૧૧

અતિશે લાડથી છોકરાં બગડે. લાડકાં છોકરાં ગાંડીઆં.
ખોટાં લાડથી છોકરાં બગડે.
સોનાની કટારી કેડમાં બંધાય, પેટમાં ન ખોસાય.
છોકરાંનો વાંક આવે ત્યારે ઠરડ કહાડવો, રોશે તો મોતી નહીં ખરે.
જણી જાણ્યું, પણ વણી જાણ્યું નહીં. દૂધ ને ડાંગ બન્ને રાખવાં.
લુખાં લાડ ને બાચીએ ખાડ. મ્હોડે ચડાવ્યું છોકરું મ્હોમાં મુતરે.
ખવરાવવો છોકરાંને સોનાનો કોળીઓ, પણ મ્હોડે ચડાવવાં નહીં.
કાને કોટે દેખું નહીં, ને લાડનું તો લેખું નહીં.
Nurture goes beyond nature.
Birth in good family is good, but breeding is better.

૧૮૬. અન્ન તેવા ઓડકાર. ૫

આહાર તેવા ઓડકાર. દેવતાના છોકરા કોયલા, અને છોકરી રાખોડી.
દીવો અંધારું ખાય, તેનું છોકરું કાજળ.
અન્ન તેવું મન અને પાણી તેવી વાણી.
દોહરો—અંબ ફળે પરિવારસુ, મહુ ફળે પત ખોઈ;
તાકો રસ જેકો પીઓ, વામેં અક્કલ કહાંસે હોઈ.[1] ૨૪૭

૧૮૭. અન્ન, વસ્ત્ર ને આબરૂ એ ત્રણની તાણ. ૧૯
(કંગાલ સ્થિતિનું વર્ણન.)

અન્ન, વસ્ત્ર ને આબરૂ એ ત્રણની તાણ.
અન્નને ને દાંતને વેર. ચુલા પાણીઆરા વચ્ચે લેન લેવાય.
અઢાર ગાઉં ભૂખ. ઘરમાં આટી શેરીની (ધૂળ) ઉડે છે.
ઘરમાં ચોવીશ હાથનો વાંસ ફરે છે. ઘરમાં ઠીકરૂંએ મળે નહીં.
હનુમાન હડીઓ કહાડે, ને ભૂત ભુસકા મારે છે.

૧ આંબો ફળે છે ત્યારે પાંદડાં હોય છે, ને મહુડો ફળે છે ત્યારે પાંદડાં ખરી જાય છે, ને મહુડાં ખરે છે. એવાં ઝાડનાં ફળનો દારૂ પીનારમાં અક્કલ નહીં.

દહાડે ધણી દેખે નહીં કાંઈ, તો રાત્રે ચોર શું દેખે?[1]
ભાયડો શું રળે કે રાંડ દળે?  ભાયડો શું લાવે કે રાંડ ઝાટકે?
ઘરમાં હાંલ્લાં કુસ્તી[2] કરે છે.  તેના ઘરમાં ઘંટીને અપવાસ પડે છે.
એ તો કડકબંગાલી છે.  ત્યાં તો માંખીઓ ઝાટકે આવે છે.
મારવાડની માંળ.[3] એ તલમાં તેલ નથી.
ચારે ખુણે ચાર અગિયારસ અને વચ્ચે જન્માષ્ટમી રાસડા લે.
ઝુંપડામાં રહેનારને ઝુમણું[4] કેવું?
He lives from hand to mouth.

૧૮૮. અર્ધ વસાનું માનવી, વીશ વસાનું લુગડું. ૩

અર્ધ વસાનું માનવી, વીશ વસાનું લુગડું.
એક નુર આદમી, હજાર નુર કપડા; લાખ નુર જેવર, કરોડ નુર નખરા.[5]
લીંપ્યું ધુંપ્યું આંગણું, ને પહેરી ઓઢી નાર (શોભે).
*Fine feathers make fine birds.*

૧૮૯. જ્યારે આવે પ્રેમની શેડી, ત્યારે નહી પ્રભાત કે ગોડી. ૫

જ્યારે આવે પ્રેમની શેડી,[6] ત્યારે નહીં પ્રભાત[7] કે ગોડી.
ગાં-રાંડ ઘેલી, ન જુએ તડકો કે હેલી.[8]
ઊઠ્યા દેવ ને ન ગણ્યું ચોમાસું.
મનમાં હુલ્લાસ આવે ત્યારે શુકન કે મુહૂર્ત જોવું નહીં.
ઊલટ આઈ દોડી, તો કયા મલાર કયા ગોડી?

૧૯૦. ન રહ્યા ઘરના કે ન રહ્યા ઘાટના. ૧૧

બોબડી બેય ચૂકી.  ન રહ્યા ઘરના કે ન રહ્યા ઘાટના.
ન રહ્યા આ તડના કે ન રહ્યા પેલા તડના.

---

૧ મીઠીઓ ને વાઘલો બે ભાઈ હતા. મીઠીઓ ઘરમાં સુતો હતો તે બોલ્યો:– "ભાઈ, ચોરે ખાતર પાડ્યું." ત્યારે વાઘલો બહાર સુતો હતો તેણે જવાબ આપ્યો:–"તારા ઉપર હાથ ફેરવી રહે, એટલે મારા ઉપર હાથ ફેરવવા મોકલજે." એટલે કશું જવાનો ભય નથી. ૨ ઠાલાં તેથી ખડખડે. ૩ મારવાડમાં દુકાળ વધારે પડે છે તેથી ત્યાંના લોકો ગુજરાતમાં ઊતરી આવે છે, અનાજના કડાકા હોવાથી અનાજ મળે ત્યારે તેઓ બહુ ખાય છે તેવા લોકોને "મારવાડની માંળ" કહે છે. ૪ ઝુમણું=સોનાનો એક જાતનો દાગીનો, તે ડોકમાં પેહેરાય છે. ૫ નખરા=નીમક અંગનું. ૬ શેડી=ઊલટ. ૭ પ્રભાત અને ગોડી રાગનાં નામ છે. ૮ હેલી=વરસાદનાં ઝાપટાં એકપર એક આવતાં જાય તે.

વંઠયું[1] દૂધ ઉકરડે નંખાય.

હગાણું નહીં ને ઘર રખાણું નહીં.[2]

વર્ણાશ્રમથી વંઠયો તો એકે ખપનો ન રહ્યો.

ખોટો ત્યાગ તે પંડનું ને માબાપનું બગાડયું.

ધોબીનો કુતરો નહીં ઘરનો કે ઘાટનો.

ગદ્ધાપણું ને બ્રહ્મચર્યપણું બેએ જાય.

દોહરા—તુલસી આ સંસારમેં, સર્યો ન એકે કામ;
દુગ્ધામેં દોનું ગયે, માયા મીલી ન રામ. ૨૪૮
બાવા મોક્ષે જઇશ, જો બાવી નહીં પરણીશ,
બાવો થઈ બાવી વરે, તે બે બગડે બાવીશ. ૨૪૯

He is nowhere

---

૧ વંઠયું=બગડેલું. એ દૂધ કશા કામમાં આવે નહીં.

૨ એક સુથારે પલંગ બનાવ્યો. તેના ચાર પાયા ઉપર પુતળી કરી, અને તે પુતળીઓનાં માથાં ઉપર પલંગની છત્રી કરી. પુતળીઓના પેટમાં એવી રીતનું યંત્ર કામ તેણે ગોઠવ્યું કે, રાતના પહેલા પોહોરના યમન કલ્યાણ, ભુપાલો કલ્યાણ અને બીહાગ રાગના સુર થાય; મધ્ય રાત્રે નાટ, શંકરો, ખટ વગેરેના સુર થાય; પાછલી રાતના હિંદોલ, સોહીણી, કાલિંગડો વગેરે સુર થાય, ને સવાર થતામાં ભૈરવ, ભૈરવી, સિંધુ, જોગ, આશા, ખીભાસના સુર થાય. આવો સુંદર પલંગ રાજાને તેણે ભેટ કર્યો. રાજા તે ઉપર રાત્રે સુતા તો આનન્દ આવ્યો, અને સુથારની અદ્ભુત કારીગરી માટે ધન્યવાદ આપી હજારએક રૂપીઆની પેદાશનું એક ગામ બક્ષીસ આપ્યું.

સુથારની આવી ચડતી દશા જોઇને દરજીથી તે સહન થયું નહી. એટલે દરજીઓએ રેશમી કપડાનાં, મખમલનાં, કીનખાબનાં લુગડાં રંગબેરંગી લાવી, તેના તંબુ શમિયાણા બનાવ્યા; કનાતોને જરીની ઝાલર તથા તેમાં ખંડ પાડીને વેલ, ઝાડ લુગડાનાં સીવીને વળગાડ્યાં. કામ આખી નાતે કર્યું ત્યારે વરસ દહાડે પુરૂં થયું. રાજાને ભેટ કરવા સારૂ તંબુ, શમિયાણા, કનાતો, અંદરની બીછાત બધું દરબારગઢમાં તેઓએ ઉભું કર્યું. રાજાને તે જાહેર થતાં જોવા આવ્યા. જોઇને લુગડાં બહુ ભારી કીમતનાં વાપરેલાં, કારીગરી પણ ઉત્તમ પ્રકારની જોઈ રાજાજી ખુશ થયા. દરજીઓએ તે બધું રાજાને ભેટ કર્યું. રાજા ખુશ થઇને દરજીને કહે છે કે, તમે માગો તે આપું. તેથી દરજીએ માગ્યું કે, "સુથારે બનાવેલા પલંગ ઉપર બેસી અમારે હગવું છે." રાજા વચનથી બંધાએલા તેથી પલંગ મંગાવીને એક જુદા વંડામાં મૂકાવ્યો. દરજીમાંથી કેટલાક પલંગપર બેસી હગવાના છે, એ વાતની સુથારને ખબર પડતાં સુથારની નાત એકઠી કરી. તેઓ વિચારવા બેઠા કે આપણું અપમાન દરજીએ બહુ કર્યું, હવે શું કરવું? ત્યારે નાતે ઠરાવ કર્યો કે દરજીનાં ઘર સળગાવો. સુથારના ઘરોમાં પડેલાં છોડીઆંના પોટલા બાંધી પુરૂષ તથા સ્ત્રીઓએ દરજીના ઘર પાછળ ઢગલા કરી સળગાવ્યાં. તે જોઈ દરજીની સ્ત્રીઓ કકળાટ કરતી દરબારમાં આવી. દરજી હગવા બેઠેલા તે અધુરૂં મૂકી દોડ્યા, ત્યાં કેટલાંક ઘર સળગેલાં તે રાખી શકાયાં નહીં. તેથી કહેવત થઈ કે, "હગાણું નહીં ને ઘર રખાણું નહીં."

૧૯૧. બહુ ફુલે તે કરમાવા. ૬

બહુ ફુલે તે કરમાવા. બહુ બેહેકે તે મરવાને.
સન્નિપાતમાં તેજ દેખાય, તે મરણનો ઇસારો.
દીવો ઘેર જવાનો થાય ત્યારે વધારે તેજ કરે.
બહુ ચઢ્યા તે પડવાને. ફુલને ઘોડે ચડે તે આખર પડે.
Pride never leaves his master till he gets a fall

૧૯૨. પ્રભુ પાધરા તો વેરી આંધળા. ૧૪

પ્રભુ પાધરા[1] તો વેરી આંધળા.
ભાગ્યશાળીને જંગલમાં મંગલ. નિર્ભાગીને વસ્તીમાં કડાકા.[2]
જેને રામ રાખે તેને કોણ ચાખે.
ખુદા મહેરબાન, તો ગદ્ધા પેહેલવાન.
સીધા હે રબ, તો જખ મારે સબ.
અલ્લા યાર હે, તો બેડા પાર હે.
પરમેશ્વરને ખોળે બેઠો, તેનો કોઈ વાળ વાંકો કરે નહીં.
ઉસકું રાખે સાંઇઆં, માર શકે ન કોઈ.
ઉસકું બેલી અલ્લા, ઉસકું ક્યા કર શકે બલા?
જેને સહાય દિનાનાથ, તેથી કોણ ભીડે બાથ?
ભાગ્યશાળીને ભૂત રળે, અકર્મીને સ્ત્રી રળે.

દોહરા—પ્રભુ હોય પાધરો, તો શત્રુથી શું થાય?
પત્થરા ફેંકે પાપી, પણ ફુલ થઈ ફેલાય. ૨૫૦
કરે કષ્ટમાં નાખવા, દુર્જન કોટી ઉપાય.
પણ પરમેશ્વર પાંશરો, વાળ ન વાંકો થાય. ૨૫૧

Whom God will help, none can hinder.
Fortune often raises a man more than merits.
Give a man luck and fling him into the sea.

૧૯૩. અસીજવાન નર ભવેત સાધુ, કુરૂપ નારી પતિવ્રતા. ૯

અસીજવાન નર ભવેત સાધુ, કુરૂપ નારી પતિવ્રતા.
બુઢ્ઢા જોગી સહેજે જતિ. આંધળું દળે કે ગાય.
ગમા ઢીલા થયા એટલે બંદા નેકબખ્ત.

૧ પ્રભુ પાધરાને બદલે દિવસ પાધરા પણ ચાલે છે. ૨ કડાકા=અપવાસ.

ન મળી નારી એટલે સહેજે બાવા બ્રહ્મચારી. વૃદ્ધા નારી પતિવ્રતા.
જે થાય માવડીયું, તેને ન મળે કાવડીયું.[1]
ઢીલા એટલા વીલા.[2]

૧૯૪. ભર્યા ચરૂમાંથી દાણો ચાંપી જોવાય. ૪

ભર્યા ચરૂમાંથી દાણો ચાંપી જોવાય.
થોડા ઉપરથી બધાની પરીક્ષા. અંગુઠા પ્રમાણે રાવણ.
કાકા દીઠે કુટુંબ દીઠું, ને મામા દીઠે મોસાળ દીઠું.
By a handful the whole sack may be known.
A whole may be judged by a part.

૧૯૫. આકૃતિર્ગુણાન્ કથયતિ. ૫

આકૃતિર્ગુણાન્ કથયતિ. ચંચલની આંખ કહી દે.
જે નર રૂપે આગળા, તે નર નગુણા ન હોય.
પાણી રૂંવાડીમાં ઝળકયા વગર રહે નહીં. એની શિકલજ કહી દે છે.
Countenance is the index of mind.
In the forhead and the eye,
The lectures of the mind lie.

૧૯૬. લાકડાની તલવારે ખાવું. ૧૦

(કામ કાંઇ કરવું નહીં ને હોશિયારી મારવી તે વિષે)
લાકડાની તલવારે ખાવું. કામ કાંઇ કરવું નહીં ને મોતીએ ચોક પુરવા.
આખુનજી લાકડા તોડશો તો કહે પો કાફરકા કામ;
આખુનજી ખીચડી ખાશો? તો કહે બિસ્મિલ્લાહ.
સવાલ-કમાડ કુણ કોણ? જવાબ-વહુ બિચારાં.
સવાલ-શું ખાય? જવાબ-તો કહે, ત્રણ તગારાં, કામ કરવાને ના બિચારાં, શેખાઈ કરવા "હા" બિચારાં.
ખાવા પીવામાં નહીં વાણુ, કામ કરવામાં કીડે પ્રાણ.
વાઢી આંગળી ઉપર મુતરે નહીં તેવો છે.
જમે બળીઓ ને કામે ગળીઓ.[3]

---

૧ કાવડીઉં=એક પૈસો, ત્રણ પાઇ. આગળ ત્રાંબાના પૈસા ઉપર કાવડ કે ત્રાજવાની છાપ પડતી હતી તેથી કાઠિયાવાડમાં તે પૈસાને કાવડીઉં કહેવાની ચાલ પડી છે તે આજ પણ છે. ૨ ઢીલા=કાયરા કે પાચા સમજવા. ૩ ગળીઓ બળદ જેને હાંકે ત્યારે બેસી જાય.

દોહરા—ભૈયનકે તો ભૈયાજી, ફોજનકે સરદાર;
લડનેમે સટરપટર, પગારકું તૈયાર. ૨૫૨
કામ પર તો જીવ નહીં, અન્ન ખૂબ ભાવે,
ઊની ઊની ખીચડી, ઉંચ ધરાધર આવે. ૨૫૩
જોડકણું—કુવા વસમા, ખેતર વસમા, વસમી ખેડવી વાડી;
ઘરમાં બેઠા સૌ બોલે, પણ સભામાં ન ઊઘડે જાડી.[1]

૧૯૭. ઘાંચીનો બળદ આખો દહાડો ફર્યો, પણ ઠેરનો ઠેર. ૨૧

એક બે ને એકે નહીં. સાંગો બોડકું કરી આવ્યો.
ઘાંચીનો બળદ આખો દહાડો ફર્યો પણ ઠેરનો ઠેર.
કાકા માંઝ્યા[2] તો ફુઇ રાંડ્યાં.
આખી રાત દળી દળીને ઢાંકણીમાં ઉઘરાવ્યું.[3]
કાંત્યું પીંજ્યું રૂનું રૂ. આડાઅવળા ને આશીર્વાદ.
રળીઆ ગઢવી ક્યાં ગયા હતા? તો કહે ઘેરના ઘેર, ને ભરડકા ભેર,
બે મહિના ગામ જઈ આવ્યા, તો ઘેર પચાસ પરોણા આવ્યા.[4]
આખી રાત રોઇ, ને એક ડોસી મુઇ.
હરીભાઇ વરોદરૂં. હીરો ઘોઘે જઇ આવ્યો,
સાસુ મૂવાં, ને વહુએ જણ્યું, ઘરમાં ત્રણનાં ત્રણ.
ગામ જઇ આવ્યા, મુંડાવી આવ્યા અથવા મુંડ કરી આવ્યા.[5]
ખાતરીભાઇ ખાડમાં તે ખાડમાં. ઘોઈ હથેળીમાં ધુળ ભરી.
લીંબડે ચડ્યા, પીપળે ચડ્યા, પણ ઠેરના ઠેર.
શેઠ ક્યાં, તો કહે જ્યાં ને ત્યાં.
કથરો એડી[6] શાખીઓ જેમા લા નહીં કે સા.
કાકા ક્યાં તો કહે ઠેરના ઠેર.[7]
મેહેનત બરબાદ, ગુનાહ લાજમ. વેહેલા ઉઠયા ને ભૂલા પડ્યા.

જોડકણું—ખરા ચહડાવી ખાસડાં પહેર્યાં, ઊચી ચહડાવી બાંહે;
આમ તેમ ફરીને, આવ્યા ઘરની માંહે.

Like a mill horse, that goes much but performs no journey.

---

૧ જાડી=જાડું ડાચું. ૨ માંઝ્યા=પરણ્યા, ઘર માંડ્યું. ૩ ઉઘરાવ્યું=એકઠું કર્યું. ૪ ક્યાંય નોતા ગયા. ૫ કાંઈ કામ ન થતું હોય ત્યારે. ૬ એડી-એવું, લા-સ્વાદ, સા-ગંધ. ૭ એટલે પંથ કપાણો નહીં ને ઠેરના ઠેર.

૧૯૮. બળતામાંથી નીકળ્યું તે લાભ. ૯

બળતામાંથી નીકળ્યું તે લાભ.
ભાગતા ભૂતના વાળ પણ સારા. મૂઈ પાડી તે લાભમાં લેખું.
જાતાં ધન દેખીએ, તો આધા લીજે બાંટ.
દળતાં ફાક્યું તે લાભ. બળતામાંથી ઘુકયું તે લાભ.
આગ લગંતે ઝુંપડે, જે નીકળ્યું તે લાભ.
ભાગે ચોરી મોંઘી નહીં.
મરતાં રહ્યું તે ધરડું ને ખાતાં રહ્યું તે બીજ.
Something is better than nothing.
Better a bare foot than no foot at all.

૧૯૯. પાણી પહેલાં મોજાં ઉતારવાં. ૧૭

પાણી પહેલાં મોજાં ઉતારવાં. પાઘડીનો વળ છેડે.
ધણી ખેતમેં, બચ્ચા પેટમેં ને વસંત પાંચમનાં લગ્ન લીધાં.
આગળથી પુલાઈ વળવું નહીં. પરણ્યા પહેલાં અધરણી.
મૂળમાં માટી નહીં ને સાસરે સંદેશો. મુઆ પેહેલાં પોક.
વિવાહ પહેલાં માંડવો. દાઢી પહેલાં દીકરી.
ભેંસ લાવ્યા પેહેલાં ખુંટો ખોડવો. દાન આપ્યા પેહેલાં સ્વસ્તિ.
જન્મ્યા કે મુઆ પેહેલું સુતક. વડા પેહેલાં તેલ.
દરદ પેહેલાં પીડા. પૂછ્યા પેહેલાં જવાબ.
ભેંસ ભાગોળે, ને ઘેર છાશ છાકમછોળ.
ગામમાં પેસવાના સાંસા, ને પટેલને ઘેર ઊનાં પાણી.

૨૦૦. કહું તો મા મારી જાય, ના કહું તો બાપ કુત્તા ખાય. ૧૪

(સુડી વચ્ચે સોપારી.)

કહું તો મા મારી જાય, ના કહું તો બાપ કુત્તા ખાય.
એક તરફ અર્ણવનાં નીર, એક તરફ ઝાડી ગંભીર.
એક તરફ કુવો ને બીજી તરફ અવાડો.
સુડી વચ્ચે સોપારી. મૃદંગને બન્ને બાજુ માર.
એક તરફ કુવો ને બીજી તરફ ધરો.
બે ધારૂં ખડ્ગ. મજો ગાંડ ને મ્હોડે કુચો.
કાશીનું કરવત જતાં વેહેરે, ને આવતાં વેહેરે.

સાપે છછુંદર ગળી, મૂકે તો આંધળો થાય, ને ગળે તો મરી જાય.
આગળ સાપ ને પાછળ વાઘ.   બે પાંતીનું દુઃખ.
દોહરા—શ્વાન સાથે પ્રીતડી, દો પાંતીકા દુઃખ;
  ખીજ્યા કાટે પાંઉડું, રીઝ્યા ચાટે મુખ; ૨૫૪
  દેવતામાં બે દુઃખ છે, અનુભવે પરખાય;
  જગતો બાળે અંગને, ઠરતાં દાગ દઈ જાય. ૨૫૫

Between the hammer and the anvil.

૨૦૧. રોગી વૈદ્ય શા કામનો? ૩

રોગી વૈદ્ય શા કામનો?   ભીખ માગી ભોગ ભોગવવા, તે દાટવા જેવા.
દોહરો—જોગી ભોગી વૈદ્ય રોગી, શૂરા પુંઠે ઘા;[1]
  ધાતરવાદી ભીખ માગે, એ ચાર મોળા ઘા. ૨૫૬

Though the physician of others, yet thyself is full of sores.

૨૦૨. મહેતાજી મારે નહીં ને ભણાવે નહીં. ૧૦

મહેતાજી મારે નહીં ને ભણાવે નહીં.
થાપડ થાપડ ભાણાં, ચોર માથે છાણા.
આપલ બોપલ કર્યે છોકરાં ઉછરે નહીં.
દોરાધાગા કર્યે છોકરાં ઉછરે નહીં.
દોરા ધાગા કર્યે છોકરાં થતાં હોય, તો ગૃહસ્થાશ્રમ કોઈ માંડે નહીં.
પટેલીઆનું પંચ.[2]
પાપડીઆ વીર રીઝશો નહીં અને ખીજશો નહીં.[3]
દોહરા—રીઝે કછુ ન હસ્ત ગ્રહે, ખીજે ગ્રહે ન કેશ;
  જયસે પીયુ ઘર રહે, વયસે ગયે પરદેશ. ૨૫૭
  વાયડ થઈ વાતો કરે, નહીં કળ વકળ;
  મ્હોં મન કોઈ આપે નહીં, જખ મારે જેમલ. ૨૫૮
  ચોરે જઈ ચોવટ કરે, દે દોરડીને વળ,
  સારૂં દેખીને બળે, જખ મારે જેમલ. ૨૫૯

---

૧ કહેવાય "શૂરો" ને નાસી જતાં ઘા વાગે તે પુંઠમાં વાગે માટે ખરો શૂરો નહીં. ધાતરવાદી=કીમીઆગર. ૨ કોઈ વાતનો છેડો આવે નહીં. ૩ પાપડીઆ પીર છે તે રીઝે તો ખસ(ખુજલી) થાય ને ખીજે તો તાવ આવે; માટે લોકો પાપડીઆ પીર જાણી નમે ખરા પણ નમીને માગે કે "પાપડીઆ પીર રીઝશો નહીં ને ખીજશો નહીં."

**૨૦૩. સમયને માન છે, પુરૂષને નથી. ૭**

સમયને માન છે, પુરૂષને નથી. ગાદીને માન છે, ગાદીને સલામ.
આવતો દિવસ ઓળખવો.[1] જાર ને જુહાર.

દોહરા—સમે સમો બલવાન હે, નહીં પુરૂષ બલવાન;
કાબે ગોપી લુંટીયું, એ અર્જુન એ બાણ. ૨૬૦
નર નરકે પાસ આવત નહીં, આવત દિનકે પાસ;
વો દિન કયું બીસારીએ, કહેત બિહારીદાસ. ૨૬૧

જોડકણું—કયા કરે કીસ્મતકી બાત, મુરઘી ઊઠકે મારે લાત;
પઢઆ ફારસી બેચે તેલ, દેખો એ કિસ્મતકા ખેલ.

Man is the creature of circumstances.

**૨૦૪. આમે ત્યારે એટલું ને ધાંયજો જમે કેટલું? ૧૮**

(અડસઠ ભેગું બડસઠ)

આમે ત્યારે એટલું ને ધાંયજો જમે કેટલું?[2]
ખજુરાનો એક પગ ભાગ્યો તોએ શું, ને સાજો તોએ શું?
લાખ ત્યારે સવા લાખ. લાખનું દીવાળું, ત્યારે ચોળાનું શું વાળુ?[3]
નવાણું ત્યારે પુરા સો. ગાડા ઉપર ગાંસડી, લાદી ઉપર પુળો.
સાપના (મંત્ર) ભેગા વીંછીના પણ ભણવા. પેટ વરામાં પુણ્ય વરો.
ધા ભેગો ધસરકો, ને લીટી ભેગો લસરકો.
સો ત્યારે પચાસ. ચહડ દીયાડા કાંધપર, સો તેમ પચાસ.
સો મણ સુંઠનું થશે, ત્યારે અર્ધશેર આદુનું પણ થશે.
પાંચના ગોવાળ ત્યારે પચાસનાએ ગોવાળ.
ભરતીએ ગાડે સુપડાનો ભાર શો જણાય.
ભેગા ભેગો ધાણવો થઈ જાય. અડસઠ ભેગું બડસઠ.
બહુ દુઃખીઆને દુઃખ નહી, ને બહુ રણીઆને રણ નહીં.

---

૧ એટલે નરમારાથી વરતી કોઇનું સારૂં કરવું. ૨ એ સંબંધી મૂળ વાત એમ છે કેઃ—સાસુ વહુ બન્ને ખરાબ ચાલનાં હોવાથી પોતાનાં પ્રેમપાત્રોને જમાડવા વિચાર થયો ત્યારે સાસુ કહે છે, "ઓરા વહુ લીંપો" (એટલે અબોટ કરો,) જમાડવામાં બે આપણ ને એક છીપો; ત્યારે વહુ કહે છે કે "આમે ત્યારે એટલું, તો ધાંયજો જમે કેટલું?" સાસુ સમજ્યાં. સાસુનો રાખેલો છીપો અને વહુનો રાખેલો ધાંયજો બન્ને જમ્યા, આપણને બહાને.
૩ વાણુ=સાંજનું ભોજન.

છડીઆ પાછળ છોકરું.[1]
રા, ધા,[2] ને રીડીઓ[3] બધું ભેગું.

## ૨૦૫. ભૂખી નોતરી ને કાખમાં ભાણું. ૭

ભૂખી નોતરી ને કાખમાં ભાણું. આટા તોલ કે ઠીકરી જલતી હે.
મીની મીની દૂધ પીશો? તો કહે સસણી રહી છું.
મહારાજ જમશો, કહે શી વાર? તો કહે તારી વારે મારી વાર.
શેખમીઆં શિરાવશો? તો કહે સાનક બગલમાં છે.
ડોશી ડોશી નાતરે જશો? તો કહે ફેંટીઓ ઊલાળીને જ બેઠી છું!
દોહરો—મેમાન, માગણ ને મહિપતિ, ચોથી ઘરની નાર;
એ આપ્યા વિણ ખસે નહીં, કહે લાવને લાવ. ૨૬૨

## ૨૦૬. વાધરી સારૂ ભેંસ મારવી. ૪

વાધરી સારૂં ભેંસ મારવી. વડ ભાગી ઊટીપણું કરવું.
ખીલા માટે ભીંત પાડવી. આગ લગાડી તાપણી કરવી.
To bring nine pence to nothing.

## ૨૦૭. આટો વેચી ગાજર ખાવાં. ૬

આટો વેચી ગાજર ખાવાં. ઝાંઝર વેચી શેઠાણી કહેવરાવવું.
કંકણ વેચીને કાકી કહેવરાવવું.
ટકા આપીને મેહેતા કહેવરાવવું.[4]
કાળીનો વર હોંસીલો, ને માથે પીછાં (છોગામાં) ખોસેલો.[5]

## ૨૦૮. ગઈ ગુજરી સંભારવી નહીં. ૫

ગઈ ગુજરી સંભારવી નહીં. ગઈ તિથિ જોષી પણ વાંચે નહીં.
ગુજર ગઈ ગુજરાન, કયા ઝુંપડી કયા મેદાન?
આજની ઘડી ને કાલનો દહાડો. (સંભારવું જ નહીં.)

---

૧ ગાડામાં ભાડું એક છડીઆનું કર્યું હોય ને પાછળ છોકરૂં મફત બેસે. ૨ ધા=કોઇને મારવું. ૩ રીડીઓ=બૂમ. ૪ "ટકા લે ને મેહેતો કહે." મેહેતો એટલે સરકારી કે દરબારી અધિકારી. મેહેતો કહીને સાથેનો માણસ બોલાવે, તો જે ગામમાં જાય ત્યાં લોકો માન આપે, અને ઊતારા, સીધાંની સારી રીતે બરદાશ થાય તેમાં પૈસાનું ખરચ લાગે નહીં, તેથી આગળના વખતમાં મહેતો કહેવરાવવા સારૂ સેહેજ ખરચ કરીને મેહેતો કહેવરાવતા તેથી આ કહેવત થઈ છે. ૫ વર ઓળખવા સારૂ.

દોહરો—સુખકા દિન બહી જાત હે, દુઃખકા દિન બહી જાત;
ગયે દિવસ સો સ્વપ્નવત્, ભાસત હે એહી ભાત. ૨૬૩

Say no more of what has passed.
Done is done, it cannot be undone.
Let bygones, be bygones.

૨૦૯. આદાની સુંઠ થઈ ગઈ છે. ૪

( માણસ ફીકર કે દુઃખથી સુકાઈ ગયું હોય તે સંબંધમાં. )

આદાની સુંઠ થઈ ગઈ છે. મીઆં સુકાઇને સાલ થઈ ગયા છે.
હાડચામડી વચ્ચે છેટું ભાગી ગયું છે. હાડકાનો માળો થઈ ગયો છે.

૨૧૦. આવી ભરાણા ભાઈ આવી ભરાણા. ૮

આવી ભરાણા ભાઈ આવી ભરાણા. આન ફસે ભાઈ આન ફસે.
નવડે પાંચડે પંચાણું, હેઠે આવ્યા તે કંચાણું.[1]
હવે લાકડું લાગે ચડ્યું છે. લોંકડી ખપેડે પડી છે.[2]
સું કરો કે ચાં કરો, હવે તોલમાં આવ્યા છો.
હાથ હેઠ આવ્યા પછી, ઊંચુંનીચું થવાય નહીં.
ઘામાં આવ્યા પછી લાંબુંટૂંકું થાય નહીં.

૨૧૧. રેતીમાં નાવ ચલાવવું. ૧૦

એ તો રેતીમાં નાવ ચલાવે છે.
આની પાઘડી એને માથે, એની પાઘડી આને માથે.
ગાયના ભેંસ હેઠ અને ભેંસના બકરી હેઠ. ડાંડે મીંડે ચલાવવું.
આકાડોકાનો માંડવો રચવો, અથવા આકાડોકાની ગાડી હાંકવી.[3]
મેખે હાંકવું. એ તો હલસાણી છે.
ફુઇનું પલ્લું માસીને, ને માસીનું પલ્લું ફુઇને.
પુંજી વગર પેહેડી માંડવી. પોલે પાને વેપાર.
Borrowing Peter to pay Paul.

૨૧૨. પીરની માનતા મુજાવર વધારે. ૪

પીરની માનતા મુજાવર વધારે. દેવનું માહાત્મ્ય પુજારી વધારે.

---

૧ કંઈ દબાણમાં આવવું. ૨ એટલે એવી સપડાઇ છે કે નાસી છુટાય તેવું નથી.
૩ આકડોકા એટલે જારના સાંઠાની છાલ ઉતારીને માંહેના ગર્ભના કકડા કરીને છાલની સળીઓ પરોવી તેનો માંડવો કરવો કે ગાડી કરવી.

શેઠની આબરૂ ગુમાસ્તા વધારે. માબાપની આબરૂ દીકરા વધારે.
The leader's glory is magnified by his followers.

૨૧૩. દેશ ચાકરી ને પરદેશ ભીખ. ૧૨

દેશ ચાકરી ને પરદેશ ભીખ.
(દુઃખ હોય ત્યારે) ઘર મૂક્યાં ને દુઃખ વીસર્યાં.
જ્યાં રોજગાર ત્યાં ઘરબાર. જ્યાં રોજી ત્યાં ઘર.
ગાજે ત્યાં ગરાસ. રોજગાર વગર ઘર ખાવા ધાય.
જ્યાં કમાણી, તે દેશ આપણો. ઘર ખરે બપોરે મૂક્યું છે.
ખભે કોથળો, ને દેશ મોકળો.
દોહરા—ગોડો પૂછે ગોડીઆ, કીયો ભલેરો દેશ;
સંપત્ત હોય તો ઘર ભલાં, નીકર ભલો પરદેશ. ૨૬૪
કવી, કેણ, ને સિદ્ધ કળા, અતિ ચૌડા[1] અભ્યાસ;
એતા જાય પરદેશમાં, જ્યાં ગાજે ત્યાં ગરાસ. ૨૬૫
કરીએ જઈ નિવાસ જ્યાં પૈસાની પેદાશ;
જંગલમાં મંગલ કરે, પૈસો જેની પાસ. ૨૬૬

૨૧૪. આંખમાં કમળો તે જગત આખું પીળું દેખે. ૮

(આપ તેવું જગ વિષે.)

આંખમાં કમળો તે જગત આખું પીળું દેખે.
આપ તેવું જગ. મન ઉદાસ તેને જગત ઉદાસ ભાસે.
ચોર બધાને ચોર દેખે. જાતે ચોર તે સગાભાઈનો વિશ્વાસ કરે નહીં.
પોતે ચોર તે બધાંને ચોર જાણે.
પોતે હોય તેવા સામાને ધારે. ગાંડાને મન દુનિયા ગાંડી.
To jaundiced eye, every thing appears yellow.
You measure every man by your own standard.

૨૧૫. આપ ભલા તો જગ ભલા. ૮

આપ ભલા તો જગ ભલા. રૂડાં માણસ બધું રૂડું કરી દેખાડે.
આપણે વેંત નમીએ તો સામો હાથ નમે.
રાખપત તો રખાપત. તું મુજકું તો મેં તુજકું. નમતાને સૌ નમે.
માન આપીએ તો માન પામીએ. ઘરનો રોટલો બહાર ખાવો છે.[2]

---

[1] ચૌડા=બહોળો. [2] આપણે ઘેર મેમાન આવે ત્યારે રોટલો કે માન આપીએ તોજ બહાર જઇએ ત્યારે માન કે રોટલો આપણને મળે એ ભાવાર્થ છે.

As you salute, you will be saluted.

Love begets love. Good mind, good find.

૨૧૬. મુઆ પછવાડે માલ, ગોલણુ મર ગાડાં ભરે. ૬

મુઆ પછવાડે માલ, ગોલણુ મર[1] ગાડાં ભરે.

મુઆ પછી ભલે ભીંત થાય. મરનારને ઉંચકી જનારની ફીકર નહીં.

આંખ મીંચાણી એટલે જગનો નાશ. આંખ મીંચાણી, કે નગરી લુટાણી.

સોરઠો—અધ બુડી[2] અધ વાલ, ઊભાં[3] કોઇને અપાય નહીં;
        મુઆ પછવાડે માલ, ગોલણુ મર ગાડાં ભરે. ૨૬૭

After me will come the Deluge

૨૧૭. પૈસા ધીરીને માગે તે દુશ્મન. ૬

પૈસા ધીરીને માગે તે દુશ્મન.

ધીરીને માગે તેની અક્કલ જાય આધે. જર કરાવે વેર.

ધનકા ધન ગયા, ઓર દોસ્તકા દોસ્ત ગયા.

મોજ શોખ ક્યારે? તો ધીરનાર મળે ત્યારે.

ધપાધપી ક્યારે? કે માગવા આવે ત્યારે.

Lend your money and lose your friend.

૨૧૮. આપીશું, કાંઈ ધાલ્યા તો નથી? ૬

(પૈસા માગવા જાય ત્યારે માગનારને જવાબ આપે છે તે સબંધી.)

આપીશું, કાંઈ ધાલ્યા તો નથી?

આવડી અધીર કેમ આવી છે, કાંઈ નાસી તો નથી જતા?

દેનાં લેનાં ક્યા બડી બાત હે. લેના દેના ગાંડુકા કામ હે.

શેઠ કીયે સાહ, આધા ગયા નાહ; દશ દેઅંગે, દશ દીલાઅંગે,

દશકા દેના કયા, દશકા લેના કયા?

કુંડલિઓ—જુઠે મીઠે બચન કહી, ઋણુ ઉધાર લે જાય,
        લેત પરમ સુખ ઉપજે, લેકે દીયો ન જાય;
        લેકે દીયો ન જાય, ઉંચ અરૂ નીચ બતાવે,
        ઋણુ ઉધારકી રીત, માંગતે મારન આવે;

---

[1] મર=મરે. [2] બરછી કે તલવારના હાથનું ઠેબું કે બુઠો છેડો. [3] જીવતાં. આ દુનિયામાં જીવતાં અર્ધી બુડી જેટલી કે અરધ વાલ જેટલું કોઇને અપાય નહીં, અને મરી ગયા પછી ગોલાઃ જેવા ભલે ગાડાં ભરી લઇ જાય.

કહે ગિરિધર કવિરાય, જાની રેહ મનમેં રૂઠા,
બહુત દિન બહી જાય, કહે કાગજ તું જુઠા. ૨૬૮

Give a thing and take again,
You shall ride in hell's main.

૨૧૯. આભ ફાટયું ત્યાં ક્યાં થીંગડું દેવું. ૧૦

આભ ફાટયું ત્યાં ક્યાં થીંગડું દેવું ?
પાણી ચારે તરફ ફરી વળ્યું, ત્યાં ક્યાં જવું ?
મધ્ય દરિયે બેડી,[1] ઊગર્યાનો આરો નહીં.
હવે છેલ્લે ક્યારે પાણી આવ્યું છે. હાથ દીધે હગામણ રહે નહી.
પ્રભુ પતળ્યો, ત્યાં માણસનું શું જોર ?
પેટ ફાટયું ત્યાં કયાં પાટો બાંધવો ?

સોરઠા—ભાણું ભાંગ્યું હોય, રેણ દઇ રેવરાવીએ;
કાચ ફૂટકયા હોય, તેનો સાંધો ન મળે સુરના. ૨૬૯
હીરાગળ ફાટયું હોય, ત્રાગે લેઇ તુનાવીએ;
કાળજ ફાટયું હોય, સાંધો ન મળે સેણના. ૨૭૦
બહાર બળતર હોય, ઓસડ કરી ઓલાવીએ;
કાળજ બળતર હોય, કો ઓલાય કાળીઆ. ૨૭૧

No fence against a flail.

૨૨૦. ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, સાંભળો ગપ્પીજી. ૧૫

(ભીંડા મારવા વિષે.)

કાંકરા ઊડે ત્યાં વાંસજાળ પાણી દેખાડવું.
ખરે બપોરે તારા બતાવવા. ધુળ હોય ત્યાં પાણી બતાવવું.
જુઠું બોલવું ત્યારે કંજુસાઈ કરવી નહીં.
ટહાડા પહોરનું ડીંગ મારવું, તે દૂબળું ન મારવું.
બાર મણનું કોહોળું, ને તેર મણનું બી. ભીંડો મારવો.
એક પૂણી પડી, તેમાં બાર ગામ દબાઈ ગયાં.
આંબલીએ કોહોળાં બતાવવાં. આંબા આંબલી બતાવવા.
બાર કોસનો માંડવો અને તેરા કોસનો વાંસ દીઠો.
આંધળા ચોરે ચાદરડું દીઠું. હથેળીમાં પરમેશ્વર દેખાડવા.

1 બેડી=વહાણ.

દોહરો—ગપ્પી કહે ગપ ન મારૂં, ગપ મારતાં બીહું;
સવા ગજનું કારેલું, ને દોઢ ગજનું બીયું. ૨૭૨
જોડકણું—ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા સાંભળો ગપ્પીજી,
બાર હાથનું ચીભડું, ને તેર હાથનું બી.
A camel in Media dances on a small cab.

૨૨૧. રોએથી કાંઇ દહાડો વળે છે? ૫

રોએથી કાંઈ દહાડો વળે છે? રોએ રાજ કાંઈ મળે છે?
આમે તોટો ને આમે તોટો, ખાને રાંડ ઘી ને રોટો.
સરજ્યું થાશે શેઠ, કર હચકાળો[1] ધારશી.
આમે દિવાળું ને આમે દિવાળું ત્યારે શું ચોળાનું વાળું?
Sorrow will pay no debt-

૨૨૨. રાત અંધારી ને તલ કાળા, લે વાણીઆ તારા ને તારા. ૮

રાત અંધારી ને તલ કાળા, લે વાણીઆ તારા ને તારા.
અંધારાની ખાધી બે. અંધારે બાંગ.
રાતે સાડલે રાંડ ને પાશેર લઈ ગઈ ખાંડ. રાત માનું પેટ છે.
રાત રાણી ને વહુ કાણી. સો મણ તેલે[2] અંધારૂં.
વળતાં વળી, તે લેઈ ગઈ તેલની પળી.
All cats are green in the dark.
Ignorance augments our evils.

૨૨૩. અંધેકી ગાવડી અને અલ્લા રખવાલ. મડા ઊપર વિજળી પડે નહીં. ૧૨

અંધેકી ગાવડી અને અલ્લા રખવાળ. અંધેકી બાપડીકા અલ્લા બેલી.
રખડેલ વસ્તુનું આવરદા ઘણું. ચોરને ઉછેરચો પડે નહીં.
ઊઘાડે બારણે ધાડ નહીં, ને ઊજડ ગામે શડ નહીં.
ખોટો કે ત્રાંબાનો રૂપિયો ખોવાય નહીં.
ઊકરડાને વધતાં વાર નહીં. મડા ઉપર વિજળી પડે નહીં.
ટેકની છોડીનો કોઈ ધણી નહીં. ગરીબનાં છોકરાં ને રામનાં રખોપાં.
ઊકરડામાં સૌ ચપટી ચાંગળું ધૂળ નાખતાં જાય.

૧ હચકાળો=આનંદ, કલ્લોલ, મજે. ૨ તેલ પુરનાર નહીં.

દોહરો—કોળી ભાઇનાં કચ્ચાંબચ્ચાં, જાર બંટી ખાય;
પીઆવાનું[1] પાણી પીએ, ને સેહેજે મોટાં થાય. ૨૭૩

૨૨૪. મનમાં આવે તેમ બોલવું નહીં, ને ભાવે તેટલું ખાવું નહીં. ૪

મનમાં આવે તેમ બોલવું નહીં, ને ભાવે[2] તેટલું ખાવું નહીં.
જેમ તેમ ભરડવું નહીં. અન્ન પારકું છે, કાંઈ પેટ પારકું નથી.
શોભતું કરવું, સાંપડતું કરવું નહીં.

૨૨૫. નામ લીધે પાપ જાય, કામ પડ્યે જીવ જાય. ૭

નામ લીધે પાપ જાય, કામ પડ્યે જીવ જાય.
આવ મારી કાણી, તું ક્યાંય ન સમાણી!
જ્યાં જાય ઊકો, ત્યાં સમુદ્ર સુકો. હાડીઓ બેસે ત્યાં વિઘ્ન કરે.
ભાઇનાં પગલાં એવાં છે કે જ્યાં જાય ત્યાં પાવન પટ.
મ્હોં સારૂં પણ પગ ટાળ્યા જેવા છે.
દોહરો—દાદો દીઠે દુઃખ ઉપજે, સંભાર્યે સુખ જાય;
જે શેરીએ દાદો સંચરે, ત્યાં હાલકલોલક થાય. ૨૭૪
It is an ill wind that blows nobody good.

૨૨૬. ભાભાજીની જાનમાં, ને ખાવુંપીવું કાનમાં. ૧૧

ભાભાજીની જાનમાં, ને ખાવુંપીવું કાનમાં.
લીલા લેહેર, ને ખાવાનાં ઘેર. ખાવાનાં ખોખાં, ને બખુભાઇનો સંગાથ.
સાપે સાપ મળ્યા, ને જીભના લપકારા.
સાપને ઘેર સાપ પરોણા, સાપે ચાટી ધૂળ;
તાલાવેલી તાનમાં, સુઈ રહેવું મેદાનમાં.
ખાવાને ખોખાં, ને પેહેરવાનાં ચોખાં;
ખાનાંપીનાં ખેરસલ્લા, ધીંગાણું બહોત.
જોડકણું—આવ મીઆં, જાવ મીઆં, ઘરબાર તુમારા;
ગાંઠકી ખાઓ ખીચડી, બાસણ હમારા.[3]
મીંઆભાઇની જાનમાં, બાજાં બાજે તાનમાં;
બેઠનેકી બડી સાનમાં, ઓર ખાનેકા આસ્માનમાં.
કોળીભાઇની જાનમાં, ખાવું પીવું કાનમાં;
ઢોલ વાગે તાનમાં, સુઇ રહેવું મેદાનમાં.

---

૧ અવાડો. ૨ રૂચતું ખાવું. ૩ તેને બદલે 'પકાઓ ખીચડી બરતન હમારા' એમ પણ બોલાય છે.

૨૨૭. સાઠી બુદ્ધિ નાઠી. ઘરડાં તે ઘેલાં. ૯

સાઠી બુદ્ધિ નાઠી. વર્ષે વધ્યા ને અક્કલમાં ઘટ્યા.
ઘરડાં ને ઘેલાં. પળીએટ ને ચળીએટ (ચળેલ.)
ઘરડાં થાય તેમ ગતિ જાય. ઘડપણ તે બાળપણ. બુઢા તે બાળા.
ઘડપણમાં અંગ ઢીલાં થાય, તેમ લુલી (જીભ) વધે.
ઘડપણમાં લઘુ લાળ ને લવરી વધે.
Old age is second dotage.

૨૨૮. બેઠાની ડાળ કાપવી નહીં. ૧૦

બેઠાની ડાળ કાપવી નહીં. ખાવાની થાળીમાં હગવું નહીં.
આંખ કાણી કરવી પણ દિશા કાણી કરવી[1] નહીં.
વીસામાનું ઠેકાણું બગાડવું નહીં. ખારા દરિયામાં મીઠી વીરડી.[2]
દોસ્ત વગર દુનીઆ સુની અથવા અકારી. ખાવું તેનું ખોદવું નહીં.
આશ્રયના સ્થાનને અવિચળ વાંચવું.[3]
લુણહરામ થાવું નહીં. લુણનો સાચો તેને પ્રભુ રાચો.
Cast not dirt in the well that gives you water.

૨૨૯. નાક વાઢીને અપશુકન કરવા. ૩

નાક વાઢીને અપશુકન કરવા.[4]
આંખ કાણી કરીને વેર લેવું. હું મરૂં, પણ તને રાંડ કહેવરાવું.[5]

૨૩૦. પેટથી સૌ હેઠ. પેટ દુનીઆમાં સૌથી વહાલું છે. ૧૯

પેટથી સહુ હેઠ. પેટથી વહાલું કોઈ નહીં.
પહેલી પૂજા પેટની, પછી દેવની. પેટ ભર્યું એટલે પાટણ ભર્યું.
આપ જમ્યા એટલે જગત જમ્યું. પહેલે ધરમેં, પીછે મસજીદમેં.
યથા દેહે તથા દેવે. પહેલું પેટનું ને પછી પારકાનું.
આંગળીથી નખ વેગળા તેટલા વેગળા. સૌનો હાથ મ્હોં ભણી વળે.
પંડથી વહાલું કોઈ નહીં. પિંડે તે બ્રહ્માંડે.
પેટ ને પેહેરણું સાથે જ હોય.[6]

---

૧ દિશા કાણી કરવી એટલે મિત્ર ગુમાવવો. ૨ મીઠા પાણીનો વીરડો ખારા દરિયામાં મળે તેનાં જતન કરી સંભાળવો. ૩ વાંચવું=ઇચ્છવું. ૪ બીજાને અપશુકન કરવા પોતાનું નાક કાપવું. ૫ ભાયડો પોતાની સ્ત્રી ઉપર ક્રોધે ભરાયો એટલે તેને "રાંડ" કહી. બાઈડીએ કહ્યું, "તમે બેઠાં હું રાંડ કહેવાઉં નહીં." ત્યારે પુરુષે ક્રોધ ચઢ્યો હતો માટે કહ્યું, "હું મરૂં, પણ તને રાંડ કહેવરાવું." ૬ પેહેરણું=કમર હેઠે પેહેરવાનું.

માથેથી ઉતરતી સગા બાપને માથે જાય, તેની ફીકર નહીં.
ગાં– તળે આવે રેલો એટલે વાત પડતી મેલો.
પેટ ભર્યું એટલે ભંડાર ભર્યો. પેટ આગળ પેડુ તો બીજા કોને તેડુ ?
પહેલું પેટ ને પછી શેઠ.
સાખી—ધણુણુણ ઘંટા બાજે, ઠાકોરકું રીઝાવે;
અંજરીપંજરી લુટા દેવે, નગદ માલ આપ ખાવે.[1] ૨૭૫
There is no body dearer, than one's self.

## ૨૩૧. અળખામણો આંખના પાટા જેવો. ૪

અળખામણો આંખના પાટા જેવો. તલની ખોટે વાવરવા જેવો.
ભુંડો ભમરાળો. સોનાની ખોટે વાવરવા જેવો.[2]

## ૨૩૨. પેટ કરાવે વેઠ. ૧૦

(પેટને માટે માણસને ઉદ્યોગ કરવા ફરજ પડે છે તે વિષે.)

પેટ કરાવે વેઠ. પેટ બધું સુજાડે.
પેટની ડબરીનું પૂરૂં કરવું પડે. પેટ મૂકીને કોઈ આવતું નથી.
પેટ સૌને લાગ્યું છે, તે ધંધો તો કરવો જ પડે.
સો મણની કોઠી ભરાય, પણ સવાશેરની કોઠીનું પુરૂં થાય નહીં.
પેટને માટે લંકામાં જવું પડે. પરમેશ્વરે પેટ પાપની ખાણ કરી છે.
પેટ પ્રપંચનું મૂળ છે. પેટને માટે છોકરાં વેચવાં પડે.

## ૨૩૩. હાથ આપીએ તો ગળું પકડે. ૧૦

હાથ આપીએ તો ગળું પકડે. આંગળી આપીએ તો પોંચો પકડે.
બાવાજી નમો નારાયણ, તો કહે તેરે ઘર ધામા.
બેસ કહેતાં સુઈ જાય. બારી મુકવાનું કહી બારણું મુકે.
રોટલો આપીએ, પણ ઓટલો ન આપીએ.
કડીઓ[3] ને કોળ ઘરમાં પેસે તે નીકળે નહીં.

---

૧ ઠાકોરજીની જયંતિતિથિને દિવસે સુંઠ, ટોપરૂં, સાકર વગેરેની પંજરી બનાવે છે તે પ્રસાદ ઠાકોરજીને તેમના પૂજારી ધરાવે છે અને તે પ્રસાદ પૂજારી બાવા કે બ્રાહ્મણ મોકળા મનથી સૌ સેવકોમાં વહેંચે છે. બાકી મગજ, મોહનથાળ બીજી સુખડી જે નગદ માલ હોય છે તે પોતે ખાય છે, તે પ્રસંગને આ સાખી લાગુ છે. ૨ રાઈ રાઈ જેવા ઝીણા રવા કરવા જેવો. ૩ કડીઓ જ્યાં ત્યાં નવાં નવાં કામ બતાવ્યાં જ કરે ને રોજ લેયાં જાય.

પગ મૂકવા જગ્યા આપી કે ઘરધણી થાય.
ઓટલો આપીએ બેસવા, તો મન કરે (ઘરમાં) પેસવા.
દોહરો—ભાટ અને બ્રાહ્મણનું લાકડ, વણ પેસાર્યું પેસે;
 સામું જોઇએ તો ઉભો રહે, ને આવો કહેતાં બેસે.[1] ૨૭૬
Give him an inch, he will take an ell.

૨૩૪. ઇનસાફને હાથપગ નથી. ૬

ઇનસાફને હાથપગ નથી. ઇનસાફને મ્હોંમાથું નથી.
ઇનસાફ તે આંધળો છે. ઇનસાફ જેમ ફાવે તેમ ફરે.
ઇનસાફ કોઇની શરમ રાખે નહીં. ઇનસાફ પાંગળો છે.

૨૩૫. પ્રેમ આંખમાં ઝળકે. ઇશક કાંઈ ઢાંક્યો રહે નહીં. ૧૨

પ્રેમ આંખમાં ઝળકે. ઇશક કાંઈ ઢાંક્યો રહે નહીં.
ઇશકની આંખ કહી આપે. પ્રીત છુપાવી છુપે નહીં.
દોહરા—કદી છુપાયો ના છુપે, અંતર્ગતકો હેત;
 મુખસેં ગારી દેત હે, નેન બલૈઆં લેત.[2] ૨૭૭
 ઇશક, મુશક, અદાવત, ખાંસી ઓર મધુપાન;
 ઇતે છુપાયે ના છુપે, પ્રગટ હોય નિદાન. ૨૭૮
 રાત અંધારી એકલા, સામા મળીયા સૈણ;[3]
 હૈયું રાખ્યું હાકલી,[4] પણ ઝડપો[5] નાંખે નેણ. ૨૭૯
સોરઠા—હુન્નર કરો હજાર, શાણપણું ને ચાતુરી;
 હેત, કપટ વેહવાર, રહે ન છાનાં રાજીઆ. ૨૮૦
 દૂર છતાં કહી દેત, શોભા, ઘર, સંપત્તતણી;
 હેડાં કેરાં હેત, નેણે ઝળકે નાથીઆ. ૨૮૧
 નિજ રસ ભરીયાં નેણ, મળતાં જે મલક્યાં નહીં;
 બોલે તે સુવેણ, નેહ ન ઉપજે નાથીઆ. ૨૮૨
 રેહેતું એકજ રંગ, કહેતું નહીં કુંકું કથન;
 ચિતડું ઉજ્વળ ચંગ, ભલાં જે કોઈ ભેરીપા. ૨૮૩

---

૧ ઉપરનો દોહરો બીજી રીતે પણ બોલાય છેઃ—
 ભાટ અને બ્રાહ્મણનું લાકડ, વણ પેસાર્યું પેસે;
 ઘેરે આવ્યાનું કહીએ તો, ઘેર આવીને બેસે.
૨ બલૈઆં=દુખડાં, મીઠડાં. ૩ સૈણ=પ્રેમનું પાત્ર. ૪ હાકલી=ખુબ દબાવીને કબજામાં રાખ્યું. ૫ ઝડપો=ઉપરાઉપર તોરથી ફેરવે તે.

સવૈયો—તારેકી જોતમેં ચંદ છુપે નહીં, સૂર છુપે નહીં બાદલ છાયા,
રાડ પડે રાજપૂત છુપે નહીં, દાતા છુપે નહીં ઘર માંગન આયા;
ચંચલ નારીકા નેન છુપે નહીં, પ્રીત છુપે નહિ પુંઠ લગાયા,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, ભાગ છુપે ન ભભુત લગાયા. ૨૮૪

Lover's eyes are silent orators.

૨૩૬. મ્હોં જોઇને ટીલું કરવું. ૧૯

મ્હોં જોઇને ટીલું કરવું.
છાણના દેવને કપાસીઆની આંખો. દેવ તેવી પાત્રી.[1]
નકટા દેવને સઅડક પુજારા. ગોર તેવા જજમાન.
ઢેખાળાના[2] દેવને ખાસડાની પૂજા.
જેવા દેવ તેવા થાળ. ઊંટના મ્હોને ઝાંખરાં.
ભુંડા મ્હોને ભરડકું. લાકડા પ્રમાણે છોડ પાડવું.
જેવા પૂજારા તેવા થાળ. સાજન તેવાં ભોજન.
મ્હોં જોઇને તમાચો મારવો. વેહેવાઈ તેવો વિવાહ.
નકટીનો વર જોગી. મોચીના દેવને, ખાસડાંનો હાર.
હનુમાનને આકડો[3] ને શંકરને ખીલી.

દોહરા—સૌ ખાય સાળ[4] દાળ, મારે ભાગ થુલી;
હું કરમનો આગળીઓ, કે તું પીરસતાં ભુલી? ૨૮૫
નથી કરમનો આગળીઓ, ને નથી પીરસતાં ભુલી;
મ્હોં જોઇને ટીલું કર્યું, ઝાપટ બેઠા થુલી. ૨૮૬

Like saint, like offering.

૨૩૭. પ્રેમની પીડામાં વૈદું ચાલે નહીં. ૮

પ્રેમની પીડામાં વૈદું ચાલે નહીં. ઇશ્કના દર્દને ઓસડ નહીં.
ઇશ્કના દર્દને વૈદ્ય શું કરી શકે?
ઇશ્કમાં ઘાયલ થઈ ફરે, તેને એકે મલમ કાર ન કરે.
તનના રોગની દવા છે, મનના રોગની દવા નથી.
બંધન તો પ્રેમનું, ને બાણ તો કામનું.
બેડી પ્રેમની તેને કોણ શકે તોડી?

શેર—દિલ લગા યારસેં, ઊસ દિલકા છુડાના મુશ્કેલ;
ઈશ્કકા જખમે લગા, ઊસકા સીલાના મુશ્કેલ. ૨૮૭

૧ પાત્રી=પૂજા. ૨ પાકી ઇંટના કટકા. ૩ આકડો=આકડાનાં ફુલ. ૪ સાળ=ચોખા.

૨૩૮. ઉપરકી તો આછી બની, ભીતરકી તો રામજી જાને. ૧૨.

ઊપરકી તો આછી બની, ભીતરકી તો રામજી જાને.
ટાપટીપ તો ખૂબ છે, માંહેલા ગુણ મહાદેવ જાણે.
ઊજળે લુગડે લખેશરી. ઉપર હીરા ચકચકે, માંહે કીડા કચકચે.
સાબુ સગાળીઆ. ઇંદ્રવરણા જેવું રૂપાળું, માંહે કડવું ઝેર.
ગુણ વિના રૂપ, તે જળ વિના કૂપ.
દેખનેમેં ઢબુ, ચલનેમેં સિરવાઈ.[1] મોટા પણ માંહેથી ખોટા.
દોહરા–મોટાં બાંધે પાગડાં, મહાજનિયા થઈ માહાલે;
અન્યાયનો ન્યાય કરે, મરશે ભુંડે હાલે. ૨૮૮
થયા મહાજનના શેઠીઆ, ન મળે કાંઈ માલ;
માથાનો મળશે તદા, થાશે બુરા હવાલ. ૨૮૯
માથે ઘાલે પાઘડાં, ધરે મહાજનનું નામ;
પૈસા લેઇને પરણાવી, કેહેશે દીધું કન્યાદાન. ૨૯૦

An imposing exterior, but little worth.

૨૩૯. ઊજળે લુગડે દાગ લાગે. નીચા કુળને કલંક નહી. ૮

ઉજળે લુગડે દાગ લાગે. નીચા કુળને કલંક નહીં.
લાજ વાળાને જોખમ. સડેલાને ચાંદુ નહીં.
માર સમજુને. ધાંચીને લુગડે દાગ નહીં.
કુલિન લજવ્યો લાજે. (અગર કુલિનને લાજ પહોંચે.)
કાળામાં મેસનો દાગ જણાય નહીં.

૨૪૦. સૌ ઉગતાને પૂજે. ૫

સૌ ઊગતાને પૂજે (ચન્દ્ર કે સૂર્ય). શેઠ બોલે તે સવાવિશ.
ઊભો શેઠીઓ લાખનો, બેઠો કાખનો.
બાળો રાજા સેવીએ, ને વળતી લીજે છાંય.
ચમત્કાર વગર નમસ્કાર નહીં.
Men worship the rising sun.

૨૪૧. ઊઘરાણી કરવી તો આકરી કરવી, ચાંપીને કરવી. ૨

ઊઘરાણી કરવી તો આકરી કરવી, ચાંપીને કરવી.
આકરા આરા વગર કોઈ જંઇ આપે નહીં.

---

[1] ઢબુ=પુષ્ટ પણ ચાલવામાં મોળો. ઢબુ તે બે દોકડાંનો ત્રાંબાનો સીક્કો; સિરવાઈ - એક જાતનો હલકી જાતનો સિક્કો જેની કિંમત કંઈ નહિ, પણ દેખાવ ઢબુના જેવો.

૨૪૨. ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે (જાણી જોઈને). ૭

ઊંઘતો બોલે પણ જાગતો ન બોલે. જાગતો મુતરે તેનો શો ઉપાય?
તુમ બકતે જાવ, હમ સુનતે હેં.
એક કાને સાંભળવું, ને બીજે કાને કહાડી નાંખવું.
કાન હેઠ કહાડી નાંખવું, અથવા ગણકારવું નહીં.
આંખ આડા કાન કરવા. જાણીજોઇને આંખ મીંચી જવી.

૨૪૩. ઉંઘ બગાસું મોકલે જા બગાસા તું. ૨

ઉંઘ વેરણ છે.
દોહરો—ઉંઘ બગાસું મોકલે જા બગાસા તું;
તારૂં કહ્યું નહીં માને, તો ઢાળી પાડીશ હું. ૨૯૧

૨૪૪. કાકા મટીને ભત્રીજા થવું. ૬

કાકા મટીને ભત્રીજા થવું. ધરધણી મટીને પાડોશી થવું.
ધરધણી શીઆળીઆં.[1] શેઠ મટીને વાણોતર થવું.
ઉંચે પગથીએથી ઊતરી નીચે પગથીએ બેસવું.
દંતાશા દાતણીઓ થયો, ને સદાવ્રત લેવાને ગયો.

૨૪૫. ઊંટનાં અઢારે વાંકાં. ૬.

ઊંટનાં અઢારે વાંકાં. શેઠ, વાળ ને દાતરડાં એ ત્રણે વાંકાં.
એના સાંધા એટલા વાંધા. ગાંઠે ગાંઠે જુદો.
આઠે ગાંઠે કુમેદ.[2]
ગુંદળી કે શેરડીનો સાંઠો, ગાંઠે ગાંઠે રસ ન્યારો.

૨૪૬. દૂબળું ભૂત કુસકે રળીઆત. ૮

દૂબળું ભૂત કુસકે રળીઆત. કુકડીનું મ્હોં ઢેફલે.[3]
કંગાળ કાકડીએ રાજી. રાવળીઆં ટુકડે રાજી.
ભૂંડ કાદવે રાજી. કીડીને કોગળે પુર.
ભૂત બાકળે રાજી. ઢેડ ઢેખાળે[4] રાજી.

૨૪૭. ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યાં કાઠાં. ૪

ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યાં કાઠાં.
ખુદાએ બનાવ્યા ઊંટ તો માનવીએ બનાવ્યાં પેગડાં.

---

૧ શીઆળીઆં=આહાર ભટકનારાં. ૨ આઠ ગાંઠા ઘોડાના, ચાર આગલા ને ચાર છલાપા પગના. ૩ રાજી. ૪ ઢેખાળો=પાકી ઇંટના કકડા, રોડાં.

હરાડી ભેંસને ગળે ડહેરો.[1]
ખોલીએ બાંધે, ત્યારે છુટવાની બારી રાખી ખોલે.

૨૪૮. ફુટેલા કુલ્લામાં ઘી ભરવું. ૮

ફુટેલા કુલ્લામાં ઘી ભરવું. આડે માણે[2] ભરવું.
કુવો ઊંડો ને ફાટેલી ખોખે પાણી ભરવું.
ચારણીમાં પાણી ભરવું. કાણા ઘડાથી પાણી સીંચવું.
કુપાત્ર આગળ છાની વાત કરવી, તે વરઘોડો ચડાવે.[3]
નાદાન પાસે છાની વાત તે ધજા બાંધે.[4]

ચોપાઈ—આંધળો સસરો ને શણગટ વહુ, કથા સાંભળવા ચાલ્યાં સહુ,
સાંભળ્યું કશું ને સમજ્યાં કશું, આંખનું આંજણ ગાલે ઘસ્યું;
ઊંડો કુવો ને ફાટી ખોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૨૯૨

૨૪૯. મીઆં મહાદેવને બને નહીં. ૮

મીઆં મહાદેવને બને નહીં. બાપે માર્યા વેર.
ઊંદર બિલાડીના જેવો મેળ. બારમો ચંદ્રમા.
ઊભા રહ્યા બને નહીં. મ્હોં દીઠું ગમે નહીં. આંખો વઢે.
ચોરને ને ચંદ્રમાને વેર. ઘુવડને ને સૂર્યને વેર.

૨૫૦. એકડા વગરનાં મીંડાં. ૭

એકડા વગરનાં મીંડાં.[5] એક રતી[6] બિન એક રતીકા.
વર વગરની જાન. સરદાર વગરની ફોજ.
પાણી વિના પાણી જેવો. મીઠા વગરનો.

સવૈયો—રતી બિન રાજ, રતી બિન પાટ, રતી બિન છત્ર નહીં એક ટીકા,
રતી બિન સાધુ, રતી બિન સંત, રતી બિન જોગ ન હોય જતીકા;
રતી બિન માત, રતી બિન તાત, રતી બિન માનસ લાગત ફીકા,
કવિ ગંગ કહે સુન શાહ અકબર, એક રતી બિન એક રતીકા. ૨૯૩

૨૫૧. એકથી બે ભલા. ૬

એકથી બે ભલા. એકનું ઓસડ બે.
ચાર ગળ્યા એટલે ચોરનો ભય ટળ્યો.

---

[1] લાકડાનો લાંબો કટકો દોરડેથી બાંધી ગળામાં નાંખે છે તે. [2] દાણાનું તોલ કરવા સારૂ નગના આકારનું માપ થાય છે. તેમાં દશશેર માપ તે માણું કહેવાય છે. તે આડું રાખી ભરે ત્યારે તેના પેટાળ ઉપર એકે દાણો રહી શકે નહીં. [3] પેટમાં રહે નહીં. [4] જાતમાં જાહેર કરે. [5] તે કાંઈ આંકડો જ નહીં. [6] સ્ત્રીનું તેજ અથવા પાણી.

દોહરા—કર્યું ન નીપજે એકથી, ફોકટ મન ફુલાય;
કમાડ ને તાળું મળી, ઘરનું રક્ષણ થાય. ૨૯૪
જોઇએ તેમાં એક પણ, ઓછે નહીં નીભાય;
પાયા, ઈસો ઉપળાં, મળી ખાટલો થાય. ૨૯૫
બે જણ નીમ્યા હોય ત્યાં, એકે સરે નહીં અર્થ;
બે કમાડને બારણે, વાસ્યું એક તો વ્યર્થ. ૨૯૬

૨૫૨. ગાળ એક દઈને દશ સાંભળવી. ૯

(નીચને બોલાવવાથી ગેરફાયદા વિષે.)

ગાળ એક દઈને દશ સાંભળવી. કોઠી ધોઈ કાદવ કાહાડવો.
રાણીને બોલાવી ચોરે બેસવું. દાસીને બોલાવી ખુણે પેસવું.
ગારામાં પથરો નાંખીએ તે છાંટા ઊડે ને લુગડાં બગડે.
ગાળે ગુમડાં થતાં નથી. એઠને છેડીને ઉતાર જેવું થવું.
ગાળ દે તેનું મ્હોં ગંધાય. ભાંડે તે ભંડાય, નિંદે તે નિંદાય.

૨૫૩. પરોણીને નાતરે દેવી. ૬

પરોણીને નાતરે દેવી. વાતની કરનારીને વેહેલમાં બેસારવી.[1]
બેઠાં બાઈ તો કરો સગાઈ. વાત કર્યાની ગુન્હેગારી લેવી.
વાત કરતાં ગળે પડવું. પૂછ્યાની પૂછામણી માગવી.

૨૫૪. હાટડી નાની ને હરકત ઘણી. ૧૭

હાટડી નાની ને હરકત ઘણી. ઘર નાનું પણ ગડબડ મોટી.
ખાનાંપીનાં બેરસલ્લા, ધીંગાણા બહોતેરા.
ઘડીની નવરાશ નહીં, ને પૈસાની પેદાશ નહીં.
હગવું થોડું ને પપડાટ બહુ. ચકલી નાની ને ફડકો મોટો.
પુંછબાઇનો પરિવાર.[2] હીરજી ગોપાળ કામમાં ને કામમાં.
કામ કાંઈ નહીં ને ફુરસદ ઘડીની નહીં.
ધંધો થોડો ને ધાંધલ ઘણી. જંઇની કમાણી નહીં ને આવ જા વધારે.
કામમાંને કામમાં, હડીઓ કહાડે ગામમાં.
કાણો કારભાર, ને આંધળો રોજગાર. વૈકુંઠ ન્હાનું ને ભકતોની ભીડ.

---

૧ વેહેલ એટલે વરરાજા અગર પરણનાર પુરૂષને બેસવાની ગાડી. એક સ્ત્રી બીજી કોઈ સ્ત્રીના વેવિશાળ વિષે વાત કરવા આવી, તેને જ સ્ત્રી કરી લેવી. તે વાતની કરનારીને વેહેલમાં બેસારી. ૨ મૂર્ખ પરિવાર તેથી ધાગડીઓ બહુ કરે.

પેડમાં માલ નહીં, ને પાદ માય નહીં.
દોઢિયાંની કમાણી નહીં, અને પળની ફુરસદ નહીં.
કાણો કામમાં, ને આંધળો વેપારમાં.
Great boast, small roast.

૨૫૫. જેણે રાખી લાજ(શરમ) તેનું બગડ્યું કાજ. ૧૦

જેણે રાખી લાજ,[1] તેનું બગડ્યું કાજ.
જેણે મૂકી લાજ, તેને નાનું સરખું રાજ.
જેણે રાખી શરમ, તેનાં ફુટયાં કરમ.
સનસમાં[2] ગાભણા થઇએ નહીં.
સનસમાં લેવાણો તે મુવો. શરમ કરે નરમ, ભરમ કરે ગરમ.
આહાર વ્યવહારમાં શરમ ચાલે નહીં. હરખે હગાણા થૈએ નહીં.
આહાર વ્યવહારે શરમ મૂકે તે સુખી થાય.
સાખી–ભાણે બેસી ભુખ્યો ઉઠે, ચાકરની રાખે માજા;
ઘરની બાયડીથી શરમાય, તે મૂર્ખનો રાજા. ૨૯૭

૨૫૬. એક ઘાએ કૂવો ખોદાય નહીં. ૪

એક ઘાએ કૂવો ખોદાય નહીં. એકદમ લાડવો ખવાય નહીં.
આખું કોહોળું શાક ન થાય. કોળીએ કોળીએ ઝાકું જમાય.
Rome was not built in a day.
Expect not all at once.

૨૫૭. એક દહાડે બે પર્વ. ૭

એક દહાડે બે પર્વ. એક રાંડ ને સો સાંઢ.
ઝાઝે કાગડે ઘુવડ વીંટયું. દીકરો એક ને દેશાવર ઘણાં.
સાત વાર ને નવ તહેવાર. બાડા ગામમાં બે બારસ.
દિવસના કલાક ચોવીસ, ને કામ ચાળીશ કલાકનું.

૨૫૮. દિવાળીનું દારૂખાનું ને પૈસામાં પલીતો. ૮

દિવાળીનું દારૂખાનું ને પૈસામાં પલીતો.
એક દહાડાની શોભા, ને જન્મારાની ઓજા.[3]

---

૧ લાજ અથવા શરમ એટલે દબાઈ જવાનો તથા સામા માણસને જોઈ આંખમાંથી શરમાઈ જવાનો ગુણ તેનું નામ "લાજ અથવા શરમ." ૨ સનસ એટલે શરમ.
૩ ઓજા=ગુજરાન, ઠીક.

એક ઘડીની શેખાઈ, જન્મારાનું દુઃખ.
શોભા એટલી ઓભા. નખભર સુખ, ને હાથભર દુઃખ.
કરે વરો ને ઊતરે બરો. ફૂલણજી ફૂલ્યા ને વ્યાજમાં ડુલ્યા.
સાડા ત્રણ દહાડાનો સન્નિપાત.
*Short pleasure, long lament.*
Every pleasure is followed by pain.

૨૫૯. નાને ભડકે દિવાળી ને મોટે ભડકે હોળી. ૩

નાને ભડકે દિવાળી, ને મોટે ભડકે હોળી.
એક દીવે દીવો, ઘણે દીવે દિવાળી.
નાને જમણે જમણવાર, મોટે જમણે શંભુમેળો.

૨૬૦. એક નકટો સો નકટા કરે. ૧૦

એક નકટો, સો નકટા કરે. નકટા પોતાની નાત વધારે.
જોગી વછેર ત્યાં તુમડુ રહે. ખોગીરની[1] ભરતી હોય ત્યાં તરતી થાય નહીં.
બ્રાહ્મણ ભાઈ માગે ને મગવે.
વટલ્યો વટલાવે, બગડ્યો બગાડે. ખરડાયો ખરડે, મરડાયો મરડે.
ડુબતો ડુબાડે. જુઠો સાચાને વટલાવે.
દોહરો—કહાંકો બમન કહાંકો ચંદન, કહાંકો રાણો રાય;
જો બમનકા સંગ કરે, તો જડામૂલસેં જાય. ૨૯૮

૨૬૧. સસ્સેકે તીન પાંઊ. ૭

સસ્સેકે તીન પાંઊ. એક નન્નો સો દુઃખ હણે.
નરો વા કુંજરો વા. કાને હાથ દેવામાં માલ છે.
મગનું નામ મરી ન પાડીએ. ફેરવી બાંધવામાં માલ છે.[2]

૧ ખોગીર=ગુણહીન માણસ.

૨ એક જમાદારનો ઘોડો છૂટીને વગડામાં નાસી ગયો. જમાદાર તેનો પત્તો મેળવવા નીકળ્યા. સામા બે વાણીઆ મળ્યા. તેમને જમાદારે પૂછ્યું, "મારો ઘોડો જોયો?" વાણીઆમાંનો એક નાની ઉમ્મરનો થોડો બીનઅનુભવી હતો તેણે સાચેસાચું કહી દીધું, "હા, ઘોડો નાઠો જાય છે. અમે જોયો." એટલે જમાદારે કહ્યું, "ચાલ બતાવ," સાથેના અનુભવી વાણીઆએ તેથી કહ્યું, "ફેરવી બાંધ." એટલે બીજો વાણીઓ (પ્રથમ બોલનાર) બોલ્યો, "હા જોયો, મોટાં શીંગડાં છે." એટલે જમાદારે કહ્યું, "ઘોડાને શીંગડાં હોય નહીં. કોઈ ગાય ભેંસ હશે;" એમ કહી વાણીઆને જવા દીધો. તેથી વાણીઓ છૂટયો ને રસ્તે પડી પોતાને કામે ગયો. તે ઉપરથી કહેવત થઈ કે, ફેરવી બાંધવામાં માલ છે.

દોહરો–બાવન અક્ષર મેં પડા, નન્ના અક્ષર સાર;
દદ્દાકું જાનું નહીં, લલ્લા અક્ષર પ્યાર.[1] ૨૯૯

One refusal prevents hundred reproaches.

૨૬૨. એકનું થાપ્યું બીજો ઉથાપે. ૬

એકનું થાપ્યું બીજો ઉથાપે. મીઆંબીબી નયા, ઓર કાયદાબી નયા.
રાજ પલટે, દરસરા[2] પલટાય. નવી નવી પ્રીત ને નવી નવી મજા.
ધણી બદલાય, ત્યારે બધી બીછાત નવી. નવા રાજા ને નવી પ્રજા.

New Lords have new laws.

૨૬૩. એક મ્યાનમાં બે તલવાર. ૬

એક મ્યાનમાં બે તલવાર. એક ઘરમાં બે મત.
શીઆળ તાણે સીમ ભણી, ને કુતરૂં તાણે ગામ ભણી.
એક ઘરમાં બહુ મત તે તાણમતાણા થાય.
એક લાકડીએ હાંકે તેનું સરખું ચાલે.
જણ જણનો જુદો મત, તેમાં જાય ઘરની પત.

Two heads in one cap.
Friends may meet, but mountains never greet.

૨૬૪. મરણ આગમે (જોખમ વોહોરે) તે ચાહે તે કરે. ૪

મરણ આગમે તે ચાહે તે કરે. એક મરણીઓ સોને ભારે.
જીવ ઉપર આવે તે કોઇને ગણે નહીં.
જો મોતસે ના ડરે વો ચાહે સો કરે.

૨૬૫. લુટાણા તે રસ્તે જવું નહીં. ૬

લુટાણા તે રસ્તે જવું નહીં. છોકરૂં તે પણ એક વાર છેતરાય.
જે રસ્તે ખત્તા ખાધા તે રસ્તો મૂકી દેવો.
કુતરૂં એક વાર રોટલો લેઈ જાય. ફીર ફીર બનીઆ ગુડ નહીં દેવે.
એક વાર ખત્તા, બે વાર ખત્તા, ત્રીજી વાર માદરબખ્તા.

Confide not in him who has once deceived you.

---

૧ ન "અક્ષર સહુમાં સારવાળો છે. "ના," "દ" અક્ષર એટલે દેવાનું બન્યું નહીં, અને "લ" એટલે લેવામાં મને દોસ છે. ૨ દરસરા=કચેરીનાં માણસો.

**૨૬૬. એ કાંઈ પરમેશ્વરનો દીકરો થઈ આવ્યો નથી. ૫**

એ કાંઈ પરમેશ્વરનો દીકરો થઈ આવ્યો નથી.
એ કાંઈ દેવનો દીકરો નથી. એને બે હાથ ને મારે પણ બે હાથ.
એનામાં જીવ ને મારામાં પણ જીવ.
એના માથામાં લોઢાના ગજ જડ્યા નથી.

**૨૬૭. એને ઓળખે છે કોણ? ૩.**

એને ઓળખે છે કોણ? એ કોની દીકરીનો દીકરો થાય છે?
એની ઓખાદ શી?

**૨૬૮. કાજીજી દૂબળે ક્યું, તો કહે સારે શહેરકી ફીકર. ૪**

કાજીજી દૂબળે ક્યું, તો કહે સારે શહેરકી ફીકર.
પંચાતીઆનાં[1] છોકરાં ભૂખે મરે. દેશનું ડોળે તે ઘરનું ખોળે.
મફતની પારકી પંચાતમાં શું વળે, કે છોકરાં મોટાં થાય?

**૨૬૯. કાચા કાનનું તે નહીં સાનનું. ૩**

કાચા કાનનું તે નહીં સાનનું. એને કાન છે, સાન નથી.
મોટાને કાન ભર્યા કે ભરમાણા.

**૨૭૦. એ તો ખરો નર છે. ૧૧**

એ તો ખરો નર છે. એ તો સોડ સોડાં છે. એ તો ભડ છે.
એની માએ એને જ જણ્યો છે.[2]
એતો સિંહનું બચ્ચું છે. એને કોઈ ગાંજી શકે તેમ નથી.
એ કોઇનો લીધો ખાધો જાય તેમ નથી.
એની માએ જ સવાશેર શુંઠ ખાધી છે.
એની માએ જ શીરો ખાઈ હીરો જણ્યો છે.
એ તો ઊડતાં પંખી પાડે છે. એ તો આભને થોભ દે તેવો છે.

**૨૭૧. જન્મના જોગીદાસ ને નામ પાડ્યું ભીખારીદાસ. ૮**

જન્મના જોગીદાસ ને નામ પાડ્યું ભીખારીદાસ.
મીઆં ક્યું રોતે હો? તો કહે, બંદેકી શીકલ ઐસીજ હે.
જબસેં આયે બાલ, તબસેં એઈ હવાલ.

---

૧ ભાંજગડીઆનાં છોકરાં પણ કહેવાય છે. ૨ બીજી માતાઓએ એવો દીકરો જણ્યો નથી.

એ તો જન્મના રોતા છે. જન્મના દુઃખી, ને બખ્તાવર નામ.
એ તો કોઈ દિવસ બે પાનડે[1] થયાજ નથી.
એરડો ઊગે ત્યાંથી જ પોલો.
દોહરો—દાદા મ કર[2] દાખડો,[3] વીરા મ કર વાર;[4]
જે નર મુઓ ન ઘર આંગણે, તે મરે ન ઝાંપા બાહાર. ૩૦૦
It is a poor heart that never rejoices.

## ૨૭૨. એ તો ગર્ભશ્રીમંત છે. ૭

એ તો ગર્ભશ્રીમંત છે. એ તો સોનાના પારણામાં ઝુલેલા છે.
એ તો પાના ફુલાંમાં ઉછર્યાં છે. એ તો અસલ રેશમ છે.
એ તો દોલતમાં આળોટી મોટા થયા છે.
એ તો અસલ અમીર છે. એ તો કર્યા કામના ધણી છે.
He was born with a silver spoon in his mouth.

## ૨૭૩. એ મંગાળે મેશ વળવા દે તેવા નથી. ૧૧

એ મંગાળે મેશ વળવા દે તેવા નથી.[5]
એ કોઇનાં દારિદ્ર ફુંકે તેવા નથી. એક દી ઠરીઠામ બેસે તેવા નથી.
એની ગાં- ભમરો છે. એ તો સદા રમતા ભમે છે.
એ કોઇનું તોળે તેવા નથી. મંગળવારે માંડે ને આદિતવારે રાંડે.
એણે કોઇની ચોટલીએ દોરો નાખ્યો નથી.
એમાં કોઇનો શુક્રવાર થાય તેમ નથી.
એ તો રમતા રામ છે. એ સોમે સાજા ને મંગળે માંદા છે.

## ૨૭૪. પોતીઆં બગડી જાય છે. ૧૩

(બીકણને બીક લાગે તે વખતની સ્થિતિ.)

પોતીઆં બગડી જાય છે. પગમાંથી ધુળ નીકળી ગઈ છે.

---

૧ "એ તો કોઈ દિવસ બે પાનડે થયા જ નથી," એનો ભાવાર્થ:-ઝાડ વાવે કે છોડનું બીજ વાવે ત્યારે પાણી પાવાથી કોંટા ફુટી નીકળે છે ને બે પાનડાં આવે છે તે પણ જ્યારે આવે નહીં ત્યારે જમીનમાં ને જમીનમાં બી બળી ગયું કહેવાય છે. એવું બીજ નમાલું ગણાય છે. તેમ જે માણસ કોઈ દિવસ સુખી થાય નહીં તેને આ કહેવત લાગુ છે. ૨ નહીંકાર બતાવનાર. ૩ મેહેનત. ૪ મદદ. ૫ મંગાળો-ચુલો. એ કોઈ ઠેકાણે ઘણા દિવસ રહે તો ચુલા ઉપર ધુવાડાની મેશ બાઝે. કારણ કે ઝાઝા દિવસ રસોઈ કરવી પડે. પણ એ એવા છે કે રોજ નવાં નવાં ઠેકાણાં શોધે ને નવા ચુલા કરે એટલે ચુલા ઉપર મેશ વળવા દે નહીં અર્થાત્ અસ્થિર મનના માણસ છે.

પેટનો મળ એવો નરમ થઈ જાય છે કે સેકું સેકાને છબતું નથી.
જીવ મુઠીમાં આવી ગયો છે. શીહા વીહા થઈ ગયો છે.
રાડ નીકળી ગઈ છે. એ તો જાણે તેલમાં માંખ ડુબી.
અઠારે ભાઈ એકીલે, દો કોલીકી ઝુકાં.
કોલી ભાઈ કે ઝરડે, મીઆંભાઇકે ખરડે.
મ્હો ઉપર લોટ ઊડે છે. ત્રાશબાકળા થઈ ગયા છે.
લીંડું લીંડાને છબતું નથી.[1] તાક મોકળા રહે છે.

૨૭૫. ગામ ભાગીને (લુંટીને) ચોરાસી (બ્રાહ્મણની) કરવી. ૪

ગામ ભાગીને ચોરાસી કરવી. ભેંસ ચોરીને ખીલાનું દાન કરવું.
એરણ ચોરીને સોયનું દાન કરવું.

દોહરો—શંપની[2] ચોરી કરે, કરે સોયનું દાન;
ઊંટ ચડી જોયા કરે, કેમ નાવ્યું વિમાન. ૩૦૧

૨૭૬. એવું સોનું શું પેહેરીએ કે કાન તુટે? ૭

એવું સોનું શું પેહેરીએ કે કાન તુટે?
એવું ઉનું શું કરવા ખાઇએ, કે મ્હોંમાં દાઝીએ?
ઊંડાં પાણી ને વહુ નાની, એ બધાં દુઃખની નિશાની.

દોહરો—આક ઇંધણ[3] જવ રોટલા, છોરૂ હળીયાં બાપ;
છાપરૂં ચુએ ને નાર કુભારજા, એ પાંચે મળીયાં પાપ.[4] ૩૦૨

ચોપાઈ—પહેલું દુઃખ જે બારણે તાડ, બીજું દુઃખ, પડોસી લબાડ;
ત્રીજું દુઃખ, જે વાંસામાં ચાંદું, ચોથું દુઃખ, જે બઇરૂં માંદું. ૩૦૩
સાંકડું ઘર ને વચમાં વડ, બાપ મૂર્ખ ને છોકરો જડ;
ખાવા ન મળે ને મોટું તડ, માથે ભારો ને આગળ દડ.[5] ૩૦૪

---

૧ બીકને લીધે એવો ઝાડો થયો છે. ૨ શંપ ખેતીના કામનું એક ઓજાર છે તે પાંચ શેર લોઢાની થાય છે. તેવી શંપની ચોરી કરીને સોયનું દાન કરે એટલે પોતે મહાપુણ્યનું કામ કર્યું, માની પરમેશ્વર સ્વર્ગમાં લેઈ જવાને વિમાન મોકલશે એવી આશા રાખીને ઊંટ ઉપર ચડી વાટ જુએ છે કે, કેમ વિમાન આવ્યું નહીં? પણ શાનું આવે?
૩ આક ઇંધણ એટલે આકડાનું બળતણ. ૪ આ દોહરો નીચેની રીતે પણ બોલાય છેઃ—
આકા ઇંધણ જવ ચઠણ, છોરૂ બાપ હળ્યાં;
આંધળી બાયડી ને ઘર ચુએ એ પાંચે પાપ મળ્યાં.
૫ દડ=રેતાળ રસ્તો.

સાખી—તાણી બાંધે પાગડી, દાબી લેવરાવે નખ;
ચાંપી પહેરે મોજડી, એ અણુ સરજ્યાં દુઃખ. ૩૦૫

**૨૭૭. એવો ભોળો કે મૂકી જાય ગાગર ને લેઈ જાય ગોળો. ૭**

એવો ભોળો કે મૂકી જાય ગાગર ને લેઈ જાય ગોળો.
બોર આપી ને કલ્લીઓ કહાડી જાય. ટોપરૂં ખાઇ ને કાચલી આપે.
સોય આપી ને કોશ લઈ જાય. ભેંસ છોડી ખીલાનાં દાન કરે.
બનીઆ એસા ભોળા, કે લવંગમેં પૈસા તોલા.
લંગોટ દેઇને પાઘડી લેઈ લે.

**૨૭૮. ભુંડામાં ભુંડી ચાકરી. ૯**

ભુંડામાં ભુંડી ચાકરી. ચાકરી સબસેં આકરી.
પરાધીન સ્વપ્ને સુખ નાંહી. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, ને કનિષ્ઠ ચાકરી.
ખેતી સદા સુખ દેતી. નોકર ખાય ઠોકર, ને દાસ તે સદા ઉદાસ.

દોહરા—નોકર બિચારા કયા કરે, પરાઈ રોટી ખાય;
ઝુલાય આધી રાતકું જી, જી કરતા જાય. ૩૦૬
ભુંડામાં ભુંડી ચાકરી,[1] તેથી ભુંડો ભાર;
તેથી ભુંડું માગવું, જે સુમ કહેવો દાતાર. ૩૦૭
ચોર[2] શુકન ન ભાવરે, માગણ કણુ ન જાય;
ચાકર બીચારા કયા કરે, જો માલ પરાયા ખાય. ૩૦૮

**૨૭૯. એની લાકડી ને એનો બરડો કે વાંસો. ૩**

એની લાકડી ને એનો બરડો કે વાંસો.
એનું મ્હો ને એનું ખાસડું. એની મોઈ (ગીલ્લી) ને એનો દાંત.

**૨૮૦. એનું ગાડું અટક્યું છે. ૯**

એનું ગાડું અટક્યું છે. તેના ખાટલામાં માંકડ પડ્યા છે.
તરસાળો આવી રહ્યો છે. હવે એને લે મેલ થઈ છે.
વાહાણુ હવે છીપ્યું છે. હવે પોતીઆં હાથમાં રહ્યાં છે.

---

૧ કુંયા મ કર કાસદુ આમ પણ બોલાય છે. ૨ ઘેરથી બહાર નીકળવામાં ચોરને શુકન સારાં ન થાય તો જાય નહીં. માંગણની મરજી પડે ત્યારે ઘર મૂકી બહાર જાય કે ન જાય પણ ચાકર બીચારો શું કરે જે પારકો માલ ખાય? તેને જ્યારે હુકમ થાય ત્યારે ઘર મૂકી બહાર જવું પડે. માટે ચોર કરતાં, માંગણ કરતાં ચાકર કનિષ્ઠ.

ગાલ્લી ધાંચમાં પડી છે. હવે ઉધ આવે તેવું નથી.
હવે બારે ખુણાં છે.

૨૮૧. એનું ગાડું ઠીક ચાલે છે. ૪

એનું ગાડું ઠીક ચાલે છે. અત્યારે ટાંક લીલી છે.
એનું કામ સરાડે ચહડ્યું છે. અત્યારે તો વેપાર ધારે ચાલે છે.

૨૮૨. મન હીંડોળે ચડ્યું છે. ૭

મન હીંડોળે ચડ્યું છે. મન સ્થિર નથી. હજી જીવ ચકડોળે ચહડ્યો છે.
એનું મન ઢચુપચુ છે. અત્યારે દિશા સૂજતી નથી.
મનને અવઢવ રહે છે. અત્યારે મત મુંઝાણી છે.
*He knows not on what leg to dance.*

૨૮૩. કપાસીએ કોઠો ફાટે નહીં. ૩

કપાસીએ કોઠો ફાટે નહીં.[1]
ખીચડી કહે મેં આવન જાવન, રોટી કહે મેં મજલ પહોંચાવન;
દાલભાતકા સફલા ખાના, ઉસકે ભરોંસે ગામ ન જાના.

૨૮૪. ધણીરે ધણી મારા નિધણુ ધણી, તું બેઠાં મારે ચિંતા ઘણી. ૮

ધણીરે ધણી મારા નિધણુ ધણી, તું બેઠાં મારે ચિંતા ઘણી.
ખીચડ ખાયા, પેટ કુટાયા, તેરે રાજમેં ક્યા સુખ પાયા?
કાળા દાંત ને કથીરનો ચુડો, તું કરતાં મારે રંડાપો રૂડો.
ધણીરે ધણી તેરે ક્યા ગુણ ગાઊં, રૈંટીએકી લાટ તેરી પીઠમેં બાઊં?
ધણીરે ધણી તારી ધમક ઘણી, લાવ્યો તારે મૂળાની પણી;
ભુંડા ધણીએ ભવ બાળવા, લેરે રાંડ સેતાનની જણી.
દોહરો—ધણી મારો લાડકો, પાંચ પરાયાનું ખાય;
છ મહિને માથું બોડાવે, ને વરસ દહાડે નાહાય. ૩૦૯
ચોપાઈ—આવોરે મારા નિધણુ ધોરી, તમે લાવ્યા બેંગન ચોરી;
ઘરમાં નથી તેલ એક પળી, તમને જોઇને ઉભી બળી. ૩૧૦

૨૮૫. કપાળે કપાળે જુઈ મત, પણ રોટલા ટાણે એક મત. ૭

કપાળે કપાળે જુઈ[2] મત, પણ રોટલા ટાણે એક મત.
મુંડે મુંડે મતિર્ભિન્ના. કોઠે કોઠે બુદ્ધિ જુદી. કોઠે કોઠે કળા જુદી.

૧ હલકું ભોજન વધારે લેવાય તો પણ અજીર્ણ ન થાય. ૨ જુઈ=જુદી.

કબાડા[1] ટાણે તેરીબી ચુપ ને મેરીબી ચુપ.
જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ. જેટલા મુનિ તેટલા મત.
Many men, many minds.

૨૮૬. પાપનાં ખડખડિયાં બોલ્યા વગર રહે નહીં. ૯

પાપનાં ખડખડિયાં બોલ્યા વગર રહે નહીં.
પાપ પ્રકાશ્યા વગર રહે નહીં. પાપીનું અંતઃકરણ તેને ડખે.
પાપનો ઘડો ફુટયા વગર રહે નહીં.
પાપ હડકાયું છે, પ્રકટ થયા વગર રહે નહીં.
પાપ પિંપળે ચડી પોકારે છે. બહુચરાજીનો કુકડો પેટમાં બોલે.[2]
પાપનો ઘડો ભરાય ત્યારે ફુટયા વગર રહે નહીં.
હરામનો માલ સોંસરો નીકળે.
A pitcher that often goes to well breaks at last.

૨૮૭. ખેંચ પકડ મુજે જોર આતા હે. ૭.

(કમજોર ગુસ્સા બહોત વો માર ખાનેકી નિશાની.)

ખેંચ પકડ મુજે જોર આતા હે. મીઆં પડ્યા પણ ટંગડી ઉંચી.
વાણીઆવાળી તાણ, તે હેઠ સુધી તાણે.
કમજોર ગુસ્સા બહોત, વો માર ખાનેકી નિશાની.
હેડમાં પગ ને મુછે તાર. મળે નહીં પણ મચકો ઘણો.
મનમાં ધશક ઠંડા, પણ ઉપરથી પતરાજ.
His prosperity is fled, but his pride remains.
A little pot is soon hot.

---

૧ કબાડું=નીચું, દુષ્ટ કામ.

૨ "બહુચરાજીનો કુકડો પેટમાં બોલે." એક વાર મુસલમાન બાદશાહની ફોજ ગુજરાતમાં બહુચરાજી માતા આગળ આવી. માતાજીના મંદિરમાં કુકડા ઘણ તેથી મુસલમાનોએ તે કુકડા ખાવાની ઇચ્છા કરી. લોકોના મનની ધર્મ સંબંધી લાગણી દુઃખાયાથી કુકડા નહીં ખાવા સારૂ લોકોએ બહુ કહ્યું, પણ મુસલમાન ફોજે માન્યું નહીં ને કુકડા રાંધીને ખાધા. જેટલા લોકોએ કુકડા ખાધા હતા તેમના પેટમાં કુકડા જીવતા થઇને બોલ્યા, ખાનારા હેરાન થયા ને કેટલાક મરી ગયા. તે ઉપરથી લોકોમાં એવી વાત ચાલી કે, અધર્મને માર્ગે ચાલી કુકડા ખાધા માટે પેટમાં બોલ્યા. તે ઉપરથી કહેવત થઇ કે, "બહુચરાજીનો કુકડો પેટમાં બોલે," એટલે પાપ નડ્યા વગર રહે નહીં.

૨૮૮. મૂકીએ ખસતું તો આવે હસતું. વાર્યા ન વળે, હાર્યા, વળે. ૧૧

મૂકીએ ખસતું, તો આવે હસતું. થાકે ત્યારે પાકે.
વાર્યા ન વળે, હાર્યા વળે. સન્મુખના ન ખાય, પીઠના ખાય.
સમા રહ્યા દૂધ ન પીએ, તે વાંકા રહ્યા મુતર પીએ.
ડુંગળી ને ખાસડાં બન્ને ખાય ને દંડ પણ આપે. હાજના ખાળીને રહે.
કાંઈ ઉપાય ન ચાલે ત્યારે આફરડા ઠેકાણે આવે.
કુતરૂં કરડયું, ને ખાસડાં પણ વાગ્યાં.

દોહરા—બહેતેકું બહેનેદીઓ, મત સમજાવો ઢોર;
સમજાયા સમજે નહીં, તો દો જુતે દો ઓર. ૩૧૧
બહેતેકું બહેતા કરો, મત લગાઓ દોર;
કહા ન માને ઓરકા, દો ધક્કા દો ઓર. ૩૧૨

What reason and candeavour cannot bring about, time often will.

૨૮૯. વિવાહનાં ગીત વિવાહમાં ગવાય. ૧૦

વિવાહનાં ગીત વિવાહમાં ગવાય. હાથી રાજદરબારે શોભે.
કમોસમનાં કંકોડાં સ્વાદ આપે નહીં.
વિવાહનાં ધોળ વિવાહમાં શોભે. ઢોલી નગારચી વરઘોડામાં શોભે.
નાતરામાં ધોળ નહીં, ને ખીચડીમાં ગોળ નહીં.
વખતે સહુ સારૂં લાગે. દરેક ચીજને માટે વખત[1] છે.
વિવાહમાં વાજાં ને મરણમાં આઝા.[2]

દોહરો—રતે આવે મોગરો, રતે આવે ફૂલ;
રત વગર જે લેઇએ, તે બધું ધૂળ. ૩૧૩

Everything is good in its season.

૨૯૦ કર્યું તે કામ ને વિંધ્યું તે મોતી. ૬

કર્યું તે કામ ને વિંધ્યું તે મોતી. કર્યું તે ખરૂં, ને કરશું તે ખોટું.
કર્યું તેટલું કરવું મટયું.
કુકડસુકડ કેટલો ભાર, તો કહે એક ઉતાર.

૧ વખત=પ્રસંગ. ૨ આઝો=ગાતાં જવું ને છાતી કુટવી.

કામ કરનારનોજ ભાવ પૂછાય. કામ કર્યાં તેણે કામણ[1] કર્યાં.
Business is the salt of life.

૨૯૧. કરવી ખેતી તો જોડ ગાડું, કરવી વઢવાડ તો બોલ આડું. ૭

કરવી ખેતી તો જોડ ગાડું, કરવી વઢવાડ તો બોલ આડું.
જેની સાથે બને નહીં તેનાં હજાર ખોતરણાં કહાડે.
તેં ગાળ દીધી નહીં હોય તો તારા બાપે દીધી હશે.
છીંકતાં છીંડું પડે. છીંકતાં દંડે.
તેરી ભેંસે મેરી ખીજ્જાં પાડી. જેનો દોષ વસે તેનાં છીબકાં જોવાય.
He that is disposed to quarrel, will never want occasion.

૨૯૨. કલાલની દુકાનમાં બેસી દૂધ પીએ, તોપણ કહેવાશે કે દારૂ પીધો. ૨

કલાલની દુકાનમાં બેસી દૂધ પીએ, તોપણ કહેવાશે કે દારૂ પીધો.
તાડી હેઠ બેસી ગંગાજળ પાન કરે, તોપણ કહેશે કે તાડી પીધી.

૨૯૩. સ્થાન પ્રધાન, બળ નહીં પ્રધાન. કામેથી ઊતર્યો કામોરો, વેશ્યા જોબનહીન. ૯

સ્થાન પ્રધાન, બળ નહીં પ્રધાન[2].
કામેથી ઉતર્યો કામોરો, વેશ્યા જોબનહીન (બન્ને બરોબર).
સ્થાનક બેઠો સિંહ, હોય વનમાં તો હરણું.[3]
ખીલાને જોરે ભેંસ કુદે છે (ઝુઝે છે). ઝાડને નામે ફળ વેચાય છે.
ઉતર્યો અમલે માણસ કોડીનું.

---

1 કામણ=વશીકરણ.

વાત

2 એક વાર શંકર કૈલાસમાં દિગંબર સ્થિતિમાં બેઠા હતા ત્યાં એક પાર્ષદે આવી જાહેર કર્યું કે, શ્રી વિષ્ણુ ગરૂડે ચઢીને આવે છે, એટલે શંકર ઉતાવળમાં ઊભા થયા. પાસે વસ્ત્ર નહોતું તેથી કેડમાં નાગનો કંદોરો પહેરી માંહે મૃગછાલા લટકાવી વિષ્ણુને મળવા ચાલ્યા. શંકર વિષ્ણુને મળે છે તે વખતે કેડનો સર્પ ગરૂડના મ્હોં લગભગ આવી ગયો. એટલે સર્પે ફુંફાડા મારી ગરૂડ ઉપર હુમલો કરતો હોય તેવું જોર બતાવ્યું. ત્યારે ગરૂડ કહે છે, શું કરૂં તું તો મારો આહાર છે પણ સ્થાન ફેર છે એટલે શંકરની કેડમાં તું છે માટે જોર કરે છે તે સહન કરવું પડે છે, તે વખતે ગરૂડે કહ્યું:-

"સ્થાનં પ્રધાનં, ન બલં પ્રધાનં."

3 વાણીઆને સારૂ આ કહેવાય છે.

તેરી શરમ કે તેરે મીઆંકી ગાદીની શરમ.
સ્થાનહીન ન શોભંતે, દંતા, કેશા, નખા, નરા.

દોહરો—કસબે તુર્ક[1] ન છેડીએ, બજારે બકાલ;
વગડે જટ ન છેડીએ, ઉનાળે અંગાર. ૩૧૪

## ૨૯૪. ભલાની દુનિયાં નથી. ૫

ભલાની દુનિયાં નથી. મીઠાં ઝાડનાં મૂળ સૌ ખોદે.
ખુબી ઉપર ખાસડાં ને નકી ઉપર પેજાર. નમે તેને સૌ દમે.
જો કરતે ભલાઈ, તો આંખમેં ડાલતે સલાઈ.[2]

## ૨૯૫. હલાલમાં હરકત, હરામમાં બરકત. ૧૧

હલાલમાં હરકત, હરામમાં બરકત.[3]
પતિવ્રતા ભૂખે મરે, કસબણને ઘીકેળાં.
કસાઈને ઘેર કુશળ, ધર્મીને ઘેર ધાડ. ગાંડાને ગામ, ડાહ્યાને ડામ.
જીસકી દાનત પાક, ઊસકે ઘરમેં ખાખ.
જીસકી દાનત ખોટી, ઊસકે ઘરમેં રોટી.
ઇમાનદાર ભૂખે મરે, બેઇમાન ખાય લાડુ.
સતીને સાડી નથી મળતી, ને વેશ્યા પટકુળ પેહેરે.
ધર્મીને ઘેર ધાડ, પાપી પરમાનંદમાં પસાર.

દોહરો—ખુશામતિયા ખુશી રહે, ભલા ફરે બેહાલ;
પતિવ્રતા ભૂખે મરે, એવો કળિયુગ હાલ. ૩૧૫
પતિવ્રતા ભૂખે મરે, કસબણ ખાય લાડુ;
ગાંડીઆ ઘોડે ચડે, ને મરદ ખેંચે ગાડું. ૩૧૬

## ૨૯૬. કહેતાબી દિવાના, સુનતાબી દિવાના. ૪

કહેતાબી દિવાના, સુનતા બી દિવાના.

---

૧. તુર્ક=એટલે મુસલમાન. તુર્કસ્થાનથી આવેલા માટે કેટલાક મુસલમાનોને તુર્ક કહેવાની સાધારણ રીતે ટેવ પડી છે. કસબો એટલે મુસલમાન સીપાઇઓને રેહેવાને ગામનો ભાગ તે કસબો કહેવાય છે. તે કસબામાં તુર્કને છેડવો નહીં. બજારમાં બકાલને એટલે વાણીઆને છેડવો નહીં, કારણ ત્યાં વાણીઆ એકઠા તરત થાય ને જોર વધી જાય. જંગલમાં જટ એટલે ભરવાડને છેડવો નહીં. આ બધાં સ્થાનનું જોર સૂચવે છે.

૨ સલાઇ=સળી. ૩. આ કહેવત ઈશ્વરી નિયમથી ઉલટી છે. પણ લોકો સારા માણસને આડે રસ્તે દોરવાને વાપરે છે.

વાત કાને આવ્યા ભેગી હડી કરવી તે મૂર્ખાઈ.
વાત સાંભળી તોલ કરવો.[1]
સોરઠો—કડીએ નાથીએ નાગણી, હાથી હેડમાં હોય;
પણ ફીડી પીંજર પડી, સાંભળી નથી સામળા. ૩૧૭

૨૯૭. વાતે પાડા ગાભણા કરવા. ૭

વાતે પાડા ગાભણા કરવા.
વાતે પાપડ, વાતે વડી, વાતે વહુ ગધેડે ચડી.
એ તો કહેનેકે, કરનેકે કુછ નહીં. કરવું ને મરવું બરાબર છે.
અમે તો તાળી વગાડનાર, ખેલ કરનાર બીજા.
વીશા શ્રીમાળીના વિચાર,[2] એ મણ ઘી તાવડામાં બળી ગયું.
વાતનાં ચોસલાં સુકવાં, કાળજે ફ્રચકો કાંઈ નહીં.
Work and not an empty promise will gain the object.

૨૯૮. ચંદરવો બાંધવા સૌ આવે, પણ છોડવા કોઈ ન આવે. ૬

ચંદરવો (માંડવો) બાંધવા સૌ આવે, પણ છોડવા કોઈ ન આવે.
કહેવા સૌ આવે, પણ કરી આપે નહીં કોઈ.
કહેવું સહેલ છે, પણ કરવું મુશ્કેલ.
ચડાવવા સૌ આવે, પણ ભોગવવું પડે પોતાને.
માથે પડે ત્યારે આડે હાથ દેવા કોઈ આવે નહીં.
વરઘોડાના સાજન બહુ મળે, ને વરઘોડો ચડાવે, વરઘોડો ઉતર્યા પછી
કોઈ નહીં.

૨૯૯. કંકાસથી ગોળીનું પાણી સુકાય છે. ૫

કંકાસથી ગોળીનું પાણી સુકાય છે. ક્લેશનું મ્હોં કાળો.
રાતદિવસના કંકાસથી માણસનું મરણ થાય છે.
દોહરા—માર્ગમાં મણિધર, ઘરમાં પેઠા ચોર;
બાયડી બદાખ્વટે ફરે, એ સૌ મરવાના દોર. ૩૧૮
માર્ગ ખેતર ને જુન રણાં, વેરી ભેગો વાસ;
કુટુંબ ક્લેશ ને ભીંત ભોરીંગ, એટલાં કરે વિનાશ.[3] ૩૧૯

---

૧ ખરી છે કે ખોટી. ૨. વિચારને બદલે ખાજલાં વપરાય છે. ૩. માર્ગમાં ખેતર, જુનું રણ (દેવું) માથે ગાજે, વેરી સાથે રહેવું, કુટુંબનો ક્લેશ, ભીંતમાં સાપ રહેતો હોય, તે વિનાશ કરે.

૩૦૦ કાકા મરશો કે? તો કહે ચુમાઇનેજ તો. ૫

કાકા મરશો કે? તો કહે ચુમાઇનેજ તો.
મીઆં મરતે હો કયા? તો કહે જખ મારકે.
મરણ આવ્યું, તે હસ્તાં રોળે, ને રોતાં રોળે.
હવે ઘડીએ ઘુંટ ભરાય છે.
જ્યાં આવી બની ત્યાં કોણ સાસ ધાલે તેમ છે.

૩૦૧. કાગડાની કોટે રતન. ૫

કાગડાની કોટે રતન.[1] કાગડો દહીથરૂં[2] લેઇ ગયો.
પત્થર સાથે રતન પછાડવું. થોરે કેળું બાઝયું. ઉકરડે રતન.
Fortune favours a man more than merits.

૩૦૨. કુતરાના પેટમાં ખીર ટકે નહીં. ૭

કુતરાના[3] પેટમાં ખીર ટકે નહીં. કાગડાની કોટે કંકોતરી.[4]
વાયડાને[5] વાત સોંપવી.
ચાડીઓ ચોરે જઈ ચાડી કરે. અધિકપાંસળીને વાત કરવી.
ધાંયજાને વાત કરી હોય તો તે તુરત ચંદરવો બાંધે.
એના પેટમાં તાંદળજો છબતો નથી.

૩૦૩. પાસો પડે તે દાવ, ને રાજા બોલે તે ન્યાય. ૫

પાસો પડે તે દાવ, ને રાજા બોલે તે ન્યાય.
પડે પાસા ને છતે ગમાર. જ્ઞાનીના ગમો,[6] જેમ નાંખે તેમ સમો.
ફાવ્યો વખણાય. કાજીની મારી હલાલ.

૩૦૪. ઉપજ્યું તેવું નીપજ્યું. મનમાં આવ્યું કે તૈયાર જોઇએ. ૧૧

ઉપજ્યું તેવું નીપજ્યું. મનમાં આવ્યું કે તૈયાર જોઇએ.
તલ ખાધા ભેગી ગાં– ચીકણી થઈ. ધા ભેગા કીડા.
હાગી કે લાગી. ચડ રોટી પડ પેમાંટ.
ચટ મંગણી ને પટ વિવાહ.

---

૧ એ બધી નવાઇની અગર અયોગ્ય બનાવદર્શક છે. ૨ કરૂપવર રૂપાળી કન્યા વરી જાય તેને લાગુ પડે છે. ૩ સ્વાભાવિક વાત એ છે કે બીલાડીના પેટમાં ખીર ટકે નહીં, કુતરાં તો ચોરીને ખીર ખાય છે અને તે ઓકતાં નથી. ૪ બહુ બોલાને કહેલી વાત જગજાહેર થાય. ૫ તે આખા ગામમાં કરે. ૬ ગમો એટલે સીતાર, સારંગીના તાર તંગ કે ઢીલા કરવાની લાકડાની ખીંટીઓ.

લાવ ઘોડો ને ચડાવ વરઘોડો.     ચટપટ જોઇએ.

ચઢ સુલા ખાણિં.     ચટ રોટી ને પટ દાળ.

૩૦૫. વાછડી વરતમાં ડુલી. ૨

વાછડી વરતમાં[1] ડુલી.  ઘર વ્યાજમાં ખોયું.

૩૦૬. ઈશ્વરી ન્યાય એની મેળે ઉતરે છે.  કાગનું બેસવું ને તાડનું પડવું. ૧૧

ઈશ્વરી ન્યાય એની મેળે ઉતરે છે.     કાગનું બેસવું ને તાડનું પડવું.

આંખ ફુટનારી ને ઝોંકો વાગનાર.

કાલી કુત્તી મરને વાલી, ઓર મીઆંકુ જસ આને વાલા.

બગાસું ખાતાં સાકરને ગાંગડો આવી ગયો.

પ્રભુની લાકડીનો ફડાકો વાગે નહીં.

લાગનાર થાય ત્યારે ગેબની ગોળી લાગે.

દૈવ દોષ લેતો જ નથી.     આંધળાનો ધા પાધરો આવ્યો.[2]

---

૧. વરત એટલે ઢોર ચારનારને માસિક કે વાર્ષિક રકમ અગર દાણા આપવાના તે વરત. તે આળસમાં અપાયા નહીં તેથી વરત ચડી ગયું. તેમાં વાછડી તે ચારનારને ઘેર રાખેલી તેની કીમત જેટલું વરત ચડ્યું. એટલે તે વાછડી ભરવાડે વરતમાં રાખી.

### આંધળાનો ધા પાધરો

૨ ટીડો જોશી કરીને એક જોશી હતો. તે પોતાને સાસરે બીજે ગામ જતો હતો. રસ્તામાં એક રખડતો બળદ જોઇ વગડાઉ વેલા લેઇને એક ઝાડને ઠુંઠે બાંધ્યો ને પોતે સાસરાને ઘેર ગયો. સાસુ રોટલા ઘડતી હતી તેના ટપકારા ઉપરથી તે રોટલા ઘડાયા એવું ટીડે જાણ્યું. પછી સાસુએ નવ રોટલા પીરસ્યા, ત્યારે જોશી બોલ્યા, ‘ટપ તેર ને નવ કાં?’ (ટપકાં તેરનાં થયાં ને મને નવ કેમ પીરસો છો.) ત્યારે સાસુ બોલ્યાં, ‘ચુપ, ચાર છાસમાં’ (ચુપ રહો, ચાર રોટલા છાસમાં ખાવા આપીશ.)

તેર રોટલા ટપકા ઉપરથી ટીડા જોશીએ ગણેલા તે વાત સાસુ જાણતી નહીં હોવાથી સાસુએ ધાર્યું કે રસોડામાં રોટલા ઘડ્યા ને જોશીએ જાણ્યું તે કાંઇક વિદ્યા તેની પાસે ખરી. માટે સાસુએ ટીડા જોશીના સસરા પાસે વાત કરી કે, ‘ટીડા જોશીમાં જ્યોતિષ વિદ્યાનું અદ્‌ભુત જ્ઞાન છે.’ ત્યારે સસરાએ પોતાનો ખોવાયલો બળદ કયાંથી જડશે એ પ્રશ્ન પૂછ્યો. ટીડા જોશીએ ‘જ્યોતિષ વિદ્યાની રીત પ્રમાણે વિચારવાનો ઢોંગ કરીને કહ્યું કે, ‘અમુક દિશાએ જાઓ ત્યાં જડશે.’ કેમકે જોશીએ પોતે બળદ બાંધેલ હતો તે દિશા બતાવી. તે દિશાએ જતાં વગડામાં બળદ જડ્યો, અને જોશીની આબરૂ બહુ ફેલાઈ.

તે વખતે રાજાનો એક હાર ખોવાયલ હતો તેથી રાજાએ હુકમ કર્યો કે, ‘ટીડા જોશીને કેદ કરીને અહીં લાવો ને તેને કેદ તરીકે દરબારના મહેલમાં રાખો ને પૂછવું

આંધળાના ધાથી કોઠું પડ્યું.
નાંખે અવળા ને પડે સવળા (પાસાનો દાવ).
૩૦૭ માર તોપ ખુદા સચ્ચા હૈ. આપે તેને રામ. ૮
માર તોપ ખુદા સચ્ચા હે. આપે તેને રામ.
દરિયેમેં દોટ રખનેવાલા રામ હે. લાગ્યું તો તીર નીકર તુક્કો.
સુરદાસકી ટીકી લગી તો લગી, નહીં તો રામધુન મચાઈ હે.
પરમેશ્વરનું નામ લેઈ, દીકરા ચહડી જા શૂળી ઉપર.[1]

---

કે 'હાર ક્યાં જડશે.' રાજાને તો જ્યોતિષ વિદ્યામાં શું માહાત્મ્ય છે તે જોવું હતું તેથી એક ઓરડામાં તેને સુવાડયો. ટીડા જોશીને ફીકર લાગી કે, 'હવે મારૂં શું થશે' તેથી ઉંઘ આવી નહીં એટલે જરા જોરથી બોલવા માંડ્યું, "નિંદરડી આવ, નિંદરડી આવ, નિંદરડી આવ." જોશીનો મહિમા તો ગામમાં વધ્યો હતો તે આખું ગામ જાણે, તેથી નિંદરડી કરીને રાજાની એક દાસી હતી જેણે એ હાર લીધો હતો તેણે સાંભળ્યું કે, જોશી તો "નિંદરડી નિંદરડી" બોલે છે માટે તે હાર મારી પાસે છે એમ જોશી જાણી ગયા છે માટે તે હાર મારી પાસેથી નિકળશે તો મારા ખુરા હાલ થશે, એવી બીકથી તે દાસી હાર લાવીને ચુપકીથી જોશીની બાજુમાં મૂકી ગઈ. સવારે જોશીએ હાર લઇ રાજાને આપ્યો, રાજા ખુશી થયા અને જોશીને સારૂં ઇનામ આપ્યું.

પછી રાજાના મનમાં આવ્યું કે જોશીની પરીક્ષા વધારે કરવી તેથી જોશીને રજા નહીં આપતાં રોકીને રાજાએ પોતાના હાથમાં, જેને કાઠિયાવાડમાં ટીડ કહે છે તે રાખીને જોશીને બોલાવ્યો ને પૂછ્યું કે, મારા હાથમાં શું છે? ત્યારે જોશી બોલ્યા:

ટપ ટપ કરતાં ગણી પોળી, ડુંગર ચાલતાં દીઠો ડોળી;
નિંદરડીએ આપ્યો હાર, મૂક રાજા ટીડાનો ખ્યાલ.

જોશીએ તો માગણી કરી કે, "હવે ટીડા જોશીનો એટલે પોતાનો ખ્યાલ મૂક" પણ રાજા સમજ્યો કે, મારા હાથમાં ટીડ છે તેને છુટો મૂકી દે એમ જોશી કહે છે માટે જોશી ખરો વિદ્વાન્ છે એમ સમજીને ટીડને હાથમાંથી છોડી દીધું ને જોશીને ફરી ઇનામ આપ્યું. એમ ટીડા જોશીનો ધા પાંસરો ઊતર્યો. એ ભાગ્યની માયા છે એ દાખલો ટીડા જોશીનો ચાલે છે.

### ૧. પરમેશ્વરનું નામ લેઈ દીકરા ચહડી જા શૂળીપર

કોઈ એક ધનવાન વાણીઓ તથા તેની સ્ત્રી ઘરમાં રાત્રે સુતેલાં હતાં ત્યાં અર્ધરાત વીત્યા પછી એક ચોર છાપરૂં ફાડી ઘરમાં ઉતરતો હતો. વાણીએ તેને જોયો અને વિચાર કર્યો કે, હવે બૂમ પાડવી વ્યર્થ છે, કેમકે ચોર નજીક આવી ગયો છે ને બૂમ પાડવાથી વગાડી બેસશે.

તેથી વાણીએ પોતાની સ્ત્રીને જગાડી ને કહે જે, 'ઘીનો દીવો કર. આપણે દીકરો નથી ને માતાજીએ સ્વપ્નું આપ્યું છે કે આકાશમાંથી દીકરો ઉતરશે, માટે ઉઠ દીવો

ભલે ખીખી માર ભુસકો, બજાવ સિક્કો, બનતાં બને ખરી.
યાહોમ કરીને ચલો, ફત્તેહ છે આગે.
I will either make a bolt or a shaft of it.

૩૦૮. કાગનો વાઘ કરવો. ૭.

કાગનો વાઘ કરવો.[1] પિંછનો કાગ કરવો.
રજનું ગજ કરવું. રામમાંથી રામ કહાણી કરવી.

---

કર.' ચોરે આ વાત સાંભળી, છાપરા સુધી એક થાંભલો હતો તેને વળગી રહી ચોળ્યો. સ્ત્રીએ ઘીનો દીવો કર્યો ને ઉંચું જોઈ ચોરને દેખી શેઠ પોતાની સ્ત્રીને કહે છે, 'જો છાપરું ફાટ્યું છે ને પેલો દીકરો, જો કેવો મજાનો છે? ઉછરેલ, પાછરેલ, રાધો રતો, શિળી નહીં, ઓરી નહીં, અછબડા નહીં, વાવળી નહીં, વરાદ નહીં ને આપણું ઘર ભરાઈ રહે તેવો છે, જો.' ચોર તે સાંભળી ખુશી થઈ હેઠળ ઉતર્યો. શેઠે આવકાર દેઈ તેને બેસાડ્યો, ને સ્ત્રીને કહે છે કે, 'ઊનું પાણી કર, પછી લાપસી રાંધ.' એમ કરીને શેઠે પોતે પટારો ઉઘાડ્યો, માંહીથી હીરકોરી ધોતીઆ, કસબી પાઘડી, ઊતરી, કંદોરા, વેઢેડું, વિંટી બધું કહાડ્યું. ચોરને ખાતરી થઈ કે, 'હવે હું તો વાણિયાનો દીકરો થયો.' પાણી ઊનું કરી નવરાવ્યો; કંસાર, દાળ વગેરે જમાડ્યો, પછી સારાં લુગડાં પેહેરાવ્યાં, કંકુનો ચાંલ્લો કર્યો. ત્યાં તો સવાર થઈ એટલે શેઠે ચોરને કહ્યું, "ચાલો, દીકરા દુકાને." બન્ને જણ ચાલ્યા. રસ્તામાં કેટલાકે વાણિયાને પૂછ્યું, 'આ કોણ છે?' શેઠ જવાબ દેતા જાય કે, 'મારો દીકરો,' 'તમારે તો કાંઈ છોકરાં નથી ને આ ક્યાંથી?' ત્યારે શેઠ કહે, "પરમેશ્વરે આપ્યો, આકાશમાંથી ઉતર્યો, રાતે આવ્યો." એમ જવાબ આપતા આપતા તો દુકાને આવ્યા. દીકરાને શણગારીને દુકાને બેસાડ્યો છે, જે પૂછતા જાય તેને શેઠ ઉપર પ્રમાણે જવાબ આપતા જાય. પણ શેઠે ગુપ્ત રીતે દરબારમાં ખબર મોકલાવેલ કે, મેં ચોર પકડ્યો છે. તેથી પોલીસના જમાદાર આવ્યા અને પૂછ્યું, 'શેઠ, આ કોણ છે?' "એ તો મારો દીકરો છે." 'ક્યાંથી આવ્યો?' 'આકાશમાંથી' પરમેશ્વરે આપ્યો? એટલે જમાદારે લાકડીનો એક ગોદો શેઠને માર્યો. શેઠ કહે છે, 'ભાઈસાબ, દીકરો છે. તેમાં ગોદા શું મારો છો?' એટલે જમાદારે હુકમ કર્યો કે, 'ચાલો તમે બન્ને દરબારમાં.' એટલે શેઠ તથા ચોર દીકરો બન્ને દરબારમાં ગયા. દરબારમાં ફોજદારે પૂછપરછ કરી ત્યારે શેઠે કહ્યું, "દીકરો આકાશમાંથી ઉતર્યો, છાપરું ફાટ્યું, ને ઘરમાં આવ્યો. પરમેશ્વરે રૂડાં વાનાં કર્યાં, સાબ, સાબ—" ફોજદારે શેઠને મારવા લીધો ત્યારે શેઠ કહે છે, "શું કામ મારો છો, સાબ? તમારી નજરમાં આવે તેમ કરો." આગળના વખતમાં ચોરને માટે સજા શૂળીની હતી તેમ શૂળીની સજા દીકરાને ફોજદારે ફરમાવી એટલે શેઠે તેનું પ્રથમનું ધોતિયું લુગડાં આપ્યાં, ને ઓપેલ પાઘડી કહે જે, "દીકરા ઘરેણું ગાંઠું લુગડાં લાવો, ને બેટા પરમેશ્વરનું નામ લેઈ શૂળી ઉપર ચડવા જાઓ." કહી શેઠ પોતાનો માલ લેઈ ઘેર ગયા ને ચોરને શૂળીએ ચડાવ્યો.

[1] અતિશયોક્તિ કરી વાત કરવી.

વાતનું વતેડું કરવું. વાતનું વતેસર કરવું.
વાતનું વતેસર ને કાંટાનું કટેસર કરવું.
To make a mountain of a mole-hill.

૩૦૯. રાંકમાંથી રાજા કરવો. ૭.

રાંકમાંથી રાજા કરવો. કીડીમાંથી કુંજર કરવો.
પપ્પામાંથી પીરમહમદ બનાવવો. મોવાળામાંથી ગરમર બનાવવી.
ઓખાદ વગર ઊંચપદ છરવાય નહીં.

દોહરા—રંક નિવાજત બનત રાજેશ્વર, ભૂપત બનત ભિખારી;
જીસકે પાંઊમેં પેનીયાં[1] નાહીં, વાકું દીનો કુંજબિહારી. ૩૨૦
જાકે પાંઊ પેનીયાં નહીં, વાકું દેત ગજરાજ;
બિખ દેતે બિખીયા મીલી, ભલે ગરીબનિવાજ. ૩૨૧

૩૧૦. કાગળની હાંડી ચુલે ચડે નહીં. ૭

કાગળની હાંડી ચુલે ચડે નહીં. તુંબડાં બાંધી દરિયો તરાય નહીં.
કાગળની હોડીથી દરિયો તરાય નહીં.
કાગળની કોથળીમાં ઢબુ ભરાય નહીં.
તુંબડાનો ટોપ કેટલી ઘડી ટકી શકે? તકલાદી કામ શું ઝીંક ઝાલે?
આકા ડોકાનો માંડવો.

૩૧૧. ઘેલી સૌ પહેલી. ૯

ઘેલી સૌ પહેલી. પોઠીઆ પેહેલી છાંટ ઊતાવળ કરે.
મોરલે ગાડે મરુબાઈ. ગામ કરતાં ધાંયેજી ઉતાવળી.
વગર આગે બળી મરે. જોરદાર બાયડી છાજીઆમાં કૂદી પડે.
દાહ લાગે ત્યારે સીંચાણો સૌ પહેલો. હોળીનું નાળિયર.[2]
મડદું ઉપડે ત્યારે દુણીવાળો સૌથી આગળ થાય.

૩૧૨. સાત કપુત દીકરે નખોદ ગયા બરાબર. ૮

સાત કપુત દીકરે નખોદ ગયા બરાબર.
પત્થર જણ્યો હોત તો ધોબીને ધોવાના કામમાં તો આવત.
સો કપુતે બાપ વાંઝીઓ. કપુત દીકરો બાપનું નામ બોળે.
કપુત દીકરે કુળ હીણું પડે. કપુત દીકરો કુળમાં અંગારો.

૧ પેનીયાં=જોડા. ૨ આફરડો કૂદી પડે.

દોહરો—કાંણ ઘણાં કાગોલીઆં, કાંણ ઘણા કપુત;
સજજન તો હક્કડ[1] ભલા, હક્કડ ભલા સપુત. ૩૨૨

સવૈયો—પુત કપુત, કુલક્ષણુ નાર, અદેખો પડોશી, ચુગલીઓ દોસ્તદાર;
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, એ ચારોકું ગરદન માર. ૩૨૩

૩૧૩. સપુત દીકરા વિષે. ૨૨

સપુત દીકરા કુળ ઉજાળે. દી વાળે તે દી-કરા, છો વાળે તે છો-કરા.
એક (એક સપુતે) ઉજળા, છત્રીશે ખેંગાર.[2]
સુપાત્ર દીકરો ઇકોતેર પેહેડી તારે. દી વાળે દીકરા, કાં ધોરી કાં ધરા.
એક હજારાં, સોએ બિચારાં.
બાકર બચ્ચાં લાખ, લાખે બિચારાં.
સિંહણુ બચ્ચું એક, એકે હજારાં.
બાપ કરમી તો બેટેકું કાવ, બેટા કરમી તો બાપકું લાવ.
બાપથી સવાઇ, તો સપુત દીકરો કહેવાય.
કુળદીપક, તે સુપાત્ર દીકરો.
બાપનું નામ દીપાવે તે સપુત દીકરો. એક સપુતે બધું કુળ શોભે.

દોહરા—ચીલે ચીલે ગાડી ચલે, ચીલે ચલે કપૂત;
તીનહી ચીલે ના ચલે, અશ્વ, શેર,[3] સપૂત. ૩૨૪
આહક સબે સપૂતકે, સારે[4] કાજ સપૂત;
સબકો ઢાંકન હોત હે, જૈસે બનકો સૂત.[5] ૩૨૫
વિદ્યા સંયુત[6] એકહી, જો કુલ સપૂત હોત;
બંશ[7] ઉદ્દીપન કરત જ્યું, બિધુતેં રેન ઉદ્યોત. ૩૨૬
એકહી પૂત ગુનવંત ભલ,[8] ગુણ વિણુ શત નહીં કામ;
હિમકર[9] એકહી તમ હરે, ઉડગજ[10] કોટ અકામ. ૩૨૭
કહા શોક સંતાપ કત, જો બહુ હોત કપુત;
ભલો એક મનભાવતો, સબ કુલ પાલક પૂત. ૩૨૮
એકહી ભલે સપૂતતેં, સબ કુલ ભલો કહાય;
સરસ સુવાસિન વૃક્ષસેં, જ્યું બન સકલ બસાય. ૩૨૯
સિંહનીકો એક ભલો, ગજદલ[11] ગંજનહાર;[12]
બહુત તન ક્રીસ કામકે, શુકિ[13] તનય હજાર. ૩૩૦

૧ હક્કડ=એક. ૨ બગેલી ઇંટનાં રોડાં. ૩ શેર=સિંહ. ૪ કામ સુધારે. ૫ કપાસ. ૬ સંપાદન કરેલ. ૭ વંશ. ૮ ભલો. ૯ ચંદ્ર. ૧૦ તારા. ૧૧ હાથીનું ટોળું. ૧૨ ભાંજનાર. ૧૩ ભુંડણ.

ચોપાઈ—જે ગુણવાન મનુષ્ય ગણાય, કુળમાં તે દીવો કહેવાય;
હોય હજાર ગણું જર[1] જોર, દીવા વિના અંધારૂ ઘોર. ૩૩૧

સવૈયા—પુત સપુત, સદગુણી નાર, સદગુણી પાડોશી, નિર્મળ દોસ્તદાર;
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, એ ચારોકા જીવો પરિવાર. ૩૩૨

૩૧૪. એવો સાચો કે જ્યાં બોલે ત્યાં ખાય તમાચો. ૮

એવો સાચો કે જ્યાં બોલે ત્યાં ખાય તમાચો.
બહુ સાચું બોલ્યે સત્યાનાશ.
સાચું સર્વ કાળે બોલાય નહીં. સાચા બોલો માએ માર્યો.
હે બાઈ બાડી, છાસ દેજે જાડી;
જેવી તારી વાણી, તેવું છાસમાં પાણી.
સાચા બોલો સગી માને ગમે નહીં. ડાકણને મ્હોએ ડાકણ કહેવાય નહીં.

દોહરો—અંધાને અંધો કહે, કડવું લાગે વેણ;
હળવે રહીને પૂછીએ, શાથી ખોયાં નેણ? ૩૩૩

૩૧૫. કાજીની કુતરી મરી ગઈ ત્યારે આખું ગામ આભડયું, કાજી મરી ગયા ત્યારે કોઈ નહીં. ૫

કાજીની કુતરી મરી ગઈ ત્યારે આખું ગામ આભડયું,
કાજી મરી ગયા ત્યારે કોઈ નહીં.[2]
બે આંખની શરમ. આંખની શરમ મટી, એટલે યારી તુટી.
શરમ જેની પડતી હોય તેની પડે.
જેને આંખ નહીં, (આંધળો) તેને મ્હો શરમ નહીં.

૩૧૬. માણસની પરીક્ષા પંથે કે પાડોસે. ૪

માણસની પરીક્ષા પંથે કે પાડોસે.
માણસ જોઇએ વસીને, સોનું જોઇએ કસીને.
છોલાવીએ ત્યારે હજામની પરીક્ષા. કામ ઉપરથી કારીગરની પરીક્ષા.

૩૧૭. ગુમડું ફૂટયું ને વૈદ્ય વેરી. ૧૦

(ગરજ સર્યા પછી માણસને પરવા નથી રહેતી તે વિષે.)

ગુમડું ફૂટયું ને વૈદ્ય વેરી. ગરજ સરી અમારી, શી પરવા તમારી?

---

૧. જર જોર=પૈસાનું જોર ગમે તેટલું હોય, પણ ગુણવાન પુરૂષ વગર અંધારૂં ઘોર.
૨ કાજીની આંખની શરમ ગઈ.

કામ વખત કાકી, નીકર મૂકે હાંકી.     ગરજ સરી કે મતિ ફરી.
જમતો પરોણો ભેંસ માને.[1]     ગરજકે[2] વાસ્તે ખુદાકું ફુસલાતીથી.
વૈદ્ય, ભુવા ને ડાકલાં વાળા, આવે ચઝ્યા ને જાય પાળા.
દરદ મટ્યું કે વૈદ્ય વેરી.[3]

દોહરો—પડી ગરજ મન ઓર હે, સરી ગરજ મન ઓર;
ઉદેરાજ[4] કહે મનુષ્યકો, ચિત્ત ન રહે એક ઠોર. ૩૩૪

સોરઠો—મતલબ ને મનવાર, લોક જમાડે ચુરમાં;
વિણ મતલબ મનવાર, રાબ ન રેડે રાજીઆ. ૩૩૫

Danger passed, God is forgotten.
Vows made in storm are forgotten in calm.
A fig to the Doctor when cured.
When the cow is old, she is soon sold.

૩૧૮. ગરજે ગધેડાને કાકો કહેવો પડે. ૧૨

ગરજે ગધેડાને કાકો કહેવો પડે.     ગરજુ ગામનો ઓશીઆળો.
ગરજ ભીચારી બાપડી, ગરજે ગોદા ખાય.
ગરજીઉં ને દરદીઉં. ગરજવાનની અક્કલ જાય, ને દરદવાનની શિકલ જાય.
વખત હોવે બાંકા, તો ગધેકું કહેના કાકા.
ગરજવાનને અક્કલ નહીં.     ગરજુ ફુસકાથી સોંઘો.

---

## જમતો પરોણો ભેંસ માને

૧ પરોણો જમવા બેઠો હતો ત્યારે ભોજનને અંતે દૂધ લાવવા ઘરધણીએ કહ્યું. એટલે સ્ત્રીએ જવાબ આપ્યો કે, દૂધ તો નથી, ભેંસ વસુકી ગઇ છે. એટલે પરોણાએ કહ્યું, આપણે ભેંસનું ખાડુ છે, તેમાંથી એક મોકલીશ. પરોણો તેને ઘેર ગયો. પણ ભેંસ મોકલવી ભૂલી ગયો.

ખાડુ=ભેંસનું ટોળું. કાઠીઆવાડમાં આ શબ્દો વપરાય છે. ગાયનું ધણ તેને ટોળો કહે છે. બકરાનું ટોળું તે વાઘ કહેવાય છે. બળદનું ટોળું બાળધું કહેવાય છે.

૨. એક ડોસીનો એકનો એક લાડકો દીકરો માંદો પડ્યો. ઓસડવેસડ કરતાં આરામ ન જણાયો. એટલે ડોસીએ માનતા કરી કે, "ખુદા મેરે બેટકું આરામ કરે તો આભ જીતની બડી રોટી ખુદાકું ચડાઉંગી." દીકરાને આરામ થયો. દીકરે પૂછ્યું, "આભ જીતની બડી રોટી માની હે, લેકીન ઇત્તા બડા રોટી પકાનેકું તવા કહાંસે લાવની" ત્યારે ડોસીએ કહ્યું કે, "ગરજકે વાસ્તે મેં ખુદાકું ફુસલાતીથી."

૩ અરથ સર્યો પછી વૈદ્ય વેરી. ૪ ઉદેરાજ=એક ગોરનું નામ.

ગરજ સાકરથી ગળી. કણકીઆની[1] બાયડી, સૌની ઓશીઆળી.
ઓશીઆળી બિલાડી, ને ઉંદરની લાડી.

સવૈયો—ગરજહી અર્જુન હીજ ભયે, ગરજહી ગોવિંદ ધેન ચરાવે,
ગરજહી દ્રૌપદી દાસી ભઈ, ગરજહી ભીમ રસોઈ પકાવે;
ગરજ બડી ઇન લોકનમેં, ગરજ બિના કોઈ આવે ન જાવે,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, ગરજહી બીબી ગુલામ રીઝાવે. ૩૩૬

Necessity knows no law.
Need makes the old wife trot.

૩૧૯. કૌતુક વગર હસવું હોય નહીં. ૬

કૌતુક વગર હસવું હોય નહીં. કારણ વગર કાર્ય નહીં.
આગ હોય ત્યાં ધુમાડો હોય. થડ વગર શાખા નહીં.
દુઃખ વગર રૂંગું આવે નહીં. પાદ્યા વગર ગંધાય નહીં.
No effect without cause.

૩૨૦. કાળા અક્ષરને કુટી મારે તેવો છે. છતું અર્ધ પણ જાણે નહિં. ૧૦

કાળા અક્ષરને કુટી મારે તેવો છે. છતું અર્ધ પણ જાણે નહિ.
પાટલા ઉપર ધૂળ નાખી હોય ત્યારે ને.[2]
કાળા કાળા મંકોડા. રાતી એટલી ઝીમેલો.[3]
પત્થરનો ભમરડો. બાપ ભણ્યા હતા.
સખી, મારો ધણી એવો ચતુર છે કે પોતાનું લખ્યું પોતે વાંચી શકે નહીં.

દોહરા—દેખાદેખી જે કરે, વણ સમજ્યો વ્યર્થ;
વગર ભણેલો લીટા લખે, એમાં ન સરે અર્થ. ૩૩૭
મૂર્ખ કર પોથી દઈ, બાંચનકું ગુનગાથ;
જયસેં નિર્મલ આરસી, દઈ અંધેકે હાથ. ૩૩૮

You may as well expect a cat to read.
It is all Greek and Latin to me.

૩૨૧. મરીને માળવો લેવાય નહીં. ૧૦

મરીને માળવો લેવાય નહીં. થાય તેટલું કરીએ.
કાંઈ કામ સારૂ મરીએ? કાંઇ સુલા ઉપર ચઢાય છે.

૧ કણકીઆ=(કણક) લોટ માગનારો બ્રાહ્મણ. ૨ ત્યારે આવડે. ૩ એક જાતનાં જીવડાં.

ચાર હાથ થાય છે?[1]

પગે ચલાય તેટલું ચાલીએ, કાંઈ ઊડાય છે.
સીજે તેટલું ફરીએ. શરીર સાચવી કામ થાય.
આભને બાથ ભરાતી નથી. બે હાથે લાડવા ખવાય છે?

૩૨૨. કાંટો કે ત્રાજવું કોઈની શરમ રાખે નહીં. ૩

કાંટો કે ત્રાજવું કોઇની શરમ રાખે નહીં. કાંટો અદલ જોખી આપે.
ધર્મરાજાનો ન્યાય, કોઇની સીફારસ ચાલે નહીં.

૩૨૩. મારવો ઉંદર ને ખોદવો ડુંગર. ૪

મારવો ઉંદર ને ખોદવો ડુંગર. કીડી ઉપર કટક ચડાવવું.
મારવી માંખ ને ચડાવવી તોપ.
ધૂળગજાની વાતમાં વેર મોટું કરી નાંખવું.
Much ado about nothing.
Much pains little gains.

૩૨૪. કીડીને કણ અને હાથીને મણ પરમેશ્વર આપી રહ્યો છે. ૯

કીડીને કણ, અને હાથીને મણ પરમેશ્વર આપી રહ્યો છે.
ખાનાર, પીનારને ખુદા આપે.
ખાનારપીનારનાં નસીબે મળી રહે છે.
પરમેશ્વર કોઇનું અણું રાખતો નથી. દાતારને પરમેશ્વર આપી રહે છે.
ખાનાપીના ઓર ખુશ રહેના. ખાધેપીધે દીવાળી, ઉગરે ઉચાટ.
કીડીને કણ, હાથીને હારો, હંસને મોતી ને દેડકાંને ગારો પરમેશ્વર આપે છે.

દોહરો—દાતાકું હર દેત હે, જહાં તહાંસે આન;
સુમ પાપી બિનતિ કરે, કેશવ ધરે ન કાન. ૩૨૯

૩૨૫. મ્હોમાં આવ્યો કોળીઓ પાછો જાય. ૮.

મ્હોમાં આવ્યો કોળીઓ પાછો જાય. કાંઠે આવેલું વહાણ ડુબ્યું.
હાથ આવેલી બાજી ગઈ. જીતી બાજી હારી બેઠા.
સમુદ્રમાં તરી આવીને ખાબોચીઆમાં ડુબવું.
ઘડ્યું સોનું ધૂળ મળ્યું. કરી કમાણી ખોઈ બેઠા.
છેડા સુધર્યાં તેનું બધું સુધર્યું.[2]

---

૧ જે હાથે થાય તે કરીએ છીએ. ૨ નહીં તો મેળવેલી આબરૂ જતી રહે છે.

There is many a slip between the cup and the lip.
To swallow a whole ox and be choked with the tail.

૩૨૬. સૌ ફીસબ ચોર. ૬

સૌ ફીસબ ચોર[1].
ફીસબ બધો બતાવે કોઈ નહીં. ફીસબ બતાવી શું ભીખ માગવી છે ?
સૌ ફીસબ બતાવે, પણ ગુરૂ ભાગ બાકી રાખે.
કામણ[2] શિખવે, પણ વાલણ પોતાની પાસે રાખે.
તાળું બતાવે, પણ કુંચી કરસનજીને હાથ.

૩૨૭. ધંધાખાર બહુ ભુંડો. ૫

ધંધાખાર[3] બહુ ભુંડો. ફીસબખાર તે સાત પેઢીના વેર જેવો.
ધંધાખારનું વેર પેઢીઓ સુધી ચાલે. વૈદ્યનો વેરી વૈદ્ય.
ધંધાખારમાં કેક ખુવાર મળ્યા છે.
Two of a trade seldom agree.

૩૨૮. કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં. ૪

કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં. ગુરૂથી ચેલા આગળા.
શેઠ કરતાં વાણોતર વધ્યા.
ભણી ગણીને ઉતર્યા, ગુરૂજીના[4] મ્હોમાં મુતર્યા.
Fools rush in where angels fear to tread.

૩૨૯. ગામડે ભેંસ ને ઘેર ઝરડકા (વલોણાના). ૧૨.

ગામડે ભેંસ ને ઘેર ઝરડકા. ઘોઘે ભેંસ ને ઘરમાં ધીંગાણું.
ઘઉં ખેતમેં, બેટા પેટમેં, ને આંહી મનસુબા ચાલે.
પેટમાં છોકરૂં, ને નામ પાડો હીરો. ભેંસ ભાગોળે ને છાસ છાગોળે.

---

૧ ફીસબ=હુન્નર, કળા, વિદ્યા વગેરે છુટથી શિખવે નહીં તે.

૨ "કામણ" એટલે મુઠ મારવાની મંત્રવિદ્યા તથા વશીકરણની મંત્રવિદ્યા. તે વિદ્યાથી મુઠ મારે અથવા વશીકરણ વિદ્યાથી કોઇને વશ કરવા મંત્ર નાંખે, તેથી માંદો પડે તો તે મંત્રથી થયેલી ઇજા અગર દરદ (મંદવાડ કે ઇજા મંત્રથી થઈ એ તો માનનારની બુદ્ધિ કે સમજણની વાત છે). મટાડવા સારૂ ને દરદ પાછું ખેંચી લેવાના કે આરામ કરવાના મંત્ર કે વિદ્યાને "વાળણ" કહે છે. ૩. એક ધંધાવાળાને પરસ્પર વેર.

૪. બે મલ્લ કુસ્તી કરતા હતા તેમાં એક મલ્લ જીત્યો. તે પેચ કરીને જીત્યો, જોનાર લોકો જીતનાર મલ્લને શાબાશી આપતાં બોલ્યા કે, "રંગ હે ઉસ્તાદકું" ત્યારે મલ્લ બોલ્યો, "ઉસ્તાદ ગાંહુ ક્યા કરેગા, હમ તો અક્કલકે ફેલાવસેં ચલતે હેં."

ઘરમાં ભેંસ નહીં, ને છાસ ફાફડ ફેદા.
વિવાહ પેહેલો માંડવશોર.[1]
પરણ્યા પહેલાં જુવારૂં. પરણ્યા પહેલાં અધરણી.
મુવા મોર ઘોર ખોદવી. મુવા મોર[2] મોકાણ.
તાવડી તાના કરે, બાજરી બજારમાં.
Do not count upon a thing until you get it.
Count not upon chickens before they are hatched.
Call not a surgeon before you are wounded.

૩૩૦ કન્યા અને એઠું ધાન વાસી ન રખાય. ૧૧.

કન્યા અને એઠું ધાન વાસી[3] ન રખાય.
દીકરી પારકું ધન છે.
દીકરીના બાપને ઊંઘ ન આવે.[4]
કુંવારી કન્યા સાચવવી, તે સર્પનો ભારો સાચવ્યા બરાબર છે.
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ.
દીકરી કુંવારી રહે નહીં, દીકરો કુંવારો રહે લાજ જાય નહીં.
જેને ઘેર કન્યા, તેને પરમેશ્વરે દંડ્યા.
પેટી રખાય, પણ બેટી ન રખાય. ઝાઝી દીકરીએ કુળ હીણ.
ઝાઝે[5] વરસાદે કણ હીણ.
દોહરો—ચલવો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક;
માંગવો ભલો ન બાપસેં, જો પ્રભુ રાખે ટેક. ૩૪૦
The worst store is a maiden unbestowed.

૩૩૧. કુંવારી કન્યાના સો વર ને સો ઘર. ૫

કુંવારી કન્યાના સો વર ને સો ઘર.[6]
વરને ટીકાવ્યો[7] ન હોય ત્યાં સુધી કહાન કુંવારો.[8]
ખાલી ઠેકાણાના ઉમેદવાર ઘણા. નીંઘણીઆતા માલના સૌ ઘણી.
ઘણી જાગે ત્યારે ચોર ભાગે.

---

૧ માંડવશોર=વિવાહ થયા પછી એક દિવસ જમણવાર. ૨ મોર=પહેલાં. ૩ વાસી=ઠંડું, રાતવાસો. ૪ કુંવારી હોય ત્યાં સુધી. ૫ ઝાઝે એટલે હદથી વધારે હોય ત્યારે ડુંડામાં કે કણસલામાં દાણો થોડો ચડે ને દાણો નબળો થાય. ૬ સો માગાં આવે. ૭ "ટીલો તાણ્યો" એવું કહેવાય છે, "ટીકો તાણ્યો" યા "ટીકાવ્યો" એ પણ પ્રયોગ છે; પણ કહેવતમાં નાગરો કહે છે કે વરને પોંક્યો ન હોય ત્યાંસુધી કહાન કુંવારો–તોરણેથી પાછો કાઢટે માટે. ૮ હજાર ઠેકાણે માગાં કરવાં પડે.

૩૩૨. લક્કડકે લાડુ ખાયગા વો પસ્તાયગા, નહીં ખાયગા વો બી પસ્તાયગા. ૯

લક્કડકે લાડુ ખાયગા વો પસ્તાયગા, નહીં ખાયગા વો બી પસ્તાયગા.
રાંડી રૂવે, માંડી રૂવે, સાત દીકરાની મા મ્હોંડું પણ ઉઘાડે નહીં.
કુંવારો કોડે મરે, ને પરણ્યો પીડાએ મરે.
કોડે મુવાં, ને કુતરે તાણ્યા. આવ્યો છે કોડે, પણ જશે માથે ખોડે.
કોડ પુરા થયા, એટલે ડોડ મટ્યો.
મથુરાકે પેંડે ખાવેગા સો પસ્તાવેગા, નહીં ખાવેગા સો બી પસ્તાવેગા.

સાખી—રાજાબી દુઃખીઆ, રંકબી દુઃખીઆ, મહિપતિ દુઃખીઆ વિકારમેં;
વિના વિવેક ભેખબી દુઃખીઆ, ઓધા એક સંત સુખી સંસારમેં. ૩૪૧
મેં તો દુઃખ દુનીઆનું ભાળી; પરણી નારી તે પીએર મૂકી વાળી.

Age and wedlock, we all desire and repent.

૩૩૩. નકટા જોગીની જમાત. ૩

નકટા જોગીની જમાત. ગાંડીઆ ટોળું. નકટાની જમાત.

૩૩૪. ગામને મ્હોડે ગરણું બંધાય નહીં. ૧૧

ગામને મ્હોડે ગરણું બંધાય નહીં.
કૂવાને મ્હોડે ઢાંકણુ દેવાય પણ ગામને મ્હોડે ઢાંકણું ન દેવાય.
ગામને મ્હોડે ડુચો દેવાય નહીં. દુનીઆ તો દેખે તેવું ભાખે.
ગામ વચ્ચે કૂવો, તે કોઈ કહે ઊંડો ને કોઈ કહે છીછરો.
દુનિયા હફ્ત રંગી છે. દુનિયા દો રંગી છે.
દુનિયા છે, આમ પણ બોલે ને આમ પણ બોલે.
ખલકકી હલક, કીસીને બંદ કીયા હે. જગત જીતાયું નથી.
મારનારનો હાથ ઝલાય, પણ બોલનારની જીભ ઝલાય નહી.

No dish pleases all tables alike.
Do as you like, you cannot curb men's tongues.

૩૩૫. ઘડાનું અજવાળું ઘડામાંજ રહે. ૫

ઘડાનું અજવાળું ઘડામાંજ રહે. દરની માટી દરમાં સમાય.
કુવાની છાંયા કુવામાંજ રહે. દરિદ્રના મનોરથ, ઊપજે ને લય પામે.
મનમાં પરણ્યા ને મનમાં રાંડ્યા.

૩૩૬. કેળામાં ખાંડ ને મૂળામાં મીઠું. ૭

(ઈશ્વરની કૃપા તથા અકૃપાથી જે બની આવે તે વિષે.)

કેળામાં ખાંડ ને મૂળામાં મીઠું.[1]

દૂધમાં સાકર ને છાસમાં મીઠું. મૂળા હોય ત્યારે મીઠું પણ મળે નહીં.

ઘરમાં લીલા લેહેર, ત્યારે જમવાનું પારકે ઘેર.

ઘરમાં અન્નના સાંસા, ત્યારે પરોણાનું પૂર.

દૂબળા ઘરમાં સુવાવડ સાંઢ.

દુકાળમાં અધિક માસ હોય.

૩૩૭. જે જેવાં તેનાં તેવાં. ૭

જે જેવાં તેનાં તેવાં.

કુટુંબનો વા છોકરાંમાં આવે.

મોગરે મોગરો, ને કૌંચે કૌચ.

કેળે કેળાં, ને બાવળે બાવળીઆ.[2]

વલવલતી રાંડ ને વેવલાં છોકરાં. કુટુંબ કરડકણું, ને મોસાળ વઢકણું.

દોહરો—શૂરવીરકે વંશમેં, શૂરવીર સુત હોય;

જ્યું સિંહનકે ગર્ભમેં, સિયાલ ન ઉપજે કોય. ૩૪૨

૩૩૮. રોટી ત્યાં ચોટી નહીં, ચોટી ત્યાં રોટી નહીં. ૫

રોટી ત્યાં ચોટી નહીં, ચોટી[3] ત્યાં રોટી નહીં.

ધાનાં ત્યાં પાનાં નહીં, પાનાં ત્યાં ધાનાં નહીં.

ચારો છે ત્યાં ચરીઆં નહીં, ચરીઆં છે ત્યાં ચારો નહીં.

દૂધ ને દીકરા સાથે ક્યાંક હોય.

સંપત્તિ ને સંતતિ ભેગાં હોય તે ભાગ્યશાળી.

૩૩૯. ઘી વિના લુખો કંસાર, દીકરા વગર સુનો સંસાર. ૧૦

ઘી વિના લુખો કંસાર, દીકરા વગર સુનો સંસાર.

ઘરનો દીવો દીકરો. સો ગુલામે ઘર ઉજડ.[4]

દીકરા દેખી કાળજું ઠરે.[5] દીકરા દેવતાને દુર્લભ.

પુતહીનકા ઘર સુના, વિદ્યાહીનકા હૃદય સુના, દરિદ્રીકા સબ સુના.

બાળા તેના શા દુકાળા? દીકરા સારૂ પથ્થર એટલા દેવ કરવા પડે.

જેને ઘેર પારણું, તેનું શોભે બારણું.

---

૧ કેળાં મળે ત્યારે ખાંડ આવી મળે. ૨. પરટા ૩ ચોટી=ચોટલી. દીકરા હોય તો ચોટલી હોય. ૪ દીકરા વગર. ૫ આંખ ઠરે.

દોહરો—ચોસઠ દીવા હે સખી, બારા રવિ તપંત;
ઘોર અંધારૂં તે ઘરે, જ્યાં સુત ન રમંત. ૩૪૩

૩૪૦. કોઇના પેટ ઉપર પગ મૂકવો નહીં. ૬

કોઇના પેટ ઉપર પગ મૂકવો નહીં.
પીઠ ઉપર મારીએ, પણ પેટ ઉપર મારીએ નહીં.
વહેતી ગંગામાં પગ મૂકવો નહીં. કોઇની ચાલતી સેર તોડવી નહીં.
ચાલતી રોજી તોડવાનું મહા પાપ છે. ચડતી દેરડી[1] પાડવી નહીં.

૩૪૧. કુંભાર રીસે બળે ત્યારે ગધેડીના કાન ઊમેળે. ૮

કુંભાર રીસે બળે ત્યારે ગધેડીના કાન ઊમેળે.
અકર્મી માટી રાંડ પર શૂરો. દીવાની દાઝે કોડીઆનાં બચકાં ભરે.
કોઇની રીસ કોઈ ઉપર ઊતારવી.
આઇનો ખાર બાઈ ઉપર કહાડવો. નબળો સિપાઈ ઢેડવાડે શૂરો.
શોકના ખારે ધણીનો ખાટલો હગી ભરવો.
નબળો ધણી રાંડપર શૂરો.
A coward husband is a hero to his wife.

૩૪૨. હવેલી જોઈ ઝુંપડું પાડવું નહીં. ૭

(વાદ નહીં કરવા વિષે.)

હવેલી જોઈ ઝુંપડું પાડવું નહીં. કોઇનો વાદ થાય નહીં.
ધર્મકર્મમાં વાદ નહીં. મીઆંને વાદે ચણા ચાવવા નહીં.
દેખાદેખી સાધે જોગ, પડે પિંડ કાં વાધે રોગ.
વાદે વરો કરીએ, તે બાવા થવાની નિશાની.
ચોખરો—અનુભવી આગળ વાદ જ વદે, તે ઊંટ આગળ જેમ પાળો ખદે.

૩૪૩. ઊકરડામાં સાંઢ મુતર્યો, તે શું જણાય? ૧૧

ઊકરડામાં સાંઢ મુતર્યો, તે શું જણાય?
કોગળે દવ ઓલાય નહીં. ફૂંકે વાદળું ખસે નહીં.
મોવાળા તોડે મડાં હળવાં થાય નહીં.
ઘોડે ગયું તે ગધેડે પાછું વળે નહીં.
જુવાનીમાં પૈસા થયા નહીં, તે ઘરડપણમાં શું થાય?

[1] દેરડી=નાની દેહેરી.

લોહડી ઉપર ચચકો.[1]

મણનાં તુટયાં શેરે સંધાય નહીં. લાખનાં તુટયાં સોએ સંધાય નહીં.

ચુંટીઆ ખણે વેર વળે નહીં. ખાલખોસનાર[2] ધાથી દુશ્મન ગાંજે નહીં.

૩૪૪. એવા પોચા પહાણા નથી કે શીઆળ કરડી ખાય? ૧૫

એવા પોચા પહાણા નથી કે શીઆળ કરડી ખાય.

ભાથીને ઘેર ભાલું. ધારાળાનું[3] વેર છે.

એ તો દાંત ખાટા થાય એવું કામ છે. હાથી આગળ પુળો છે.

વાઘને કુલે મધ છે. જીવતી માંખ ગળાય નહીં.

સર્પના દરમાં હાથ ઘાલવાનું છે. સિંહની બોડમાં પગ ઘાલવાનું છે.

એ કાંઈ મુવાનો માલ નથી. એ તો કાળો નાગ છંછેડવાનું છે.

એ કાંઈ રેંગી પેંગી દીઠા, કે જોર કરો છો?

વાઘના મ્હોંમાંથી કોળીઓ કાઢવો છે.

દોહરા—જીણુ વાટે કેશરી ચાલીયા, રજ ઊડી તરણાં;
તે ખડ ઊભાં સુકે, પણ કેમ ચરે હરણાં? ૩૪૪
સતિ નાર, ભોરિંગ મણી, શૂરા શરણાગત;
કરપી ધન ને કેશરી મૂછ, મુવે જાય પર હથ. ૩૪૫

૩૪૫. સજ્જન સબ જગ સરસ હે, જબ લગ પડ્યો ન કામ. ૯

સજ્જન સબ જગ સરસ હે, જબ લગ પડ્યો ન કામ.

શેઠનું કામ પડ્યું ત્યારે શેઠ છાપરે ચડ્યા.

કોહેલીનું કામ પડ્યું, ત્યારે ડુંગર ઉપર ચડી.

કામ પડ્યું ત્યારે બોલાવ્યો આડું જુવે.

કામ પડે નહીં ત્યાં સુધી સૌ સારા.

કામ પડે ત્યારે પુરૂષનો પોગર[4] જણાય.

તડ[5] પડે ત્યારે રાંકાં મોંઘાં.

દોહરો—સજ્જન સબ જગ સરસ હે, જબ લગ પડ્યો ન કામ;
હેમ હુતાશન પરખીએ, પીતલ નીકસે સામ. ૩૪૬

---

૧ ખુબ તપાવેલી લોહડી ઉપર પાણીનો ચચકો એટલે આંગળી ઉપર પાણી ચડાવી છાંટા નાખે તે શું જણાય? ૨ ખાલખોસ=ચામડી જ ફક્ત ચીરાય તેવો.

૩ ધારાળા એટલે કાઠીઆ વર્ણના રજપુત, સિપાઈ, કોળી વિગેરે. ૪ પોગર=પોત.

૫ નાતોની તકરારમાં તડ એટલે પક્ષ પડે ત્યારે.

બેત—ભાઈ ભાઈ કરકે સારી કમાઈ ખાઈ;
ભાઇકા કામ પડા તબ દુમ[1] દબાઈ. ૩૪૭

૩૪૬. મૂર્ખનાં લક્ષણ. ૧૦

બેવકુફી કોઇના બાપની નથી. મૂર્ખ છાના રહેતા નથી.
મૂર્ખને માથે શીંગડાં નથી હોતાં. મૂર્ખનાં ગામ જુદાં વસતાં નથી.
મૂર્ખ સારઅસાર તારવી શકે નહીં.
બેવકુફ બોલી જાણે નહીં ને મુંગો રહી જાણે નહીં.
જંઇનું બોલે ને ટકાનું જાન કરે તે મૂર્ખ.

દોહરા—જામેં છતની બુધ હે, તીતો દેત બતાય;
વાકો બુરો ન માનીએ, ઓર કહાંસેં લાય. ૩૪૮
ઉદયરાજ મૂર્ખ જાણી, કહા હોત હે ખાન;[2]
બિન મતલબ ખારો[3] લગે, વોહી મૂરખ જાન. ૩૪૯
અણઘટતી ઈચ્છા કરે, અણદીઠી કહે વાત;
ઠાકર કહે સુણો ઠાકરો, એજ મૂરખની જાત. ૩૫૦

૩૪૭. કોળીઆનું માર્યું નીચું જુવે, ડાંગનું માર્યું ઉંચું જુવે. ૪

કોળીઆનું માર્યું નીચું જુવે,[4] ડાંગનું માર્યું ઉંચું જુવે.
મ્હોં ખાય ને આંખ લાજે.
આઈ વહાલી કે ખાઈ વહાલી.
પેટમાં જેનું અન્ન પડ્યું, તે કોક કાળે ફળદાયક઼ા.

૩૪૮. ખાધે રાજાના ભંડાર ખુટી જાય. ખાતાં ખુટે ને પેહેરતાં તુટે. ૭

ખાધે રાજાના ભંડાર ખુટી જાય. ખાતાં ખુટે ને પેહેરતાં તુટે.
જે ગામમાં રોજ ધાડ પડે તે ગામ વસે નહીં.
રોગની કોથળી, તે કેટલું નભે? બેઠાથી બેગાર[5] ભલી.
આવક રાજા છે. વીરડાની પણ આવક હોય તો ચાલે.

૩૪૯. ખાવાનું મળ્યું એટલે બધાં દુઃખ વીસર્યાં. ૮

ખાવાનું મળ્યું એટલે બધાં દુઃખ વીસર્યાં.
અનેનાં તો તનેનાં. અન્ન સમા પ્રાણ.
પેટમાં પડી ખીચડી, ભવનાં દુઃખ વીસરી.
પેટમાં ન મળે રોટીઆં, સબ બાતાં ખોટીઆં.

---

૧ દુમ=પુંછડી. ૨ ખાન=ખાણ. ૩ ખારો=અળખામણો. ૪. નીચું જુવે=શરમાય. ૫. બેગાર=મજુરી.

ખાધાનું દુઃખ એ સૌથી મોટું.

પેટ ઠરે ત્યારે તડાકા ચાલે. પેટમાં કુવો, ને વરઘોડો જુવો.

૩૫૦. છાસ લેવા જવું, ને દોણી સંતાડવી. ૧૦

છાસ લેવા જવું, ને દોણી સંતાડવી.

નાચવા જવું, ને ઘુંઘટો તાણવો.

ખાવું ખરૂં, ને મ્હોં બગડે નહીં.

છાસ અને છોકરી માગવામાં શરમ નહીં.

માથું ઊઘાડું મુક્યું, ને શરમ રાખવી તે ચાલે નહીં.

માગણ ને મ્હોનો મોળો.[1] ભીખ માગવી ને ભરમ રાખવો.[2]

મોજ મારવી ને લાજવું બે બને નહીં. શોખને ને શરમને બને નહીં.

દોહરો—ભાટ બાહ્મણ ને કુવાડીઆં, જો મુખ મોળાં હોય;
પેલું ન કાપે લાકડું, પેલાને આપે ન કોય. ૩૫૧

૩૫૧. મરતો નથી ને માંચો મૂકતો નથી. ૯

મરતો નથી ને માંચો મૂકતો નથી. ગાંઠો કહાડતો જ નથી.

છેડો છોડતો નથી. મેલડીનો[3] ચેપ.

ચીકણો ગુંદ જેવો. લાલાશાહની લપ.

૩૫૨. ઘોડી પાછળ વછેરૂં. સોય પાછળ દોરો. ૭

ઘોડી પાછળ વછેરૂં. સોય પાછળ દોરો.

ગાય પાછળ વાછડું. બોખ પાછળ વરેડું.

ખીસકોલી હાલે ત્યારે પુંછડી પણ હાલે.

બાવો નાચ્યો, એટલે બાવલી[4] નાચી.

મીઆં બોલ્યા ત્યારે દહાડી પણ હાલી.

When the crow flies its tail follows.

૩૫૩. ખોટો તો પણ ગાંઠનો રૂપીઓ. ૩

ખોટો તો પણ ગાંઠનો રૂપીઓ. ઘેલો તો પણ પેટનો દીકરો.

બાંકો[5] પણ માંકો.

---

૧ એ ચાલે નહીં. ૨ બને નહીં. ૩ મેલડી એ એક મલિન દેવી છે. ૪ બોડકી નાચી પણ કહે છે. ૫. વાળ ઘરેણે મુકી મારવાડી રૂપીઆ લેવા ગયો. નાણાં ધીરનારે કહ્યું, "વાંકો છે;" ત્યારે મારવાડી કહે, "બાંકો પણ માંકો" એટલે વાળ વાંકો તો છે પણ તે કોનો? માંકો=મારો, હું કંઈ સાધારણ નથી. પોતાની મુછના વાળ વિષે માગનારનું અભિમાન લેઈ નાણાં ધીરનારે નાણાં ધીર્યાં ને વ્યાજ સુધાં પાછાં આવી પણ ગયાં.

૩૫૪. નકટીનો વર જોગી. મીંઆં ખોડા ને બીબી ઝમકુ બોખી. ૧૩

નકટીનો વર જોગી. મીંઆં ખોડા ને બીબી ઝમકુ બોખી.
તલનું ઘરાક ઘાંચી. ખોળનું ઘરાક ઘાંચી.
જેને કોઈ ન પરણે તેને ખેતરપાળ[1] પરણે.
વર કાણો ને કન્યા આંધળી.[2] જુગતે જોડું મળ્યું છે.
એને ભૂતરાત પણ બોલાવે તેમ નથી.
ભૂતને પીંપળો પણ મળી રહે છે. ભૂતનું ઠેકાણું પીંપળો કે આંબલી.
ખુદાને બનાઈ જોડી, એક અંધા ઓર દુસરી ખોડી.
મીયાં કાંણા ને બીબી મુંગાં. લાકડે માંકડું વળગાડવું.

૩૫૫. ગઈ આબરૂ પાછી ન આવે. ૧૭

ગઈ આબરૂ પાછી ન આવે. નાક ગયા પછી જીવતર ધૂળ.
મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જશો.
વહેવાર કાચો તાંતણો[3] છે.
અણી સાચવી, આબરૂ રાખવી. મરદને આબરૂ એ જ માયા.
વે પાણી મુલતાન ગયાં.[4]
મોતીનું પાણી ઊતર્યું તે ઊતર્યું. મેશ મ્હોંયે બેઠી તે ઉતરે નહીં.
કાળ જાય પણ કલંક જાય નહીં.

દોહરા—લાજે સંપત પામીએ, લાજે મોટાં માન;
લાજ વિનાનાં માનવી, તેના લાંબા કાન. ૩૫૨
વેળા વળે, વિત્ત વળે, વળે વિદેશથી વહાણ;
વેરી[5] વ્હાલા વધુ વળે, વળે ન ખ્યાતી જાણ. ૩૫૩
જાકી કીર્તિ જગતમેં, જગત સરાહે જાહી;
તાકો જીવન સફલ હે, કહત "અકબર"શાહી. ૩૫૪
લજ રાખે તો જીવ રખ, લજવિણ જીવ મ રખ;
એ તો માગું સાંયાં,[6] રખ તો દોનું રખ. ૩૫૫

સોરઠા—ભેંસો ભાયાણા, કુંઠીઓ કાલે સાંપડશે;
પણ મેસ બેઠી માલા, આલાની ઊતરશે નહીં.[7] ૩૫૬

---

૧ ખેતરપાળ=હલકા વર્ગનો ભૂત છે. ૨ એકજ ઘર બગડ્યું. ૩ તુટયો સંધાય નહીં. ૪ પાછાં આવે નહીં. ૫ વેરી=લેઇને. વધુ=બહુ. ખ્યાતી=કીર્તિ ગઈ હોય તે. ૬ સાંયાં=પરમેશ્વર. ૭ ભાયાણી કુટુંબના માલા નામના મોટા ગરાસવાળા કાઠીને ત્યાં જઈ આલા નામે ચારણે સારાં વખાણ કરી કવિત કહ્યાં. માલો પોતાનાં વખાણ સાંભળી ખુશ

**સાખી**—લાખ ગમાવી સાખ રાખવી, સાખે મળશે લાખ;
લાખ રાખીને સાખ ગમાવે, સાખ ગયે સહુ ખાખ. ૩૫૭

**બેત**—જો સતિ સત પર ચડી તો પાન ખાના રશમ[1] હે;
જો આબરૂ જગમે રહી તો જાન જાના પશમ[2] હે. ૩૫૮

The evil wound is cured, but not the evil name'

૩૫૯. ગોપાભાઇની ગોપવણી, ને પાગ બાંધે ઊપરણી. ૮

ગોપાભાઇની ગોપવણી, ને પાગ બાંધે ઊપરણી.
વાહવારે મીઆં બાંકે, ડગલીમેં સો સો ટાંકે.
હાથી ઉપર બેઠો, પણ પેટમાં હાથ ઘાલી જુવે તો લાળા.[3]
આજ સેવો[4] ખાધી છે કહી દીવેટ ચાવી ગયા.
ઇધર મત આઇઓ ભાઈ, ઓઝલકી બીબીઆં ઘાસ કાટતી હે.

**સાખી**—મોટાં મોટાં પાગડ બાંધે, માંહે ઘાલે ગાભા;
લેવા દેવાનું નામ નહીં, ને વાત કરવામાં આભા.[5] ૩૫૯
ઓપા ભાઇની ગોપવણી,[6] પાઘડી ન આપી આછી;[7]
કાં તો શીખવ ગોપવણી, નહીં તો લે તારી પાછી. ૩૬૦

**જોડકણું**—મુલ્તાનકે મલછ, દિલ્હીકે લાલા,
સુરતકે ભાઇસાબ, એ સબ ભીખ મંગને વાલા.

---

થયો અને માલે આલા ચારણને કહ્યું, "આલા જે માગે તે આપું." ત્યારે આલા ચારણે કુઠાં શીંગડાવાળી કુંઢી ભેંસ માગી. એ ભેંસ બહુ વહાલી હોવાથી તે આપવાની માલાની મરજી નહીં તેથી પોતાની દીકરીને માલે કહ્યું કે, "આ ચારણ સાથે તું હસીને વાત કર, એટલે તેને ખરાબ ચાલનું આળ ચડાવી મારીને કહાડી મુકીશ."

ત્યારે દીકરી પોતાના બાપ માલાને કહે છે, "હે બાયાણી કુટુંબના કુંઢી ભેંસો તો ઘણી મળી રહેશે, પણ આલા ચારણને મારીને કાઢી મુક્યાની ગેસ કપાળે ચોંટી તે ઊતરશે નહીં." એ ઉપરના સોરઠાનો ભાવાર્થ છે. પછી દીકરીની સૂચના માલાએ માનીને આલા ચારણને કુંઢી ભેંસ આપી.

૧ રશમ=દસ્તુરી, રીવાજ. ૨ પશમ=રૂઉં. ૩ દુઃખનો પાર નહીં.

૪ ગરાસીઆને મૂછે લગાડવા તેલ નહીં, તે દીવામાં વધેલું તેલ ચોપડ્યું. ચોપડતાં દીવાની પાતળી દીવેટ પણ ઠાકોરની મૂછમાં ચોપડાઈ ગઈ. કોઈ સામો મળ્યો તેણે પૂછ્યું, "મૂછમાં આ શું છે," ત્યારે ઠાકોરે જવાબ દીધો કે, "આજ સેવો ખાધી છે" તે તાંતણો રહ્યો હશે કહીને દીવેટ ખાઈ ગયો પછી.

૫ આભા=પતરાજખોર. ૬ ઘુનડાનો કુટેલો કે ખાંડેલો ભાગ છુપાવવાની કે સારો ભાગ ઉપર દેખાડવાની કળાને "ગોપવણી" કહે છે. ૭ આછી=સારી.

૩૫૭. ગધેડા ઉપર અંબાડી. ૫

ગધેડા ઉપર અંબાડી. પીંઢાર[1] ઉપર ટીપણી.
ત્રાટા ઉપર ચીત્રામણ. ધૂળ ઉપર લીંપણ.
કુતેકુ સુન્ના લગાવ.[2]

૩૫૮. ગદ્ધેને ખાયા ખેત, નહીં પાપ નહીં પુણ્ય. ૯

ગદ્ધેને ખાયા ખેત, નહીં પાપ નહીં પુણ્ય. ગાય દોહી કુતરીને પાવું.
શેકીને વાવવું.[3]
વ્યાજે કાઢી ઉછીનું આપવું.
કુપાત્રે દાન કરવું. ગધેડા આગળ ઘ્રો ભેળાવવી.
ખારા પાટમાં વાવવું, તે બીજ પણ બળી જાય.
પામરીવાળાના લેઈ દાથરીવાળાને[4] દેવા.
સવાયા લેઈ ઉછીના આપવા.
There is but little merit in inconsiderate bounty.
Kindness is lost upon an ungrateful man.

૩૫૯. ગમે તેમ સુવો, ગાં— ખાટલા વચ્ચે. ૭

ગમે તેમ સુવો, ગાં— ખાટલા વચ્ચે.
નાચી ખુંદી પગ સામું જોવું.
ગમે તેમ ખરચો, પણ રેલો ઘરમાં ને ઘરમાં આવે.
હરી ફરીને હડકે[5] હાથ. ખોજો ઊઠ્યો માર ધનાળું.[6]
તાણ્યો વેલો થડે જાય. આંધળી ભેંસે મ્હોડવું દીઠું.

૩૬૦. દેખાય છે દેડકો, પણ માંહેથી કાળો નાગ. ૧૧

દેખાય છે દેડકો, પણ માંહેથી કાળો નાગ.
દેખાય છે ગરીબ, પણ બહાર છે તેટલો ભોંયમાં છે.
ટુંકી ગરદન, કમ પેશાની, હરામજાદેકી એ નીશાની.
ગરીબના માથામાં શું કાંઈ આંગળી ખુંચે છે?

---

૧ પીંઢાર=માટીનું ચણતર. ૨ કુતકે કુતકો; ધોકેકુ સુન્ના લગાવ પણ કહેવાય છે.
૩ શેકેલો દાણો ઊગે નહીં; કાચો દાણો વાવ્યો ઊગે. ૪ દાથરી=ઠીકરાની સાનક.
૫ હડકો એટલે પૈસા રાખવાનો ગલ્લો, પેટી. આનો અર્થ એમ છે કે, જે માણસના ઘરમાં બીજે પેટીપટારામાં પૈસા હોય નહીં તે જ્યારે ખરચે ત્યારે હડકામાંથી ખરચવા પડે. ૬ બીજું ગામ જાણે જ નહીં.

ગરીબને ગાં—માં દાંત હોય. ગરીબ ગોલો.
ગૌમુખો વાઘ છે. સુંવાળો સર્પ જેવો.
જીભમાં મધ, ને અંતરમાં હળાહળ ઝેર.
ઉંદર કામા કરનાર છે, ફુંકી ફુંકી ખાનાર છે.
પાતાળમાં પગ ઘાલે તેવો છે.

૩૬૧. ગરીબના નિશાસા નખોદ વાળે. ૫.
ગરીબના નિશાસા નખોદ વાળે. ગરીબનું ખાય તેનું સત્યાનાશ જાય.
ગરીબના પૈસા ખાવા તે લોહીના ઘુંટડા.
ગરીબને મારે તેનું જાય આડે બારે.
દોહરો—તુલસી હાય ગરીબકી, કબહુ ન ખાલી જાય;
મુએ ઢોરકે ચામસેં, લુહા ભસ્મ હો જાય. ૩૬૧

૩૬૨. ઢોરના ચાવ્યામાં કુચો પડે, પણ લોકના ચાવ્યામાં કુચો પડે નહીં. ૬
ઢોરના ચાવ્યામાં કુચો પડે, પણ લોકના ચાવ્યામાં કુચો પડે નહીં.
ઘંટીના ગાળામાં બચે, પણ લોકના ચાવ્યામાં બચે નહીં.
જે બહુ ચહડે તે બહુ લોકમાં ચવાય.[1]
રૂપ નજરાય, માટે વરરાજાને ગાલે મેસનો ચાંલ્લો થાય છે.
દુનીઆની બત્રીસીએ ચડ્યો તો મુવો.
કંચાયા સારા, પણ વંચાયા ખોટા.

૩૬૩. ગરીબ બોલે તે ટપલા પડે, ને મોટા બોલે ત્યારે તાળીઓ પડે. ૧૪
ગરીબ બોલે તે ટપલા પડે, ને મોટા બોલે ત્યારે તાળીઓ પડે.
દીનનું ડહાપણ દાટ. ગરીબ સગું તે ગણતરીમાં નહીં.
નાને મ્હોયે મોટી વાત કરવી, તે જખ મારવાની.
ગરીબ ગમારમાં ખપે. કોઈ ગરીબ થશો નહીં.
લોંઢાનું લાકડું. વાઘે માર્યો માનવી તેનો શો ઇનસાફ?
મોટાની પાંચશેરી ભારે. સારાને સાગમટે[2] નોતરાં, ગરીબને કોઈ ગણે નહીં.
લોહી (ચામડીમાં) હોય ત્યાં સુધી સહુ સગું.
મોટા કહે મોવાળાની ભાજી, શ્રોતા કહે સૌ હાજી હાજી.
સૌ સારાના સગા, ગરીબનું સગું કોઈ નહી.
ચોખરો—મોટા જે બોલે તે છાજે, ઉપર ઢોલ ધમામણ વાજે;
નાનો બોલે તે વાએ જાય, ઉપર ગડદા પાટુ ખાય. ૩૬૨

1 ખરાબ માણસ ચડે તે ચરચાયચવાય. 2 સહકુટુંબ નોતરાં.

૩૬૪. ગરીબીમાં કાંઈ શરમ નથી. ૫

ગરીબીમાં કાંઈ શરમ નથી.
દરિદ્રતા કાંઈ દુર્ગુણ નથી. ગરીબી કાંઈ ગુન્હો નથી.
ફાટેલે લુગડે ને ધરડાં માબાપે કાંઈ લાજવાનું નથી.
ગરીબ નિર્ભય થઈ નિરાંતે સુવે છે.

૩૬૫. ગાવું ગળામાં, ઉલટ વગર આવે નહીં. ૮

ગાવું ગળામાં, ઉલટ વગર આવે નહીં.
ખાવું ખોળામાં, ભૂખ વગર ભાવે નહીં.
મન વિનાનું માહાલવું, ને પગ વગર ચાલવું. પ્રેમનો રંગ, તે ખરો રંગ.
મન હોય તો માળવે જવાય. ઉલટનાં કામ ઉત્તમ થાય.
દળેલું દળવું, ને મન વિના માહાલવું (એ બરોબર).
મન ચોટયું તે હજાર આવરણ ભેદીને પહોંચે.
Nothing is imposible to a willing mind.

૩૬૬. પેટ પેટ અઘરણી નહીં. ૪

પેટ પેટ અઘરણી નહીં. લગ્ને લગ્ને કુંવારો.
કોળીએ કોળીએ બિસ્મિલ્લાહ. તળાવે તરસ્યો ને વેળા ભૂખ્યો.

૩૬૭. ગામ હોય ત્યાં ઢેડવાડો હોય. ૬

ગામ હોય ત્યાં ઢેડવાડો હોય.
ધાંધલીઆં ધુણે, તે પાંચ પડોશીને પુણે.
ગામ હોય ત્યાં ઉકરડો હોય.
જ્યાં રંધાય ત્યાં ગંધાય. જ્યાં મંડાય ત્યાં છંડાય.[1]
કુટુંબમાં માણસ હોય, તેમાં નરમ ગરમ પણ હોય.
Roses have their thorns.

૩૬૮. જાનમાં કોઈ જાણે નહીં ને હું વરની ફુઈ. ૧૧

જાનમાં કોઈ જાણે નહીં ને હું વરની ફુઈ.
જાનમાં કોઈ જાણે નહીં ને હું વરનો બાપ.
નહીં ત્રણમાં, નહીં તેરમાં, ને નહીં છપ્પનના મેળમાં.
ભાઇ તેરના[2] ભાવમાં ખપે છે.
ફાંસુની ફુઈ ને ફુસકે મુઈ. પાદર સુવું ને સીસકારા શા ?

૧ ભાણાં પચ્યાં હોય ત્યાં એઠ હોય. ૨ ત્રાંબીઆના તેર.

ગાડાં તળે કુતરૂં, તે જાણે બધો ભાર હું તાણું છું.

ટીટોડી પગ ઊંચા રાખી સુવે, તે એમ ધારે છે કે આકાશ અધર મારે પગે રહ્યું છે.

દાતણ કરતાં ડોકું હલાવ્યું, તે જાણે મને માનીતી ગણી.

દાઢીએ શેર, ને ઢગલે ઢેડ.[1]

જોડકણું—જાનમાં કોઈ જાણે નહીં, ને હું વરની ફુઈ;
ગાડે કોઈ બેસવા ન દે, દોડી દોડી મુઈ.

૩૬૯. મરદની ગરદમાં રહેવું, પણ નામરદાના સરદાર થઈને રહેવું નહીં. ૧૦

મરદની ગરદમાં[2] રહેવું, પણ નામરદાના સરદાર થઈને રહેવું નહીં.

ધણી ધારવો તો ધીંગો ધારવો. ભડ ઝુઝે ને ભેંસ દુઝે.

ભાયડાના ભાગ પડાવે. ભાયડાના ઘા ઘુમે.

મરદની ગીરદ સારી, નામરદનો છાંયડો ખોટો.

સિંહ પાંજરે પડે પણ ગર્જના કરે.

મરદના સાખા પડે.

પારો ભોંયમાં દાટો, પણ ફોડીને નીકળે.

હાથી વગર દરવાજો તુટે નહીં.[3]

૩૭૦ ઢીલગંડાની સોબત કરવી નહીં. ૬

ઢીલગંડાની સોબત કરવી નહીં.

નબળાને દેડ બેસારીએ, તે છેરી ભરે.

નબળાનો સાથ રણવગડામાં રખડાવે.

દાધારીંગો દવ બાળે, ને પાછળનાનો ભવ બાળે.

દોહરો—ગામમાં નહીં ખોરડું,[4] સીમમાં નહીં ખેતર;
ધંધા વિના ફરતો ફરે, એ શું કરશે બેહેતર? ૭૬૪

---

૧ એટલે હલકું બહુ કોઇ ગણતરીમાં નહીં. ૨ ગરજ (ગર્દ)=રજ.

૩ કિલ્લાનો દરવાજો તોડવા સારૂ આગળના વખતમાં એવી રીત હતી કે, દરવાજાના લાકડામાં થોડે થોડે અંતરે ખીલા જડેલા હોય છે તે હાથીને વાગે નહીં માટે પાસે ઊંટ આડું ઊભું રાખે ને હાથીને દારૂ પાઈ મસ્ત કરે એટલે હાથી પોતાનું માથું જોરથી દરવાજાને મારે એટલે વચ્ચેનું ઊંટ કુહાઈ જાય અને દરવાજાની સાંકળો કે પાટીઆં તુટીને દરવાજો ઊઘડી જાય. ૪ ખોરડું=ઘર, કાઠિયાવાડમાં એ શબ્દ વપરાય છે.

સોરઠો—મંડળમાં સુનકાર, પાછળ પડકારા[1] કરે;
એ નહીં ભડના[2] આચાર,[3] સાચું સોરઠીઓ ભણે. ૩૬૪

૩૭૧. ગાય બકરાના વાડા, સિંહના વાડા હોય નહીં. ૪

ગાય બકરાના વાડા, સિંહના વાડા હોય નહીં.
સિંહને સંગાથ નહીં.
મહાત્માને મઠ નહીં.
ખરા સંત તે રમતા રામ.

૩૭૨. આશીર્વાદનો એકે નહીં, ભેણેજાંના બે. ૧૦

આશીર્વાદનો એકે નહીં, ભેણેજાંના બે.
વેરાગીના કટકથી ગામ મરે નહીં. સાધુનાં સીધાં જોખાય નહીં.
બાઈ કલ્યાણીથી શું થાય ?
સાંઢ વગર ગાભ રહે નહીં. ગાંડી ગુજરાત, આગે લાત, પીછે બાત.
બાઈ કીધે કોઈ બોર આપે નહીં.
મા બાઇનો સાથ, તેને કોઈ ન દે હાથ.
દોહરા—અબે તબેકા એક રૂપૈયા, અકે કરેશ આના બાર;
ઇકડમ તીકડમ આઠ આણે, શું શાં આના ચાર. ૩૬૫
ભાઈ સાહેબનો એકે નહીં, શાલો કહે તો બે;
જો તેથી પણ આગળ ચાલે, તો ગમે તેટલા લે. ૩૬૬

૩૭૩. આશીર્વાદ આપવાને વપરાતાં વાક્યો. ૧૧

દૂધે નાહો ને પુત્રે ફળો. રામની રક્ષા ને ભીમનો દોરો.
સુવર્ણ ફૂલે ફાલો ને ફળો. ના, મા, તારી સો બલા જા.
સો વર્ષનો ઘરડો ડોસલો,[4] ને સાત દીકરાનો બાપ થજે.
જુગો જુગ જીવો. ચાંદો સુરજ તપે ત્યાં લગી તપો.
ઘણી ખમા. પરમેશ્વર તમારો વાળ વાંકો ન કરે. સદકે[5] જાઊં.
દોહરો—સદા ભવાની સહાયની, સન્મુખ રહો ગણેશ;
પંચ દેવ રક્ષા કરો, બ્રહ્મા વિષ્ણુ મહેશ. ૩૬૭

૩૭૪. ગાંઠનું ખાવું ને ગાંડા સાથે જવું (મૂર્ખાઈનાં ચિહ્ન). ૬

ગાંઠનુ ખાવું ને ગાંડા સાથે જવું. ગાંઠના દોકડા ખરચી ગઢ પાડવો.
ગાંઠ ખરચી ગુ ખાવું. ખાવી ધૂળ ને માંહે કાંકરા.
ખાવાનાં ગોખરૂ ને માંહે કાંટા. ગાંઠનું ગોપીચંદન ગુમાવવું.

---

૧ હોકારો કરે. ૨ ભડ=શૂરવીર. ૩ આચાર=લક્ષણ. ૪ માતાનો આશીર્વાદ. ૫ સદકે જાઉં=મીઠડાં કે ઓવારણાં લઉં.

૩૭૫. દૂધ પુતના ધણી ખોટું કરે નહીં. ૫

દૂધ પુતના ધણી ખોટું કરે નહીં.
ઇમાન ઉપર વાત, ખોટું કરે તો ખુદા પૂછે.
જે પરમેશ્વર માથે રાખી કામ કરે, તે ન્યાયજ કરે.
દૂધ, પુત ને અન્ન ધન, એ બધાં સુકૃતનાં ફળ.
પ્રભુ કૃપાનું પાત્ર, ધર્મને રસ્તેજ ચાલે.

૩૭૬. હાથીએ હાથી લડે ને વચ્ચે ઝાડનો ખો. ૫.

હાથીએ હાથી લડે ને વચ્ચે ઝાડનો ખો.
પાડે પાડા લડે ને ઝાડનો ખો.
મોટા મોટા લડે, ને વચ્ચે રાંકની ખરાબી.
રાજાએ રાજા લડે, વચ્ચે રૈયતનો મરો.
ત્રાંબાપીતળનાં ઠામ અથડાય ત્યારે ગોબો પડે, માટીનાં અથડાય તે ફૂટી જાય.
The poor do penance for the follies of the strong.

૩૭૭. ગોળ નાંખે તેવું ગળ્યું થાય. ૧૧

ગોળ નાંખે તેવું ગળ્યું થાય.
જેવો તારો રોળો, તેવો મારો ખોળો.
હાથ મીઠા કે હાટ મીઠું.[1]
જેવી તારી ઢોલકી, તેવો મારો તંબુરો.
જેવાં ભાઇનાં મોસાળાં, તેવાં બેહેનનાં ગીત.
જેવો તારો કરીઆવર, તેવાં મારાં ગીત.
જેવા મીઆંના કોદરા, તેવો ખૂનો વધાર.
માલ મીઠો કે હાંડલી. જેવી સામગ્રી, તેવી રસોઈ.
પસલી ભાઈની ને આશિષ્ બાઇની.
દોહરો—જેવું તેં કર્યું તેવું મેં કર્યું, ઉપર વાળ્યો ધોંક;[2]
જેવાં તારાં શીંગણાં,[3] તેવો મારો પોંખ. ૩૬૮
Plenty makes dainty.

૩૭૮. ગોળ વગર મોળો કંસાર. સ્ત્રી વગર સુનો સંસાર. ૯

ગોળ વગર મોળો કંસાર. સ્ત્રી વગર સુનો સંસાર.
સ્ત્રી વગર ઘર શોભે નહીં. સુનું ઘર શ્યામા વિના.

---

૧ હાટ=માલમસાલા પડે ત્યારે સ્વાદ થાય, એકલો હાથ એટલે રસોઇઓ મીઠાશ લાવી શકે નહીં. ૨. ચાટો આંક. ૩. ઢગાર.

સ્ત્રી ગઈ એટલે પુરૂષ ઘરભંગ. ઘરનું ઢાંકણ નાર.
સ્ત્રી વગરનો પુરૂષ દાંડીઆમાં ગણાય.
ઘરનો પ્રધાન સ્ત્રી. સ્ત્રી ઘરની લક્ષ્મી છે.
No life without wife.

૩૭૯. દરિયામાં રહેવું ને મગરમચ્છથી વેર. ૩
દરિયામાં રહેવું ને મગરમચ્છથી વેર.
ગામમાં રહેવું ને પટેલથી વેર.
બત્રીશ દાંત વચ્ચે જીભ ને દાંતથી વેર.
To live in Rome and fight with the pope.

૩૮૦. પૈસો વધતો જાય તેમ લોભ વધતો જાય. ૮
પૈસો વધતો જાય તેમ લોભ વધતો જાય.
ઘણાવાળો ઘણાને ધાય.
કુકડી માતી થાય તેમ પુંક સાંકડી થાય.[1]
છતે પૈસે ભીખારી. કુંભાર સાજે હાંલ્લે રાંધે નહીં.
ઘણાવાળાને ઘણી લાલ, છતે ઘીએ લુખું ખાય.
ઘેર ઘોડો ને પાળો જાય, ઘેર દુઝણું ને લુખું ખાય.
છતે પૈસે રાખે લાલ, એવો કોણ મૂર્ખનો રાય?
Who is worse shod than a shoemaker's wife.

૩૮૧. કજીઆનું મૂળ હાંસી, રોગનું મૂળ ખાંસી. ૮
કજીઆનું મૂળ હાંસી, રોગનું મૂળ ખાંસી.
હસવામાંથી ખસવું થાય. બહુ હસે તે બહુ રોવાને.
મશ્કરીની ખસકરી. મશ્કરીના ઠઠ્ઠા થાય.
ઠઠ્ઠાબાજી, તે દંડાબાજી. હસવું રમવું હદમાં હોય.
હસતાં રમતાં દહાડો જાય, ને બીજે તેનું નખોદ જાય.
Bitter jest is the poison of friendship.
Slanders in jest often prove serious injuries.

૩૮૨. ઘણો બીહે તે ઘણો સપડાય. ૫
ઘણો બીહે તે ઘણો સપડાય.
બીહીકણ બિલાડી. પોતાના ઓછાંયાથી પણ ડરે.
બીહે તેને સૌ બીહીવરાવે. બીહે તેનાથી કાંઈ બને નહીં.

૧. નિકાસ કે ખરચનો માર્ગ બંધ.

૩૮૩. ઘર ઊખેળી જુઓ, ને વિવાહ માંડી જુઓ. ૪

ઘર ઊખેળી જુઓ, ને વિવાહ માંડી જુઓ.

ઘર માંડ્યું, કે એક તોલડી તેર વાનાં માગે.

માંદાની સુવાવડ, હજાર ચીજ જોઇએ.

સાત સાહ્લા ભેગા કરે, ત્યારે કામ આવે.

One cannot form an idea previously of what a marriage or a house will cost.

૩૮૪. ટહાડે પાણીએ ખસ ગઈ. ૭

ટહાડે પાણીએ ખસ ગઈ. વાએ વાદળ ખસી ગયું.

વાએ કમાડ (લિદાનાં) દેવાઈ ગયાં. ઢેડ મુવો ને આભડછેટ ટળી.

એક કાગડો મરે ને સો ગાયોનાં શિંગ ઠરે.

દાહ બળે ને જમીન પાક થાય. ભુંડો મુઓ ને ભાવટ ગઈ.

૩૮૫. ઘર દેખી પગ જોરમાં ઊપડે. ૬

ઘર દેખી પગ જોરમાં ઊપડે. ઘર ધરતીનો છેડો છે.[૧]

ઘર ગયાનો કોહો છે.[૨]

હજાર ગાઉ દૂર દેશ જઇએ, પણ ઘર સાંભરે.[૩]

ઊંટ મરે ત્યારે મારવાડ સામું જુવે.

દોહરો—પાંચ કોસે પાળો વસે, દશ કોસે અસ્વાર;

કાં તો નાર કુભારજા, કાં તો કંથ ગમાર.[૪] ૩૬૯

૩૮૬. ઘરમાં ટકાના ત્રણ શેર, ને બહાર તીસ્મારખાં. ૬

ઘરમાં ટકાના ત્રણ શેર, ને બહાર તીસ્મારખાં.

મુલ્લાંની દોડ મસજીદ સુધી.

ઘરમાં કાંઈ ચાલે નહીં, બહાર બબે તલવાર બાંધે.

ઘરમાં ચલણ ચુલા પાણીઆરા વચ્ચે. પાણીઆરાના મુનશી.

પટેલની ઘોડી પાધર સુધી.[૫]

---

૧. ઘેર આવ્યા એટલે બીજે જવાનું રહ્યું નહીં. ૨. ગયાછ ગયા પછી બીજે જવાની જરૂર રેહેતી નથી, તેમ ઘેર ગયા એટલે ક્યાંયે પછી જવાનું નહીં. ૩. પોપટ રત્ન જડિત સોનાના પાંજરામાં હતો, પણ વતન સાંભરી આવ્યું. ૪. પોતાનું ઘર પાંચ કોસ દૂર હોય ને પેદલ ચાલનાર માણસ રાતવાસો ત્યાં રહે, ને દશ કોસ ઘર દૂર હોય ને સવાર બીજે રાતવાસો રહે તો ઘરમાં નાર કુભાર્યા સમજવી ને કાંતો કંથને ગમાર સમજવો, નીકર પોતાને ઘેર સીધા પોહોંચવું જ જોઇએ. ૫ પાધરને બદલે ધુરી-ઠાકલ, પાદર સુધી.

૩૮૭. ઘરમાં બિલાડીથી બીહે, ને બહાર વાઘ મારે. ૨

ઘરમાં બિલાડીથી બીહે, ને બહાર વાઘ મારે.
શૂરા તે રણમાં શૂરા, ઘરમાં ધીરા ને ગંભીર.

૩૮૮. શેરી માંહેનો સિંહ. ૬

શેરી માંહેનો સિંહ.[1] ઘરમાં વાઘ ને બહાર બકરી.
ઘરમાં કછુઆથી ધરાય નહીં, ને બહાર ટપલા ખાય.
ઘરમાં શૂરો પુરો, બહાર બીહીકણ બિલાડી.
શિયાળ પોતાની સીમમાં સિંહ.
(વાણીઓ) સ્થાનક બેઠો સિંહ હોય, પણ વનમાં તો હરણું.
Argus at home, but a mole abroad.

૩૮૯. ઘરડા ગાડાં વાળે. ૮

ઘરડા ગાડાં વાળે. ઘરડા ઘાંચમાંથી ગાડું કહાડે.
ઘરડાની અક્કલે ચાલે તે કદી ન ભૂલે.
ઘરડા જે ગત જાણે તે નાના ન જાણે.
ઘરડા વગર ઘરનું ઢાંકણ નહીં.
ઘરડાંનુંજ ઘર.[2] ઘરડાં પૂછ્યાનું ઠેકાણું છે.
જેના ઘરમાં ઘરડું નહિ તેનું ઘર ગધેડે ચહડે.

૩૯૦. ગોર પરણાવી આપે, પણ ઘર ચલાવી આપે નહીં. ૩

ગોર પરણાવી આપે, પણ ઘર ચલાવી આપે નહીં.
દલાલ સોદો કરાવી આપે, લેવું દેવું ધણીએ ધણીને.
માબાપ દલાલ છે, આખા ભવના જમાન નથી.

૩૯૧. ઘરડી ગાય ગોરને આપો. ૪

ઘરડી ગાય ગોરને આપો. બળતું ઘર કૃષ્ણાર્પણ.
ગોરને આપો ઘરડી ગાય, પાપ મટે ને પુણ્ય થાય.
દોહરો—ઝડકામણનું ઝડકામણ, વાએ ઊણું જાય;
આપો ઘરના બ્રાહ્મણને, તે પુંજ પુણ્યના થાય. ૩૭૦

૩૯૨. હાલ જાય, હવાલ જાય, બંદેકા ખ્યાલ ન જાય. ૬

હાલ જાય, હવાલ જાય, બંદેકા ખ્યાલ ન જાય.
ઘરડો થાય, પણ ચસકો જાય નહીં. ઘરડી ગાયને ટોકરો.

---

૧ પોતાની હદમાં કુતરો સિંહ બરાબર. ૨ ગૃહસ્થાશ્રમમાં ઘરડાં માણસની શોભા છે.

(શરીરે) ઘરડો થયો, પણ જીવ (મન) ઘરડો થતો નથી.
બુઢી ઘોડી લાલ લગામ, ચડને વાલા મેં જવાન.
સોરઠો—અવનિ રોગ અનેક, તેનાં બહુ કીધાં જતન;[1]
  પણ પ્રકૃતિનું એક, રચ્યું ન ઓસડ રાજીઆ. ૩૭૧
He has a cold tooth yet in his mouth.

૩૯૩. ઘી ક્યાં ઢળ્યું, તો ખીચડીમાં. ૩

ઘી ક્યાં ઢળ્યું, તો ખીચડીમાં.[2]
ઢોર ગયું તે ધણીને ઘેર. તપસ્યા તોએ ગંગામાં.[3]
It is not lost, what a friend gets.

૩૯૪. ઘંટીના સો ફેરા, ને ઘંટનો એક ફેરો. ૧૫

ઘંટીના સો ફેરા, ને ઘંટનો એક ફેરો.
એક તરફ રામ, એક તરફ ગામ.
શ્રીમાનનો કચરો, તે ગરીબનો પેટવરો.[4]
મીઆં ચોરે પળી પળી, અલ્લા ચોરે કુંપી કુંપી.
મીઆં ચોરે મુઠે, ને અલ્લા ચોરે ઊંટે.
સોનીના સો, ને લુહારનો એક. મોટા હાંલ્લાંની ખરવાડ.[5]
સાસુના સો દહાડા તો વહુનો એક દહાડો.
સુઇનું સારૂં તે લુહારનાં લોહોડાંમાં જાય.
અર્ધમાં રામ ને અર્ધમાં ગામ. મોટાની એઠમાં ગરીબનો ગુજારો.
મોટાનો ઉતાર તે ગરીબનો શણગાર.
સો દહાડાની પાવસ, એક દહાડાની વાવસ.[6]
હાથીને હૈયા સમું તે ગધેડાને ગળાબોળ.
દોહરો—હાથી મુખસેં ગીર પડ્યો, ઘટ્યો ન ગજકો અહાર;
  કીડી મુખમેં લે ચલી, પોષણકું પરિવાર. ૩૭૨

---

૧ જતન=ઉપાય, ઔષધ. ૨ જાન ગયું નથી, કે ખોટું નથી ગયું. ૩ ગંગામાં નાહાથી પાપ નાશ પામે છે એવી માન્યતાથી સંતોષ થાય ૪ કર્મીને ફુસે હોય તે અકર્મીને કપાળે ન હોય. ૫ મોટાં હાંડાંને ધોતાં ચોંટેલું નીકળે તે પર એક જણનો ગુજરો થાય. ૬ પાવસ=વરસાદ. મરાઠી "પાઉસ". વરસાદ સો દહાડા વરસ્યો હોય પણ એક દહાડો તડકો કે ઉઘાડ થઇને વા વાય તો તે વરસાદના પાણીના ભેજને સુકવી નાંખે છે, એ ભાવાર્થ છે.

૩૯૫. ધણીધણીઆણી રાજી, તો કયા કરે મીઆં કાજી ? ૮

ધણીધણીઆણી રાજી, તો ક્યા કરે મીઆં કાજી ?
ઘીખીચડી એકનાં એક, પાપડ ખેડો દેખ.
ધણીધણીઆણીના કજીઆ, તે જવાસાની વાડ.
દહાડે આવે ડાંગે ને રાતે એકનાં એક.
ધણીધણીઆણી વઢે, પણ અંતે એકનાં એક.
બીબી લડતી હે ઝઘડતી હે, લેકીન ઘરકી ખબર રખતી હે.
વૈદગાંધીનું સહીઆરૂં.
દોહરો—હું કરીશ તાગડો, તું રાખજે ટેક;
પરોણા ઊઠી ઘેર જશે, એટલે આપણે એકનાં એક. ૪૭૩

૩૯૬. ઘેર ઘેર માટીના ચુલા. ૬

ઘેર ઘેર માટીના ચુલા. સૂર્યનારાયણ બધે સરખા ઊગે છે.
બધાંનાં ઘર ગારે લીપેલાં છે. બધે સરખા બપોર.
ઊંચે ચડ કર દેખા, તો ઘર ઘર એકહી લેખા.
બધે ઠેકાણે વાયરો સરખો વાય છે.
No family without feud.

૩૯૭. ઊંદર ઘર ઘરના પરોણા. ૪

ઊંદર ઘર ઘરના પરોણા. ઘેલીનાં ઘેર ઘેર સાસરાં.
એ તો ઘટ ઘટ વ્યાપી છે. જ્યાં જોઇએ ત્યાં તૈયાર.

૩૯૮. મખ્ખી ચુસ. ૧૯

મખ્ખી ચુસ. પાણી પીને સુતર જોખે.
ગાંડ ધોઈ કઢી કરે. પુંઠમાં આંગળી ઘાલી સુંગે.
તેલમાં માંખ પડી હોય તો નીચોવી લે. ચંમડી તુટે પણ દમડી ન તુટે.
નરકમાં પાઈ પડી હોય તો દાંતેથી ઉપાડી લે.
પાઈને માટે મક્કે જાય. નાસરી સારૂ નવસારી જાય.
દમડી માટે દમણ જાય. પાઇને માટે નીંભાડે આગ મૂકે.
પાંચ મારૂં, પચાસ મારૂં, પણ એકે મુઠી ન હારૂં.
પૈસો મારે શીર સાટે છે. જીવ જાય, પણ પૈસો કેવો થાય.
તેલ પાઈ એરંડીઊ કહાડે. પૈસો ગાંઠેથી છુટે નહીં.
ગમડી[1] છાંડે, પણ દમડી ન છાંડે.

૧ ગમડી=ગામ.

સુમ માણસનું મન કેવું હોય છે તેને માટે બે દોહરા નીચે લખ્યા છે.

સુમ ધણી છે તેને તેની સ્ત્રી પૂછે છે.

દોહરો—નારી પૂછત સુમકું, કહાંસે બદન મલીન;[1]
કહાં ગાંઠસે ગીર પડ્યો, કહા કોઉકું દીન.[2] ૩૭૪

સુમની સ્ત્રીને સુમ ઉત્તર આપે છે.

દોહરો—નહીં ગાંઠસે ગીર પડ્યો, નહીં કીસીકું દીન;
દેતે દેખા ઓરકું, વહાંસે મુખ મલીન. ૩૭૫

His money comes from him like drops of blood.

૩૯૯. ચલને દો ભાઈ ચલને દો, સાંઇકા ટટ્ટુ ચલને દો. ૫

ચલને દો ભાઈ, ચલને દો, સાંઇકા ટટ્ટુ ચલને દો.
ધન મારા ધણીને જેમ હાંકે તેમ હાલો.
ચલો મેરે ટટ્ટુવે, તીન કોસ બટુવે. ટટ્ટુ ચાલે ત્યાં સુધી ખરો.
ડગુમગુ ચાલે, તે તીન દીનમેં અઢાઈ કોશ.

૪૦૦. ખાપરો કોઢીઓ બે ભાઈ. ૯

ખાપરો કોઢીઓ બે ભાઈ. સિદ્ધ ને સાધક થઈ મુલક મુંઝો.
એકબીજાને પગે બાંધી ઉડે તેવા છે. ચંદુમંદુની જોડી.
એકબીજાના મ્હોંમાં બાચકા ધૂળ નાંખનારા છે.
એકબીજાને માથે ચપટી ધૂળ ભભરાવે તેવા છે.
એકબીજાના કાન કાપે તેવા છે.
ચોરનો ભાઈ ગંઠી છોડ. વાહાડીમાં પેસી નાળવે નીકળે તેવો છે.
Gamblers and swindlers are near neighbours.

૪૦૧. અણબોલાવ્યો બોલે તે તરખલાને તોલે. ૬

અણબોલાવ્યો બોલે તે તરખલાને તોલે.
સોબત જોઈને સાસરે ગઈ, ને નેવાં ઝાલી ઉભી રહી.[3]
માન રહે ત્યાં શબ્દ નાંખવામાં શોભા છે.
સોનાની ઝાલ[4] પાણીમાં નાંખવી નહીં.
શેઠ આવ્યા, તો કહે નાંખો વખારે.
સલામ બજાવી, તો કહે ધર દો છપર પર.

---

૧ ઉદાસ. ૨ દીધો. ૩ વગર તેડે ગઈ માટે. ૪ ઝાલ=કાનમાં પહેરવાનું સોનાનું ઘરેણું.

૪૦૨. વાહાર તેની ધાડ. આગ જલે તો જલકું કહું, જલ જલે તો કીસકું કહુ? ૧૧

વાહાર તેની ધાડ.
આગ જલે તો જલકું કહું, જલ જલે તો કીસકું કહું.
વાડ ચીભડાં ગળે, તો ધણીને શું પાકે?
હેતુ શત્રુ થયો, બાપ ઉઠીને વેરી થયો, સાંકીમાંથી સાપ થયો.[1]
ચીભડાંમાંથી વરાળ થઈ. ધણી ઉઠીને ચોરે તેને રાજા શું કરે?
રાજા થઈને લુંટી લે, તો રૈયત કોણ આગળ જઈ કહે?
વન વેરી થયું, ત્યાં ક્યાં આશ્રય લેવો? તારનાર ડુબાડે ત્યાં કોને કેહેવું?
રક્ષક થઈને ભક્ષક થાય, તે દુઃખ કોણ આગળ કહેવાય?
સોરઠો—ખેતર ખાએ વાડ, રખોલાં[2] કોણ કરે;
વહારો[3] તેની ધાડ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૬

૪૦૩. ચિંતાનું ઓસડ નહીં. ૫.

ચિંતાનું ઓસડ નહીં. વેહેમનું ઓસડ નહીં.
મનસા ભૂત ને શંકા ડાકણ. ચિંતાથી ચિતા સારી.
કુંડલિયો—ચિંતા જ્વાલ શરીરમેં, દવા લગે ન બુઝાય,
બાહેર ધુંવા ન નિકસે, અંતરહી ધુંધવાય;
અંતરહી ધુંધવાય, જલે જ્યું કાષ્ટકી ભઠ્ઠી,
લોહ માંસ જલ જાય, રહે પિંજરકી ઠઠ્ઠી;
કહે જમીરજ શાહ, સુજ શાખરે ચિંતા,
દવ લાગી ન બુઝાય, જીસ્કે ઉરમેં ચિંતા. ૩૭૭

૪૦૪. આદિ વેર સ્વાભાવિક વેર વિષે. ૧૧

આદિ વેર જોગી ને જતી, આદિ વેર વેસ્યા ને સતિ.
જોગીને ને ભોગીને વેર. ભગત જગતને વેર. રૂડાને ને ભુંડાને વેર.
આદિ વેર ધંટી ને ધઉં, આદિ વેર સાસુ ને વહુ.
સાચને ને જુઠને વેર. "હા"ને "ના"ને વેર.
ઉંદરબિલાડીને આદિ વેર. સુમને ને દાતારને વેર.
ચોરને ને શાહુકારને વેર. ચોરને ને ચન્દ્રમાને વેર.

૧ આ દુઃખ કોઇને કહેવાય નહીં તેવાં છે. ૨ રખોલાં=રક્ષણ. ૩ વ્હારો=મદદ, સહાય, વ્હાર.

Wisdom and goodness to the wile, seem vile.
No and yes often cause disputes.

૪૦૫. ચુક્યા કે મુવા. ચુક્યા કે ચાલ્યા. ૮

ચુક્યા કે મુવા. ચુક્યા કે ચાલ્યા. ભૂલ્યા કે ભોગ મળ્યા.
એ તો જતરડા સોંસરૂં નીકળવાનું છે.
મોવાળાને ફેર પડવા દે તેમ નથી. મોવાળો ચીરે તેવો ઝીણો છે.
ખાંડાની ધાર ઉપર રહેવાનું છે. કીડી સાંચરે તેવું નથી.

૪૦૬. પહેલે કોળીએ મક્ષિકા. ૫

પહેલે કોળીએ મક્ષિકા.[1] ચોરીમાંથી દાંત કચડવા.
જવું જગન્નાથ, ને થાક્યા પાદરમાંથી. શ્રીગણેશાય નમઃ માં ડબકો.
આ સંઘ દ્વારિકા પોહોંચે તેમ નથી.

૪૦૭. ચૌદ જાણે, તેને ચાર જાણનારો શું શિખવે. ૩

ચૌદ[2] જાણે, તેને ચાર જાણનારો શું શિખવે?
બ્રહ્મા આગળ વેદ ભણવા. ચંદ્રમા આગળ શીઆળડી ક્યાં જાય?

૪૦૮. છછુંદરનાં છએ સરખાં. ૧૦

છછુંદરનાં છએ સરખાં. રાંડે જણ્યાં બધાં બરાબર.
એક વાળના ત્રણ કડકા, તેમાં કાળો કીયો ને ગોરો કીયો.
ટંકશાળી રૂપીઆ બધા બરાબર.
કોઇ કોઇનામાં વીણામણ માગે તેમ નથી.
એકમાં મણા નથી. રાંડે જણ્યાં રતન બધાં સરખાં.
એક નીંભાડાનાં ઠામ. એક ખાડનાં ગલુડીઆં.
એક નિશાળે ભણેલા.

૪૦૯. અવળચંડી રાંડ જેવો. ૬

અવળચંડી રાંડ જેવો.
છાનોમાનો આવજે, તો કહે ઉંટે ચડીને આવીશ.
જોંયમાં દાટ્યો રહે તેમ નથી.
બોલીશ નહીં, તો કહે ગામ બહાર વાત નહીં કરૂં.
ઉંધી ઈંટનો ચણનારો કડીઓ. સામે પુરે ચાલનારો[3]

1 માંખ. 2 ચૌદ વિદ્યા ને ચાર વેદ. 3 મેમણ ને માછલું.

૪૧૦. છાસમાં માખણ જાય ને વહુ ફુવડ કહેવાય. ૩

છાસમાં માખણ જાય ને વહુ ફુવડ કહેવાય.[1]
ગાંઠેથી ગરથ જાય, ને લોકમાં હાંસી થાય.
પૈસા ખર્ચીને મૂર્ખ બનવું.[2]

૪૧૧. ઓલખ્યા પછી નવ ગજના નમસ્કાર કરવા. ૭

ઓલખ્યા પછી નવ ગજના નમસ્કાર કરવા.
પીછાન પડી, એટલે તોબા કરવી.[3]
જાણ્યા, એટલે આઘેથી નમસ્કાર. નાકલીટી તાણવી.
ઓળખીતો સિપાઇ બે ધપ્પા વધારે મારે.
કેમ લૂટાણા, તો કહે ઓળખીતા મળ્યા.
ગોરજી વંદું છું, તો કહે તારા ગુણ જાણું છું.

૪૧૨. હવે હદપાર વાત ગઈ છે. ૬

(સારૂં તેમ ખરાબ, બન્નેમાં વપરાય છે.)
હવે હદપાર વાત ગઈ છે.[4] આ તો આડો આંક વાળ્યો છે.
હવે હદ થઈ છે. હવે છેક વળ્યો છે.
હવે શગ (શિખર) ચડી રહી છે.
હવે લીટો (મર્યાદાનો) ઓલંઘી જવાયો છે.

૪૧૩. છોકરાં આગળ છાની વાત કરવી નહી. ૪

છોકરાં આગળ છાની વાત કરવી નહીં.
બાયડી પાસે સાચી વાત કહેવી નહીં.
છોકરાંથી છાસ પીવાય નહીં. છોકરાં તે છોકરવેજા.

૧ પૈસા મેળવવામાં ડહાપણ જોઇએ છે, તેમજ પૈસા સંભાળી રાખવા અને પૈસાને જોખમ લાગ્યા વગર જળવાઈ રહે તેમ કરવામાં પણ ડહાપણ જોઇએ છે. તેમ યોગ્ય રીતે તેનો વ્યય કરી ઉપયોગી બનાવવામાં ડહાપણની જરૂર છે. તે ઠેકાણે કોઈ માણસ અયોગ્ય રીતે ખરચ કરી પૈસો ગુમાવે છે તેનો પૈસો ને પૈસો જાય છે, ને મૂર્ખ ગણાય છે. તે સંબંધમાં કહેવત છે કે "છાસમાં માખણ જાય, ને વહુ ફુવડ કહેવાય." કારણ કે માખણવાળી છાસ આપવાથી વધારે ઉપકાર માનવો ઘટે તેને બદલે છાસ આપનારમાં માખણ ઉતારવાની ખબરદારીની ખામી ગણી લેનાર મૂર્ખ કહે છે. ૨ આવડત વગર એમ થાય છે. ૩ નઠારો છે એમ પીછાન પડ્યા પછી. ૪ કોઇના ગુણદોષ વર્ણન કરવામાં.

૪૧૪. ડાઢીમૂછ આવશે તો દીકરાને આવશે. ૩.

ડાઢીમૂછ આવશે તો દીકરાને આવશે.
ડાઢીઆળો (ભાયડો) કહેવાશે તો દીકરો કહેવાશે.
ઘર ઉઘાડું રહેશે તો દીકરાથી રહેશે.

૪૧૫. જમીન, જોરૂ ને જર, એ ત્રણ કજીઆનાં ઘર. ૮

જમીન, જોરૂ ને જર, એ ત્રણ કજીઆનાં ઘર.[1]
શીંગ, ડોડી ને પોપટો, એ ત્રણ જાતનાં અનાજ.
ફુંક, માર ને ઘસરકો, એ ત્રણ જાતનાં વાજીંત્ર.
ઊત્પત્તિ, સ્થિતિ ને પ્રલય, એ ત્રણ જગતના ખેલ.
થાન[2] એટલાંને કાન, મીંડાં તેને ઈંડાં.
ઘા, વા ને ઘસરકો એ ત્રણ જાતનાં વાજાં.[3]
ફરતું, ચરતું ને તરતું, એ ત્રણ પ્રકારનાં વાહન.
ધાર, અણી ને ધુબાકો, એ ત્રણ પ્રકારનાં હથિયાર.

૪૧૬. મરણ તરણને શિખવે. ૩

મરણ તરણને શિખવે. સંકટ પડે બધું સુજે.
માથે પડે એટલે બધું આવડે.
Necessity is the mother of invention.

૪૧૭. જ્યાં મળ્યું ખાવા ત્યાં બાવોજી બેઠા બજાવા. ૭

જ્યાં મળ્યું ખાવા ત્યાં બાવોજી બેઠા બજાવા.
જ્યાં મળ્યું જમવા ત્યાં મારો સગવા.[4]
જીસકે તડમેં લડુ ઊસકે તડમેં હમ. જ્યાં મળી રોટી ત્યાં પડ્યા આળોટી.
જ્યાં ચાવલકા દાણા વહાં બંદેકા જાનાં.
જીસે જમણવાર તીસે વાલીડો તૈયાર. જ્યાં જમવા ત્યાં સગવા.
Wasps haunt honey pots.

૪૧૮. ભીખ તેને ભૂખ શી? ૨

ભીખ તેને ભૂખ શી? ભીખારીને જ્યાં જાય ત્યાં ઘર.

---

૧ જમીન, જોરૂ અને જર એ ત્રણેને માટે કજીયા થાય છે. તે વાત બીજી એવી છે કે "જમે રમાડે દીકરે આખર આપે ધાજ" (ધાજ આપવું એટલે દુઃખી કરવું-હેરાન કરવું.) ૨ થાન=સ્તન. ૩ આ કહેવત શબ્દ ફેર બીજી રીતે બોલાય છે તે પ્રથમ લખી છે. ૪ સગવા=નાત.

૪૧૯. ભીખનાં હાંલ્લાં સીંકે ચડે નહીં. ૨

ભીખનાં હાંલ્લાં સીંકે ચડે નહીં. ભીખે ભંડાર ભરાય નહીં.

૪૨૦. ભીખ ભંડારે નંખાય નહીં. ૫

ભીખ ભંડારે નંખાય નહીં. ધર્મનો પૈસો પચે નહીં.

ભીખનો માલ કે નાણું, રાજા કે ચોર પોતાના ઘરમાં ભરે નહીં.

ધર્માદાનો પૈસો ખાવો તે મીંદડીનાં રૂવાડાં.

દોહરો—કાચો પારો બ્રહ્મરસ, શિવનિર્માલ્ય જે ખાય;
ઈશ્વર કહે છે પાર્વતીને, જડામૂલસેં જાય. ૩૭૮

૪૨૧. સમ ખાય તે સદા જુઠો. ૬

સમ ખાય તે સદા જુઠો. સવાયાના[1] સો સમ.

શેર મગદળના શાહેદી. જુગારીના સોગન જુઠા.

ચોરની "ના" ને છીનાળવાની "મા" એ બન્ને બરોબર.

(જુઠાના મનમાં) સમ ને સુખડું ખાવાજ કર્યાં છે.

૪૨૨. ટપટપનું શું કામ, રોટલાથી કામ. ૫

ટપટપનું શું કામ, રોટલાથી કામ.

પાડાપાડીનું શું કામ, બળી[2] ખાધાથી કામ.

પાડાપાડીનું શું કામ, છાસની દોણી ભરવાથી કામ.

કરતા હો તે કરો ને છાસની દોણી ભરો.

દોહરો—તુલસી નફા બિચારીએ, કયા ભલે બુરેસેં કામ ?
ભૂતસેં હનુમાન મીલે, હનુમાનસેં રામ. ૩૭૯

૪૨૩. જુઠની આવરદા બહુ તો સાડાત્રણ દહાડા. ૭

જુઠની આવરદા બહુ તો સાડા ત્રણ દહાડા.

જુઠ કયાં સુધી નભે ? જુઠને પગ નહીં, તે ઉભું રહી શકેજ નહીં.

જુઠું ને જડતું કયાં સુધી આવે ? જુઠાના હોઠ લબલબ થાય.

જુઠું બોલવું ને જખ મારવી બરાબર. જુઠાનાં ડગલાં ચાર.

A lie has no legs.

૪૨૪. કોઠી હશે તો ઢાંકણાં ઘણાંએ મળશે. ૯

કોઠી હશે તો ઢાંકણાં ઘણાંએ મળશે.

શિર સલામત તો પઘડી બહોત. જીવતો નર ભદ્ર પામે.

---

૧ સવાયા=પૈસા. ૨ બળી=મલાઈ. તાજા વીઆયેલ ઢોરના દૂધની બળી.

જીએગા નર તો ફીર બસવે ઘર.
હાડ સલામત તો માંસ ઘણુંએ આવશે.
મુવા પછી કોઈ મળનાર નથી. જીવતાને બધું આવી મળે.
મુવા તે ગયા ચંદ્રમાથી ડાબા. નાક હશે તો વાળીઓ ઘણી મળી રહેશે.

If you are sure of a substance, the form does not matter much.

Health is at the root of all happiness.

૪૨૫. જીભને વારજે, નીકર જીભ દાંત પડાવશે. ૮

જીભને વારજે, નીકર જીભ દાંત પડાવશે.
જીભને દાંતની ભલામણ દેજો. જીભને દાંતની ભલામણ હોય નહીં.
જીભ કરે છે આળપંપાળ, અને ખાસડાં ખાય શિર કપાળ.
માથા મ્હોને વારજે, નીકર મ્હો માથું ભગાવશે.
કોઇની જીભ ચાલે, તો કોઇનો હાથ ચાલે.
જીભ જેમ વાળીએ તેમ વળે. જીભમાં કાંઈ હાડકું નથી.

૪૨૬. જે કોદરે કાળ ઊતર્યા તે કોદરે મીણા ચઢ્યા. ૮

જે કોદરે કાળ ઊતર્યા તે કોદરે મીણા ચઢ્યા.[1]
ભણતર પતરાજની મા.
ટીલાંટપકાં હાથના ચાળા, ધોતીપોતી એ છતનાં લાલાં.
બકરકુદીઓ બધી ભણતરની. છતના ચાળા.
છત છાની રહે નહીં. ભણતર વગર ગણતર નહીં.
દરિદ્રતા હોય તે મ્હોતીઆમાંથી જણાય.

૪૨૭. જેને ગાડે બેસીએ તેનાં ગીત ગાઇએ. ૧૦

જેને ગાડે બેસીએ તેનાં ગીત ગાઇએ.
જેની ઘંટીએ દળવું તેનાં ગીત ગાવાં.
શેઠ કહે પચાસની ભાજી તો પણ કહીએ હાજી હાજી.
જેની વ્હેલમાં બેઠાં તેનાં ગીત ગાવાં.
જેનું ખાવું તેનું ગાવું. જેનું ચારે તેનું દારે.
જીસકી નવાઈ(આણ)મેં રીજીએ ઊસકા કહ્યા કીજીએ.
ઊંટ બિલ્લી લે ચલી તોભી હાંજી હાંજી કીજીએ.

---

[1] ઓછાં માન મળ્યાં એટલે કોદરા ખાનારાથી મીણો ચઢ્યો=ગર્વ ચઢ્યું.

જેનો ખાઇએ કોળીઓ તેનો વાળીએ ઘોળીઓ.[1]
રેહેવું ત્યાં વેહેવું.[2]
He is an ill guest, who never drinks to his host.

૪૨૮. ધાન્ય ખાવું ધણીનું ને ગીત ગાવાં વીરાનાં. ૨
ધાન્ય ખાવું ધણીનું ને ગીત ગાવાં વીરાનાં.
રેહેવું કૌરવમાં ને જય વાંચ્છવી પાંડવની.

૪૨૯. સાપ એવો મારું કે ઘરનાંને ખાય. ૯
સાપ એવો મારૂં કે ઘરનાંને ખાય.
પેટની[3] મુક્કી વગર કામ થાય નહીં.
જા બિલ્લી, કુત્તેકુ માર. પરોણા પાસે સાપ ઝલાવવો.
જા બિલાડી, મોભા મોભ. પારકાં કામ શીળાં.
આંગ વગર ડાંગ લાગે નહીં. પેટ વગર ઠેસ નહીં.
અંક[4] વગર ડંખ નહીં.

૪૩૦. ચપટીમાં ઉડાવવું. ૫
ચપટીમાં ઉડાવવું. બેના બે ગણાવવા. ઊંઠાં ભણાવવાં.
ધીસલાને[5] માર્ગે ચડાવવું. પાણીમાં બાચકા ભરાવવા.

૪૩૧. જેના દીઠા ન મુવા તેના માર્યાં શું મરશે? ૮
જેના દીઠા ન મુવા તેના માર્યા શું મરશે?
જેમાં રામ નહીં તે કામ શું કરે?
મ્હોડા ઉપરથી માંખ ઊડતી નથી. માંચીનો માંકડ.
તેમના દીદાર જ કહી આપે છે, કે કેવું કામ કરશે?
શેકયો પાપડ ભાગી શકે તેમ નથી. દાંતે દહી ચાવે તેવા છે.
તરખલું તોડીને બે કરી શકે તેવા નથી.

૪૩૨. રોગ આવે ઘોડાં વેગે ને જાય કીડી વેગે. ૨
રોગ આવે ઘોડાં વેગે ને જાય કીડી વેગે.
દુઃખ આવે ત્યારે સામટું ને જાય ત્યારે કડકે કડકે.
Mischiefs come by pounds and go by ounces.

---

૧ ઘોળવું=ભલું કરવું. ઘોળીઓ વાળવો=સારૂં કરવું. ઘોળીઓ વાળવો=ખાટલો પાથરવો. ૨ વેહેવું=વૈતરૂં કરવું. ૩ પેટની ને બદલે છાતીની પણ વપરાય છે. ૪ અંક=આંકડો, વાંકો આંકડો. ૫ ધીસલાને=હળ, રાંપ વિગેરે ખેતીનાં સાંતી. ધીસલાને માર્ગે ચીલો હોય નહીં તેથી ગાડું ચાલે નહીં એવો (ખોટો) માર્ગ બતાવવો. ખોટો માર્ગ બતાવી મશ્કરી કરવી.

### ૪૩૩. કાગળ હોય તો બાંચ લઉં, કર્મ ન બાંચ્યો જાય. ૧૨

કાગળ હોય તો બાંચ લઉં, કર્મ ન બાંચ્યો જાય.
ઢાંકયાં કર્મની ખબર પડે નહીં.
કર્મ વંચાતાં હોત, તો જોષીનાં રાંડત નહીં ને વૈદ્યનાં મરત નહીં.
છઠ્ઠીના લખ્યા લેખ તેની કોઇને ખબર પડતી નથી.
કર્મને શરમ નહીં, ને ચોરીને હાને ધર્મ નહીં.
કર્મ કરે તે ન કરે માને બાપ.
તદબીર નહીં ચલતી તકદીરકે આગે.
ઉદ્યોગ કરો લાખ, પણ કર્મ વગર ખાખ.

દોહરા—ઉદ્યમ તો સૌ આદરે, પામે કર્મ પ્રમાણ;
કર્મીને હીરા જડે, અકર્મીને પાહાણ. ૩૮૦
હરિ કહા ઓર બિધિ લીખા, છઠ્ઠી રેનકે અંક;
જવ ઘટે ન તલ વધે, રહે રે જીવ નિશંક. ૩૮૧
કો પુરુષ કર શકે, ઉલટે બિધિકે અંક;[1]
બુદ્ધી પિતા ચંદ્રકો, ધોઈ ન શકયો કલંક.[2] ૩૮૨

ચોખરો—આભ ગાભ ને વર્ષા કાળ, સ્ત્રી ચરિત્ર ને રોતાં બાળ;
તેની જે કોઈ પરીક્ષા કરે, તેને ઘેર સહદેવ જોશી પાણી ભરે. ૩૮૩

### ૪૩૪. નસિબમાં હશે તે થશે. ૧૪

નસિબમાં હશે તે થશે કોઇ છઠની સાતમ કરનાર નથી.
લીખ્યો હે લલાટ લેખ, વાગે નહીં મીનમેખ.
કર્મની રેખ ટાળી ટળે નહીં.
કર્મની રેખ ઉપર કોઇ મેખ મારી શકે નહીં.
તુલસી રેખા કર્મકી મેટ શકે ન રામ.
છઠ્ઠીના લખ્યા લેખ મટવાના નથી.
લખ્યા લેખ મટે કે મિથ્યા થાય નહીં.
વિધાતાના લેખ ટાળ્યા ટળે નહીં.
હાથમાંથી કોઈ લેઈ જાય, પણ નસિબમાંથી કોઈ ન લેઈ જાય.

---

1 અંક=આંકડા, અક્ષર. 2 હિન્દુસ્તાનના લોકો એમ માને છે કે માણસ જન્મે છે તેને છઠ્ઠે દિવસે (રાત્રે) વિધિ એટલે બ્રહ્મા કર્મના, ભાગ્યના લેખ લખે છે. તે માનવા પ્રમાણે કવિએ ઉપરના દોહરા બનાવ્યા છે.

દોહરા—કર્મ લલાટની આગળે, સાંભળ મારી[1] વાત;
મેં લીધું મળસકું, ઘેંસે લીધી રાત. ૩૮૪
કહા કહું કીરતારકું, પરાલબ્ધકા ખેલ;
વિભીષણકું લંક દી, ઓર હનુમાનકું તેલ. ૩૮૫
બિધિ રૂઠે તુઠે કવન, કો કરી શકે સહાય;
વન દવ ભય મેહ નિવારે,વહાં હીમ દેત જલાય. ૩૮૬
સોરઠો—નિશ્ચય હોય નિશંક, ચિત્ત ન કીજે ચળવિચળ;
એ વિધાતાના અંક, રાઈ ઘટે ન રાજીઆ. ૩૮૭
There is no flying against destiny.
The decrees of fate cannot be obliterated.

૪૩૫. જેવો માએ જણ્યો તેવો. ૨

જેવો માએ જણ્યો તેવો.
પેહેરવાને પૃથ્વી ને ઓઢવાને આભ.[2]
Purely natural state.

૪૩૬. નાનો તોપણ રાઇનો દાણો. ખોખરી ડાંગ પણ હાંલ્લાં જોગ ખરી. ૧૪

નાનો તોપણ રાઇનો દાણો. ખોખરી ડાંગ પણ હાંલ્લાં જોગ ખરી.
કોલ્યાં તોએ સાગનાં લાકડાં. નાનું તોપણ સિંહનું બચ્ચું.
વાંકો તોપણ ઘઉંનો રોટલો. ભાગ્યું ભાગ્યું તોએ ભરૂચ.
એરડાની લાકડી ઊતરેડ જોગ ખરી જ.
કીડીનો ખાધેલ તોપણ ગરાસીઓ.
હાથી પાણી પીએ તોપણ ઢીંચણ સમા પાણીમાં પીએ.
હાથીનો દુશ્મન મચ્છર, મણિધરનો દુશ્મન કીડી.
દોહરા—નાનો કણ પણ રાઇનો, પાંખી તોએ મૂછ;
ઘરડો તોએ ગરાસીઓ, ભાગી તોએ ભરૂચ. ૩૮૮
ઘરડો તો પણ બળદીઓ, તોફાની તોપણ ગાય;
વકરેલો પણ વાણીઓ, રૂઠેલી પણ માય. ૩૮૯
ભોળો તોપણ મહીપતિ, શઠ પણ સત્તાધીશ;
સુતેલો તોય કેસરિ, ઊંઘેલો પણ ફણીશ.[3] ૩૯૦

૧ કર્મમાં ઘેંસ લખી હતી તે મારા પેહેલાં જઇને ઉભી રહી. ૨ દિગંબર જેવો.
૩ ફણીશ=ફેણવાળો નાગ.

જોડકણું—મોટો કુહાડો કાંઈ ન કાપે, ગજવેલ કાપે છીણીઓ;
રેતીમાં જે ખાંડ વેરાણી, તે વીણી કહાડે કીડીઓ.

૪૩૭. ઠંડા લોહીનો સૂકો રોટલો સારો. ૫

ઠંડા લોહીનો સૂકો રોટલો સારો.
લાખ મળતા નથી ને લખેશરી થતા નથી.
સુખની પીંજણ પીંજતાં, કીં કમતડી ધાઇ.
સુખનો જીવ દુઃખમાં શા સારૂ નાંખવો?
(ઉંચે જીવે) પારકા ઘેબર કરતાં ઘરની ઘેંસ સારી.

A great fortune is a great misery.

Better is a little with ease, than a great deal with anxiety.

૪૩૮. ઠોકરો ખાતાં હુશીઆર થવાય. ૬

ઠોકરો ખાતાં હુશીઆર થવાય. લાખ ખાય ત્યારે લાખનો થાય.
ઘાટ ઘાટનાં પાણી પીએ, ત્યારે ઘડાય.
બત્રીશ ગોદા ખાય ત્યારે બત્રીશ લક્ષણો થાય.
ઘણા ટકોરા ખાય ત્યારે પાકો થાય. બહાર ફરે તે બાજંદો[1] થાય.

Man is a foolish creature, he will follow no examples and he will pay too dear for his experience.

૪૩૯. ડાહ્યો દીકરો દેશાવર ભોગવે. ૪

ડાહ્યો દીકરો દેશાવર ભોગવે. ડાહી વહુ સુસા આગળ પેસે.
ભલાને ભોંઠામણ.[2]
દોહરો—ચતુરકુ ચિંતા ઘણી, નહીં મૂર્ખકુ લાજ;
સાર અસાર જાણે નહીં, પેટ ભરનેસેં કાજ. ૩૯૧

All lay the load on a willing horse.

૪૪૦. ડુંગળીમાં એલચીનો સા આવે નહીં. ૮

ડુંગળીમાં એલચીનો સા આવે નહીં.
ખડને ગાડે ગોળપાપડીનું ભાતું હોય નહી.
મસાણીઆ લાડુમાં એલચીની ગંધ હોય નહીં.

---

૧ બાજંદો=હુશીઆર. ૨ ભોંઠામણ=શરમ.

દારૂ પીધે કપૂરની ગંધ આવે નહીં.
ખાતરના ગાડા સાથે ચોપદાર શોભે નહીં.
લસણ કાંઈ કસ્તુરીની ગરજ સારે?
અંબાડીમાં[1] બેસી છાણાં વિણાય નહીં.
સાખી—સારે સારૂં, નરસે નરસું, નજરેનજર દીઠું;
સાકર નાંખે દૂધમાં, છાશમાં નાંખ્યું મીઠું. ૩૯૨

૪૪૧. સોરંગી જેમ કુટે તેમ રંગ કહાડે. ૯

સોરંગી[2] જેમ કુટે તેમ રંગ કહાડે. કાઠી, કણક ને કેળાં ગુંદ્યાં ગુણ દે.
ઢોલ જેમ કુટે તેમ અવાજ કરે. ઉંટ ગાંગરતાં પલાણાય.
દોહરા—ગોલાં, ઢોલાં ને ગાદલાં, કાગદ અને કપાસ;
એટલાં કુટ્યાં ગુણ કરે, વણ કુટ્યાં કરે વિનાશ. ૩૯૩
કાઠાં તો ધ્રાઠાં ભલાં, તાજાં ભલાં તરક;
ટૅટાં ટગટગતાં ભલાં, અધભૂખ્યાં અધ ભરખ. ૩૯૪
કણક, કણબી ને કંચુવો,[3] કસુંબો ને મઠ્ઠ;
એટલાં ગુંદ્યાં ગુણ કરે, વણ ગુંદ્યાં અડીઠ. ૩૯૫
પાઠ્ઠ ઇતરાઠ્ઠ વિના, કબુ ન રાઠ્ઠ હોય;
રાજા, જોગી, સુઘડ નર, રસહિમેં બસ હોય. ૩૯૬
જોડકણું—ઢોલ, ગમાર, પશુ ઓર નારી, એ સબ તાડનકે અધિકારી.

૪૪૨. તાળી પાડી દોપ દેખાડી, કહું છું દહાડી દહાડી. ૩

તાળી પાડી દોપ દેખાડી, કહું છું દહાડી દહાડી.
દાંડી પીટાવીને કહ્યું છે. ચોરે બેસી સમજણ પાડી છે.

૪૪૩. તારા જેવા તો એના ખીસામાં પડ્યા છે. ૯

તારા જેવા તો એના ખીસામાં પડ્યા છે.
તારા જેવાને તો એ પગે બાંધી ઉડે તેવો છે.
તારા જેવાં તો એના પેટમાં ગલુડીઆં રમે છે.
તારા જેવાં તો એના પેટમાં કરમીઆં છે.
એ તો ચીંથરે વીંટયું રત્ન છે. વેચીને દાણ દે એવો નથી.
એ તો બહુ ગરવો છે. પેટ ઉંડું છે.
કેટલાકને પાણી પાઈ દે તેવો છે.

---
૧ હાથી ઉપર માંડી બેસવાનું આસન તે અંબાડી. ૨ સોરંગી=મઠ્ઠ. ૩ કંચુવો=કાંચળી.

**૪૪૪. રાંડ મારો રોટલો ને ઘડતાં ભાગ્યો. ટુંકું ને ટચ ને મધથી મીઠું. ૧૦**

રાંડ મારો રોટલો, ને ઘડતાં ભાગ્યો.      ટુંકું ને ટચ ને મધથી મીઠું.
તમારા બાપ કેમ મુવા? તો કહે ઉપરથી પડ્યા ને ઠેકાણે ઠે.
તેં કયાં રાવણની કાણુ માંડી?      ટુંકી કરો.
લાખ વાતની એક વાત.      ઘી ખીચડીના અક્ષર બે.
ઝાઝી વાતે ગાડાં ભરાય.      લાંબી પરડ સાંભળે કોણ?
The long and short of it.

**૪૪૫. પંચ માબાપ છે, પણ મારી ખીલી ખસે નહીં. ૭**

પંચ માબાપ છે, પણ મારી ખીલી ખસે નહીં.
ખસે ખાડા, પણ ન ખસે હાડા.
થવાનું હશે તે થશે, પણ કાશી કેવળીઆને જશે.
તોબ્જે ઘોડા હઠે, મોબ્જે બોલ ન હઠે.      થૈ ડગાં, પણ મેં ના ડગાં.
સો તારી રામ દુવાઈ, ને એક મારૂં ઊંહું.
તેરી બાવડી[1] હઠે, મેરી હઠ ના હઠે.

**૪૪૬. નરમગરમ થઇએ ત્યારે મેળ આવે. કડવો ઘુંટડો ઉતારવો પડે. ૬**

નરમગરમ થઇએ ત્યારે મેળ આવે.      કડવો ઘુંટડો ઉતારવો પડે.
નમતી દોરી તો મુકવી પડે.
ગરમે ગરમ ભેગાં થાય, ત્યાં ઝાળ ઊઠે.
દોહરો—ઉત્તમ વિદ્યા લીજીએ, યદ્યપિ નીચકે હોય;
  પડ્યો અપાવન ઠોરમેં, કંચન તજે ન કોય.   ૩૯૭
બેત—સામો થાય આગ ત્યારે આપણે થઇએ પાણી;
  જાણ આગળ અજાણ થઇએ, તત્ત્વ લઇએ તાણી.   ૩૯૮

**૪૪૭. ગાઇઓ વહાં સુધી ગાઇઓ, ફીર ઝાંપા દેકે જાઇઓ. ૬**

ગાઇઓ વહાં સુધી ગાઇઓ, ફીર ઝાંપા દેકે જાઇઓ.[2]

---

૧ બાવડી=બાથ.   ૨ એક વાણીઓ એક ગામમાં સારા ગૃહસ્થને ઘેર રાત રહ્યો. ઉતારો એક વંડામાં આપેલો. ગામનો મીર સારૂં માણસ જાણી વાણીને રીઝવવા આવ્યો. તેણે મહેમાન વાણીઆ આગળ ગાવા માંડ્યું. વાણીએ જાણ્યું થોડી વારમાં જતો રહેશે, પણ મીર ગયો નહીં એટલે વાણીઓ સુઈ જતી વખત તે મીરને કહે છેઃ—
  ગાઇઓ વહાં સુધી ગાઇઓ, ફીર ઝાંપા દેકે જાઇઓ.
ઝાંપો કયારે મુઝને જાણશા તો?
  ગોદ ભરયા મેરા, તો જવાબ ઝાંપા તેરા.
આ જવાબ સાંભળી પછી મીર તુરત ચાલ્યા ગયા.

સાસુ શિખામણ દે ત્યારે વહુ કીડીઓ ગણે. કથા ચાલે ત્યારે ઊંઘે.
વાત કરવા માંડે, એટલે આકાશના તારા ગણે.
વાંસ નળીમાં ફૂંક. કાન હેઠળ કહાડી નાંખવું.

૪૪૮. તેરા તેલ ગયા મેરા ખેલ ગયા. ૪

તેરા તેલ ગયા મેરા ખેલ ગયા.
તારી વાત ગઈ, મારી રાત ગઈ.
તેરા બોલ ગયા, મેરા તોલ ગયા. તેરા માલ ગયા, મેરા ખ્યાલ ગયા.
*No longer pipe, no longer dance.*

૪૪૯. જેનો આગુ આંધળો તેનું કટક કુવામાં. ૬

જેનો આગુ આંધળો તેનું કટક કુવામાં.
ઉસ્તાદ બેસે પાસ તો કામ આવે રાશ.[1]
મૂર્ખની સરદારી હેઠળ બધા મૂર્ખ બને.
રાજા વંઠ્યે દેશ ઉજડ. ગુરૂ આંધળા તેના ચેલા ભીંત.
દોહરો—ગમ વિનાનો ગામેતી,[2] અજડ હોય દીવાન;
રંજાડે[3] રૈયતને જે, ચાર દિના મેમાન. ૩૯૯

૪૫૦. જેનો આંહી ખપ તેનો ત્યાં ખપ. ૩

જેનો આંહી ખપ તેનો ત્યાં[4] ખપ. ઘરમાં માન તેનું બહાર પણ માન.
જે જગતમાં ભલો કહેવાણો, તેનો વાસો સ્વર્ગમાં.

૪૫૧. એક આપે ને બીજો વારે, તેને ઘાલો જમના બારે. ૬

એક આપે ને બીજો વારે, તેને ઘાલો જમના બારે.
તેલ બાળનારનું બળે ને મસાલચી પેટ કુટે.
દાતારી દાન કરે, ને ભંડારી પેટ કુટે.
પારકી ગાય, પારકું ખાય, જે હાંકે તેનું સત્યાનાશ જાય.
વાવરનારનું વરે, ને રંધવારાનું પેટ બળે.
અન્ન[5] તેનું પુણ્ય, રાંધનારને ધુમાડો.
It is the master, and not the steward who becomes generous at his master's cost, that deserves the blessings of the poor.

---

[1] રાશ=રસ્તે ચડે. [2] ગામેતી=રાજા કે ગામ ધણી. [3] રંજાડે=હેરાન કરે.
[4] ત્યાં=સ્વર્ગમાં. [5] ધન્ય દહાડો પણ કહેવાય છે.

૪૫૨. માળી રૂઠ્યો ફૂલ લેશે. ૩

માળી રૂઠ્યો ફૂલ લેશે.

થઇ થઇને શું થવાનું છે ? મારી તો નહીં નાખે.

હાથીની ગાં–માં ઘાલીને સીવશે તો નહીં.

૪૫૩. પ્રભુ જે કરે છે તે સારાંને માટે. ૬

પ્રભુ જે કરે છે તે સારાંને માટે. જે થાય છે તે સારાં માટે.

ભેંસનો પગ ભાંગ્યો તે સારાં માટે.[૧]

શૂળીનું દુઃખ શૂળથી ટળ્યું.

નરસું થાય તે પણ સારાં માટે.

દોહરો—હરિ કરે સો ભલી કરે, કેશવ બુરી ન જાન;

કૃષ્ણ અઘટતી ના કરે, સો વદે વેદ પુરાણ. ૪૦૦

A stumble prevented a fall.

૪૫૪. થુવરે કેળાં. ૩

થુવરે કેળાં. આંબલીએ આંબા થયા. રાંડને ઘેર રતન પાક્યું.

૪૫૫. બોલે નહીં તે બોળી મારે. ટહાડું ટહાડું બોલે તે કાળજું કોરે. ૧૦

બોલે નહીં તે બોળી મારે. ટહાડું ટહાડું બોલે તે કાળજું કોરે.

થોડા–બોલો થાંભલો કોરે.

મોળું દહીં દાંત પાડે. પોતે નાનો, પણ પાખંડે મોટો.

થોડા–બોલો છતી જાય, બહુ–બોલો વેતરી જાય.[૨]

બોલે તેનું પેટ કળાય. છાની છરી છેતરે.

એ તો ફુંકી ફુંકીને[૩] ખાય તેવો છે.

મીઠું મીઠું બોલીને બોદી કાઢે.

Silent men and still waters are deep and dangerous.

Beware of a silent dog and still waters.

૪૫૬. સઇનો દીકરો જીવે ત્યાં સુધી સીવે. ૫

સઇનો દીકરો જીવે ત્યાં સુધી સીવે. મુવા લગી ઘર[૪] તાણી.

---

૧ નીકર બહાર ગઈ હોત ને વાગે મારી હોત. ૨ ગોદા ખાય, એમ પણ કહેવાય છે. ૩ ઉંદર કરડે ત્યારે ફુંકતો જાય ને કરડતો જાય, તેથી ઉંદરનો કરડ માણસને કરડતી વખત જણાતો નથી. ૪ મરણપોંસરૂં.

જીવ્યા ત્યાં સુધી (ભાર) વહ્યા..
મરતાં સુધી નાથ[1] કહાડી નહીં. બાંધી ભેટે[2] ગયા.
He died in harness.

૪૫૭. રાઇના પાડ રાતે ગયા. ૫
રાઇના પાડ રાતે ગયા.[3]
ડાઢીના ડહોડસો, ને ચોટીના ચારસો. પાણીએ દીવો બળી ગયો.
વર રહ્યો વાસી, પેહેરામણી ગઇ નાસી. એ તો ખેલ ખેલાઇ ગયો.
Every rogue is at length outrogued.

૪૫૮. દુઃખનું ઓસડ દહાડા. ૬
દુઃખનું ઓસડ દહાડા.
દુઃખ પડે ત્યારે ધીરજ રાખવી. જેમ દિવસ વીતે તેમ દુઃખ વિસારે પડે.
જીવ સ્વભાવે જ ભૂલકણો છે. ભૂલી જવાનું કહેવું પડતું નથી.
દોહરો—દીન ગણંતાં માસ ગયા, વર્ષે આંતરીઆં;
સુરત ભૂલી સાહેબા, નામે વીસરીઆં. ૪૦૧

૪૫૯ દુનીઆ આંધળી નથી. ૫
દુનીઆ આંધળી નથી. દુનીઆમાં કશું અજાણ્યું કે છાનું રહેતું નથી.
દુનીઆ સાતમે પાતાળથી વાત લાવે.
દુનીઆમાં થાળી પીટાવવી પડતી નથી.
છાનો ન રહે દાતાર ઝુઝાર, છાનો ન રહે રાગ ગાનાર.

૪૬૦ દુનીઆ ઝુકતી હે, ઝુકાનેવાલા ચાહીએ. ૩
દુનીઆ ઝુકતી હે, ઝુકાનેવાલા ચાહીએ.
દુનીઆ દિવાની હે, સમજાનેવાલા ચાહીએ. દુનીઆ દંભે ભોળવાય.

---

૧ જે બળદ ઘરડો અથવા નિરૂપયોગી થાય ત્યારે તેના નાકમાંથી નાથ કહાડીને આરામ આપે છે. તેમ માણસ પોતાનું વ્યાવહારિક કામકાજ મુકે ત્યારે નાથ કહાડી નાખી એમ કહેવાય. ૨ એટલે જીવતાં સુધી પોતે ઉદ્યોગમાં કસેલી કમર છુટી જ નહીં.

**૩ રાઇના પાડ (ભાવ) રાતે ગયા**

એક વાણીઆના ઘરમાં રાત્રે એક ચોર પેઠો. વાણીએ તેને જોયો. ચોરે જાણ્યું જે મને દીઠો નથી, તેથી લપાઇને એક ખૂણામાં ઉભો. વાણીએ પોતાની સ્ત્રીને જગાડી કહ્યું કે, રાઇ ભરી રાખી છે તે કહાડ, કારણ કાલે રાઇના ભાવ ચહડી જશે. બાઇડીએ રાઇ કહાડી ઢગલો કર્યો. બન્ને જણ રાઈનો ઢગલો મૂકી બીજા ખંડમાં ગયાં. ચોરે જાણ્યું પેટીપટારા તોડી કાંઇ માલ લેવાશે નહીં, પછી ચોરે રાઇનો ગાંઠડો મણ બે મણનો બાંધ્યો ને ઉપાડી ચાલ્યો ગયો. બીજે દહાડે રાઇ વેચવાને તેજ વાણીઆની દુકાને તે જઇ ચહડયો. રાઇનો ભાવ તેણે પૂછયો ત્યારે વાણીએ કહ્યું, "રાઇના પાડ તો રાતે ગયા."

**૪૬૧. ભુંડો ભુંડાનો ભાવ ભજવ્યા વગર રહે નહીં. ૧૧**

ભુંડા ભુંડાનો ભાવ ભજવ્યા વગર રહે નહીં.
પોદળો પડ્યો તે ધુળ લેઇ ઊખડે.
ભુંડી રાંડે બમણો વરો. કસ્તુરીમાં રંગ નહીં, ભુંડીમાં ઢંગ નહીં.
ભુંડાથી ભૂત પણ નાસે.
દુર્જનથી દૂર વસવું. ભુંડાનું મ્હો કાળું. ભુંડાથી બાર ગાઉ નાસવું.
ખોડી બિલાડી અપશુકન કર્યા વગર રહે નહીં.

દોહરા—જી ભણીએ ભલાને, ભુંડાને પણ જી;[1]
ભુંડા ન હોત જગમાં, તો સારા સાંભરત કીં? ૪૦૨
દુરિજનકી કૃપા બુરી, ભલો સજનકો ત્રાસ;
જબ સુરજ ગરમી કરે, તબ બરસનકી આશ. ૪૦૩

**૪૬૨. કમાઉ દીકરો કુટુંબને વહાલો. ૮**

કમાઉ દીકરો કુટુંબને વહાલો. કમાઉ દીકરો માબાપને વહાલો.
દુઝણી ભેંસની પાટુ સારી લાગે. દાતાની ગાળ તે ઘીની નાળ.
ઘરડાંની ગાળ તે શિખામણની ઘાત. ગોળ ખાય તે ચોકડાં ખમે.
જે મારે તે ભણાવે. રોટલા આપે તે તમાચો પણ મારે.

**૪૬૩. મોટાની જીભમાં કામ થાય. ૪**

મોટાની જીભમાં કામ થાય. મોટાનો બોલ સહુ ઝીલે.
મોટાં ડોકું હલાવે ત્યાં ગરીબનું કામ થાય.
મોટા જરા કાન આપે, તેમાં બેડો પાર થાય.

**૪૬૪. ધુમાડાના બાચકા. (જુઠા દેખાવ વાળી વસ્તુમાંઉ વસ્તુતઃ કાંઈ નહીં.) ૯**

ધુમાડાના બાચકા.[2]
પાણીમાં લીંટા. રેતીમાં લીટા (રહેજ નહીં.)
મૃગજળ. ઝાંઝવાનું પાણી દેખાય ઘણું, પણ કાંઈ મળે નહીં.
ગોદડે ગાંઠ.[3] ધાબળે[4] ગાંઠ.
આકાશકુસુમવત. પાણીની ગાંસડી બાંધવી.

---

૧ બાનીએ વિવેકથી વાત કરીએ. ૨ હાથમાં કશું આવે નહીં. ૩ ગોદડાની ગાંઠમાં કશું બંધાય નહીં. ૪ ધાબળો એટલે કામળો.

૪૬૫. તેલનું ટીંપું ને હીરની ગાંઠ. ૯

( જે વાત ચોક્કસ હોય તે વિષે. )

તેલનું ટીંપું ને હીરની ગાંઠ. અંકે સો. જડબે સલાખ.
લોહોડે લી ને પટોળે ભાત. ધ્રુવના અક્ષર.
એમાં મીન મેખ નહીં. કંકુચોખા ચોટી ગયા છે.
જેઠવાને ઊજળી કહે છેઃ

સોરઠો—તું સું તાળી લેઈ, બે ઘડીએ બોલ્યાં નહીં;
એ અવઢવ રહી ગઈ, જામો કામી[1] જેઠવા. ૪૦૪

A firm knot.

૪૬૬. ધૂળગજા સારૂ વેર કરવું. ૪

ધૂળગજા સારૂ વેર કરવું. વિસ્તાર વગરની વાતમાં વઢવાડ (રાખવી.)
કાચરી[2] સારૂ વિવાહ બગાડવો.

દોહરો—પઆ ચભાસર પાંસસો, સોઢા વીશું સાત;
એક તેતરને કારણે, અલ રાખી અખીયાત.[3] ૪૦૫

૪૬૭. ધૂળમાંથી ધન પેદા કરવું. ૨

ધૂળમાંથી ધન પેદા કરવું. શૂન્યમાંથી સૃષ્ટિ કરવી.

૪૬૮. ધોબીના ઘરમાં ખાતર પડે તે ઘરાકનું જાય. ૫

ધોબીના ઘરમાં ખાતર પડે તે ઘરાકનું જાય.
હશે તેનું જશે, હું તો મંગળ ગાઉં.
નાગા ઉપર ઉઘાડો પડે. ધોબીને પાંચે પારકાં.
અંગે અંગ ઘાસે, ને બડી પનોતી[4] નાસે.

---

૧ જામો કામી=કાયમ, કદી ખસે નહીં તેવી. ૨ કાચરી=ચીભડા વિગેરેની સુકવણી. ૩ અખીયાત=સદાને માટે કાયમ. પારકર (થરપારકર જીલ્લામાં) આગળ જ્યારે દુકાળ પડ્યો ત્યારે બે હજાર સોઢા પરમાર પોતાના ઘરખટલાને સાથે લેઈ કાઠિયાવાડના પાંચાળ દેશમાં આવ્યા. તે પરમારના આગેવાન કુંજો ને લખધીર હતા. તેમણે મુળી નજદીક ધાગરીઆ ગામમાં નિવાસ કર્યો. તે વખતે સાએલામાં ચભાડ ઠાકોર રાજ કરતા હતા તે શિકારે નીકળ્યા. તેણે એક તીતરને ઘાયલ કે જખમી કર્યું. તે નાઠું ને સોઢા પરમારની છાવણી કે વાંઢમાં આવ્યું. ચભાડ તેની પાછળ ગયા ને તીતર સોઢા પરમાર પાસે માગ્યું. શરણે આવેલું તીતર પરમારે આપ્યું નહીં, અને તેમાં લડાઈ થઈ તેમાં પાંચસો ચભાડ ને એકસો ચાળીશ સોઢા પરમાર મરાયા તેનો આ દોહરો છે. ૪ પનોતી નજોખમાને નડે નહીં.

**૪૬૯. સહસા ન કરે કામ હોય જે દિલના ડાહ્યા. ૩**

સહસા ન કરે કામ હોય જે દિલના ડાહ્યા.
ડાહ્યા માણસ વગર વિચાર્યું કરે નહીં.
વગર વિચાર્યું કરીને પસ્તાવું (તે ડહાપણ નહીં).

**૪૭૦. માંસ ખાઈ ને હાડકાં કોટે ન બંધાય. ૫**

માંસ ખાઇ ને હાડકાં કોટે ન બંધાય.
દેશ જીતી દરવાજો ડોકે ન બંધાય. હાથી મરે ત્યાંજ દટાય.
જે વાત બની તે સાંજ દાટવી.
સૌ સ્ત્રીવાળા છે, બાયડીને બગલમાં મારીને ન ફરાય.

**૪૭૧. ધણીની માનીતી ઢેયડી ગામ અભડાવે. ૬**

ધણીની માનીતી ઢેયડી ગામ અભડાવે. વકર્યો સાંઢ માટી ઉછાળે.
કાજીની ભેંસ આખા ગામનાં ખેતર ભેળે.
ધણીની માનીતી બાયડી બાર ગામ ઉજડ કરે.
જેનો ધણી હાથ તેનો સૌ સાથ.
દોહરો—કુવા કાંઠે કેવડો, વાએ વાંકો થાય;
જેનો પરણ્યો નહીં હાથમાં, તેનો જન્મ એળે જાય. ૪૦૬

**૪૭૨. માગે સો ત્યાગે, ને ત્યાગે સો આગે. ૮**

માગે સો ત્યાગે, ને ત્યાગે સો આગે.
માન રાખ્યે માન જાય, માન મૂકે માન મળે. નમે તે પ્રભુને ગમે.
અક્કડ ઉડી જાય, કુબ ખુણકી ખૂણ.[1]
ફીસીઆરીખોરના ફજેતા. નરમાશથી બધાં કામ સારાં થાય.
ન ખાય તેને ખાખા કરે, ખૂબ ખાય તેને આઘો કરે.
છપ્પો—માગ્યા મળે ન બેટડા, માગ્યાં મળે ન ધન;
માગ્યાં મોત મળે નહીં, માગ્યાં મળે ન અન્ન. ૪૦૭

Humility is the foundation of all virtue.
Oaks may fall when reeds brave the storm.

---

[1] કુબ એટલે ચીગ્ગા તથા પાનબાજરી જેવું એક જાતનું ઘાસ થાય છે. તે નદીના નેહેરમાં ઉગે છે. નદીમાં પુર આવે છે ત્યારે નમી લાંબા થઈ સુઈ જાય છે, પુર ઉતરે એટલે વધારે જોરથી પાછા ઉભા થાય ને કાયમ રેહે છે.

૪૭૩. ઉધારની માને કુતરા પરણે. ૮

ઉધારની માને કુતરા પરણે. રોકડા આજ ને ઉધાર કાલ.
ઉધાર આપ ને ખરૂં જોખ.
હડકે[1] નાણું પધારે, તો વાણીઓ લુગડું વધેરે.
ઉધારના લાડવા કરતાં નગદનો ટપલો સારો.
ઉધારતો કહે "ઓ" ને ખૂણે બેસી રો. રોકડા રોક ને બોણી ઠોક.
નગદ તો કહે "જી," ખા ખીચડી ને ઘી.

૪૭૪. જાવું છે તો ઠાલે હાથે. માલ કોઈ છાતીએ બાંધી લેઇ જતું નથી. ૨૦

જાવું છે તો ઠાલે હાથે. માલ કોઇ છાતીએ બાંધી લેઇ જતું નથી.
સબ ઠાઠ પડા રહે જાવેગા, જબ લાદ ચલેગા બનજારા.
અંતકાળે જાવું છે એકલા, સાથે કશું આવે નહીં.
નાગા આવ્યા ને નાગા જવું છે.
આવ્યા બાંધી મુઠીએ, જાવું છે ખુલે હાથે.[2]
નાગા આવ્યા, જવું છે નાગા, કરો ખૂબી તો પેહેરશો વાઘા.
અંતકાળના બેલી, તે રામ-ભજન ને પુણ્ય કર્યાં હોય તે.
ખા ગયા સો ખો ગયા, ખીલા ગયા સો બો ગયા.
હાથે તે સાથે, પુંઠે તે જુઠે. હાથે તે સાથે.[3]
ખા ગયા, ખીલા ગયા, સાથ લે ગયા, રખ ગયા, જખ માર ગયા.
મુવા પછી પુણ્ય તે સઘળું શૂન્ય.

**દોહરા**—દીયા લીયા સો અપના, રખ ગયા સો ફોક;
જીકુ લે ગયા જમરા, જોરૂ લે ગયા લોક. ૪૦૮
વાટ્યા તે દેહવટ થયા, રાખ્યા તે થઈ રાખ;
ખર્ચ્યાં તેની ખૂબીઓ, થયા એકના લાખ. ૪૦૯
લાંગા[4] લાવ સંસારકા, દીયા ને ભજીઆ દોય;
ન દીયા ન ભજીઆ,[5] ગયા જન્મારા ખોય. ૪૧૦
માલાળી[6] રહેશે મેડીઓ, ઉજડ થશે આવાસ;[7]
આગળ[8] તારે આવશે, સારપ ને[9] સુવાસ. ૪૧૧

---

૧ ગલ્લામાં. ૨ હાથે=જીવતાં પુણ્ય કર્યું તે સાથે. ૩ જીવતાં સ્વહસ્તે પુણ્ય કર્યાં તે સાથે. ૪ લાંગો=કવિ. ભજીઆ=પ્રભુ. ૫ ભજ્યા. ૬ માલાળી=માલવાળી. ૭ આવાસ=મેહેલ. ૮ આગળ=મુવા પછી. ૯ સારપ=ભલાઈ.

સોરઠા—ભેળો લેઇને ભેખ, હારે[1] કોઈ હાલે નહીં;
અહીંથી એકાએક, સ્વર્ગે જાવું શામળા. ૪૧૨
બેલપ કરવા બાપ, અંતકાળે આવે નહીં;
સાથે પુણ્ય ને પાપ, સ્વર્ગે જાવું શામળા. ૪૧૩
મસાણ સુધી સાથ, ચેહેમાં સૂવું એકલા;
કોઈ ન ભીડે બાથ, સાચું સોરઠીઓ ભણે. ૪૧૪

૪૭૫. માયાને ભય, કાયાને નહીં. ૮

માયાને ભય, કાયાને નહીં.
નાગાને લુટાયાનો શો ભય? હોય તેનું જાય, બાવો બેઠો મંગળ ગાય.
બાવો ઉઠ્યો બગલમાં હાથ, ને જ્યાં પડ્યા ત્યાં જગન્નાથ.
પંડોપંડ, જ્યાં પડ્યા ત્યાં ખેમને કુશળ. વાંઝીઆનાં હોય તો મરે.
વોળાવીઆ વગર બે ચાલે, તુંબડું[2] કે શીંગડું. હશે તેનું જશે.
They only are in danger who have anything to lose.

૪૭૬. સુખડ ઘાસે, ઓરસીઓ ન ઘાસે. ઘાસે તે નાસે. ૭

સુખડ ઘાસે, ઓરસીઓ ન ઘાસે.[3] ઘાસે તે નાસે.
ત્રાંબાપીતળનાં ઠામ અભડાય નહીં, માટીનું હાંલ્લું અભડાય.
બળીઆ સાથે બાથ તે નબળો ઘાસે.
જેના છાપરા ઉપર નળીઆં ઝાઝાં તે ઝુતે.
રાબનાં હાંલ્લાં અભડાય, પકવાન્ન અભડાય નહીં.
પાતળી[4] ફૂટે.

૪૭૭. ધાઇને મળીએ નહીં, ને અળગા રહીએ નહીં. ૪

ધાઇને મળીએ નહીં, ને અળગા રહીએ નહીં.
ઉપર પડતા જઇએ નહીં, ને અતડા રહીએ નહીં.
વગર તેડ્યા જઇએ નહીં, તેડે ત્યારે આઘા રહીએ નહીં.
લીંબુનું પાણી થઇ રહેવું.

---

૧ હારે=સાથે. ૨ તુંબડું=બ્રાહ્મણ, શીંગડું=બાવો, કારણ તેને ચોર લુંટે નહીં. ૩ સુખડ ઘસાય કારણ કે નરમ છે. ૪ પાતળી ઠીકરી કે પાતળાં નસીબવાળો.

૪૭૮. ઢેડવાડે જવું ને હાડકાંનો ધરવ કર્યા વગર આવવું (તે ભૂલ).
સમુદ્ર સરખા સખા ને અલુણું ખાવું. ૯

ઢેડવાડે જવું ને હાડકાંનો ધરવ[1] કર્યા વગર આવવું.
સમુદ્ર સરખા સખા ને અલુણું ખાવું.
નદીએ જઇને તરસ્યા આવવું. પાણીમાં માંછલું તરસ્યું.
લીલા ઝાડ હેઠળ ભૂખે મરવું, કે તડકે તપવું.
સાસરે ગઇ ને સૌભાગ્ય ભૂલી આવી.
તળાવે જઇ ને તરસ્યા આવવું. લંકામાં વસવું, ને અડવા ફરવું.
સાસરે આણું કરવા ગયો, ને વહુ ભૂલી આવ્યો.

૪૭૯. નાતરે જવું ને દહાડા ગાળવા તે છોકરાની હાણ. ૪

નાતરે જવું ને દહાડા ગાળવા તે છોકરાની હાણ.
મરવું ત્યારે મુહૂર્ત્ત શું?
સાથરો ત્યારે સાંકડો શો? ને તર્ક માટી ત્યારે શંકડો શો?

૪૮૦. સિંહને વનનો આશ્રય, વનને સિંહનો આશ્રય. ૬

સિંહને વનનો આશ્રય, વનને સિંહનો આશ્રય.
જમાદારને જોર જમાતનું, જમાતને જોર જમાદારનું.
વળીને મોભનો આધાર, મોભને વળીથી રક્ષણ.
ખેતર રાખે વાડને, વાડ રાખે ખેતર.
રૈયત રાજા વડે, રાજા રૈયત વડે.

દોહરો—જીવ જીવકે આશરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવર આશરે, ક્યું બીગડેગો કાજ? ૪૧૫

૪૮૧. ગાડું નાવમાં ને નાવ ગાડાં ઉપર (વખતે વખતે પ્રસંગ પડે તેમ થાય છે.) ૯

ગાડું નાવમાં ને નાવ ગાડાં ઉપર.
માથું પાઘડીમાં ને પાઘડી માથા ઉપર.
ઘોડા ઉપર ચહડીએ ત્યારે આપણે સવાર.
ઉતરીએ ત્યારે ઘોડો સવાર.
નવ નાડીઓ જીવ તે ગમે તે નાડે ચડી જાય.

[1] ધરવ=તૃપ્તિ.

દોહરા—કબહુ મન મંકોડી, કડેંક[1] કેસરી સિંહ;
કડેંક કોરી દોકડો, કડેંક દોકડો ડુંગરજી. ૪૧૬
અપની અપની દોરમેં, સબકો લાગત દાવ;
જલમેં ગાડી નાવપર, થલ[2] ગાડીપર નાવ. ૪૧૭
કબુબડાઈ ન કીજીએ, મન રખીએ દરિયાવ;[3]
કબહુક ગાડી નાવપર, કબહુ ગાડીપર નાવ. ૪૧૮
કડેંક મન મંકોડી, કડેંક કેસરી સિંહ;
હૈડો[4] હકડી ધારણે, રહે ન સજે ડી. ૪૧૯

૪૮૨. નાનામાંથી મોટું થવાય. ૪

નાનામાંથી મોટું થવાય. બાળકમાંથી મોટાં મનુષ્ય થાય.
બાળક મરે પણ કુટુંબમાંથી એક માણસ ઘટ્યું.
નાનું જાણી ઊસેટી દેવાય નહીં.

૪૮૩. ધણી વગરનાં ઘોળ સુનાં. ૮

ધણી વગરનાં ઘોળ સુનાં.[5] સરદાર વગરનું સૈન્ય બારેવાટ.
નાયક વગરનું ટોળું કે પેડું.[6]
રાજા વગર નગરી સુની. આણ વગરનો દેહ સુનો.
જ્ઞાન વગર હૈયું સુનું.[7] ધણી વગર ઢોર સુનાં.
ધણી વિનાનાં ઢોરૂ અને માવતર વિના છોરૂ—સુનાં.
The master's eye maketh the horse thrive.

૪૮૪. નેવનાં પાણી મોભે જાય નહીં. ૬

નેવનાં પાણી મોભે જાય નહીં. પાણી પાણીને ઢાળે ચાલશે.
મ્હોની વાટે કોળીઓ જાય, નાકની વાટે જાય નહીં.
જેમ ઘટતું હશે તેમ થશે, કાંઇ બાહ્મણી નાતરે જશે?
અરધે તે અરધે, કાંઇ બ્રાહ્મણવાણીઆ ઘરઘે? (નાતરે જાય.)
જે છાજે તે છાજે, કાંઇ ગધેડા ઊપર નોબત બાજે?

૪૮૫. નેળનાં ગાડાં નેળમાં રહેતાં નથી. ૩

નેળનાં[8] ગાડાં નેળમાં રહેતાં નથી. ભોંયના પણા કાંઈ ભોંય રહે નહીં.

---

૧ કડેંક=ક્યારેક. ૨ થલ=જમીન. ૩ દરિયાવ=મોટું. ૪ હૈડો=હૈયું. હકડી=એક. સજે=આપે. ડી=દિવસો ડી. ૫ સુનાં=સૂનાં. ૬ નાયક=ભવાયાનો મુખી નાયક કહેવાય છે. ૭ સુનું=ઉજડ. ૮ નેળ=સાંકડી ગલી.

સદા કાળ સ્થિતિ તેની તેજ ચાલતી નથી.
No man lives so poor as he was born.
If you do not do it, somebody else will do it.

૪૮૬. મારો લાલો લાભ વગર લોટે નહીં. ૧૧

મારો લાલો લાભ વગર લોટે નહીં.[1]
શેઠ કેમ તણાણા, તો કહે લાભે લોભે.
વાણિયો મતલબ વગર તોળે નહીં. પૈસાને માટે લંકા જવું પડે.
લાલચ વગર કોઈ લપટાય નહીં. સબ કુછ બાતાં હે પૈસા.
એક પૈસા માટે ધોળકે જાવું પડે.
પેંધ્યો આવે પરોણો, ને લપકે આવે ઢોર.
બિલ્લી ઘી સુંઘતી આવી છે.
એઠું ખાય તો ચોપડાને ભરોંસે.
જોડકણું—બ્રાહ્મણનું જાય જમે, ભવાયાનું જાય રમે;
વાણિયાનું જાય લોભે, ભરવાડનું જાય ડાભે.

૪૮૭. શેખચલ્લીના વિચાર. ૬

શેખચલીના વિચાર.
પતેકી રોટી ઓર પાનીકા ઘી બન જાય, તો બંદા ઝબોલ ઝબોલ ખાય.

---

૧ એક ડોસીને લાલો નામે દીકરો હતો. તે બજારમાં ઘી લેવા ગયો. પાછા વળતાં લાલો રસ્તામાં પડી ગયો, ઘીનું વાસણ પણ ભોંય પડી ગયું ને ઘી ઢળી ગયું તે લાલો હાથેથી ઊસરડીને વાસણમાં નાંખતો હતો. સાથે રસ્તાની ધૂળ પણ ખોબામાં આવે તે પણ વાસણમાં નાંખતો હતો, તેટલામાં કોઇ ઓળખીતો માણસ પાસેથી નીકળ્યો તેણે લાલાને જોયો. લાલો ઘી ઉસરડી નાંખવામાં રોકાયો ને પેલો માણસ તો ચાલ્યો ગયો. તેણે લાલાના ઘર આગળથી પસાર થતાં લાલાની માને કહ્યું, "તમારો લાલો પડી ગયો ને ઘી ઢોળાઇ ગયું તે ઉસરડે છે." ડોસી લાલાનાં લક્ષણ જાણતી હોવાથી બોલી, "મારો લાલો લાભ વગર લોટે તેવો નથી." એટલામાં લાલો ઘીનું ઠામ લઇને આવ્યો.

ડોસીએ પૂછ્યું, "દીકરા, કેમ કરતાં પડી ગયો?" ત્યારે લાલો કહે છે કે, "મા, રસ્તામાં આવતાં સોનામ્હોરનું પડીકું પડેલું જોયું, પડીકું ઉપાડવા વાંકો વળું તો હજારો માણસ જુએ ને પૂછપરછ થાય, તેથી પડી ગયો, વાસણ ઘીનું પડીકા ઊપર નાંખ્યું ને રસ્તાની ધૂળ સાથ પડીકું વાસણમાં લેઇ લીધું છે; માટે ઘી ઊનું કરી નીકળે તેટલું નીતારી લે ને સોનામ્હોરો કાઢી લે." ત્યારે ડોસીએ કહ્યું, હું તો જાણતી હતી કે "મારો લાલો લાભ વગર લોટે નહી."

આ ઉપરથી કહેવત થઈ કે મારો લાલો લાભ વગર લોટે નહીં.

મનના મલીદા વાળવા ત્યારે મોળા શા વાળવા ?
હવામાં કિલ્લો બાંધવો. ગગન સાથે વાતો કરવી.
દરિયો બધો વાળી ઘેર લાવવો.
Building castles in the air.

૪૮૮. વેહેલો તે પેહેલો, ભૂલે તે ઘેલો. ૮

વેહેલો તે પેહેલો, ભૂલે તે ઘેલો. પેહેલાને પાણી, પાછળનાને કાદવ.
પેહેલો મારે તે કદી ન હારે. પેહેલાની પત્રાવળી સવાની, પાછલાને પઈની.
પેહેલાની પેહેલ. પેહેલાને દૂધ, પાછલાને પાણી.
પેહેલાને પ્રસાદ, પાછલાને એઠ.
રસકસ ચૂસાઈ ગયો, હવે કુચા રહ્યા.
First come, first served.

૪૮૯. પંડ રળે તે પેટ ભરાય, ધન રળે તે ઢગલો થાય. ૮

પંડ રળે તે પેટ ભરાય, ધન રળે તે ઢગલો થાય.
ઉંચોનીચો પગ પડ્યા વગર પૈસો થાય નહીં.
પૈસે પૈસો પેદા થાય. પૈસે પૈસો વધે.
નાણું નાણાને તાણી લાવે, રળે રોટલો મળે.
દરિયો,[1] કે દરબાર,[2] કે કોઈ ઘર જાવ,[3] કે કોઈ બીસર જાવ.[4]
ખેતી આબાદાન.
સોરઠો—કાંતો હળને હચરકે, કે કાં લેખણને લસરકે;
પણ તેલને ટસરકે, નારી ચીર ન પામે નાગલા.[5] ૪૨૦

૪૯૦. પરાણે પ્રીત થાય નહીં. ૧૨

પરાણે પ્રીત થાય નહીં. પરાણે પુણ્ય થાય નહીં.
બાંધ્યા કણબી(ખેડુ)એ ગામ વસે નહીં.

---

૧ આટલે પ્રકારે પૈસો મળે છેઃ દરિયો એટલે જોખોળો દેશાવરી વેપાર કે વહાણવટી. ૨ દરબાર સરકારી મોટા ઓદ્ધા મળે તે. ૩ ઘર જાવ=કોઈ અનામત પૈસા મુકી ગયું હોય, ને તે પૈસો ચોરીનો અગર છાનો રાખવા જેવો હોય તે દબાવી રાખવામાં આવે, અથવા કોઈ લેવા આવે તેવું ન રહ્યું હોય, તો પૈસો થાય. ૪ બીસર જાઓ=દાટેલા પૈસા હોય તે જગ્યા વીસરી જવાય, અથવા દાટેલા પૈસા હોય ને તે જગ્યા વેચવી પડે તે વખતે પૈસાની યાદ આવે નહીં, ને જગ્યા ખરીદનારને તેમાંથી મળે તો પૈસો થાય. ૫ ખેતી સારી કરવાથી પૈસો થાય, કે માણસ કલમબહાદુર મુત્સદ્દી હોય તો પૈસો થાયઃ પણ તેલ સીંચીને ગાડાં હાંકે તેટલામાં નાગલા, નારી ચીર ન પહેરે એટલે પૈસો થાય નહીં.

દળણું દળીતાં પણ વસ્તી રહે નહીં.
વેહેલે વળગતા જઇએ તે મ્હોભેર પડીએ.
જબરદસ્તીનો સોદો નભે નહીં.
મારીને મુસલમાન કરવો તેમાં માલ નહીં.
ખુશીનો સોદો, તે સોદો. ખુશીનો સોદો, તે હાથીનો હોદો.
ધોકે મારીને ધર્મ કરાવાય નહીં. પરાણે પુણ્ય કરાય નહીં.
**દોહરો**—પાની પીલાવત ક્યા ફીરો, ઘરઘર સાયર વાર;[1]
જો પ્યાસા હોયગા, તો પીવેગા જખ માર. ૪૨૧

૪૯૧. વાજતુંગાજતું માંડવે આવશે. ૭

વાજતુંગાજતું માંડવે આવશે. પાઘડીનો વળ છેડે.
રડતુંરડતું આફરડું ગોળ થશે.
કુટાતુંકુટાતું એની મેળે ઠેકાણે આવશે.
વખત આવે સૌ જણાશે. સુરજ કાંઈ છાબડે ઢાંક્યો નહીં રહે.
ચંદ્ર બીજનો નહીં તો ત્રીજનો જણાશે.

૪૯૨. પાઘડી ભેંસ ચાવી ગઈ. ૫

પાઘડી ભેંસ ચાવી ગઈ.[2]
સો સીફારસ ને એક મૂળાપણી. હાથ પોલો તો જગ ગોલો.
પૈસો પરમ દૈવત, જેને દેખી મુનીવર ચળે.
સો સીફારસ ને એક ઠેસો.

૪૯૩. એવાતણનો ઉધારો, રંડાપો રોકડો. ૫

એવાતણનો[3] ઉધારો, રંડાપો રોકડો.
રચતાં વાર, બગડતાં કાંઈ વાર?
પાઘડી બંધાવતાં વાર, પાડતાં શી વાર?
વાળી ઘડાવતાં વાર, નાક કાપતાં શી વાર?
નાનાં છોકરાં મોટાં થતાં વાર, મરતું ક્ષણમાં.

---

૧ વાર=પાણી. ૨ એક માણસ કોઈ અધિકારીને પોતાનું કામ લાભમાં કરી આપવા સારૂ રૂશવતમાં પાઘડી આપવાનું કહી આવેલો. તે પોતાના લાભમાં ફેંસલો થશે એમ આશા રાખી નીરાંતે બેઠો. પછી સામાવાળો તે અધિકારી પાસે જઈ તેને ભેંસ આપવાનું કહી આવ્યો. મુદતને રોજ કામ નીકળ્યું. ભેંસવાળાના લાભમાં ફેંસલો થયો, એટલે પાઘડીવાળો અધિકારીને કહે છે કે, "સાહેબ, પાઘડીની તો શરમ રાખવી હતી." ત્યારે અધિકારી કહે છે કે, "પાઘડી ભેંસ ચાવી ગઈ." ૩ એવાતણ=સૌભાગ્ય.

૪૯૪. ખદડા ખાંડે વહુઆ જાણ્યા નથી. ૬

ખદડા ખાંડે વહુઆ જાણ્યા નથી.
પાવૈઆ ઝાટકે આવ્યા જાણ્યા નથી.
પાવૈઆને પાનો ચડે નહીં.
ફોસીની ફોજ સાંભળી નથી.
દાણીધારના[1] સાધુ છે, તેથી શું બને?
દોહરો—કાઠી લુંટે, કોળી લુંટે, એ તો હું જાણું;
વસાવડના વૈરાગી લુંટે, એ તે કુંભા કાણું.[2] ૪૨૨

૪૯૫. દિગંબરના ગામમાં ધોબીનું શું કામ ? ૩

દિગંબરના ગામમાં ધોબીનું શું કામ ?
પાવૈયાના ગામમાં, વેશ્યા કરી દુકાન.
દોહરો—જાકો જહાં ગુન ન લહે, તાકો તહાં ન કામ;
ધોબી બસકે કયા કરે, દિગંબરકે ગામ ? ૪૨૩

૪૯૬. પંચ્યો કહે છે પંચ્યાણીને, સાંભળ મારી વાણી. ૪
(દે દાળમાં પાણી.)

દોહરા—પંચ્યો કહે છે પંચ્યાણીને, સુણ મારી વાણી;
પાંચમાંથી પંદર થયા, દે દાળમાં પાણી. ૪૨૪
તીન બુલાયે તેરા આએ, હુઇ રામકી બાની;
રામ ભગત એમ ભણે, દે દાળમાં પાણી. ૪૨૫
બારા બુલાયે બતીસ આયે, દેખો જગકી રીત;
બહારકે આ કર ખા ગયે, ઘરકે ગાવે ગીત. ૪૨૬
એ વંતાક ને બાવન ભાણાં, તજે બાળવા ન મળે છાણાં;
ઘરમાં ત્યારે તપેલાં કાણાં, એ વાતનાં શાં ઠેકાણાં? ૪૨૭

૪૯૭. ભાજીમૂળા કાંઈ શાકમાં લેખું ? ૮

ભાજીમૂળા કાંઈ શાકમાં લેખું ?
ઘેંસનું ખાણું, ને બદામનું નાણું. ચામડાનું નાણું[3] તે બળેલ છાણું.
મૂળાપણી કાંઇ ઝાડમાં લેખું ? બકરીનું દુઝાણું શા હિસાબમાં ?[4]

૧ દાણીધાર નામનું કાઠીઆવાડમાં ગામ છે. ૨ કાણું=શું. ૩ ચામડાનું નાણું=મિલકતમાં ઢોરઢાંખર હોય તે ચામડાનું નાણું ગણાય. ૪ બકરીનું વલોણું પણ કહે છે.

રેંગીપેંગીના હિસાબ કોણ ગણે છે? શકરકંદની બુકલી.
આમછ ભામછ ભુટ્ટાચોર શા હિસાબમાં?

૪૯૮. પૂછતા નર પંડિત. ૮

પૂછતા નર પંડિત. પૂછ્યામાં કાંઇ ગાંસડી જવાની નથી.
પૂછતાં પૂછતાં લંકા જવાય. પૂછતાં તો પુને જવાય.
મૂર્ખની પણ શિખામણ લેવી.
ગુરૂ દત્તાત્રય ચોવીશ ગુરૂ કરી સિદ્ધ થયા.
પારકું દેખીને પણ શીખવું અથવા શિખામણ લેવી.
શિખામણ દેતાં રીસ કરે, તો ભાગ્ય દશા પરવારી જાણવી.

૪૯૯. પુંઠ પાદશાહની. (પાદશાહનું પણ પરપુંઠે બુરું બોલાય.) ૪

પુંઠ પાદશાહની. હાથી પાછળ ઘણાં કુતરાં ભસે છે.
પુંઠે બોલાયલું ગણવું નહીં.
છપ્પો—મેગળ[1] નીસરી, બહાર મહા સુખ માણે;
નહીં શત્રુ નહીં મિત્ર, વિશ્વને સરખું જાણે.
પુંઠે ભસે બહુ શ્વાન, કેટલા બેસી રહે છે?
મેગળને નહીં માન, અપમાન સર્વ સહે છે.
એમ હરિજન મેગળરૂપ છે, જેને હરિનું ધ્યાન છે;
કહે નરભો ગુરૂથકી, દુરિજન સઘળા શ્વાન છે. ૪૨૮

The moon does not heed the barking of dogs.

૫૦૦. હવનમાં હાડકું. ૬

હવનમાં હાડકું. કબાબમેં હડી. સબ સુનેકી, પણ ગાં- પીતલકી.
સુનાની થાળીમાં લોઢાની મેખ. લગનમાં વિઘન.
દોહરો—ચંપા તુજમેં તીન ગુન, રૂપ રંગ ઓર બાસ;
એક અવગુન ઐસો ભયો, ભમર ન આવે પાસ. ૪૨૯

Dirt part friends.

૫૦૧. ધોલકા ધોલકા કયા કરતે હો, ચાર ભાઈ મીલકે બેઠે વ્હાં ધોલકા. ૬

ધોલકા ધોલકા કયા કરતે હો, ચાર ભાઇ મીલકે બેઠે વ્હાં ધોલકા.
જ્યાં દેવ ત્યાં જાત્રા. ગાયો વાળે તે ગોવાળ.
જ્યાં મામો ત્યાં મોસાળ. જ્યાં બાદશાહ ત્યાં બજાર.
એઠેઇ દ્વારિકાં.

[1] હાથી.

૫૦૨. પારકી નિંદા કરનાર છિદ્ર શોધે. ૪

(માટે પરનિંદા મહા પાપ.)

પારકી નિંદા કરનાર છિદ્ર શોધે. કાગડો આળું જોઈ બેસે.
માંખ મલીન વસ્તુ ઉપર વધારે બેસે.
કાગતણું કુટુંબ તે પરના ચાંદાં જુએ.

૫૦૩. પૈસાનો ખપ, ઉપયોગ તથા તેનાં દુઃખ વિષે. ૨૦

પૈસાનો ખપ ડગલે ડગલે. પૈસા વગર પગલું ભરાતું નથી.
પૈસો આવે ત્યારે દુઃખ, જાય ત્યારે દુઃખ અને સાચવવાનું દુઃખ.
પૈસાવાળો સુખે ન સુવે, ઊજાગરો વેઠે.
પૈસો આપણા માટે છે, આપણે પૈસા માટે નથી.
પૈસા આપણે પેદા કરીએ છીએ, આપણને પૈસો પેદા કરતો નથી.
પૈસો આવે છે ત્યારે દરિયાની જુવાળ માફક આવે છે.
પૈસો પાત્રકુપાત્ર જોતો નથી.
પૈસો વધે છે ત્યારે ઊકરડાની માફક ઢગલો થાય છે.

દોહરા—માયા કહે હું નિત્ય નવી, કેની ન પુરૂં આશ;
મરી ગયા ઝુરી ઘણું, ઘણા ગયા નિરાશ. ૪૩૦
કઇક કરે છે કાસદાં, કઇક કરે વેપાર;
ચોરી કરવા ચોર જન, તુજ કારણ તૈયાર. ૪૩૧
તું તો તત્વ ત્રિલોકનું, જબરૂં તારૂં જોર;
સૌ તુજથી કેહેવાય છે, શાહુકાર કે ચોર. ૪૩૨
લાંચ ખાય છે લાંચીઆ, સત્યને કરે અસત્ય;
ધર્મી કરે અધર્મ જે, તે સૌ તારાં કૃત્ય. ૪૩૩
ધરાય ના કો તુજથી, મળે લાખ કે ક્રોડ;
જખ મારે જગમાં ઘણા, કરીને દોડાદોડ. ૪૩૪
અહો લક્ષ્મી તું અવનવી, અદ્ભુત એવી એક;
મોટા તુજ મહીમાથકી, ઉપજે ખપે અનેક. ૪૩૫
જીવન તું જોઈ જગતમાં, તું પ્રિય પ્રાણાધાર;
તુજ અર્થે જન તન તજે, પામે કષ્ટ અપાર. ૪૩૬
તું તોડાવે સંપને, તું જોડાવે સંપ;
તુજ કારણ ભમતા ભમે, જીવ ન પામે જંપ. ૪૩૭

પુત્ર મિત્ર સાથે લડે, પુત્રી સાથે માત;
લક્ષ્મી માટે લક્ષવા, લડે ભ્રાતથી ભ્રાત. ૪૩૮
માયા બડી મોહિની, જેના વજરશા ગાળા;[1]
સાંગો કહે સલવાણા, કેક ચવ્યા ને કેઇક પાળા. ૪૩૯

સાખી—પૈસો મારો પરમેશ્વર, બાયડી મારો ગુરૂ;
છોકરાં છૈયાં સાધુ સંત, હું સેવા કોની કરૂં ? ૪૪૦

Money is for life, life is not for money.

૫૦૪. પૈસો પગ કરીને જાય છે. ૪

પૈસો પગ કરીને જાય છે. જનારો પૈસો મુઠ્ઠીમાંથી જાય છે.
પૈસાને પગ આવે છે.
પૈસો જવાનો થાય ત્યારે ધંધા પણ તેવા જ સુઝે છે.

૫૦૫. પૈસો દુર્ગુણ શિખવે છે. ૬

પૈસો દુર્ગુણ શિખવે છે.
ધનનો મદ ચડે છે. પૈસાના મદથી અંધાપો આવે છે.
ધનવાન નિર્માની કોક. પૈસાવાળાને આભ બે તસુ છેટું રહે છે.

દોહરો—સબળ ક્ષમી નિરગર્વ ધની, કોમલ વિદ્યાવંત;[2]
ભૂ ભૂપન એ તીનહે, ઊપજત ખપત અનંત. ૪૪૧

૫૦૬. આપબડાઇ હાંકવી. ૮

(તે બધું હાંસીપાત્ર છે.)

આપબડાઇ હાંકવી. ખરી મોટાઇ ઢાંકી રહેતી નથી.
પોતાને મ્હોડે પોતાનાં વખાણ (તે નિંદા થવા માટે).
આત્મશ્લાઘા મોટો દોષ છે. વરને કોણ વખાણે, વરની મા.
જયસા મેરા નામ, વયસા મેરા કામ.

સોરઠો—ઓઠાં દે અપાર, પોતાના પરાક્રમતણાં;
એ તો ભાંડ અવતાર, સાચું સોરઠીઓ ભણે. ૪૪૨

---

૧ માયાના ગાળા (ગાંઠ) વજ્ર જેવા છે તેમાંથી કોઈ છુટી શકતું નથી.

૨ સબળ=સત્તાથી, પૈસાથી, માણસના જુથથી વગેરે કારણોથી બળવાન છતાં ક્ષમાવાન, ધનવાન છતાં ગર્વરહિત, વિદ્યાવંત છતાં અંતઃકરણ કુણું, એ પૃથ્વીમાં શણગારરૂપ છે બાકી તો કીડાની માફક અપાર જન્મે છે ને મરે છે.

કુંડલિયો—ભિંડા[1] ભાદુ માસકા, બડકું કહે જરૂર,
મેં તુમ ઇંહાં આવે નહીં, જગા કરો તુમ દૂર;
જગા કરો તુમ દૂર, બડે તબ અરજી કીની,
વૃષાઋતુ એક માસ, આશ બસનેકું દીની;
કથે સો કવિયાં કહાન, મૂલ નહીં હે ઊંડા,
આયા આસો માસ, ભૂખ દુઃખ સૂકયા ભિંડા. ૪૪૩

૫૦૭. ઘરના ભુવા ને ઘરના જંઘડીઆ. ૭

ઘરના ભુવા ને ઘરના જંઘડીઆ.[2]
પોતે દાદી, પોતે ફરીઆદી, ને પોતે ન્યાય ચુકાવે.
માંડવે ગાઓ કે જાનમાં ગાઓ (બધે પોતે).
ગદો ચોર ને ગદાની મા સાક્ષી. તોરણે ગાઓ કે માંડવે ગાઓ.
એ ભગવાન એના એ. ઘરની મંડળી (સાધુની) ને બાવો મહંત.

૫૦૮. ફુટેમેં પાઉં, તુટેમેં શિર, બીચમેં મેરા ચાંદભાઇ. ૪

ફુટેમેં પાંઉં, તુટેમેં શિર, બીચમેં મેરા ચાંદભાઇ.
પોલું દેખી સૌ પેસે. ફાટયામાં સૌ પગ ઘાલે.
પોલું (શરણાઇ) છે તે બોલ્યું, સાંબેલું વગાડે તો સાચો.

૫૦૯. ફુઇની ખારેક આંખ કહાડે. ૩

ફુઇની ખારેક આંખ કહાડે.[3] શ્રાદ્ધની ખીર પાટલે વળગી આવે.
વિવાહ વેચાતો, ને શ્રાદ્ધ ઉછીતું.[4]

---

૧ ગોમાસામાં વડના ઝાડ હેઠ ભિંડો વાવ્યો હતો તે મોટો થયો, ફળ્યો ત્યારે તે વડને કહે છે કે હું ને તમે અહીં માતા, સમાતા નથી માટે તમે ખસીને જગા કરો; ત્યારે વડ કહે છે, તમને રહેવા સારૂ જગો આપી છે માટે હમણાં સબર કરો. એટલામાં વર્ષાઋતુ ગઈ ને આસો માસ આવ્યો એટલે ભિંડો સુકાયો ને ઉડી ગયો ને વડ કાયમ રહ્યો. એમ હલકાં માણસ કાંઇક સારૂં થાય છે ત્યારે ફુલાય છે તે સંબંધમાં આ વાત. ૨ ડાહ્યલીઆ. ૩ ફુઇને ત્યાં લગ્ન હોય ત્યારે ખારેક મોકલે કે આપે. ફુઈ, બહેન કે દીકરીના ઘરનું લેવું કે ખાવું તે મહા પાપ મનાયું છે, ને તેને આપવામાં મહિમા મનાયો છે; માટે ફુઇના ઘરની ખારેક આવે ત્યારે ત્યારે બદલો એનો આપવો પડે કે આપાનુને આંચકો આવે કે કાણુ પડે, માટે આ કેહેવત, "ફુઇની ખારેક આંખ કહાડે."

૪ શ્રાદ્ધનું નોતરૂં જમવાનું આવ્યું હોય, તો આપણે ત્યાં શ્રાદ્ધના જમણમાં સામું નોતરૂં આપવુંજ જોઇએ. વિવાહમાં ચાંલ્લો આપીએ તો જમવાનું નોતરૂં આવે, માટે આ કેહેવત થઈ છે.

૫૧૦. ખરૂં રળ્યો જે ગાંઠ કરી. ૫

ખરૂં રળ્યો જે ગાંઠ કરી. ગાંઠે બન્યું તે આપણું.
ખરૂં રળ્યો જે ખરચ્યું હાથથી. ખરૂં રળ્યો જે ન કર્યું પાપ.
ખરૂં રળ્યો જેણે નિંદા કરી નહીં.

૫૧૧. મોટા બાપના દીકરા, ઘરમાં ન મળે ઠીકરાં. ૪

મોટા બાપના દીકરા, ઘરમાં ન મળે ઠીકરાં.
મોટાં ઘર તે ભૂતનાં દર.
મોટાં ઘર તે વાસીદું ન વળે, ને દીવા પુરા ન થાય.
ઓઢી ફરે દુશાલા, ઘરમાં હોય કસાલા.[1]

૫૧૨. એક નાવનાં છડીઆં. ૮

એક નાવનાં છડીઆં. ડૂબવું કે તરવું સાથે ને સાથે.
સોનું થશે તે વહુનું થશે. શોકનાં હારે ભાંગવાનાં (બલઇઆં).
શોકનાં કંકણ સાથે ઊતારવાનાં. સૌ ગત તે વહુ ગત.
ભેગાં મરવું તે વિવાહ સરખું.
સોરઠો—બેઠા એકજ વહાણ, તે બેઠાં બીજી[2] કરે;
બિજક[3] બીજું જાણ, સાચું સોરઠીઓ ભણે. ૪૪૪
To be in the same predicament.

૫૧૩. ડેરે ડેરે મીર. સબી ઠાકોર અથવા શેઠ. ૫

ડેરે ડેરે મીર. સબી ઠાકોર અથવા શેઠ.
બધા પાલખીએ બેસે, ત્યારે ઊપાડનાર કોણ?
હું રાણી, તું રાણી, કોણ ભરે આ બેહેડે પાણી?
સૌ ઘોડે ચડે, ત્યારે આગળ દોડે કોણ?
All men cannot be masters.

૫૧૪. બહુ હસવું તે રોવાને. ૪

બહુ હસવું તે રોવાને. ઝાઝાં હેત તે વેરને માટે.
ઝાઝી લાજે છીનાળું. બહુ હસવામાંથી ખસવું થાય.

૫૧૫. બળતામાં ઘી હોમવું. ૬

બળતામાં ઘી હોમવું. વાયડો ને વળી વા દીધો.
કજીઓ ને માંહી વધાર મુક્યો. ઝાઝે પુળે ઝાઝી ઝાળ.
ચડાઊ ને વળી ચડાવ્યો. ઘા ઉપર લુણ છાંટવું.

---

૧ દુઃખ. ૨ બીજી=જુદાઈ. ૩ બિજક=બીજ.

૫૧૬. મોઢે "ના," "ના," ને પેટમાં હાશ, હાશ. ૮

મોઢે "ના," "ના," ને પેટમાં હાશ, હાશ.
ઉપરથી તાણુ કરાવે ને પેટમાં "હા."
હૈયામાં હાશ અને મોઢે 'ના.'
અફીણના બંધાણી, અને બાયડીનો એક સ્વભાવ.
ઉપરથી અભાવ, હૈયામાં ભાવ.
મનમાં હાસું ને આંખમાં આંસુ. મનમાં ભાવે, પણ મુંડી હલાવે.
માથે લઇને મૂકવા જાય, ને રહો રહો રંડિલ ગાતી જાય.
Do as the lasses do, say no and take it.

૫૧૭. ઘર વેચીને તીર્થ કરવા જવું. ૫

(દુઃખી થવાની નીશાની.)

ઘર વેચીને તીર્થ કરવા જવું.
નાગા થઇને ચંદરવો બાંધવો.[1] લાહી લુછીને વર ઘોડે ચઢ્યા.[2]
રંગ હે નરૂકુ કે ફુંક દીયા ઘરૂકુ.[3]
જોડકણું—વતન ફેડીને લાવીએ વહુ, પછવાડે દુઃખ પામીએ બહુ;
કર્મ સંજોગે બાયડી મરે, તો ડાંડીઓ થઇ દેશમાં ફરે.
પાપ જોગે પુરૂષ મરે, તો પછી રાંડનારી શું કરે ?
To deal fool's doll.

૫૧૮. માણસનું માન ધંધામાં છે. ૫

માણસનું માન ધંધામાં છે. જેઠું ખાય તે એઠું ખાધું.
બાપની દોલત ઉપર તાગડધિન્ના.
બાપની કમાણી ઉપર ગુજરવું, તે ટાહડું ખાવા બરોબર.
વગર ધંધાનો માણસ હરાયા ઢોર જેવો.

૫૧૯. પરમેશ્વરે દાંત આપ્યા છે તે ચાવણું આપશે. ૭

પરમેશ્વરે દાંત આપ્યા છે તે ચાવણું આપશે.
પરમેશ્વરે પેટ આપ્યું છે તે તે ભરશે.
પરમેશ્વરે પ્રાણીના જન્મવા પહેલાં માતાના સ્તનમાં દૂધ કરી મુક્યું છે.
પરમેશ્વરને સૌની ફીકર છે. પરમેશ્વરના કામમાં ભૂલ નથી.
પરમેશ્વરને ઘેર ખોટ નથી, માણસનાં કર્મની ખોટ છે.
દોહરો—જેણે પ્રાણીને જન્મતાં, પહેલું પ્રગટ્યું દૂધ;
તે પ્રભુને નહીં ઓળખે, તેથી કોણ અબુધ. ૪૯

૧ આબરૂ ખોઇને જશ મેળવવો. ૨ બધું ફના કરીને પરણ્યા. ૩ શાબાસી લેવા ઘર બાળ્યું.

પ૨૦. ઈશ્વર ઇચ્છા આગળ મનુષ્ય નિરૂપાય છે. ૯
ઈશ્વર ઇચ્છા આગળ મનુષ્ય નિરૂપાય છે.
પરમેશ્વર શિંગડા આપે તો તે વેઠવાં પડે.
ભાવીને કોઇ ખાળી શકતું નથી. ભાવી જ પ્રબળ છે.
સાહેબ રૂઠયો શું કરે, અવળી મતિયાં દેવે.
હોનાર પદાર્થ આગળ કોઇ ડાહ્યું નથી. ધાર્યું ધણીનું થાય.
દોહરા—સુનો ભરથ ભાવિ પ્રબલ, વિલોકી કહે મુનિનાથ;
હાન, લાભ, જીવન, મરન, જશ અપજશ વિધિ હાથ. ૪૪૬
રામ લક્ષ્મણ બાણાવળી, સીતા જેવાં સુપાત્ર;
એને વન વસવું પડ્યું, માનવી તે કોણ માત્ર. ૪૪૭
What is destined must take place.

પ૨૧. ભીખ, ભારો ને ભણતર સવારમાં સારાં. ૪
ભીખ, ભારો[1] ને ભણતર સવારમાં સારાં.
વિદ્યા ભણવી તે પહેલી વયમાં.
એક પહોરની[2] ભિક્ષા, સાત પહોરનું સુખ.
દોહરો—વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમાં ધન;
ગ્રહ્યો ન ધર્મ ત્રીજી વયે, એળે ગાળ્યું તન. ૪૪૮

પ૨૨. જમ્યો બ્રાહ્મણ ને ધાયો સુવર એ બેને છેડવાં નહીં. ૪
જમ્યો બ્રાહ્મણ ને ધાયો સુવર એ બેને છેડવાં નહીં.
ભૂખ્યો બ્રાહ્મણ ને ધરાયો કણબીને છેડવાં નહીં.
ભૂખ્યો મારવાડી ગાય, ભૂખ્યો ગુજરાતી ઊંઘે.
અફીણના બંધાણીને ઊતાર વખત છેડવો નહીં.

પ૨૩. ડાહી બાઇને તેડાવો ને ખીરમાં મીઠું નંખાવો. ૩
ડાહી બાઇને તેડાવો ને ખીરમાં મીઠું નંખાવો.
ભુલ કહાડવા સૌ આવે, કરી બતાવે નહીં કોઇ.
ઘેંસ રાંધતાં આવડે નહીં ને ખાતી વખત ચેષ્ટા.

પ૨૪. ભૂલચુક લેવીદેવી. ૬
ભૂલચુક લેવીદેવી. ભૂલ હોય તે સો વરસે મજરે આપવી.
હિસાબે થાય તેમાં વાંકું ના બોલાય.

---

૧ ભારો ઘાસ કાપી ભારો લાવવો તે. ૨ એક પોહોર તે પેહેલો પોહોર અર્થાત્ સવાર.

હિસાબ કોડીનો ને બક્ષિપ લાખની.

લેવુંદેવું વહેવારે. ભૂલનો ભોગવટો હોય નહીં.

Count like jews and agree like brothers.

**૫૨૫. કડવું ઓસડ મા પાય. ૬**

કડવું ઓસડ મા પાય. મીઠાં-બોલાં લોક ને કડવાં-બોલી મા.

મોઢે કહે તે મિત્ર. મીઠા-બોલથી મોહી જવું નહીં.

સૌ ભલું મનવવા આવે. મીઠા બોલથી લેવાય તેની વાત ખાડે જાય.

**૫૨૬. મોઢું વાઘનું ને વાંસો ગધેડાનો. ૬**

મોઢું વાઘનું ને વાંસો ગધેડાનો. મોઢું વાઘનું, પણ માંહેથી ગાય.

મોઢું વાઘનું ને ગાં-શીઆળની. મોઢે જોર ઘણું, પણ ખરે મોળો.

ગાં-બળ ઘણું, પણ ફસકી જાતાં વાર નહીં.

બેડસાઈનો[1] પાર નહીં, માંહે ભીરૂ.

**૫૨૭. માગ્યાં તો મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ. ૮**

માગ્યાં તો મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ.

માગવું ને મરવું બરાબર. માગતી વેળા મોઢું કાણું.

માગતાં સુમને દાતાર કહેવો પડે. માગણ તુરથી[2] હળવો.

માગનાર પાણીથી પાતળો.

દોહરો—કનક કંથડો કુંજર ચઢ્યો, હેમ કડાં દો હથ;
માગ્યાં તો મુક્તાફળ મળે, ભીખને માથે ભઠ. ૪૪૯

ચોપાઈ—સેજ મીલા સો દૂધ બરાબર, માંગ લીયા સો પાની;
ખેંચ લીયા સો રગત બરાબર, બોલે ગોરખ વાણી. ૪૫૦

**૫૨૮. રાજા દાને ને પ્રજા સ્નાને. ૫**

રાજા દાને ને પ્રજા સ્નાને.[3]

મોટાની જીભ વળે, ત્યાં નાનાનું શરીર વળે.

એનું થુંક પડે, ત્યાં મારૂં લોહી પડે.

સકર્મીની જીભ ને અકર્મીના ટાંટીઆ.

જજમાનની જીભ ને ગોરના ટાંટીઆ.

**૫૨૯. ફૂલ નહીં ને ફૂલની પાંખડી. ૩**

ફૂલ નહીં ને ફૂલની પાંખડી. ગોતરડે હાથ દીધાનું પણ ફળ છે.

નાહ્યા તેટલું પુણ્ય.[4]

---

૧ બેડસાઈને કાઠીઆવાડમાં સુરવાઈ કહે છે. ૨ આકડાનું. ૩ રાજા દાનથી ને પ્રજા સ્નાનથી પ્રભુને રાજી કરે છે. ૪ ગંગા આદિ નદીઓમાં નાહ્યાનું પુણ્ય મનાય છે

**૫૩૦. માયા ખુટી કે જંજાળ તૂટી. ભલું થયું ભાંગી જંજાળ. ૬**

માયા ખુટી કે જંજાળ તૂટી. ભલું થયું ભાંગી જંજાળ.
ભય થા સો પીછે ડાલ દીયા.[1]
ઓછે પુજે ગોછી ઝાળ.
ભલું થયું ભાંગી જંજાળ, સુખે જપીશું શ્રીગોપાળ.
દોહરો—નાથો ભગત નચિંત થયા, ભલે મુઈ ગાય;
પૂર્ણ સુખ તો પામીએ, જો વાછડા તુએ જાય. ૪૫૧

**૫૩૧. નામ રહે ગીતડે કે ભીંતડે. ૪.**

નામ રહે ગીતડે કે ભીંતડે.[2]
જેણે નામ રાખ્યાં તે મુવા પછી પણ અમર છે.
સુરતસે કીરત બડી.[3]
દોહરો—નામ રહંદાં ઠાકરાં, નાણાં નહી રહંત;
કિરત હુંદાં કોટડાં, પાડ્યાં નહી પડંત. ૪૫૨

**૫૩૨. હૈયે હામ ન હોય, પણ પગમાં બળ (છડ) રાખવું. ૮**

હૈયે હામ ન હોય, પણ પગમાં બળ (છડ) રાખવું.
હિમત હાર્યા હોઇએ, પણ પગ પાછો પરઠવો નહીં.
દુશ્મન જુવે પગ સામું, ને હેતુ જુવે મુખ સામું.
ઢીલા પગ કળાવા દેવા નહીં. હિમત ન હોય, પણ પડકારો રાખવો.
નિમકકી શરતસેં લડતેં હેં, પણ ગાં- જ્ખ મારતી હે.
હૈયું પડી ગયું છે, પણ ગાં- બળ ઘણું છે.
માંહે હાજા ગડગડી ગયાં છે, પણ પતરાજ મૂકાતી નથી.

He who has no heart (courage) should have a good pair of legs.

**૫૩૩. શૂરા સાચારે જેના વેરી ઘાવ વખાણે. ૯**

શૂરા સાચારે જેના વેરી ઘાવ વખાણે. ભાયડાનાં ઘા હજી બડબડે છે.
મરદ માણસ પોતાનો વાંટો કહાડ્યા વગર રહે નહીં.
મરદના ઘા સાંભળી દુશ્મનના પગમાંથી ધુળ નીકળી જાય.

---

૧ પછી ગમે ત્યાં જવાય છે. ૨ કવિત કરવાથી કવિએ ગાવાથી તે ગીતડે નામ રહે; કે સારાં લોકોપયોગી મકાનો બંધાવી જાય તે ભીંતડે નામ રહ્યુ ગણાય. ૩ સુરત ઊડી જાય, કીરત કંઈ ન જાય.

ભડાઈ કોઈના બાપની નથી. ભડ હજારોમાં સુંસરો.
શૂરવીરને મરણનો ભય નહીં.

દોહરો—સિંહ મુછ ભોરિંગ મણી, કરપી ધન સતિ નાર;
મુઆં જાય પર હથડે, પડ પાસા પોબાર. ૪૫૩

સોરઠો—હિંમત કિંમત હોય, કિંમત વિણ હિંમત કશી;
કરે ન આદર કોય, રદ તે કાગળ રાજીઆ. ૪૫૪

૫૩૪. જનની જણે તો દાતા જણે, કાં પંડિત કાં શૂર. ૩

ભીરૂ પુરૂષ માતાની કુખ લજવે છે.
ભીરૂ પુરૂષ માતાની ડીંટડી લજવે છે.

દોહરો—જનની જણે તો દાતા જણે, કાં પંડિત કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી, મત ગમાવે નુર. ૪૫૫

૫૩૫. મળ્યા ત્યારે મીર, ન મળ્યા ત્યારે ફકીર. ૭

મળ્યા ત્યારે મીર, ન મળ્યા ત્યારે ફકીર. મળે તો ઈદ, નહીં તો રોજા.
મળી તો રોજી, નહીં તો રોજાં. ત્રણ પચાસીઆ.[1]
આવે ત્યારે ગદબદીઆં, જાય ત્યારે સાંસા.
સુકાળે સૌહેલું, ને દુકાળે સહુ પેહેલું.[2]
મળે ત્યારે મીર, ના મળે તો ફકીર, ને મરે ત્યારે પીર.

૫૩૬. થોડામાં ખોડું. ૬

થોડામાં ખોડું.[3] વાટકડીનું શિરામણ (તેમાં શું કરવું?)
માગ્યામાંથી માંગે, તેની ઝુંપડી લાગે.
વાસી રહે નહીં ને કુત્તા ખાય નહીં.
ચોરમાં મોર પડ્યા. હવું શું ને ગયું શું.

૫૩૭. યથા રાજા તથા પ્રજા. ૩

યથા રાજા તથા પ્રજા. ગુરૂનાં આચરણ શિષ્યમાં આવે.
ઘરમાં બોલે ડોકરાં, બહાર બોલે છોકરાં.[4]

૫૩૮. રાજા મિત્ર કાને સાંભળ્યો કે નજરે જોયો નથી. ૧૨

રાજા મિત્ર કાને સાંભળ્યો કે નજરે જોયો નથી.

---

૧ હલકી વરણને થોડું મળે તો પણ છકી જાય તેને લાગુ છે. ૨ સુકાળે=વરસતામાં ઉદાર. ૩ ઘણું થોડું ને માંહેથી ખોટી ગયા કે સૂતી ગયા તે પ્રસંગને લાગુ પડે છે. ૪ ઘરમાં ઘરડાંના બોલ છોકરાં શીખે.

રાજપુત ને ગરજપુત. સાપલાં બાપલાં કોઇનાં નહીં.

રાજાની કૃપા તે ઠીકરે દૂધ. રાજા, વાજાં ને વાંદરાં, જેમ ભમાવે તેમ ભમે.

કેવલીઆ કીસીકા કાકા બી નહીં ને મામા બી નહીં.

વાણીઓ મિત્ર નહીં, ને હંગણી પવિત્ર નહીં.[1]

રાજા કોઇનો સગો નહીં. રાજાની માયા તે તાડની છાંયા.

ગરાસીઆ ને ગાં- એક દી ન ધોઈ તો ગંધાય.

દોહરો—રાજપુતાં ને રેવંતા, હાથ વછુટા જાય;
હજાર વરસ સેવીએ, પણ પોતાનાં નવ થાય. ૪૫૬

સાખી—જીવતડાં જગ છેતર્યો, મુઆં છેતર્યો માળી;
સર્વ જાતનો સંસર્ગ કરજો, ટીટાં મુકજો ટાળી. ૪૫૭

૫૩૯. રાત થોડી ને વેષ ઝાઝા. ૫

રાત થોડી ને વેષ ઝાઝા. કામનો પાર નહીં ને આવરદા ટુંકી.

જીવવું થોડું ને જંજાળ ઘણી. બાથમાં સમાય તેટલો વેપાર કરવો.[2]

રાત દિવસના કલાક ચોવીશ, ને કામ ચાળીશ કલાકનું.

૫૪૦. પરમેશ્વર સબરમાં રાજી છે. ૮

પરમેશ્વર સબરમાં[3] રાજી છે.

ખુદાકુ[4] સબર પ્યારી હે.

પરમેશ્વરને ઘેર અદલ ઇન્સાફ છે.

પરમેશ્વર જેને જે ઘટે છે તેજ આપે છે.

ખુદાકી ખુદાઈ ભલી, કે મીઆંની ઊંઘાઈ ભલી.

પરમેશ્વરને ઘેર ઘીના દીવા બળે છે.

હક કર હલાલ કર, દિલમેં સબર કર.

દોહરો—રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જયસી જીનકી ચાકરી, વૈસા ઉનકું દેત. ૪૫૮

---

૧ વાણીઆને બદલે "રાજા" પણ વપરાય છે. ૨ પોહોંચી ન શકાય તે કામ કરવું નહીં. ૩ એક ફકીર ગામમાં ગરીબ લોકોના વાસમાં જઈ ચઢયો. ગરીબ લોકોએ રોટલાના વધેલા ટુકડા ફકીરને આપ્યા તે લેઈ ફકીર મસ્જીદમાં આવીને ઝોળીમાંથી કાહાડીને ખાવા બેઠો. તે પ્રથમ કોળીએ "બિસ્મિલ્લાહ" બોલ્યો. પાસે બીજો ફકીર બેઠો હતો તેણે ટુકડા ખાતી વખતે તે ફકીરને એક તમાચો ખેંચી કહાડી કહ્યું કે, "અયસે આદમીને ખુદાકુ બીગાડા હે, ક્યું કે એ સુકે ટુકડે પર "બિસ્મિલ્લાહ" બોલકે શુક્ર ગુજારતા હે. ઐસે ટુકડે દેનેવાલેકુ તો ગાલી દેનાં મુનાસબ હે." પણ પેહેલા ફકીરે જવાબ આપ્યો કે- ખુદાકુ સબર પ્યારી હે. ૪ ખુદા તેરી ગાલીપરભી સબર કરતા હે.

**૫૪૧. હાલ ખુશામદ, તાજા રોજગાર. ૩**

હાલ ખુશામદ, તાજા રોજગાર. ખુશામદ ખુદાકુ બી પ્યારી હે.
ખુશામદખોર ખોદી કહાડે.

**૫૪૨. તાજો માલ તુરત ખપે. ૫**

તાજો માલ તુરત ખપે. માલ રહ્યો વાસી, મૂલ ગયું નાસી.
સારો માલ જુવે તો ઘરાકનાં મન ઠરે.
જેવો માલ તેવું મૂલ. આંખને ભાવે તે મનને અથવા મુખને ભાવે.

**૫૪૩. બ્રાહ્મણ લાડવા જોઈ અવાયા પડે. ૩**

બ્રાહ્મણ લાડવા જોઈ અવાયા પડે.
દોહરો—વાતે રીઝે વાણીઓ, રાગે રીઝે રજપુત;
બ્રાહ્મણ રીઝે લાડવે, બાકળે[1] રીઝે ભૂત. ૪૫૯
જોડકણું—લાપસી ખાધી, લુપસી ખાધી, ઊપર લીધાં દહીં;
સાત વાનાની સુખડી ખાધી, પણ ચૂરમા જેવું નહીં.

**૫૪૪. હાટ ભાડે, ઘર ભાડે, વાણોતરને વ્યાજ. ૩**

હાટ ભાડે, ઘર ભાડે, વાણોતરને વ્યાજ.
શેઠાણી બેઠાં લાપસી જમે, દીવાળાની શી લાજ?
લાખનું દીવાળું ત્યારે ચોળાનું વાળુ શું?

**૫૪૫. લે લાલા ને દે હરદાસ. ૪**

લે લાલા ને દે હરદાસ. દીવાળીઆની દવાઈ.
કોને લેવું છે ને કોને દેવું છે? આપ્યું વાણીએ, ને ખાધું પ્રાણીએ.

**૫૪૬. બાંડા ગામમાં બે તેરસ. ૫**

બાંડા ગામમાં બે તેરસ. ગાંડા ગામમાં બાર બોલ ને તેર તોલ.
નિર્ધણી નાતમાં તેર પટેલ. નિર્ધણી વેજા કોઇની નહીં.
બાર ભૈયા અને તેર ચોકા.

**૫૪૭. માધુડો મુવો ને ગોદડી પરવારી. ૭**

માધુડો મુવો ને ગોદડી પરવારી. પુંજીઆની[2] મા ગૌનાટ ઉજવી રહી.
માધુડે રાજ. પુરૂપ ગયો એટલે ઘર ઉજ્જડ.

---

૧ બાકળા=બાફેલા અડદ. ૨ પુંજીઆની માના ઘરમાં સારૂં એટલે ખાવાપીવાની ખોટ નહીં; તેથી આખો દિવસ કાંઈ ચાવે, કાંઈ મમર ગોખલામાંથી પાનું [illegible] કરે, એવી તેને ટેવ પડેલી. તેમાં પુંજીઆના બાપે ગૌનાટ ઉજવવા વિચાર દર્શાવતાં પુંજીઆની મા ખુશી થઈ, કારણ કે સારૂં ખાવાપીવાને મળે તેવો પ્રસંગ તેમ જ ઉજવતાં-

પુરૂષની માયા, ને મરદની છયા.     આવી હોળી ને પરવાર્યો કોળી.[1]

દોહરો—ગોકુલસેં કહાન ગયે, રહ ગયે આહીર;
શોભા સબ દરબારકી, લે ચલે બલવીર. ૪૬૦

૫૪૮. પારકે મ્હોડે પાન ચાવવાં. ૯

પારકે મ્હોડે પાન ચાવવાં.[2]

પરવસુ પરિઆણે, આપવસુ એક નહીં.

તીતરને મ્હોડે શુકન.     પરોણો ને પશુ, એ ધરધણી વસુ.

પરહાથ લેના ને પરહાથ દેનાં, કોને ધ્રાસકો?

પરહસ્તે પરદેશ દુકાન, તેમાં આપણું નામ ન ધરીએ.

ધણીવસુ ઢોર, કોશે નાથો[3] કે કોદાળીએ.

દોહરો—પરાધીનતા દુઃખ મહા, સુખ જગમેં સ્વાધીન;
સુખેં રમત શુક બન વિષે, કનક પીંજરે દિન. ૪૬૧

સોરઠો—પરવસુ પરિઆણુ,[4] આપવસુ એક નહીં;
બાળકથી બંધાણુ,[5] કાયાએ કરીએ નહીં. ૪૬૨

૫૪૯. સત્તા આગળ શાણપણ શું કરે? ૬

સત્તા આગળ શાણપણ શું કરે?     સો તારી દલીલ, એક મારો હુકમ.

બેઠા આગળ ઉભાનું શું જોર?     પીઠ સબદી તો પુરૂપ બળીઓ.

ભેંસ કુદે તે ખીલાને જોરે.

ચોપાયો—ફાજલ[6] ડાઢી ફગફગે, ને જેમ બોલે તેમ છાજે;
ખોબલે ખાંડો તો પીરસાય, કે વાંસે ગણેશનો ગાજે. ૪૬૩

---

ઘરેણાં પહેરીને નાતમાં તથા લોકોમાં દેખાવ કરવાના પ્રસંગ મળે તે ગૌત્રાટ ઉજવવામાં બ્રાહ્મણનું વરણ કરવું પડે, ને બે અપવાસ કરવા પડે તે પણ પુંછીઆની માએ કબુલ કર્યું. અપવાસ પહેલો કર્યો, તે તો મહાસુશ્કેલીથી મ્હોડું વશ રાખીને કર્યો. બીજે દહાડે ગૌત્રાટ ઉજવવાનો તે દિવસે પુંછીઆની માનું મ્હોડું વશ રહ્યું નહીં ને છાનુંમાનું ખાતાં બે જણે લેયું તેઓએ બહાર આવી વાત કરી એટલે ગૌત્રાટ ઉજવી શકાઈ નહીં. તે ઉપરથી કહેવત પડી કે, "પુંછીઆની મા ગૌત્રાટ ઉજવી રહી."

૧ કોળીની ખેડ ધૂળધાણી, તે હોળી આવતાં પરવારે. ૨ તે રંગ પોતાને આવે નહીં. ૩ નાથો=નાથવું, એટલે નાકમાં સુતરની નાથ નાંખવી. ૪ પરિઆણુ=મનસુબા. પરવસુ=પરાધીન. ૫ બંધાણુ=સ્નેહ. ૬ મુસલમાન સિપાઇ વર્ગમાં દીકરાદીકરીનું સગપણ થાય ત્યારે ગોળની કાંકરી ભેગા થનારને આપે તે ખાય એવી રીત છે. છતાં ફાજલ ખોબે ખોબે ખાંડ એવે પ્રસંગે વેહેંચીને બડાઈ મારતો હતો. તે ખાંડ ફાજલના શેઠ ગણેશ દોસીએ આપી હતી. ત્યારે ચારણે કહ્યું કે, "ગણેશ દોસીનો પીઠપર હાથ ગાજે છે, તેમાં તું શી પતરાજ કરે છે?"

Sophistry if not backed by power is of no avail.

૫૫૦. કોઈને ટોપી પહેરાવવી. (બાવો કે ભીખ માગતો કરવો.) ૬

કોઈને ટોપી પહેરાવવી. ગોળે માથું ચોપડી ખાઈ જવું.
ઠી દેવા. બાઈ બેસારવી.
લંઘી[1] બેસાડવી. અવળે અસ્તરે મુંડવો.

૫૫૧ નાણું ચાડીઆની જીભમાં કે નવાબના ખજાનામાં. ૩

નાણું ચાડીઆની જીભમાં કે નવાબના ખજાનામાં.
આંખે મોર ને લાખે લેખાં, જાતે દહાડે કાંઈ ન દેખાં.
હૈયા ફુટાના કર્મમાં હાથ ઘસ.

૫૫૨. કર્યું ધોળકું. ૪

કર્યું ધોળકું. એમણે તો ઊજવ્યું.
બાપનું ધોળ્યું. કર્યું ભગાના જેવું.

૫૫૩. લાપસી જીભે પીરસવી, ત્યારે મોળી શી પીરસવી? ૪

લાપસી જીભે પીરસવી, ત્યારે મોળી શા પીરસવી?
મલીદા મનના વાળવા, ત્યારે શેરે સવાશેર ઘીના વાળવા.
મલીદા મનના વાળવા, ત્યારે મોળા શા વાળવા? વચનેપિ કા દરિદ્રતા.

૫૫૪. લોભી ગુરૂ ને ચેલા લાલચુ, દોનું ખેલે દાવ. ૫

લોભી ગુરૂ ને ચેલા લાલચુ, દોનું ખેલે દાવ.
લોભી ગુરૂ ને લાલચુ ચેલા, દોનું નર્કમેં ઠેલમ ઠેલા.
સિદ્ધસાધક થઈ ને ભોળાને ડાકણ કુંડાળામાં લેવા.
રેવડીવાળો ને ગંડેરીવાળો એકઠા થયા.[2]
દોહરો—ગુરૂ લોભી શિષ્ય લાલચુ, દોનું ખેલે દાવ;
દોનું બુડે બાપડે, બેઠ પત્થરકી નાવ. ૪૬૪

૫૫૫. ગુરૂ કહે તેમ કરવું, ગુરૂ કરે તેમ ન કરવું. ૬

ગુરૂ કહે તેમ કરવું, ગુરૂ કરે તેમ ન કરવું.
ગુરૂની આજ્ઞા માથે ચડાવવી.
મોટાની વાદે ચઢીએ, તે દુનીઆમાંથી ખડીએ.

---

૧. મરણનો પ્રસંગ આવે છે ત્યારે છાણ્યાં લેવરાવવાં તે કામ લંઘીનું મનાય છે, માટે લંઘી બેસાડવી પડે તે મરણ થાય ત્યારે બેસાડાય. ૨ બન્ને મીઠાઈ વેચનારા તે એકબીજાના માલનાં વખાણ કરી ઘરાકને ઠગે.

મોટા વાંસે નાનો જાય, મરે નહીં તો મદિ થાય.
ગુરૂ થઈ બેઠા હોંસે કરી, કંઠે પહાણુ, શકે કેમ તરી ?
ભાપાને[1] શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર.

૫૫૬. જેણે રસ્તે ચડાવ્યા તેનો ખરો પાડ. ૪

જેણે રસ્તે ચડાવ્યા તેનો ખરો પાડ.
હથેવાળો મેળવી આપનારના ઓશિયાળા.
દલાલ વગર સોદો હલાલ નહીં.
દોહરો—ગુરૂ ગોવિંદ દોનું ખડે, કીસકું લાગું પાય;
બલિહારી ઇન ગુરૂનકો, જીને ગોવિંદ દીયો બતાય. ૪૬૫

૫૫૭. લપસી પડ્યા, તો કહે દેવને નમસ્કાર કર્યા. ૯

લપસી પડ્યા, તો કહે દેવને નમસ્કાર કર્યા.
સોજા આવ્યા, તો કહે જાડા થયા.
નાક કટ્ટા તો કટ્ટા, પણ ઘી તો ચટ્ટા.
રાંડ્યાં એટલે હાથેપગે હળવાં થયાં, ને ધણીનાં ઓશીઆળાં મટયાં.
નોતરૂં આવશે તો જમવા જઇશું, નીકર એ વટલેલાને ઘેર કોણ જાય ?
ધપ્પો (ધોલ) વાગ્યો, તો કહે ધૂળ ઉડી ગઈ.
બાવા ગાયો બહુ થઈ, તો કહે દુધ પીયેંગે.
બાવા ગાયો મરી ગઈ, તો કહે છાણમુતરની ગંધ ગઈ.
દોહરો—ડાઢી મૂછો મુંડાવીને, વરવું[2] કીધું મુખ;
શોભા સઘળી જતી રહી, પણ શીરાવ્યાનું સુખ. ૪૬૬
To make a virtue of necessity

૫૫૮. તપસી ગયા લપસી, ને જોગી થયા ભોગી. ૬

તપસી ગયા લપસી, ને જોગી થયા ભોગી. વૈરાગમાં વ્યસન વળગ્યું.
માયા ત્યાગી, માયાએ મેહેલ્યા નહીં.
સંન્યાસી થયા, પણ પેટ મુકાણું નહીં.
નામ શાંતાનંદ (શીતલદાસ), પણ ક્રોધનો પાર નહીં.
સાધુ થયા, પણ સંસારીને ટપી જાય.

૧ ભાપા=વાણીમાં શું મોહવું, આચરણનો મોહ કરવો. ૨ વરવું=નવરૂં, બદશીકલ.

૫૫૯. લક્ષ્મી દાને શોભે છે. ૪

લક્ષ્મી દાને શોભે છે.　　અદાતાનું ઉંચું મંદિર શોભતું નથી.
પાપનો પૈસો છૂટે નહીં.
દોહરો—જલકી શોભા કમલ, હેદલકી[1] શોભા ફીલ;
　　ધનકી શોભા ધર્મ હે, કુલકી શોભા શીલ.[2]　　૪૬૭

૫૬૦. ઉછેદીઆના આઠસો વારસ. ૪

ઉછેદીઆના આઠસો વારસ.　　નખોદીઆના નવાણું ધણી.
ગીઆળ ગયું તેના ઘરના બુરા હાલ.　ગીઆળ ગયું તેહેનુ ઘર પીંજાણું.

૫૬૧. એ તો છઠ્ઠીના બગડેલા છે. ૫

એ તો છઠ્ઠીના બગડેલા છે.　　શીંગમાંથી સળ્યા છે.
જન્મથીજ અટકચાળા છે.　　ઘોડીઆમાં પણ સાચું રોયો નથી.
જન્મના જ ઊખડેલા છે.

૫૬૨. ચોરની માને ભાંડ પરણે. સૌ સૌનું કુટી લેશે, આપણે શું? ૭

ચોરની માને ભાંડ પરણે.　　સૌ સૌનું કુટી લેશે, આપણે શું?
સૌસૌનાં કામ સૌ જાણે.[3]　　લોઢું જાણે ને લુહાર જાણે.
બોખ ને વરેડું પડે કુવામાં.
મુવો વર ને બળી જાન.　　લંકાં બળે સંતોલની.
Don't meddle with the affairs of others

૫૬૩. લાખની પાણ.　　ઊધારે ઊકરડો થાય. ૬

લાખની પાણ.　(ઊધારે) ખાતે લખાય તે ઊકરડો થાય.
ઊધારે હાથી બંધાય, પણ રોકડે બકરી ન બંધાય.
આંકડા ઉપર આંકડો ચડે, ત્યારે ભોંય ભારી થાય.
ભોંય પડ્યા બમણા.[4]　　બોરના બમણા.[5]

૫૬૪. વ્યાજને ઘોડા ન પોહોંચે. ૮

વ્યાજને ઘોડા ન પોહોંચે.　　વ્યાજને વિસામો નહીં.
એક રામે લંકા લીધી, તો ઝાઝા રામ[6] ચડે ત્યાં શું બાકી રહે?

---

૧ હેદલ=હયદલ, ઘોડેસ્વારનું લશ્કર. ફીલ=હાથી. ૨ શીલ=સદ્‌ગુણ, સારાં લક્ષણ. ૩ આપણે બીજાનાં કામમાં માથું મારવા જરૂર નહીં. ૪ ગાંઠે મુળ બાંધે એટલે પાછા દાણા વાળી લે ત્યારે તોલમાં બમણા થાય. ૫ બોર વેચનાર બમણા દાણા લઇને બોર વેચે. તે દાણા બમણા આપે, પણ થોડાં થોડાં બોર લેનારાં ઘરાક ઘણાં મળે તેથી દાણા બહુ થાય. ૬ રામ=આનો.

વ્યાજમાં રાજ ફુલે. વ્યાજ ઘોડા છોડાવે.
વ્યાજ ભલભલાની લાજ મુકાવે. વ્યાજના ઘોડાને કોઈ પોહોંચતું નથી.
દોહરો—એક રામ ચઝે ગયું, રાવણ કેરૂં રાજ;
સોળ રામ ભેગા ચડે, ત્યાં માણુસ તે શા માત્ર? ૪૬૮
It is difficult to get out of debt.

૫૬૫. સુયાણી આગળ પેટ છુપાવવું નહીં. ૯
સુયાણી આગળ પેટ છુપાવવું નહીં.
વૈદ્ય, ગુરુ આગળ જુઠું બોલવું નહીં. ઠેકઠેકાણે પેટ આપવું નહીં.
ઊગર્યાના આરા આગળ પેટ ઢાંકવું નહીં.
જીસકે હાથમેં દોરી, ઊસકી ક્યા ચોરી.
સાખી—તનકી જાણે મનકી જાણે, જાણે ચિત્તકી ચોરી;
ઊસ્કે આગે કહાં જાનાં, જીસ્કે હાથમેં દોરી. ૪૬૯

૫૬૬. હરકતમાં બરકત ને ફ્જેતે ફાયદા. (કાગડાને શ્રાદ્ધ ભલાં.) ૯
હરકતમાં[1] બરકત ને ફ્જેતે ફાયદા.
ચોરકું ખુદા સલામત રખે, ઈનકે લીએ સિપાઇકી રોટી હે.
બગલાને ડોળે લાભ. દુઃખ વગર કોઈ કોઇના સામું જુવે નહીં.

---

૧. એક નાગર ગૃહસ્થ સરકારની નોકરીમાં હતો. તે રજા ઉપર ઘેર ગયો ને સાથે પોતાના તાબાના એક સીપાઇને તેડી ગયો. ઘેર પહોંચ્યા તે દિવસ કોઇનું સંવત્સરી હતું એટલે લાડુ કર્યા હતા તે પેલા મીઆંએ પણ ખાધા. બીજે દિવસે શ્રાદ્ધ હોવાથી દૂધપાક બનાવ્યો હતો તે મીઆંએ પણ સહુની માફક ખાધો. મીઆંએ પૂછ્યું આ જમણ વાર આલે છે તે શું છે? એટલે એક ચાકરે કહ્યું કે, આજ શ્રાદ્ધ હતું ને કાલે સંવત્સરી હતી. એટલે મીઆંએ નમાજ પઢી ખુદા પાસે દુવા માગી કે, "યા પરવરદેગાર ઇનકે ઘરકુ કાયમ રહેવે નિત નિત શ્રાદ્ધ સમસરીઆં; મીઆં મીઠું ખાવે ખીર પુરીઆં." એટલે,

હરકતમાં બરકત ને ફજેતે ફાયદા.

લીંબડીમાં એવો ચાલ છે કે હિંદુમાં કોઈ મરણ થાય ત્યારે સ્મશાન જનાર ઘણું કરીને બધા લોકો મસાણીને ત્યાંથી છાણાંલાકડાં થોડાંઘણાં પણ ઉપાડી મુડદું બાળવાને લાવે. તેમ હું લીંબડીમાં મેહેતાજી હતો ત્યારે એક ગૃહસ્થના મરણમાં સ્મશાન ગયો, ને ત્યાંની રીત મુજબ મસાણીને ત્યાંથી લાકડાના કકડા મસાણમાં લાવવાને લેવા ગયો, ત્યારે મસાણી દિલગીર થયો ને કહેવા લાગ્યો કે આ ફેરે મારે સારી મોસમ જાગી નહીં, ને માલનો ભરાવ બહુ થયો છે; માટે જો પ્રભુ કૃપા કરે ને મસાણમાં ગ્રાગ્રાં મુડદાં આવે તો માલ ખપે.

સારા માણસના ઘરનું વગોણું જગતને જોણું.

માંખ જુએ ચાંદું, ને વૈદ્ય જુએ માંદું.

દોહરા—વધે કલેશ તો વકીલને, પૂર્ણ હરખ પ્રકાશ;
તેમ જ કાળા કાગને, ભલો ભાદ્રપદ માસ. ૪૭૦
વેલો શોધે વાડને, પુરખીઓ પૂછે કુવો;
મસાણી[1] ઊઠી મળસકામાં, પૂછે કોઈ મુવો. ૪૭૧
માળી સીંચે મોગરો, કણબી પૂછે કુવો;
અધ્યારૂ[2] નિત્ય વાટ જુવે, કે મોટો કોઈ મુવો. ૪૭૨

૫૬૭. તીર્થે સૌ મુંડાય. ૪

તીર્થે સૌ મુંડાય.[3]

દરમાં સર્પ પાધરો, બીજે વાંકોચુંકો.

માર આગળ બધા પાંસરા નેતર જેવા. મારથી ભૂત ભાગે.

૫૬૮. ચૈત્ર ચડે નહીં ને વૈશાખ ઉતરે નહીં. ૫

ચૈત્ર ચડે નહીં ને વૈશાખ ઉતરે નહીં.[4]

સદા એકરંગી માણસ છે. રંગ છે એક રંગાને, લેઆનત છે દોરંગાને.

ઊનાળે રાતા નહીં ને શીઆળે માતા નહીં.

ઊનાળે સુકા નહીં ને ચોમાસે લીલા નહીં.

૫૬૯. એ તો કાંકીડાના જેવો હફ્તરંગી છે. ૮

એ તો કાંકીડાના જેવો હફ્તરંગી છે.

પાણી તારો રંગ કેવો, જેમાં ભળું તેવો.

ગોકુળમાં ગોકુળદાસ ને મથુરામાં મથુરાદાસ. વાગે તેવું નાચે તેવો.

એ તો તાળમાં તાળ મેળવે તેવો છે. ચાસમાં ચાસ દે તેવો છે.

એનો રંગ સંગ પ્રમાણે છે. આપ રંગજ નથી.

૫૭૦. શીરા સારૂ શ્રાવક થવું. ૩

શીરા સારૂ શ્રાવક થવું. સદ્‌ગુણ વેચી શ્રીમંત થાવું.

ન્યાયનીતિને અળગાં કરે, તે દુનીઆમાં ડાહ્યો ઠરે.

To adopt new views for loaves and fishes.

૫૭૧. શેઠની પૂંઠે ફોલ્લી થઈ ને પંપાળીને મોટી કરી. ૫

શેઠની પૂંઠે ફોલ્લી થઈ ને પંપાળીને મોટી કરી.

---

[1] મસાણી=મસાણમાં મુડદાં બાળવાને છાણાં લાકડાં વેચનાર. [2] અધ્યારૂ=પારસીના ગોર. [3] મુંડાય અથવા ઠગાય. [4] સદા એક રંગ.

વાંદરાનો ધા જે આવે તે ખોતરે.
ગુમડું બહુ કોચાય તો ભરનીંગળ થાય.
મમત કરીને સેત્રુંજમાંથી દીધવાન[1] વેર કર્યાં. ચોળીને ચીકણું કર્યું.

૫૭૨. પહેલો સગો પડોશી. ૩
પહેલો સગો પડોશી. સગાં દૂર ને પડોશી પહેલો કામમાં આવે.
રણમાં પડખે ઊભો તે ભાઈ.

૫૭૩. મારવો તો મીર મારવો. ૬
મારવો તો મીર મારવો. મારવો તો હાથી, ને લુંટવો તો ભંડાર;
પરણવું તો પદ્મિની, ને પોહોંચવું તો દરબાર.
ચીરવો તો પાટડો ચીરવો. એક શંપ[2] ભાગવી, તે હજારો સોયો થાય.
ચટલાં શાં ચુંથવાં? દેડકાં શાં ડાંભવાં?

૫૭૪. સોમાં શૂરો તે એકેમાં નહીં પુરો. ૬
સોમાં શૂરો તે એકેમાં નહીં પુરો. સબ બંદરકે વેપારી.
સબમેં મેરા લગતા હે. મીઆં ભાઈકા આધા દાના.
સઘળામાં માથું મારે તે બધામાંથી રખડે.
સાખી—તાસ્તા વેચ્યા, બાસ્તા વેચ્યા, વેપાર સઘળા કીધા;
રોટલા ભેગા ક્યારે થયા, કે ખભે કુહાડા લીધા. ૪૭૩
Jack of all trades and master of none.

૫૭૫. સૌ કહે બાપડી, પણ કોઈ ન સીવે કાપડી. ૩
સૌ કહે બાપડી, પણ કોઈ ન સીવે કાપડી.
સૌ ભલું મનાવે, પણ આંધણમાં ઓરવા કોઈ ન આવે.
સૌ કહે આઈ માઈ, પણ કોઈ ન આપે ખાઈ.

૫૭૬. બાંધવ હોય અબોલણા, તોએ પોતાની બાંહિ. ૧૫
બાંધવ હોય અબોલણા, તોએ પોતાની બાંહ્ય.
હાડ હસે ને લોહી તપે. ઘોડીઆમાં લોહી તપે.
લડ્યા તોએ એક લોહી.
વીરને દેખી વેરી કંપે. ભીડ પડે ત્યારે ભાઈ (ઓથ આપે).
વિના ભાઈનું માણસ, તે રણ વગડામાં એકલું ઝાડ.
સગપણ સોનું ને પીતળ પ્રીતડી.
દુનીઆમાં બધું મળે, મા બાપ કે માજણ્યો ભાઈ મળે નહીં.

---

1 દીધવાન વેર=પરભવના વેર જેવું-લાંડુ વેર. 2 શંપ=ભિતીનું ઓન્તર છે.

એક મગની બે ફાડ. તન વગર તપે નહીં.

ડાંગે માર્યાં પાણી જુદાં પડે નહીં.

દોહરા—કડવી હોય લીમડી, મીઠી હોયે છાંય;
બંધવ હોય અબોલણા, તોએ પોતાની બાંહ્ય. ૪૭૪

સ્ત્રી ધનથી સાંપડે, પૂત્ર સંયોગે હોય;
માડીજાયો નહીં મળે, લાખો ખરચે કોય. ૪૭૫

સોરઠો—ભાઇઓની ભલાઈ, મરે તો મેલાય નહીં;
દુઃખે દાઝે દિલમાંહે, ભાઈ વિનાનો ભવ[1] નહીં. ૪૭૬

Blood is thicker than water.

૫૭૭. આવ સુહાગન લકડી, તેરા પડીઆ કાજ. ૪

દોહરા—આવ સુહાગન લકડી, તેરા પડીઆ કાજ;
માતા દેત આષિશડી, સો દિન[2] આયો આજ. ૪૭૭

કુત્તા મારણ, જળતરણ, અડખડીઆં[3] આધાર;
કંથા ધારે લાકડી, હોકારે હથીઆર. ૪૭૮

લાકડી[4] ટેકો આપતી, વળી બને હથિયાર;
રાખે રોકડ પેટમાં, એ તેનો ઉપકાર. ૪૭૯

કુંડળીઓ—લકડીમેં ગુન બહોત હે, ધર લે અપને સંગ,
કર પકડ ધરની ટકે, રખતી અપનો અંગ;
રખતી અપનો અંગ, પાણીકો તાગ બતાવે,
જીવ જંત કર દુર, કુત્તેકું માર હઠાવે;
કહે દીન દરવેશ, છોડ સબી ઝકડી,[5]
ધર લે અપને સંગ, ગુન બહોત હે લકડી. ૪૮૦

૫૭૮. હાજર સો હથીઆર. ૩

હાજર સો હથીઆર. ઓસાણ[6] હથીઆર.

હિમત હથિયારથી વધે.

---

૧ ભવ=જન્મારો. ૨ માતાએ દીકરાને આશિષ્ આપી, કે ઘરડો સો વરસનો ડોસલો થજે. આશિષ્ પ્રમાણે દીકરો ડોસલો થયો ત્યારે લાકડીનું કામ પડ્યું. ૩ અડખડીઉં આવે ત્યારે આધાર, ને કામ પડે ત્યારે તુરત હથીઆર. લાકડી હોય ત્યારે કૂતરું કરડે નહીં અને પાણીમાં ચાલતી વખતે પાણી માપવાનું સાધન થાય કે જેથી ઉંડાણમાં ઉતરી ન જવાય. ૪ પોલી લાકડીમાં રૂપીઆ ભરાય છે એટલે રૂપીઆનો વહેમ આવે નહીં. ૫ ઝકડી=ઝઘડા. ૬ ઓસાણ=સમયસૂચકતાથી જે સુઝી આવે તે.

૫૭૯. મોટાનો મંદવાડ ને ગરીબનું છીનાળું તુરત છતું થાય. ૩

મોટાનો મંદવાડ ને ગરીબનું છીનાળું તુરત છતું થાય.
મોટાની છાશ પોટલે વેચાય.
સોરઠો—મોટાના મંદવાડ, રજના[1] ગજ થઈ પડે;
એ વૈદ્યોનાં ઝાડ, સાચું સોરઠીઓ ભણે. ૪૮૧

૫૮૦. કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહીં. ૬

કણબી સમાન દાતા નહીં, ને મારે બીના દેતા નહીં.
આંજણો કણબી આખલા બરાબર.
ચીભડ કવળ ન ઘુંટ[2]
દોહરા—રાભા, કણબા, રાંગડા,[3] કાછડીઆ કોદાળ;
પંચ મળીને આપીઆં, બીરદ[4] પાંચ તત્કાળ. ૪૮૨
કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહીં;
મૂળે મોટી ખોડ, ઊંહુંનું ઓસડ નહીં. ૪૮૩
કોળી પશુ ન માનવી, રોઝ બળદ નહીં ઊંટ;
શિયાળ જરખ નહીં કુતરૂં, રોઝ બળદ નહીં ઊંટ. ૪૮૪

૫૮૧. જળ તેવા મચ્છ. જળ તેવાં પોયણાં. ૭

જળ તેવા મચ્છ. જળ તેવાં પોયણાં.
હાથી ખાયે ઘણું ને હગે પણ ઘણું.
મોટાની આમદ ઘણી ને ખરચ પણ ઘણું.
હોય મોટા તણું સર્વ મોટું. પડાઈ[5] પ્રમાણે પુંછડું.
લાકડા પ્રમાણે પોલ.[6]
Regal honours have regal cares.

૫૮૨ સંભારીને નામું લખે, ને ઊંટે ચડીને ઉંઘે. ૪

લીખકે દે, લેકે લીખ.
ભીંતે નામું, જોડાને તળીએ નામું, તેને બધું નકામું.
આંગળીને ટેરવે બધો હિસાબ.[7]
દોહરો—સંભારીને નામું લખે, ને ઊંટે ચડીને ઉંઘે.
પારકાં છોકરાં રમાડે, તે બળદની ગાં–[8] સુંઘે. ૪૮૫

---

૧ રજ=થોડો, ગજ=મોટો. ૨ ચીભડું કોળીઓ નહીં તેમ ઘુંટડો નહીં.
૩ રાંગડાને બદલે રાસભા પણ વપરાય છે. ૪ બીરદ=વરદાન. ૫ પડાઇ=મોટો પતંગ.
૬ જેવું લાકડું મોટું તેવી પોલ. ૭ તે ખબરદાર. ૮ ગંધ "પારકાં છોકરાંને રમાડે" તેને બદલે "પારકાં છોકરાંને બચી કરે" પણ વપરાય છે.

૫૮૩. ખરા ન ખરાનાં પારખાં ધીંગાણે. ૮

ખરા ન ખરાનાં પારખાં ધીંગાણે. ટાણું આવે સૌનાં પારખાં પડે.
રાણીજાયા કે બીબીજાયાની રણમાં ખબર પડે.
રણમાં નહીં તે શૂરો. મામલામાં નહીં તે માટી.
દોહરા—દો દો તરકસ બાંધ કર, સબી કહાવત શૂર;
કામ પડે જબ દેખીએ, કીસકે મુખપે નૂર. ૪૮૬
દેવું મરવું મારવું, ઝાલવું ખડગ ઝટ્ટ;
કલો કહે ઠાકરો, વસમી ક્ષત્રિયાં વટ્ટ. ૪૮૭
લડીને થાઇએ વેગલા, ક્ષત્રિ વટને ખોટ;
અહીંથી કેમજ ચાલીએ, મર[1] થાઇએ ચકચોટ. ૪૮૮

૫૮૪. સૌ સૌના કાળે આવી ઉભું રહે છે. ૪

સૌ સૌના કાળે[2] આવી ઉભું રહે છે.
જોબન ને જરા વખત આવે ઉભાં રહે છે.
દોહરો—રૂત વિણ રાયણ ફળે નહીં, માગ્યા મળે ન મેહ;
સમયે જગત વિષે બધું, જુગતે જડશે તેહ. ૪૮૯
સોરઠો—સૌ સૌની સરા,[3] વેળાએ આવે વળી;
એક જોબન ને જરા, વળી ન આવે વીંઝરા.[4] ૪૯૦

૫૮૫. લોભ વિષે છે સઘળા દોષ, સુખનું મૂળ તે તો સંતોષ. ૫

લોભ વિષે છે સઘળા દોષ, સુખનું મૂળ તે તો સંતોષ.
સંતોષી નર સદા સુખી. વેળાએ મળ્યાં તે કેળાં.
સંપત થોડી, પણ સંતોષ (મનને) ઘણો. સંતોષને બધી વાતે તૃપ્તિ.

૫૮૬. ભણે તેની વિદ્યા. મારે તેની તલવાર. ૮

ભણે તેની વિદ્યા. મારે તેની તલવાર. ભજે તેના ભગવાન.
ભક્ત આધીન ભગવાન. અભ્યાસકારિણી વિદ્યા.
પાળે તેનો ધર્મ. ખેડે તેનું ખેતર. વિદ્યા કોઇના બાપની નથી.

૫૮૭. આગળ દોડ ને પાછળ છોડ. ૫

આગળ દોડ ને પાછળ છોડ. ભણી ભણીને મહેતાજીને સોંપવું.
ભણે ભણે ને ભુલે ને બ્રાહ્મણની મત ફુલે.
ઘડ ચણાતો જાય, ને પાછળ પડતો જાય.

---

[1] મર=ભલે. [2] અવસરે. [3] સરા=મોસમ, ઋતુ. [4] વીંઝરા=એક કોઇનું નામ છે.

ભણ્યા[1] બાપની ગાં–, પંજો અર્ધો માગે છે.

૫૮૮. દીકરા આવ્યાની નવાઈ નથી, જીવ્યાની નવાઇ છે. ૩

દીકરા આવ્યાની નવાઇ નથી, જીવ્યાની નવાઇ છે.

દીકરાને મુકીને મરવા વખત આવે ત્યારે દીકરા ખરા.

ઘડપણ પાળે ત્યારે દીકરા.

૫૮૯. ઉને પાણીએ ઘર બળે નહીં. ૩

(સગાંવહાલામાં કજીઆ થાય, પણ તેમાંથી એકબીજાનું ભુરૂં ન થઇ શકે તે વિષે.)

ઉને પાણીએ ઘર બળે નહીં.

સાસુવહુના કજીઆ તે ખીચડીને ઊભરો આવે ત્યાં સુધી.

એમાં કોઇ કોઇને હાડ જાય તેમ નથી.

૫૯૦. કામળ ભીંજાય તેમ ભારે થાય. ૩

કામળ ભીંજાય તેમ ભારે થાય. ગોદડું ભીંજાય તેમ ભારે થાય

બેહેડાં ઉપર એહેડું તે પાણીઆરીને માથે ભાર.

૫૯૧. ભુંડું ભાવે નહીં ને રૂડું તાકડે આવે નહીં. ૪

ભુંડું ભાવે નહીં ને રૂડું તાકડે આવે નહીં.

કાણી ભાવે નહીં ને કાણી વગર ઉંઘ આવે નહીં.

નાની મોટી કરતાં કુંવારા રહ્યા.

જુગત જોડું મળે નહીં, ને મનની હોંસ ટળે નહીં.

૫૯૨. કીડીનું કટક, એક ચાલી એટલે બધી કીડીઓ ચાલે. ૪

કીડીનું કટક, એક ચાલી એટલે બધી કીડીઓ ચાલે.

ગાડરીઓ પ્રવાહ, એક ગાડરની પાછળ બધાં ચાલે.

લોકોમાં ગતાનુગત, દેખાદેખી માનતા ચાલે.

ભાયડાનું ધણ ભાગ્યું એટલે ઝાલ્યું રહે નહીં.

૫૯૩. મન વિના મળવું ને હેત વિના હળવું, નકામું. ૧૨

મન વિના મળવું ને હેત વિના હળવું, નકામું.

કમનનાં કંકોડાં સારાં લાગે નહીં.

હેતના કુસકા સારા, પણ કમનની કમોદ ખોટી.

---

૧ નિશાળમાં પરીક્ષામાં એક છોકરો નાપાસ થયો. તેણે ઇન્સ્પેકટરને અરજ કરી કે, મને કેમ નાપાસ કર્યો? ઇન્સ્પેકટરે કહ્યું, "તને ન આવડ્યું તેમાં;" ત્યારે છોકરો કહે છે, તમે પૂછો છો તેટલુંજ માત્ર નથી આવડતું, બાકી બધું આવડે છે.

કમનનાં પકવાન કરતાં સુમનનો સુકો રોટલો સારો.

જે ઘેર આદર નહીં ત્યાં ઘીના ઘડા ઢળી જતા હોય તોપણ જવું નહીં.

મન વિના મળવું, તે ભીંતે ભટકાવું.

ચાહે તેના ચાકર થઈ રહીએ, અનચાહતને બાર ન જઈએ.

દોહરા—આવ નહીં, આદર નહીં, નહીં નૈનોમેં નેહ;
વા ઘર કબુ ન જાઈએ, કંચન બરસે મેહ. ૪૯૧
આવ ઓર આદર જહાં, હે નેનું મેં નેહ;
વા ઘર નિશદિન જાઈએ, પથ્થર બરસે મેહ. ૪૯૨
બાર[1] બોલાવણુ બેસણું, બીડું ને બહુ માન;
જે ઘેર પાંચ બબ્બા નહીં, તે ઘર જાણુ મસાણ. ૪૯૩
આવ કહે સો ઓલીઆ, બેઠ કહે સો પીર;
જીસકે ઘર આદર નહીં, ઉસકા કાટો શિર. ૪૯૪

સોરઠા—આદર કરે અપાર, તે ભોજન ભાજી ભલી;
આણે મન અહંકાર, કડવું ઘેબર કિસનિયા. ૪૯૫

Better is a dinner of herbs where love is than a stalled ox and hatred therewith.

૫૯૪. ગાંઠે પુરો ને બોલવામાં શૂરો. ૭

ગાંઠે પુરો ને બોલવામાં શૂરો. હામ, દામ ને ઠામવાળો ચાહે તે કરે.

જેને ખણકે ખીલા હેઠ, નવસેં નનાણું રોકડી.[2]

જેના હાથ લાંબા[3] તે બધે પહોંચી વળે.

પાંચે પોંહોંચે સબદો તે ધાર્યું ઉતારે. પાંચ આંગળીએ પોંહોંચો સબદો.

નાંખી નજર પહોંચે નહીં તેનાથી કાંઇ બને નહીં.

૫૯૫. વપરાતી કુંચી હમેશાં ઊજળી રહે. ૬

વપરાતી કુંચી હમેશાં ઊજળી રહે. ઘોડાં બાંધ્યાં બગડે.

વસ્ત્ર, વિદ્યા ને વાણી વપરાતાં સારાં રહે.

વિદ્યા શિખવીએ તો સારી રહે. લોઢું ને ઘોડુ વાપર્યાં સારાં રહે.

દોહરો—પાન સડે, ઘોડા હડે, વિદ્યા વીસર જાય;
તવા ઉપર રોટી જલે, કહે ચેલા કેમ થાય?[4] ૪૯૬

Used keys are always bright.

---

૧ બાર=બારણું. બોલાવણ=આવકાર. બેસણું=આસન. બીડું=પાનસોપારી. બહુ માન=સત્કાર. ૨ સુનામોહર. ૩ બુદ્ધિ, સ્થિતિ, શક્તિથી બળવાન—તે લાંબા હાથવાળો ગણાય.

૪ જવાબ—ફેરવ્યા વગર. પાન ફેરવ્યા વગર, ઘોડો ફેરવ્યા વગર, રોટલી ઉથલાવ્યા વગર ને વિદ્યા આવૃત્તિ વગર વીસરી જવાય.

સાખી—મુંગા બેહેરા બાત ચલાવે, અંધા કુરાન બાંચે;
જબ ઠુંઠેને મૃદંગ બજાયા, લંગડા કયા ખુબ નાચે?[1] ૪૯૮

It is all one and the same thing.

૬૦૧. મા મૂળો ને બાપ ગાજર, તેના દીકરા સમશેર બહાદુર. ૧૦

મા મૂળો ને બાપ ગાજર, તેના દીકરા સમશેર બહાદુર.
ઢાઢય ભેળી થાય ત્યાં કોણ ધીંગાણું કરે.
બાપે મારી ચુઈ[2] ને બેટા બરકંદાજ[3].
બાર બાપની વેજા, વાએ જેને આવે તેમ કરે.
આઈ તેલી, બાપ તંબોલી, બેટે હુવે સુજાનઆલી.
મેળાઊ ધાડ ભેગી થાય, તેમાં કોણ કોને વારી રાખે?
વાજું એકઠું થયું ત્યાં વિવાહની વરસી.
મા ભઠીઆરી, બાપ કલાલ, તેના દીકરા લાલમલાલ.
મા મોચણ ને બાપ મુંડો[4] તેનો ભાઈ મુષ્ટંડો.

દોહરો—પાંચસો મળ્યા પીંજારા, છસો મળ્યા તાઈ;[5]
ઝાંપે જઈને ઘેરો ઘાલ્યો, ત્યારે મુઈ માંખ સાહી. ૪૯૯

૬૦૨. ચોરણો સીવડાવે તે મુતરવાનો માર્ગ રાખે. ૫

ચોરણો સીવડાવે તે મુતરવાનો માર્ગ રાખે.
ગામને ગઢ બાંધે, પણ નાઠાબારી રાખે.
નદી પાછળ ઓવારો હોય. તળાવ બંધાવે તે ઓગાન[6] રાખે.
ડાહ્યા બોલે તે બારી રાખે.
Every sore has its salve.

૬૦૩. ધૂળથી કાંકરા સારા. ૩

ધૂળથી કાંકરા સારા. પત્થરથી ઈંટ કુણી.
ઈંટ પલળે, પણ પત્થર ન પલળે.

૬૦૪. હજુ તો શ્રીગણેશાય નમઃ છે. હજુ તો ગણેશનો વેષ છે. ૯
(આળસુ અને બહુ ધીરેથી કામ કરનારને લાગુ પડે)

---

૧ આ બધું મૂળધાણી ને વાપાણી. ૨ ઉંદરડી. ૩ તીરંદાજ પણ બોલાય છે. ૪ મુંડો=ફકીર. ૫ તાઈ=મુસલમાન વણકર. ૬ તળાવ છલાછલ ભરાયા પછી વધારાનું પાણી વહી જવાના માર્ગને ઓગાન કહે છે. જો તેનો માર્ગ ન રાખે તો તળાવ ફાટી જાય.

હજુ તો શ્રીગણેશાય નમઃ છે.[1] હજુ તો ગણેશનો વેષ[2] છે.
પાશેરામાં પેહેલી પુણી. હજી તો સોળે સોગઠી કાચી છે.
હજી તો સાતે ખરીઆ પેટમાં છે. હજી તો ઘર ઘડી ને ઘર દહાડો છે.
હજી તો ધડો થાય છે, તોલ બધો બાકી છે.
શ્રીકું છોડકે "ગુ" કુ મ્હો લગાયો હે.[3]
સવાલ—મહારાજ કયા પઢતે હો? જવાબ—ગીતા.
સવાલ—કોનસા અધ્યાય? જવાબ—પેહેલા.
સવાલ—કોનસા શ્લોક? જવાબ—પેહેલા.
સવાલ—કોનસા અક્ષર.
જવાબ—શ્રી છોડકે, "ગુ" મ્હો લગાયા હે.
(એટલે શ્રીગુરૂભ્યો નમઃનો બીજો અક્ષર ભણતા હતા.)

૬૦૫. જો થાય જતિ, તોપણ છુપે નહીં કર્મની રતિ. ૬

જો થાય જતિ, તોપણ છુપે નહીં કર્મની રતિ.
કર્મ[4] છુપે નહીં ભભૂત લગાયા.
ભાગ્ય જંગલમાં મંગલ કરાવે. કરમ ઢાંક્યાં રહે નહીં.
કર્મના જોગ દેહના કર્માવટામાં દેખાય.
સોનાની રતીનું મૂલ, પણ કરમની રતીનું મૂલ નહી.

૬૦૬. માથાના વાળ પગે લુહ્યા, પણ એક ટળી બે ન થયો. ૭

માથાના વાળ પગે લુહ્યા, પણ એક ટળી બે ન થયો.
પળસી કરી પ્રાણ ગયા, પણ પલળ્યો નહીં.
ઓળાસણાં ઘણાં કર્યાં, પણ હદે હરિ વસ્યા નહીં.
માખણ લીધામાં મણા ન રાખી, પણ કુણો થયો નહીં.
ડાઢીમાં હાથ ઘાલ્યા, પણ વળ્યો નહીં.
દાંતે તરણાં લીધાં, પણ દયા આવી નહીં.
મ્હોમાં ખાસડું લેઈ પગે લાગ્યો, પણ મેહેર આવી નહીં.

---

1 ગ્રન્થ લખતી વખતે પ્રથમ "શ્રીગણેશાય નમઃ" લખાય છે. એટલે એટલું જ લખ્યું છે, બીજું લખવાનું છે તે બાકી છે, એટલે શરૂ કર્યું છે.
2 આગળ નાટક થતાં હતાં, પણ તે ઉતરી ગયાં ને ભવાયા ભવાઇ કરે છે, તેમાં ઘણા વેષ લાવે છે. તે પ્રથમ વેષ ગણેશનો લાવે છે, એટલે હજી બીજા વેષ બધા બાકી છે.
3 શ્રીગુરૂભ્યો નમઃ સુધી પણ ભણ્યા નથી. 4 ભાગ્ય.

**૬૦૭. માથું સોંપ્યા પછી નાકકાનની અધીર શી? ૩.**

માથું સોંપ્યા પછી નાકકાનની અધીર શી?
ચોટલી સોંપ્યા પછી ફાંફાં શાં મારવાં?
ગળા સુધી ઊંડા ઊતર્યાં પછી બીજાને શો દોષ દેવો?

**૬૦૮. જુવાન વહુ ને બુઢ્ઢો લાડો, એનો રોજ ઉઠીને ભવાડો. ૭.**

જુવાન વહુ ને બુઢ્ઢો લાડો, એનો રોજ ઉઠીને ભવાડો.
કર્મે કજોડું મારે જગમાં વગોણું, સરખી સહિયરમાં મહેણું.
બીબી થાય મીઆં જોગ, ત્યારે મીઆં થાય ઘોર જોગ.
બુઢ્ઢાને બાયડી પરણાવવી, ને મડાંને મીંઢળ બાંધવાનું.

દોહરા—બુઢ્ઢો[1] પરણે બાયડી, અભણ્યો બેસે રાજ; ૫૦૦
ઓજ ઊઠાવે બળદીઆ, એ સૌ પરને કાજ.
પારેવાં પગ ટુંકડા, ઊડતાં બેલાડ;[2]
સરખે સરખાં તો મળે, જો લખ્યાં હોય લલાટ.[3] ૫૦૧

ચોખરો—પરણ્યા કરતાં નાનો બાપ, એ તે કયા જન્મનાં પાપ?
પૈસા[4] માટે મારી થાપ, મરજો બન્ને મા ને બાપ. ૫૦૨

**૬૦૯. નસિબ કોઇનાં વેચી ખાધાં છે? એક નર ને સો હુન્નર. ૬**

નસિબ કોઇનાં વેચી ખાધાં છે? એક નર ને સો હુન્નર.
ધણી ચાકરી ખુંચી લેશે, કાંઈ નસિબ ખુંચી લેવાય છે?
આ લે તારી ચાકરી, ને લે તારી લાકડી, ભાગ્ય તું ક્યાં લઈ જઈશ?
આ લે તારી ઝોલી, હું તો મારે ચાલી.
એક દ્વાર બંધ, હજાર દ્વાર ખુલ્લાં.

**૬૧૦. લેનેકું લક્કડ, દેનેકું પત્થર. ૬**

લેનેકું લક્કડ,[5] દેનેકું પત્થર. ખાતે ખબરદાર, જમે પાર જાણું નહીં.
જમવામાં શૂરા પૂરા, જમાડવાનો નીમ.

---

૧ એક બુઢ્ઢો નાની ઉમરની છોકરી પરણીને લાવ્યો. તેને બીજાએ પૂછ્યું કે, "આ તમારી દીકરી છે?" ત્યારે બુઢ્ઢાએ જવાબ આપ્યો કે, "બધું એમાં છે." ૨ બેલાડ=બન્ને સાથે. ૩ લલાટ=કપાળ કે નસિબ. ૪ પૈસા લેઇને મોટા વરને પરણાવી તે સ્ત્રી કહે છે કે, પરણ્યા-પરણેલા વર કરતાં મારો બાપ નાનો છે. તે બાપ કરતાં મોટા વરને પરણાવી તે પૂર્વ જન્મનાં પાપનું ફળ છે. પૈસા માટે આવું દુષ્ટ કૃત્ય કર્યું માટે મા ને બાપ બન્ને મરજો. ૫ લેનેકું લક્કડ, દેનેકું અક્કડ (આમ પણ બોલાય છે).

આપવાની આખડી, લેવાની મોકળ. આપવામાં ચીકટ, લેવામાં વિકટ.
દમડીકા તેલ ચાહીએ, તો કહે હમ જન્મકે ફીજડે હૈ.

૬૧૧. શાક બગડ્યું તેનો દિવસ બગડ્યો. ૫

શાક બગડ્યું તેનો દિવસ બગડ્યો.
અથાણું બગડ્યું તેનું વર્ષ બગડ્યું.
બાયડી બગડી તેનો ભવ બગડ્યો.
જુવાની બગડી તેનું જીવતર બગડ્યું.
દીકરો બગડ્યો તેનું કુળ બગડ્યું.

૬૧૨. મહેતાજી ગયા એટલે નિશાળીઆને મજા. ૪.

મહેતાજી ગયા એટલે નિશાળીઆને મજા.
શેઠ ગયા એટલે ગુમાસ્તાને દિવાળી.
સાસુ ગયાં એટલે વહુને અમલ આવ્યો.
ગુરૂ ગયા ગોકળ એટલે ચેલાને થઈ મોકળ[1].
When cats are away, mice are at play.

૬૧૩. વેશ્યા વર્ષ ઘટાડે ને જોગી વધારે. ૪

વેશ્યા વર્ષ ઘટાડે, ને જોગી વધારે[2].
વેશ્યા, વાંદો ને વિદ્યાર્થી, તેનાં વર્ષ લઈ ગયો બાવો ભારથી.
આજકાલના જોગી ને ઢીંચણ સમી જટા.
હજુ તો બળેવે બારમું વર્ષ બેસશે.

૬૧૪. સાસરે જતાં કોઈ છીનાળ કહે નહીં. ૩

સાસરે જતાં કોઈ છીનાળ કહે નહીં. પ્રભુ ભજતાં કોઈ દોષ લહે નહીં.
ધણી ઊઠાવે તેને કોઈ ચોર કહે નહીં.

૬૧૫. કુલ્લામાંથી હીંગ જાય, પણ કુલ્લું ગંધાય. ૮

કુલ્લામાંથી હીંગ જાય, પણ કુલ્લું ગંધાય.[3]
આવ્યો હોદ્દો જાય, પણ માર્યો ગોદો ન જાય.
કરનો કરનારો જાય, પણ કર રહી જાય.
માર્ગ કરનારો જાય, પણ શેરડો રહી જાય.
સર્પ ગયા પણ લીસરડા રહી ગયા. કાળ જાય ને કહેણી રહે.

---

૧ મોકળ=છુટ. ૨ જોગી જેમ જુના તેમ મનાય વધારે. ૩ હીંગની વાસ ન જાય, એમ પણ બોલાય છે.

દોહરો—મહેતા મારે મોત બિન, કલમતણી તરવાર;
કભી ઘાવ રૂઝે નહીં, મહેતાકા એસા માર. ૫૦૩

કુંડલીઓ—મહેતા મારે મોત બિન, કલમતણી તરવાર,
દુનિયાં ઘા દેખે નહીં, બડો કલમકો માર;
બડો કલમકો માર, દિલકો ઘાવ ન રૂઝે,
અક્કલ રૂપ મેદાન, કાગજકી ઢાલે ઝુઝે;
કહે દીન દરવેશ, ઉનસે સબહી હારે,
કલમ તણી તલવાર, મોત બિન મહેતા મારે. ૫૦૪

Every tub will smell of the wine it holds.

૬૧૬. સાસરે સમાય નહીં, ને પીયરમાં કોઇ ચહાય નહીં. ૯

સાસરે સમાય નહીં, ને પીયરમાં કોઈ ચહાય નહીં.
ભાઈ સારા છે, પણ લક્ષણ માર ખાવાનાં છે.
બોલી એવી કબાડ છે કે જ્યાં જાય ત્યાં લાત ખાય તેવી છે.
લક્ષણના લાળા ચરડા[1] છે. બોલવામાં ચોકકુ[2] નથી.
એવો અટકાણો છે કે લક્ષણ છંછણાવ્યા વગર રહે નહીં.

૬૧૭. વાડ વિના વેલો ચડે નહીં. ૨૫

વાડ વિના વેલો ચડે નહીં.
શેરી જોઇને ચાલીએ, પક્ષ જોઇને મહાલીએ.
વગ વગર પગ થાય નહીં. વગ કરે પગ.
સીફારસકી ગદ્ધી તેજીકુ[3] લાત મારે.
સૌ વગે વાવણાં કરે. ઢાલ હોય તો આડા ઘા ઝીલે.
વગ વાળો છતે. અમલ આવે ત્યારે સૌ કાકા-મામાનાને સંભારે.
પક્ષ પ્રબળ તે ફાવે. પક્ષ છે તે ઢાલ છે.
એક પાંખે ઉડાય નહીં ને એક પગે ચલાય નહીં.
પક્ષે પુજે, પક્ષે ન્યાય, પક્ષ વિનાનો માર્યો જાય.
પક્ષે પાંડવ છત્યા. ઢાલ હોય તો આડી ધરાય.
વગે પીરસણું, વગે ન્યાય, વગ ન હોય તે પાછો જાય.
વગે વાવણાં, વગે કુવા, વગ વિનાના કુંવારા મુઆ.
એક હાથે તાળી પડે નહીં ને એક હાથે રોટલો ઘડાય નહીં.

દોહરો—બીના વસીલે ચાકરી, બિના ઢાલ જુવાન;
એ તીનું ફીકે લગે, બિના સુપારી પાન. ૫૦૫

---

1 લાળા ચરડા=બબાળ. 2 ચોકકુ=લગામ. 3 તેજી=ઘોડો.

વગ વિણ પગ પેસે નહીં, ખગ ઊડે આકાશ;
વગ ન હોત પક્ષની, તો ખગ થાત નિરાશ. ૫૦૬
જંગલમાં જઈને જુઓ, તો દષ્ટે દેખાય;
વેલ ધરી વગ વૃક્ષની, ઊંચે નભ[1] ચડી જાય. ૫૦૭
રાજા રામ મનાય છે, વિશ્વ પ્રભુ અવતાર;
પણ વાનરની વગ વગર, લાવત નહીં ઘર નાર. ૫૦૮
પાંચ પાંડવો એકલા, સામે ખત્રિ સમાજ;
હોત ન વગ જો કૃષ્ણની, તો પામત નહીં રાજ. ૫૦૯
વિણ વગ ન ફાવી શકે, પેગમ્બર કે પીર;
જુઓ વગ સતી દ્રૌપદી, પેરવા પામી ચીર. ૫૧૦
કારજ સહાયતા વિના, કરી શકે નહીં કોય;
કહો હથોડો શું કરે, જો નહીં હાથો હોય. ૫૧૧

No flying without wings.

૬૧૮. માણસ માણસમાં આંતરો, એક ઝવેર તો બીજો કાંકરો. ૧૦

માણસ માણસમાં આંતરો, એક ઝવેર તો બીજો કાંકરો.
પાંચ આંગળીઓ પણ સરખી નથી. માણસનો ફેર ભાગતો નથી.
રાજ્યમાં અડાબીડ માણસ, તે રાજની ઢાલ છે.

દોહરા—આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક લાખે લાભે[2] નહીં, એક ત્રાંબીઆના તેર. ૫૧૨
કોક પુરૂષ કોક ઘોડલો, કોક કુળવતી નાર;
સરજનહારે સરજીઆં, એ ત્રણ રત્ન સંસાર. ૫૧૩
આણંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક લીલા લ્હેર કરાવે, એક મરાવે ઠેર. ૫૧૪
આનંદ કહે પરમાનંદા, માણસે માંણસે ફેર;
એક બેસે ગાદીએ, એક વગાડે ભેર. ૫૧૫
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક ગામ ઉજડ કરે, એક શોભાવે શેહેર. ૫૧૬
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક બોલે તે મીઠું લાગે, એક કડવું ઝેર. ૫૧૭

Black sheep in every flock.

૧ નભ=આકાશ. ૨ લાભે=મળે. લાધે પણ વપરાય છે.

૬૧૯. ફુવેડના મેલ ફાગણ મહિને ઊતરે. ૮.

ફુવેડના મેલ ફાગણ મહિને ઉતરે.[1]

"ફુવેડને ઘેર જોડ કમાડ ઉઘાડે કોણ અને અડકાવે કોણ."

ફુવેડનું ઘર તે કુકડાનો ખડો.

ઘરમાં વાસણ એઠાં, ને બારણે આવી બેઠાં.

કાલી[2] કુત્તી મરતે મેરી ખીચડીમેંસે સ્વાદ ગયા.

ફુવેડ રાંડને ફળીમાં ઉકરડો.

ફુવેડ નારી, ઊઠે અસુરી[3] આંખો ચોળે, મુખે પહોળે, બડબડ કરતી બારે ઘડી.

દોહરો—પહોર દહાડે પહોડીને ઉઠે, તે કરે નહીં અબોટ;[4]
ઊંધા પડી ઘંટી તાણે, કુતરાં ચાટે લોટ. ૫૧૮

૬૨૦. જુવાનીનું રળ્યું ને રાતનું દળ્યું. ૯

(વખત ગયા પછી કામ કરે તે નકામું.)

જુવાનીનું રળ્યું ને રાતનું દળ્યું.[5]

શીઆળાની ખેડ ને જુવાનીમાં દીકરો સાંપડે.[6]

ગયો મેહ આવે, પણ ગઇ ખેડ આવે નહીં.

ચોમાસાની ખેડ, શીઆળાની ચાખડી, ઊનાળાનો ડગલો, એ અજીતનો ઢગલો.

રાંધ્યા પછી રળે, ને રાંધ્યા પછી બળતું બળે.[7]

ઘડપણનો દીકરો, તે કારજમાં ગોળ માગે.

---

૧ કારણ કે ફુવેડ શીઆળામાં નહાય ધુવે નહીં. ૨ એક મીઆં કોઈ સરદારની દેવડી ઉપર નોકર રહ્યા. બીજાના મકાનના ઓટલા ઉપર તે રાંધી ખાતા હતા. સવારે ખીચડી હાંડીમાં બનાવે તે ખાઈ નોકરી ઉપર જાય પાછળથી એક કાળી કુતરી મીઆંની ખાતાં વધેલી ખીચડી ખાઈ જાય ને નીચે ચોંટી હોય તે હાંડીમાં નળવી ઓતરીને ખાઈ જાય તેથી હાંડી સાફ થતી. સાંજે મીઆં આવી બીજી ખીચડી તે હાંડીમાં રાંધે તે મીઆંના ખાધા પછી રાત્રે કાળી કુતરી વધેલી ખીચડી ખાય ને હાંડી સાફ કરે. છએક મહિના પછી કાળી કુતરી મરી ગઈ, મીઆંને તો હાંલ્લી ધોવાની ટેવ નહીં તેથી હમેશના શિરસ્તા પ્રમાણે ખીચડી હાંલ્લીમાં ઓરે ને પછી ખાય. બે ચાર દિવસના ખરેટા હાંલ્લીમાં ભેગા થયા ત્યારે દુર્ગંધ ઊઠી તે દુર્ગંધથી મીઆંની ખીચડી ખરાબ થઈ. ત્યારે મીઆં બોલ્યા કે, "ક્યા ખુદાકી કુદરત હૈ કે કાલી કુત્તી મરતે મેરી ખીચડીમેંસે સ્વાદ ગયા." ૩ મોડી. ૪ અબોટ=રસોડું છાણપાણીથી સાફ કરવું તે. ૫ બરાબર વખતે કામ આવે. ૬ તે ચોમાસામાં ને ઘરડપણમાં કામ લાગે. ૭ તે કેવું શી રીતે આવે?

દોહરા—મૃગશર ન વાયા વાયરા, આદરા ન વુઠા મેહ;
જોબન ન જાયો બેટડો, ત્રણે હાર્યાં તેહ. ૫૧૯
ભૂખ ગયે ભોજન મીલા, ઠંડ ગયે મીલી કબાહ;[1]
જોબન ગયે જોરૂ મીલી, એ તીનુંકુ આગ લગાવ. ૫૨૦
સોરઠો—સાંતી સવારમાં[2] જાણુછ પણ જોડતો નથી;
તેની ખબરો ખળામાં, જાણીશ તું જેસલા. ૫૨૧

૬૨૧. ક્યાંની રાણુકદેવડી, ક્યાંના દાવલ પીર? ૭

ક્યાંની રાણુકદેવડી, ક્યાંના દાવલ પીર?
લંકાની લાડી ને ઘોઘાનો વર. બોરૂનાં બીબી ને માલેગામના મીઆં.
કોની લાડી કોનાં દેરાં ઝારશે?[3]
જ્યાં શેર ચોખા બાફવા લખ્યા હશે ત્યાં બફાશે.
ક્યાંનો જીવણુ કમાલીઓ ને ક્યાંનો માધો મીર?
દોહરો—ક્યાં ચંદન મલયાગીરી, ક્યાં સાયર ક્યાં નીર?
જેમ જેમ પડે વિપતડી, તેમ તેમ સહે શરીર. ૫૨૨

૬૨૨. સુંઠ સુંઠ તો ભુપતસિંહની મા ખાઇ ગઇ, હવે તો કોચાં રહ્યાં છે. ૩

સુંઠ સુંઠ તો ભુપતસિંહની મા ખાઈ ગઈ, હવે તો કોચાં રહ્યાં છે.
રસકસ ચુસાઈ ગયો છે, હવે કુચા રહ્યા છે.
હવે કશો સ્વાદ રહ્યો નથી, મજો હતી તે ઊડી ગઈ.

૬૨૩. બાપડો ભવ છૂટ્યો. ૩.

(જન્મ રોગી માણસ મરી જાય ત્યારે લાગુ પડે છે.)
બાપડો ભવ છૂટ્યો. બાપડો પીડા પામતો, રીબાતો મટ્યો.
ભલે ઘરમાં ઘીના ઘડા ઢળી જાય, એને શો લાવ લેવાનો હતો?

૬૨૪. ધાનને આધારે ઢોકળું ચડે. ૪

ધાનને આધારે ઢોકળું ચડે. ખીચડી ભેગું ઢોકળું બફાય.
શેરડી પાછળ એરડી પાણી પીએ. ચૂડામાં મૂડો સમાય.

૬૨૫ મથુરાંનો પેંડો ન્યારો. ૫

મથુરાંનો પેંડો[4] ન્યારો. જમાલની માનો જુદો ચોતરો.

---

૧ કબાહ=કામળ. ૨ સવારમાં સાંતી જોડે નહીં તેની ખેડ શું થાય ને પાકે પણ શું? ૩ ઝારશે=જુહારશે, પૂજશે કે સેવશે. ૪ પેંડો=માર્ગ.

ત્રીજું તડ ગંગાદાસનું. એમના ચોખામગ જુદા ચડે.
બાર પુરબીઆ ને તેર ચોકા.

૬૨૬. આશકકા ઘર નાશિક, રંડીકા ઘર પુના. ૩૪

(જુદાં જુદાં ગામો કે દેશ વિષે ચાલતી કહેવતો)

આશકકા ઘર નાશિક, રંડીકા ઘર પુના. સુરત સોનાની મૂરત.
અમદાવાદ સો અમદાવાદડી, બડા શેહેર તો કોચરબપાલડી.
ચીન પૈસા લીયા છીન, લાત મારે તીન.
જે જાય જાવે તે ફરી ન આવે, ને આવે તો પરીઆના પરીઆ ચાવે.[1]
કાલી કલકતે વાલી, તેરા બચન ન જાવે ખાલી.
ધંધુકામાં ધાડ નહીં, ને ધોળકાને વાડ નહીં.
ધોળકાની ધાણી ને મલાવનું[2] પાણી, ધબ ધબ ધુએ ને રોટલાને રૂએ.
પાંચ પેટલાદી, નવ નડીઆદી, સાત સરખેજી ને એક વીરમગામી.

દોહરા—આતમ ધ્યાની આગરા, જારે બીકાનેર;
રાગ દ્વેષ ગુજરાતમાં, નિંદક જેસલમેર. ૫૨૩
જુનાણે[3] જમિઅલ વસે, આભરણ દાવલ પીર;
શત્રુંજય અંગારશા, એ ત્રણે મોટા વીર. ૫૨૪
નદી ખળુકે નીર વહે, મોરલા કરે મલ્હાર;[4]
સાતે રસ નીપજે, ભોય[5] ધરા હાલાર. ૫૨૫
સાખ પડે બેડા ને શેરડી, કાઠા ઘઉં કરડ;
રેંટ ખટુકે વાડીએ, ભોય ધરા સરઠ.[6] ૫૨૬
વસ્તી જ્યાં બહુ મેરની, નારી પાતળ પેટ;
ઘી પત્થર વખાણમાં, ભોય બરડો બેટ. ૫૨૭
ખુબ ગામ ખંભાળ્યું, જેને પાદર ઘી;[7]
ધંધાનું તો નામ મળે નહીં, લાંબા લાંબા દી. ૫૨૮
જળ ઉંડાં થળ[8] ઊજળાં, નારી નવલે વેષ;
પુરૂષ પટાધર[9] નીપજે, અહો મરૂધર દેશ. ૨૫૯
માથે ભલો માલવો, ઉનાળો ગુજરાત;
ચોમાસે સોરઠ ભલો, બરડો બારે માસ. ૫૩૦

૧ એરણું લાવે કે પહેડીઓ સુધી છોકરાં ખાય. ૨ મલાવ=ધોળકામાં તળાવ છે. ૩ જુનાણું=જુનાગઢ. ૪ મલ્હાર=એક રાગનું નામ છે તે વર્ષાદમાં ગોર આય. ૫ ભોય=વાદવાદ ભયે. ૬ સરઠ=સોરઠ. ૭ ઘી=નદીનું નામ છે. ૮ રેતી ઉજળી. ૯ પટાધર=મોટી દાઢી ને ઘોમાનાળા.

જારો ડુંગર કચ્છમાં, આશાવરી ખેંગાર;
સો મેં દેખ્યા કચ્છમાં, રતન પદાર્થ ચાર. ૫૩૧

ડાઢીએ ઝાઝા કાતરા, કાખે[1] ઝાઝા કેશ;
ગૂંથ્યાં વીંખ્યાં લુગડાં, રૂડે વાગડ[2] દેશ. ૫૩૨

મચ્છુ કાંઠો ને મોરબી વચ્ચે વાંકાનેર;
નર પટાધર નીપજે, પાણીવળાંનો ફેર. ૫૩૩

જેડી મચ્છુ માળીએ, એડી વાંકાનેર;
ટીબે[3] માહુ નિપજે, તે જમીન હુંદા ફેર. ૫૩૪

વાજાં, ઠાકર ને અંબવન, નાર દમણી ઘેરઘેર;
રેંટ ખટુકે વાડીએ, ભલો લીલો નાઘેર.[4] ૫૩૫

પાતળી પેહેરે મોજડી, ચાલે ચટકતી ચાલ;
વાંકી બાંધે પાઘડી, ભલો કાઠિયાવાડ. ૫૩૬

રાંડ, સાંઢ, ને સંન્યાસી, તેથી વસી છે કાશી;
વાડ, ખાડ ને વગો, ખાવાને કોદરા ને પેહેરવાને બગો. ૫૩૭

પંડિતકું પૂર્વ ભલી, જ્ઞાનિકું પંજાબ;
મારવાડ ભલી મૂર્ખકું, કપટીકું ગુજરાત.[5] ૫૩૮

**જોડકણાં**—ધૂળ ગામ ધોળેરા, ને બંદર છે બારાં;
કાઠા ઘઉંની રોટલી, પાણી પીવાં ખારાં.

ભુજ ભોરીંગ ઓર બીડકા નાકા, મા છીનાલ ઓર બેટા બાંકા.
નહીં દેખા હોય તો દેખો સરપટકા નાકા, વહાં કોરીકી તીન હજામત.

---

૧ કાખ=બગલ. ૨ વાગડ કચ્છમાં અગ્નિકોણમાં એક પરગણું છે. ૩ ટીબા=ગામ વસવાનું એક સ્થળ. ૪ નાઘેર=સોરઠનો એક રસાળ ભાગ. રેંટ=ઘેડો બાંધીને પાણી કાઢે તે.

૫ પૂર્વમાં મિથિલ દેશ કાશી વગેરે છે ને ત્યાં સંસ્કૃત વિદ્યા ભણનારા મોટા મોટા પંડિતો છે ને તે સંસ્કૃત ભાષાના વિદ્વાનોનું મથક છે માટે પૂર્વ દેશ પંડિતને ભલો કહ્યો છે.

જ્ઞાની માણસને પંજાબમાં માન વધારે મળે છે, મારવાડમાં કેળવણી બહુ ઓછી છે, દેશ સ્વસ્થાનો વધારે છે, એ દેશમાં કેળવણીનાં સાધન આગળ નહોતાં ને હાલ દાખલ થયાં છે તે બહુ મોડાં દાખલ થયાં છે તેથી નિરક્ષર દેશ તે મૂર્ખને ભલો કહ્યો.

ગુજરાત દેશની પ્રજા ભોળી છે તે કારણથી ગુજરાતમાં જુદા જુદા મત, પંથ, જેટલા સેહેલાઇથી ચાલ્યા છે તેટલા ક્યાંઇ ચાલ્યા નથી. વળી દેવ, દેવી, ઝાડ, કબર, પીર આદિને માનવામાં ગુજરાતનો નંબર પેહેલો છે. જ્ઞાતિભેદ એટલે નાતોજાતો હિંદુસ્તાનના બધા પ્રાંતો કરતાં ગુજરાતમાં વધારે છે એટલે કપટી માણસનું ગુજરાતમાં ટહું સારૂં ચાલે છે માટે કપટીને ગુજરાત ભલી કહી છે.

ઘર ઘર ઢોલકી, ઘર ઘર તાન, ઉસકા નામ હિન્દુસ્તાન.[1]
મારવાડ મનસુબે ડુબી, પૂર્વ ડુબી ગાનેસેં;
ખાનદેશ ખુરદામેં ડુબી, દક્ષિણ ડુબી દાનુંસે.[2]
નડીઆદ ગામની નવ ભાગોળો, નેણાં ભરી નરખો;
સો પેઢી સુધી ખોળી જુઓ, પણ નહિ સામળદાસ સરખો.
લોટમાં કાંકરી, ભાંભળાં પાણી;
મુડદાલ માણસો એ ઝાલાવાડની એંધાણી.
વાઘરી જેવાં લુગડાં, ધોવા લઈ જાય પાણો;
પવાલા જેવા ચુડલા,' એ ઝાલાવાડી જાણો.[3]
નહીં છાસ, છમકો,[4] ને છાંયડો એવા કેતાક અવગુણ કહું;
પણ ભુંડામાં ભલું એટલું કે, ભલા[5] નીપજે ઘહું.

૬૨૭. રહી રહીને જાગે, ત્યારે ખોજો ખીચડ માગે. ૬

રહી રહીને જાગે, ત્યારે ખોજો ખીચડ માગે. પુંછડે જતાં કેણ માંડી.
પહોર મુઈ સાસુ ને ઓણ આવ્યાં આંસુ.
જાતે જન્મારે વરણાગી, ને ધોળામાં ધુળ નાંખવી.
ગાળ દીધી પહોર અને રીસ ચડી ઓણ.
શેઢે આવી શીરામણ માગે.[6]

૬૨૮. મરે તો મીઆંનું ને જાય તો બારગીરનું. ૧૭

મરે તો મીઆંનું ને જાય તો બારગીરનું. પરબાઈ ને પોણુબાર.
તુટેગા તો તાઇકા, મરેગા તો નાઇકા. ગુમાસ્તાને ખીંટીએ પોતીઉં.
ધોળીઆ, ધાડ આવી તો કહે ધણીને ઘેર.
નાત નાતનું ખાય છે, મુસાભાઇનું વા ને પાણી.[7]

---

૧ ઉત્તર હિન્દુસ્તાન. ૨ દાન=બહુ ખરચ. ૩ વાઘરી=ઠેકાણા વગરની. ઝાલાવાડની નદીને કાંઠે પત્થર નહીં માટે સ્ત્રીઓ નદીએ ધોવા જાય ત્યારે પાણો લઈ જાય. ઝાલાવાડની નદીના કાંઠા માટીના ને રેતીના હોય છે. ૪ છમકો=વઘાર. બારમાં ઝાડ નહીં એટલે છાંયો નહીં. ૫ ભાલ=નદીઓ રેલાઈ ને ફેલાઈ જાય તેવા ભાગને ભાલ કહે છે. તેનો મુલક લીંબડીની દક્ષિણથી શરૂ થાય છે ને તેમાં વઢવાણ, લીંબડીના ભોગાવા, સુકભાદર, ઘેલો વિગેરે નદીઓ રેલીને ફેલાઈ જાય છે. તે ભાગ ભાવનગરની ખાડીના ઉત્તર કીનારા સુધી છે. ૬ ઘેર હતા ત્યારે ન માગ્યું, ખેતરના શેઢા પર આવી માગ્યું. ૭ મુસાભાઇના વડીલો શ્રીમાન તથા આબરૂદાર હતા તેથી લોકની નાતનાં વાસણ તેને ત્યાં રાખવામાં આવતાં હતાં. મુસાભાઈ તંગ હાલતમાં આવ્યા ત્યારે પણ પરંપરાથી વાસણ તેને ઘેર રેહેતાં હતાં તેમજ રાખવામાં આવતાં હતાં.

સાથીના[1] રોટલામાં ગેરૂ નહીં.
કોના બાપની ગુજરાત. રોશે રૂ વાળો, ને પીટશે પીંજારો.
આપણે સ્નાન કે સુતક કાંઈ નહીં.
બાઈનાં ફુલ બાઈને, શોભા મારા ભાઈને.
આપણે નાહાવા જાવું પડે તેમ નથી. નહીં હીંગ કે ફટકડી.
ઊધવકા લેના નહીં ને માધવકા દેના નહીં.
નહીં આરાધવું કે વરાધવું. આપણે નહીં લેવા કે દેવા.
હીમ, ખીમ ને દીવાળી.

૬૨૯. વિવાહનો હરખ સહુને સરખો. ૩
વિવાહનો હરખ સહુને સરખો.

---

મુસાભાઈ ગરીબ સ્થિતિમાં હોવાથી વોરાની જમાત જમાડી શકે તેવું નહીં હોવાથી નાતીલા તેને ખીજવતા કે મેણાં મારતા કે "મુસાભાઈ, નાત જમાડો." મુસાભાઇને આવાં મેણાં સાંભળી બહુ લાગી આવ્યું તેથી એક નાત જમાડવાનો નિશ્ચય કર્યો.

મુસાભાઇએ એક શાહુકારને ત્યાં વાસણ વેચી પૈસા લીધા, પણ નાત જમી રહ્યા પછી વાસણ શાહુકારને સોંપવા કરાર કર્યો હતો. સીધુંસામાન લાવીને સુંદર ભોજન બનાવ્યાં, નાતમાં મુસાભાઇના નામનાં નોતરાં ફેરવ્યાં. વખત થયો ત્યારે નાતના ગૃહસ્થો કુટુંબ સાથે જમવા આવ્યા. પંગત બેઠી, ભોજન પીરસાયાં ત્યારે મુસાભાઈ હાથમાં મોટો પંખો લેઈ નાતના ગૃહસ્થોને પવન નાખવા લાગ્યા, ને તેમનાં બૈરાંએ ઠંડુ પાણી આપવા માંડ્યું, તે જોઇ નાતીલા મુસાભાઇનાં વખાણ કરવા લાગ્યા ત્યારે મુસાભાઇએ સાચી વાત કહી કે, મારાં વખાણ ના કરો.

"નાત નાતનું ખાય છે, મુસાભાઇનાં વા ને પાણી."

એ વાક્યને નાતીલાઓએ વિવેકનું વાક્ય ધારી તેનો ભાવાર્થ જાણવાને ઇચ્છા કરી નહીં. નાત જમી રહી, સઊ સઊને ઘેર ગયા. વાસણ તો મુસાભાઇના કબજામાં હતાં જ તે સાફ કરાવીને શાહુકારને સોંપી દીધાં ને પછી લાંબે દહાડે બીજી જમાત જમાડવાનો પ્રસંગ આવ્યો. નાત જમાડનાર ધણી વાસણ માગવા ગયો ત્યારે મુસાભાઇએ તો વાસણ વેચી નાખ્યાનું કહ્યું. તે ધણીએ જમાતમાં તે જાહેર કીધું ત્યારે જમાત એકઠી થઇને મુસાભાઇનો જવાબ માગ્યો. મુસાભાઇએ કહ્યું કે, નાત વચ્ચે મેં તો જાહેર રીતે કહ્યું હતું કે "નાત નાતનું ખાય છે, મુસાભાઇનાં વા ને પાણી," તે વખતે નાત ખુશીથી જમી ગઈ, ખાઈ ગયા ને હવે વાસણ કેવાં? તમારાં હતાં ને તમે જમી ગયા છો, હવે મને શું કરવા પૂછો છો." નાત ચુપ થઈ. આ ઉપરથી કેહેવત થઈ કે,

"નાત નાતનું ખાય છે, મુસાભાઇનાં વા ને પાણી."

૧ સાથી એટલે ખેડુતનો નોકર. ખેડુતના ઘઉંમાં ગેરૂ આવ્યો. ઘઉં ખેડુતના તે બગડવાની સાથીને કાંઈ બીક નહીં. પોતાના રોટલામાં ગેરૂ ન આવે ત્યાં તેને શું દુઃખ?

વિવાહ સમાન હરખ નહીં, ને મુવા સમાન શોક નહીં.
પરણ્યાનો, પટેલાઇનો ને પંડિતાઇનો કોડ સહુને હોય.

**૬૩૦. વિવાહ વીત્યો ને મોડ થાંભલે. ૭**

(જાનૈયાને માન આપવું પડે, પણ જાને આવ્યા વગર માન માગે તે વિષે.)
વિવાહ વિત્યો ને મોડ થાંભલે. વિવાહ, સિવા ને પછી હડકવા.[1]
વિવાહના ઢોલ વાગે ને ગાં-ફાટે.[2]
માણે[3] વિવાહ ને મુડે વિવાહ.
શું છોકરાની જાને આવ્યો છું?[4]
દોહરા—ઢોલ વાગે ને જીવ જાય, લોક જાણે જે વિવાહ;
બારણાં ભીડી છાશ પીધી, ને ઓટલે કર્યા દિવા. ૫૩૯
ઘરમાં તો ટાંક તેલ નહીં, બહાર કરો દીવા;
ઢોલ વાગે ગાં-ફાટે, લોકને મન વિવાહ.[5] ૫૪૦

**૬૩૧. વરને પરણ્યાનો લાભ, તો જાનૈઆને જમ્યાનો લાભ. ૪**

વરને પરણ્યાનો લાભ તો જાનૈઆને જમ્યાનો લાભ.[6]
પાસાં સેવ્યાં હોય તેનો પણ લાભ મળે.
તમને ચમર ઢળશે, તો પવનનો લેહેરખો અમને પણ આવશે.
પાડોસીનું પણ સારૂં હોય તો લાભ મળે ને મળે.

**૬૩૨. પરણ્યા નહીં હોઇએ, પણ પાંતે તો બેઠા હેશું. ૪**

પરણ્યા નહીં હોઇએ, પણ પાંતે તો બેઠા હશું.
જીવતા જીવ છઇએ, તે જોયું તો હશેજ.
ઘેર ઘાસો ઉઠાડી નથી, પણ ઘાલમાં[7] બેઠા તો હોઇશું.
ભણ્યા નથી, પણ પાટલા ઉપર ધૂળ તો નાંખી હશે.

**૬૩૩. રાજા રાજ ને પ્રજા સુખ. ૭**

રાજા રાજ ને પ્રજા સુખ.
ખાતું ખાય, ને ભરતું ભરે, કોઇની અણુક કે ઝણુક નહીં.

---

૧ ખરચ કાંઇ કરવું પડે તે વસમું લાગે એટલે રીસ કરવી પડે માટે હડકવા. ૨ ખરચને લીધે. ૩ માણું દશ શેરનું. મુડો દશ મણનો. ૪ છોકરાની જાનમાં આવેલા જાનૈઆને માન દેવું પડે છે. ૫ પૈસા વગરના માણસોને વિવાહમાં રાગ દેખાડવો પડે છે, પણ અંતરની વાત હરિ જાણે. ૬ લાભને બદલે લોભ પણ વપરાય છે. ૭ માલ=પંગત.

સોનું ઉછાળતા ચાલ્યા જાઓ. વાઘ બકરી એક આરે પાણી પીએ.
ભાર નહીં કે સીમમાં ચોર શીઆળી કરી શકે.
રામરાજ, કોઈ કોઈનું નામ લે નહીં.

૬૩૪. ગાયને સુખ તો ગર્ભને સુખ. ૩

ગાયને સુખ તો ગર્ભને સુખ. રાજાને સુખ તો રૈયતને સુખ.
રૈયત તે તો રાજાના બેટાબેટી છે.

૬૩૫. ઘડીઆં પીતળીઆં વાગી ગયાં છે. ૫

ઘડીઆં પીતળીઆં વાગી ગયાં છે.[1]
ઘણા સાંઠા ઓળાંડેલ છે. અઠતાલીશે સંસ્કાર થઈ ગયા છે.
ગધેડે બેસી ઘેર ઊતરે તેવા છે. આ કુવે ઘણી ઘેડો ફુટી છે.[2]

૬૩૬. આ શરીરને સારૂં રાખવા તથા સારૂ કેમ જણાય તે સંબંધમાં કહેવતો. ૨૯

ખાઇને સુઈ જવું, ને મારીને નાસી જવું.
ઉંઘ ને આહાર વધાર્યાં વધે ને ઘટાડ્યાં ઘટે.
શરીરને કસ્યું હોય તેમ વધારે ચાલે.
જેણે ખાધી રસા(ય)ણ, તે પહોંચ્યા મસાણ.
બાદશાહે બીરબલને પૂછ્યું કે, "સબસેં અચ્છા દિન કોનસા?" બીરબલે જવાબ આપ્યો, "જીસ રોજ દસ્ત ખુલાસા હોવે, ઓ દિન અચ્છા."
મળ શુદ્ધિનો દોષ, સર્વ રોગનું કારણ.
એક જોગી, બે ભોગી ને ત્રણ રોગી.[3]
નાડે નરવો તેને વૈદ્ય શું કરે. મિતાહાર આરોગ્યનું મૂળ છે.
પીચોટી ખસે તેવી મહેનત ન કરવી.
ભૂખને તથા તરસને મારવી નહીં. ઝાઝો સ્વાદ તે રોગનું મૂળ.
ઉંઘ ન આવે તેવા વિષમ આસને સુવું નહીં.

---

૧ ઊંટ ખેતરમાં પડ્યું. ત્યારે ખેતરને રખોપીએ થાળી વગાડવા માંડી, ત્યારે ઊંટ કહે છે કે આ પીઠ ઉપર ત્રંબાળુ ગડગડી ગયાં છે, થાળીનો શો આસરો? મગદુર. ૨ કુવામાંથી કોસથી પાણી કાઢવાને બદલે ઘટમાળ કે ઘેડોની માણથી પાણી કાઢે છે તે માણમાં જે ઘડા બાંધવામાં આવે છે તેને ઘેડો કહે છે. ૩ જોગીને એક વાર દસ્ત થાય, ભોગી એટલે સંસારી માણસને બે વાર, ને ત્રણ વાર દસ્ત થાય ત્યારે રોગી જાણવો.

પેટને પૂછીને ખાવું, જીભને પૂછીને ખાવું નહીં.
ભૂખ્યાને શું દુખ્યું?
લીંબ[1] ગુણ બત્રીશ, હરડે ગુણ છત્રીશ.
જે ગળ્યું બહુ ખાય, તે નિત્ય વૈદ્ય ઘેર જાય.
સુંઠ, સંચળ ને કાંચકો, જે ખાય તેને આવે નહીં આંચકો.
જેને ઘેર જાડી છાસ તે ઘેર મારો વાસ.[2]
તાવ કહે હું તુરીઆમાં વસું, ગલકું દેખી ખડખડ હસું.
ઊનું ખાય, ઊવારે સુવે, તેની નાડ વૈદ્ય ન જુએ.
ખાવું તો તોળી તોળી, પીવું તો ઘોળી ઘોળી.[3]
સુવું તો રોળી રોળી, એ ઓસડ ને એ ગોળી.[4]

દોહરા—ઓકી દાતણ જે કરે, નરણાં હરડે ખાય;[5]
હુંયે વાળુ જે કરે, તે ઘર વૈદ્ય ન જાય. ૫૪૧
શ્રાવણની કાકડી, ભાદરવાની છાશ;
તાવ સંદેશા મોકલે, આજ આવું કે કાલ? ૫૪૨
ભોંય પથારી જે કરે, લોહોઢી ઢેબર ખાય;
તુંબે પાણી જે પીએ, તે ઘર વૈદ્ય ન જાય.[6] ૫૪૩
ધાતુ વધારણ, બળકરણ, જો પિયા પુછો મોય;
દુધ સમાન ત્રિલોકમેં, અવર ન ઔષધ હોય. ૫૪૪

છુંદ-કાફી—કફ કટન વાયુ હરન, ધાતુ ક્ષય બલહીન;
લોહુકો પાની કરે, દો ગુન અવગુન તીન. ૫૪૫
દાંતે લુણ જે વાપરે, કવળે ઊર્ણું ખાય;
ડાબું પડખું દાબી સુએ, તે ઘર વૈદ્ય ન જાય. ૫૪૬

---

૧ લીંબ એટલે લીંબડો. ૨ એમ તાવ કહે છે. ૩ ઘોળી ઘોળી=મ્હોંમાં મટમટાવીને. ૪ ખાવું તો પ્રમાણમાં ખાવું, પચે તેટલું ને પચે તેવું ખાવું. પીવું તો મ્હોંમાં મટમટાવીને પીવું કે તેમાં કાંઇ કસ્તર કે બીજું કંઇ આવ્યું હોય તો તે તારવીને બહાર કઢાય; સુવું તો ડાબાં જમણાં પાસાં ફેરવીને સુવું. એક પાસે અગર માત્ર ચિતાપાટ સુવું નહીં. આ ઓસડ ને આ ગોળી જે ખાય એટલે તે પ્રમાણે આચરણ કરે તેને રોગ થવા પામે નહીં, આ ભાવાર્થ છે. ૫ આવાના ઘરમાં આપવાલેવાને હાથ દેખાડવાનો, એટલે વૈદ્ય જાય નહિ. તેમ રસાસ્વાદનો ખોરાક હોય નહીં તેથી રોગ પણ થાય નહીં. કારણ કે "રસ મૂલાનિ વ્યાધિ" ૬ નરણાં=કાંઈ ખાધું ન હોય તેવો કોઠો, પેટ.

૬૩૭. સાદા રાયજાદા. ૧૩

સાદા રાયજાદા.[1]      સાદાઈમાં મજા છે.
જેની ખોરાકી પોષાકી સાદી, તેને મળે સુવા સવા મણની ગાદી,
પણ જેને વાહાલો શૃંગાર, તેમાં ક્યારેક ઉઠે અંગાર.
ભોંય બેઠા એટલે પડવાનો ભય ટળ્યો.
સુવું તો બેશીને સુવું, પડતું મૂકવું નહીં.
સાદો ખોરાક, સદા નિરોગી.      સાદા માદા, સાહેબજાદા.
સાદો પોષાક તે ખરી મોટાઈ.
આછકડાઈ તે હાંસી કરાવે.      આછકડું ઓછું લાગે.[2]
સાદું સદા કાળ નભે.      સાદું તે સદા સોહામણું.
આનંદ કહે પરમાનંદા, સાદું રેહેવું સારૂં,
ખરચખુટણ જોઈને કરવું, બચી જવાનું બારૂં.

૬૩૮. પેટનો બળ્યો ગામ બાળે. ૪

પેટનો બળ્યો ગામ બાળે.
ગામ બળ્યું ખમાય, પણ પેટ બળ્યું ન ખમાય.
દીપકના[3] બળેલને મલ્હાર ઠારે.
જેનું અંતર બળેલું તે બધાંને બાળે.

૬૩૯. વિવાહની વરસી કરવી. ૭

વિવાહની વરસી કરવી.      વિવાહનું બારમું કરવું.
બોલે બોલે વાડ ને છીબે છીબે કાંટા.
"કાકા અજમેર ગયા છે, ને કાકી કોટે છે,"
તેનું "કાકા આજ મરી ગયા છે, ને કાકી કૂટે છે," કરવું.
આખાના ભરડા કરવા.      અડદ, મગ જેમ તેમ ભરડી નાંખ્યા.
નાળને બદલે બીજું વધેરવું.[4]
Funeral instead of marriage.

---

૧ રાયજાદા=સારૂં. ૨ આછકડું વાયડામાં ખપે. ૩ દીપક નામનો એક રાગ છે. જો કોઈ એ રાગ ગાય તો તે વખતે વાતાવરણમાં અગ્નિ પેદા થાય અને ગાનારો બળું બળું થઈ રહે. તેને મલ્હાર રાગ ગાનારો મલ્હાર ગાઈ, મેહ લાવે ત્યારે ઠંડક થાય, એમ ગાંધર્વ વેદ ઉપરથી સંગીત શાસ્ત્રીઓ કહે છે. અકબરના સમયમાં એ રાગ એક વાર ગવાયો હતો. ત્યાર પછી એનો ગાનારો કોઈ થયો નથી. ૪ વધેરવું=કાપવું.

૬૪૦. મા મુઈ એટલે બાપ વેરીયો. ૧૧

મા મુઈ એટલે બાપ વેરીયો. બાપ તે બાપ ને મા તે મા.
ઓરમાન મા તે માથાનો ઘા. બાપથી સરતું હોય તો માને રૂવે કાં?
ખડસલીનો તાપ તે મા વિનાનો બાપ.
ફુલીબાઇનો ફાકડો, તેવું ઓરમાન માનું હેત. ઓરમાન મા તે વેરવાયો.
મા તે માયો, ને બાપ તે ખાટલાનો પાયો.
માના રેંટીઆમાં છોકરાં મોટાં થાય, પણ બાપની સાહેબીમાં મોટાં ન થાય.
માને પાનો ચડે, બીજાને ચડે નહીં. મા તે મા, બીજા સંસારના વા.

૬૪૧. સો જજો, પણ સોનો પાલણહાર જશો નહીં. ૪

સો જજો, પણ સોનો પાલણહાર જશો નહીં.[1]
પરગજુને પરમેશ્વર આબાદ[2] રાખે.
પારકી છઠીના જાગનારને પ્રભુ કુશળ રાખે.
દોહરો—આપણ કાજે શીઅળા, પર કાજે સમરથ;
સાંયા વાકું રાખીએ, આડા દે દે હથ. ૫૪૭

૬૪૨. કાંત્યાં તેનાં સૂત, ને જાયા તેના પૂત. ૫

કાંત્યાં તેનાં સૂત, ને જાયા તેના પૂત.
થરથરતી જાંગે જણ્યા તે દીકરા. પારકે પુત્રે સપુત્રા થવાય નહીં.
લીધેલા કે પાળેલા દીકરા પાર પાડે નહીં. પેટના દીકરા પાર પાડે.

૬૪૩. ઇશક ઠંડાગાર થયા છે. પગ મોળા પડી ગયા છે. ૧૦

ઇશક ઠંડાગાર થયા છે. પગ મોળા પડી ગયા છે.
ટાંટીઆ ભાગ્યા છે. ફડફડાટ (છકછકાટ) મટી ગયો છે.
હાડા રસ જેવા થઈ ગયા છે. મોહું લાપસી ખાય છે.
હવે હુંકારો કરે તેમ નથી. હવે લીંડી પલળી રહી છે.
હવે પાક્યા છે. હવે ખરો ભાગ્યો છે.

૬૪૪. સળ્યા ઘઉં દળ્યા સારા. ૬

સળ્યા ઘઉં દળ્યા સારા. ઘરડાં ડોહોળ ભારશાં સારાં.
ઘઉં સળ્યો ને વાણીઓ ડબ્યો.[3] જુનું ઘુમડું સૌ કહાડી નાંખે.
જુનાં ઘુગડાં, બુઢાં ઢોર, ભિસકે પૈસે લે ગયે ચોર.
ખોળીઉં જુનું થાય એટલે જીવ પણ ખોળીઉં બદલાવે છે.

---

૧ લાખ પણ સોને કામે વપરાય છે. ૨ આબાદ=કુશળ. ૩ ડુબ્યો=ગયો.

૬૪૫. આવી મળવા ને બેસાડી દળવા. ૨

આવી મળવા ને બેસાડી દળવા.
વહુ તું વીસામો ખા, હું કાંતું ને તું દળવા જા.[1]

૬૪૬. ઠાકરને ચાકર ઘણા, ચાકરને ઠાકર ઘણા. ૩

ઠાકરને ચાકર ઘણા, ચાકરને ઠાકર ઘણા.
શેહેર ગામમાં શેઠની ખોટ નથી, ચાકરી મળી રહેશે.

દોહરો—જસા ન માંગે જામકું, એહી ભાટનકી ટેક;
તેરે માંગન બોહોત હે, મેરે ભૂપ અનેક. ૫૪૮

૬૪૭. દંડ મુંડ ને ડહામ, એ રણછોડજીનાં કામ. ૪

દંડ, મુંડ ને ડહામ,[2] એ રણછોડજીનાં કામ.
ઢીલા મગ ને ખાખરા, એ રણછોડજીની જાત્રા.
રોકડું મૂકે તો રણછોડજી રીઝે.

સાખી—બહુચરાજી ઘીની તલાવડી, બીમનાથ લાડુડાની પાળ;
રણછોડજી ઘણા છેલછબીલા, પણ ન મળે રોટલા કે દાળ.[3] ૫૪૯

૬૪૮. ગુડીઆ વેહેલમાં બેસીને આવ્યા. ૩

ગુડીઆ વેહેલમાં બેસીને આવ્યા.[4]
પગ પઈડાં, ને વાંસો વેહેલ, માથું બેસી જાયે ઘેર.
પંથ પાયે, ને વેરી ધાયે.

૬૪૯. ગોપીચંદન ને ગેરૂ, તે ભાગ્યાના ભેરૂ. ૫

ગોપીચંદન ને ગેરૂ,[5] તે ભાગ્યાના ભેરૂ.
અન્નપાણીના વાંધા પડ્યા, ત્યારે ઝોળીઝુંડા લીધા.
ઘરને સંતાપે વૈરાગ ઉપજ્યો.

---

૧ વહુ સૂતર કાંતતી હતી, ત્યાં સાસુ દળણું મૂકીને આવી વહુને કહે છે કે, તું રેંટીઓ બહુ વારથી કાંતે છે, માટે વીસામો ખા ને દળવા બેસ; હવે હું સૂતર કાંતું છું. ૨ દ્વારિકામાં જાત્રા જાય, તેની પાસેથી કર લેવાય છે તે દંડ; હજામત કરાવી મૂછો ઉતરાવે છે તે મુંડ, ને છાપ હાથ ઉપર મારે તે ડહામ. ૩ બહુચરાજીમાં બ્રાહ્મણોને જમવાનું ઘણું મળે. ને ભીમનાથના મહંત શ્રાવણ મહિનામાં તમામ બ્રાહ્મણો જે ત્યાં આવ્યા હોય તેમને જમાડે છે માટે આ સાખી થઈ છે. ૪ પગે ચાલીને આવ્યા. ૫ ગોપીચંદનનું ટીલું, ને ગેરૂથી કરેલ ભગવાં લુગડાં.

દોહરો—ટોપી પહેરે ત્રણ ગુણ, નહીં વેરો, નહીં વેઠ;
ખાવો ખાવો સહુ કરે, સુખે ભરે પેટ. ૫૫૦
શિર મુંડનમે તીન ગુન, શીરકી જાવે ખાજ;[1]
ખાનેકું લડુ મીલે, લોક કહે મહારાજ. ૫૫૧

૬૫૦. મરી મીઠું ને રાઇ તેના ઘણ્યા પિત્રાઈ. ૫

મરી, મીઠું ને રાઈ તેના ઘણા પિત્રાઇ.
કાકીકે પેટકા દુકાલ હોઇએ.
વાંકુ બોલનાર કોઇ ન હોય, તો વહેવાઇ કરવો.
કુટુંબ વગર કજીઆ કોણ કરનાર? પિત્રાઈથી જ મહાભારત થયું.

૬૫૧. ઢેડના વિવાહ ધક્કા પાટુએ. ૬

ઢેડના વિવાહ ધક્કાપાટુએ. ગધેડાના વિવાહ લાતે.
લંઘાં ઘેર વિવાહ, ને દાથરીએ[2] દીવા.
અર્ધુ છાણું[3] ને ડોકલી ઘી, કડવા પરણે રાત ને દી.
લંઘા ઘેર વિવાહ ને શરણાઇનો ચેચાટ.
મુંડા(બાવો કે ફકીર)ના વિવાહમાં કદડાનાં બીડાં.[4]

૬૫૨. સો સો ચુવે મારકે બિલ્લી ચલી હજકુ. ૭

સો સો ચુવે મારકે બિલ્લી ચલી હજકુ.
સો સો ઊંદર મારી મીનીબાઈ પાટ બેઠાં.
સાત ધણી બદલીને સતી થયાં.
સાલામાં ભાત એટલા માટી કરીને સતી થયું.
મુલક આખાનો માલ ધાલી ધર્માતી થયા.
નાહી ધોઇ પાટ બેઠા. પાપે ખાધી પૃથ્વી, ધુતારે ખાધો દેશ.

૬૫૩. શીંગોડું શણગાર્યુ, પણ જમવાનું તેડું ન આવ્યું. ૪

શીંગોડું શણગાર્યું, પણ જમવાનુ તેડુ ન આવ્યું.
ધોયાં રહ્યાં ધોતીયાં, ને સોંટચો રહ્યો સાથ.
માથું ગુંથ્યું માથે પડ્યું, ને આંજણ આંજ્યું એળે ગયું.
સોઢી શણગારી, પણ વરના વાંધા.

---

[1] ખાજ=ખુજલી, ખોડો. [2] દીકરાના કલાણ જેવું તે દાથરી. [3] રોટ છાણું પણ કહેવાય છે. [4] વિવાહમાં પાનનાં બીડાં વહેંચાય, પણ મુંડાના વિવાહમાં ધોકાનો વ્યવહાર એટલે મારામારી થાય.

૬૫૪. ઢોલ વાગે તે ઢાંક્યું રહે નહીં. ૧૦

ઢોલ વાગે તે ઢાંક્યું રહે નહીં.

તમાશાનું તેડું નહીં.[1] ઇશકનું મૂલ નહીં.

શું કુલડીમાં ગોળ ભાગવો છે?[2]

નાઈ મેરે બાલ કીતને? તો કહે, અભી મું આગું પડેંગે.

માને દીકરી કહે છે, "મા મને બાળક આવવાનો વખત થાય ત્યારે જગાડજે."

મા કહે છે, "મ્હારે જગાડવી નહીં પડે, તું આખા ગામને જગાડીશ."

આવશે વહુ ત્યારે જાણશે સહુ. દેવળનો ઘંટ વાગે તે છાનું ન રહે.

સોરઠો—ધીમા વાગે ઢોલ, આવી મળે અનેક જન;
ધીંગા[3] મચે ધમરોળ,[4] કોઈ ન આવે આંગણે. ૫૫૨

૬૫૫. થોડું રાંધ ને મને ધરવ. ૩

થોડું રાંધ ને મને ધરવ. રતીમાં ગધેડો મ્હડયો.

થોડા ખાનાં ખુબીસેં રહેનાં.

૬૫૬. દળ્યાનું દળામણ આપે તેમાં પાડ શાનો? ૪

દળ્યાનું દળામણ આપે તેમાં પાડ શાનો?

માસી સાટે માસો, તેનો શો જાસો?

ખરી વાતમાં શાનો ખાર, માગતું આપે તે શાનો પાડ?

નાતનું નોતરૂં, ને પર્વનું પાણી, તેમાં પાડસણું શું?

૬૫૭. ધર્મ કરતાં ધાડ થઈ. ૭

ધર્મ કરતાં ધાડ થઈ. ધર્મ કરતાં કર્મ નડ્યું.

નીમાજ પઢતાં મસીદ કોટે વળગી.

કરવા ગયા સારૂં, ને ઉલટી અલા વળગી. લીધું ચડવા ને પડ્યું ઉપાડવા.

ભોગ લાગ્યા તે અપાંશરે[5] ગઈ. વાટે જતાં વિઘ્ન વળગ્યું.

૬૫૮. જોશી, ડોસી ને વટેમાર્ગુ એ ત્રણ ફોકટીઆં. ૨

જોશી, ડોસી ને વટેમાર્ગુ એ ત્રણ ફોકટીઆં;

વૈદ્ય, વેશ્યા ને વકીલ, એ ત્રણ રોકડીઆં.

---

૧ સૌ જાણે ને દોડ્યા આવે. ૨ છાનું રહે નહીં તેવું કામ. ૩ ધીંગાં=જાડા, ઘણા. ૪ ધમરોળ=કંકાસ, રોપીટ. ૫ અપવાસ કરવો પડ્યો.

૬૫૯. કડી ઉપર તાળું નહીં, ને લાડુ ઉપર વાળુ નહીં. ૬

કડી ઉપર તાળું નહીં, ને લાડુ ઉપર વાળુ નહીં.
ડગલા[1] ઉપર શાલ નહીં, ને બખ્તર ઉપર ઢાલ નહીં.
મઠને ખેતર માળો નહીં, ઉંદરને ઊચાળો નહીં.
ઘેલીને ગવાળો નહીં, કુંવારાને સાળો નહીં.
બ્રાહ્મણને ઘેર પાળો[2] નહીં, નાગર બચ્ચો કાળો નહીં.
ચાટવામાં ફાડ[3] નહીં, ને ઘરજમાઈને લાડ નહીં.

૬૬૦. આંધળો છીનાળવો ઘરમાં ખેલે. ૪

આંધળો છીનાળવો ઘરમાં ખેલે. ડાકણ પ્રથમ ઘરનાંને ખાય.
કામણ શીખ્યો તે, પ્રથમ ઘરમાં અજમાવ્યાં.
આંધળો કયાં ધૂણે? તો ઘરમાં ને ઘરમાં.

૬૬૧. આંધળા સાથે મૈત્રી તે લેવા જવું ને મુકવા જવું. ૬

આંધળા સાથે મૈત્રી તે લેવા જવું ને મૂકવા જવું.
બાલસેં ખ્યાલ, બડેસે વિરોધ, અગોચર નારસેં ના હસીએ.
બાળક છેડીએ પ્રીતથી રમાડવા, તે સામા ઓશીઆળા કરે.[4]
ગાંડી માથે બેડું, તે ઘેર લાવે કે રસ્તામાં ફોડે.
ગાંડા ગાંડા શું હસ્યો? તું હસ્યો એટલે હું હસ્યો.

દોહરો—ગાંડી માથે બેડલું, મરકટ કોટે હાર;
જુવારી ગાંઠે લક્ષ્મી, તે ચાલે કેટલી વાર? ૫૫૩

૬૬૨. એઠું ખાય તે ચોપડ્યાને ભરોંસે. ૪

એઠું ખાય તે ચોપડ્યાને ભરોંસે.
ભેંસ જાળામાં મોઢું નાંખે તે લીલાને ભરોંસે.
પેંધ્યો આવે પરોણો, ને લપકે આવે ઢોર.
બ્રાહ્મણ સો ગાઊની ખેપ કરે, તે દક્ષિણાની લાલચે.

---

૧ ડગલો એટલે રૂના ભરેલ ડગલા. ૨ પાળો એટલે પગે પેદલ ચાલનાર સિપાઈ. આગળ કોઈ માણસને ગુન્હાની સજા કરવાને મોહસલ કરતા હતા. તે સિપાઈ બહને રોજની મોહસલી(દંડ) તે ધણી પાસેથી વસુલ કરે ને તીજોરીમાં ભરે, તે મોહસલને પાળો પણ કહે છે. તેનો પાળો આગળ બ્રાહ્મણને ઘેર થઈ શકતો નહીં એવો ધારો હતો તેથી "બ્રાહ્મણને ઘેર પાળો નહીં," એવી કહેવત થઈ છે. ૩ ફાડ=ફાયદ. ૪ રોઈને.

૬૬૩. ઊનું ખાતાં મોઢાંમાં દાઝયા, તે કોને કહેવું? ૮

ઊનું ખાતાં મોઢાંમાં દાઝયા, તે કોને કહેવું?
પેટના કીડા પેટને ફોલે, તે દોષ કોને દેવો? પેટનું પેટ તે પહોંચાડે ઠેઠ.
વાડ ઠેકયા, ઘરમાં પેઠા, માર ખાધો, તે કોને કહેવાય?
ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રૂએ.
મુંગાનું સ્વપ્ન, તે સમજ સમજ પસ્તાય. હૈયાના બળ્યા હાશ હાશ.
કઠેકાણે ગુમડું ને સસરો વૈદ્ય.[1]

૬૬૪. સ્ત્રીના સંબંધે ચાલતી કહેવતો. ૪૮

ઉકરડે ઓરી, માટી ખાણે આઘી, ને નદીએ નાગી.
ભાણે ભોગ ને કપાળે શોક.[2]
નાગું નાહાવું, ટાહાડું ખાવું ને જુઠું ગાવું.
સ્ત્રીની આંખમાં આંસુ તો ભરેલાં.
બાળકનું ને સ્ત્રીનું જોર રોવાનું. વેલ ઉઘાળી, બાયડી કુબાળી.
હોળી ખેલન્તી, લગ્ન માહાલન્તી, રાસ રમન્તી, સ્ત્રીના હર્ષનો પાર નહીં.[3]
સોપારી વાંકડી ને બાયડી રાંકડી.
સ્ત્રીનું જોર ભારે. બાયડીને મોઢે સવામણનું તાળું.
કહાવે અબળા, પણ છે પ્રબળા. સ્ત્રીને જીભે જોર બહુ.
સ્ત્રીની બુદ્ધિ પાનીએ. એક રંડા, બે રંડા, ત્રણ રંડા તોડે બ્રહ્માંડા.
જ્યાં મળે ચાર ચોટલા ત્યાં વાળે ઓટલા. સ્ત્રીહઠ પુરી પડે નહીં.
લાખોના શણગાર કરો, પણ સ્ત્રીનું પુરૂં થાય નહીં.
રહે તો આપથી નીકર જાય સગા બાપથી.
રાંડ, ભાંડ ઓર ભેંસા, વો બીગડે તો કરનાં કેસા?
સ્ત્રીચરિત્રથી દેવ હાર્યા છે. બાયડીના પેટમાં છોકરૂં રહે, પણ વાત રહે નહીં.

## સ્ત્રીના ગુણ

સ્ત્રીથી વંશવૃદ્ધિ થાય છે. સ્ત્રી ઘરનો પ્રધાન છે.
સ્ત્રી વગર ઘર નથી. સ્ત્રી વગરનો પુરૂષ ડાંડીઆમાં ખપે છે.
સ્ત્રી ઘરનું ઢાંકણ છે. સંસાર તો સ્ત્રી વગર લુખો છે.
સ્ત્રી ઘરની લક્ષ્મી છે. વાંઢાનો અવતાર રદ્દ છે.

---

૧ ખાનગી ભાગમાં ગુમડું ને વૈદ્ય પોતાનો સસરો તે કેમ બતાવી શકાય?
૨ મરણનો શોક ખાવામાં નહીં, કપાળે ચાંલ્લામાં ખરો. ૩ તેવી સ્થિતિમાં.

પુરૂષ મરે ત્યારે સ્ત્રી રાંડી કહેવાય છે.[1]
સ્ત્રી મરે ત્યારે પુરૂષ ઘરભંગ કહેવાય છે.[2]
સ્ત્રી રત્નખાણ છે.
સતી સ્ત્રી પૃથ્વીનું ભૂષણ છે. સતીના શાપથી પ્રલય થાય છે.
વિવાહ, યજ્ઞ, યાગાદિ શુભ કામ સ્ત્રી વગર થતાં નથી.

દોહરા—નારી નરનું નૂર છે, નારી જગતનું માન;
નારી થકી નર નીપજ્યા, ધ્રુ પ્રહ્લાદ સમાન. ૫૫૪
કુલકો દીપક સપુત હે, મુખકો દીપક પાન;
ઘરકો દીપક સ્ત્રી કહે, ઘટકો દીપક પાન. ૫૫૫
કુવાઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર. ૫૫૬
શીતલ, પાતલ, જ્ઞાનગત, અલ્પાહાર, અરોષ;
એટલા ગુણ ન હોય, તો સ્ત્રીમાં મોટા દોષ. ૫૫૭
પ્રશ્ન—કહા ન અબળા કર શકે, કહા ન સિંધુ સમાય;
કહા ન પાવક જલા શકે, કહા કાલ નહીં ખાય? ૫૫૮
ઉત્તર—સૂત ન અબળા કર શકે, યશ નહીં સિંધુ સમાય;
ધર્મ ન પાવક જલા શકે, નામ કાલ નહીં ખાય.[3] ૫૫૯
સુઘડ નાર સંસારમાં, ત્રિલોક તારક નાવ;
કુળવધુ કુળવંતીનો, ભગવત ધરશે ભાવ. ૫૬૦
ગૃહિણી ઘરનો થંભ છે, ગૃહિણી ઘર આધાર;
ગૃહિણી ગુણિયલ નીવડે તો થાય જયજયકાર. ૫૬૧
જો ત્રિય પાવન ચતુર અતિ, માનત પતિ શિર મૌર;[4]
મુખ બાની બોલત મધુર, સો સ્ત્રી શ્રી, નહીં ઔર.[5] ૫૬૨
નિતહી સ્નાન સુગંધી તન, બોલત પ્રિય મુખ બાન;
અલ્પ અશન,[6] વાચક[7] અલ્પ, તિય સો દેવ સમાન. ૫૬૩
જો સ્ત્રિ ગૃહરાજ પટુ, કહે પ્રિય બચન ઉદાર;
સો બનિતા પતિ પ્રાણ સમ, સોઇ સબ સુખકો સાર. ૫૬૪

---

૧ પાજી ઘર ભાંગ્યું નથી કહેવાતું. ૨ સ્ત્રી વગર ઘર ભાંગ્યું કહેવાય છે.
૩ સુત એકલો મત ઉજાગર કરી શકે નહીં, જશ સિંધુમાં સમાય નહીં, બહાર ફેલી જાય; ધર્મને અગ્નિ બાળી શકે નહીં; નામ દુનિયામાં રહ્યાં તેને કાળ ખાઇ શકે નહીં.
૪ મારે માથે પતિ છે એમ માનનારી. ૫ લક્ષ્મી છે એમ જાણવું, બીજું કંઈ નથી.
૬ થોડું જમે. ૭ થોડું બોલે.

ચોપાઈ—સૃષ્ટિનું મંડાણ સ્ત્રીથી હોય, તેમાં સંદેહ ન રાખો કોય;
પંડિત ન્યાયી, ડાહ્યા ઘણા, તે સૌ છે તન તરુણી તણા. ૫૬૫
અનમી, અહંકારી જે શુર, નારીથી પ્રગટ્યા એ નુર;
નારી મોટી નરથી ઘણું, સર્વ તેજ તે નારી તણું. ૫૬૬

**૬૬૫. શસ્ત્રમાર કરતાં વચનમાર વધે. ૭**

શસ્ત્રમાર કરતાં વચનમાર વધે.
માર્યો માર ભુલાય, પણ કટુ વચન ન ભુલાય.
કટુ વચન વીંછીની વેદના કરતાં વધે.
મેહેણાંના માર્યા માથાં આપવાં પડે.
વચનનાં માર્યાં સીતા પૃથ્વીમાં સમાણાં.
વચનના માર્યા ધ્રુવ તપ કરવા ગયા.
દોહરો—મોતી ભાગ્યું વીંધતાં, મન ભાગ્યું કુવેણ;
ઘોડો ભાગ્યો ખેડતાં, એનો નહીં સાંધો નહીં રેણ.[1] ૫૬૭

**૬૬૬. સર્પફુંફવાડો તો રાખવો. ૧૦**

(અતિભલા ન થતાં કાંઇ ટેડા રહેવું તે વિષે)

સર્પફુંફવાડો તો રાખવો.[2] વાંકી આંગળી વગર ઘી નીકળતું નથી.
વાંકા ચન્દ્રને સૌ નમે છે. આકરા દેવને સૌ માને.
હનુમાનનાં ઠીસરાં કોઈ કરે નહીં. વાણીઆનો વેપ બધા કહાડે.
મારવા કરતાં પદાવવું સારૂં. લાકડી ઊગામવી, પણ મારવી નહીં.
દોહરા—વાંકા રહેજે વાલમા, વાંકે આદર હોય;
વાંકાં વનનાં લાકડાં, કાપી શકે ન કોય. ૫૬૮
અતિ ભલાઈના ભલો, કુછ ટેડો બ્યવહાર;
દ્વિતીયાકે ચંદ્રકું જ્યું, સબહી કરત જુહાર. ૫૬૯

**૬૬૭. નંદકળાથી દેવ નાસે. ૫**

નંદકળાથી દેવ નાસે. નંદના ફંદ ગોવિંદ જાણે.

---

૧ બીજી રીતે બોલાય છે:–'તેનો સાંધો ન મળે સેણ.' ૨ એક સર્પને સંતનો બોધ મળવાથી સંત થયો, એટલે કોઈ જીવને કરડે નહીં એટલી ક્ષમા ધારણ કરી. ત્યારે લોકોએ તેને લાકડી ઉપર ચડાવી ફેંકાફેંક કરીને ગમત કરવા માંડી. સર્પ બહુ હેરાન થયો; ત્યાં ગુરૂ આવ્યા. ગુરૂ આગળ દુઃખની હકીકત તેણે ગુજારી ત્યારે ગુરૂએ કહ્યું, "સર્પ ફુંફવાડો રાખવો." પછી કોઈ લાકડી લેઇને આવે ત્યારે તે ફુંફાડા કરે, એટલે બધાએ તેની છેડ કરવી મૂકી દીધી.

વાણીઆની ગત વાણીઆ રમી જાણે. વાણીએ કાગડાને પણ છેતર્યો.[1]
વાણીઆભાઇની રંગભડી, વાણીઆ રમી જાણે.[2]

૬૬૮. નમૂળીઉં ઝાડ, ઊડી જતાં વાર નહીં. ૬

નમૂળીઉં ઝાડ, ઊડી જતાં વાર નહીં.
છાજા[3] ઊપરનો છોડ, ઊખડી પડતાં વાર નહીં.
પત્થર ઉપરની જડ, સુકાતાં વાર નહીં.

---

### વાણીએ કાગડાને છેતર્યો

૧ કહે છે કે કાગડો કોઇથી છેતરાય નહીં. એક વાણીઓ પોતાના ફળીઆમાં જમીન ઉપર સુતો હતો. તેના મોઢામાં દહીં ભર્યું તે ઠાંસોઠાંસ ભરી મોઢું પોહોળું રાખી આંખો મીંચીને પડ્યો રહ્યો; હાથપગ નહીં હલાવતાં મરી ગયા જેવો દેખાવ કર્યો, કાગડા ઊડતા ઊડતા તેના ઉપર આવ્યા. મુડદાના મોઢાનું દહીં જોઈ વાણીઆની છાતી પર બેસી દહીં ખાવા સારૂ ચાંચ વાણીઆના મોઢામાં ઉંડી નાંખી. વાણીઆએ મોઢું બંધ કરી કાગડાને દાંતેથી પકડવા સારૂ દાતમાં ચાંચ દબાવી દીધી ને કાગડો પકડ્યો. આ ઉપરથી કહેવત થઈ કે, "વાણીએ કાગડાને છેતર્યો."

### વાણીઆભાઇની "રંગભડી"

૨ કોઇએક વાણીઆને વગડામાં ચોર લુટવા આવ્યા. વાણીએ જાણ્યું કે, તેઓની પાસે તલવારો છે, ને એકનું ઓસડ બે, માટે બોલવું નહીં. ચોર પાસે આવ્યા, વાણીએ માથા ઉપરની ગાંસડી હેઠળ મૂકીને માંહેનાં સારાં લુગડાં જેમ દુકાનદાર વાણીઓ પોહોળાં કરીને બતાવે તેમ પોહોળાં કરીને બતાવ્યાં ને કહે 'લ્યો, ભાઇસાહેબ.' ચોરને પણ સારૂં લાગ્યું એટલે ધાર્યું કે વાણીઓ ડરી ગયો છે, તેથી ચોર તલવારો ભોંય મૂકી કપડાં સંકેલવા લાગ્યા ત્યારે વાણીઆએ તલવારો સામી આંગળી કરીને પૂછ્યું. આ શું કહેવાય? ચોરે કહ્યું, "તલવાર" વાણીઓ કહે, '"રંગભડી" રમવા જેવી છે. તમે લુગડાં સંકેલી લીઓ તેટલામાં તમે કહો તો "રંગભડી" રમી લેઉં.' તેમાંથી બે તલવારો હાથમાં લેઈ હાથ ઉંચા કરી કુદકી કરતો ને "વાણીઆ ભાઇની રંગભડી" એમ બોલતો બેચાર ખેતરવા જેટલે વાણિયો આઘો ગયો, ત્યાં ત્રણ ચાર જણ મળ્યા તેઓને વાણીઓ કહે છે કે, "મને ત્રણ જણે લુંટ્યો છે. બસો ચારસોનો માલ વગડા વચ્ચે વેરી નાંખ્યો છે ને લુટનારા એકઠો કરી સંકેલે છે. તેમની બે તલવાર લેઈ રંગભડી રમવાને બાહાને આંહીં આવ્યો છું. જો મારી વાહારે ધાવું હોય તો ધાઓ." વાણીઆની દયા આવી અને ચોરી કરનાર ઉપર ગુસ્સો આવ્યો તેથી ચારે જણ એકદમ દોડ્યા. વાણીઓ રંગભડી રમતો રમતો લુંટની જગો પર આવ્યો, ચોર સામા થયા. એક જણ પાસે તલવાર હતી તેથી જરાક ધીંગાણું થયું, એક ચોર ઘવાયો, લોહી નીકળ્યું ત્યારે વાણીઓ "રંગભડી" રમતો રમતો આવ્યો. ચોર નાસી ગયા અને બે તલવારો અને પોતાનો માલ લઈ વાણીઓ ઘેર ગયો.

૩ છાજું=ભારી ઘાસ ગોઠવી ભીંત ઉપર ઢાંક્યું કરે છે તે.

લાંપડાની[1] જડ, બળી જતાં વાર નહીં.
શરીર નમૂળીઉં ઝાડ, પડતાં વાર નહીં.
પત્થર ઉપર પોંયણું ન ઊગે (કેમકે મૂળ ન બાઝે).

૬૬૯. પંડાણીનો પરીઓ જાણે, દીકરાનું નામ દાઉદીઓ. ૩

પંડાણીનો પરીઓ જાણે, દીકરાનું નામ દાઉદીઓ.
મન જાણે પાપ ને મા જાણે બાપ. હમણી ડીચ.[2]

૬૭૦. બાંધી મુઠી લાખની, ઊઘાડી વા ખાય. ૮

બાંધી મુઠી લાખની, ઉઘાડી વા ખાય. પાનડાનો પણ પડદો સારો.
વાત ભરમમાં હોય ત્યાંસુધી સારૂં. ભરમ ગયો તેનું ભૂપણ ગયું.
ભરમમાં ને ભરમમાં અંધારૂં ચાલ્યાજ કરે.
ભરમમાં ને ભરમમાં મોટી પહેડીઓ ચાલે છે.
આપણને પી ગયા પછી ભરમ ઉઘાડો.
તલવાર મ્યાનમાં રાખવી સારી.

૬૭૧. પાવો પાવાને પાપે જશે. ૩

પાવો[2] પાવાને પાપે જશે.
લાકડું લાકડાને ભારે ભાગશે. સહુ સહુનાં લક્ષણે સહુ જશે.

૬૭૨. સુઈ, સોની ને સાળવી તેને જમ ન શકે જાળવી. ૭

સુઇ સોની ને સાળવી તેને જમ ન શકે જાળવી.

---

૧ લાંપડું=એક જાતનું ઘાસ. ૨ ઔદિચ્ય બ્રાહ્મણની નાત એક વેળા જમવા બેઠી હતી ત્યારે સૌ કહે, "આ, દીચ" ત્યારે કોઈ બીજી જ્ઞાતિનો આવેલ તે બોલી ઉઠયો, "હમણી ડીચ".

એક વાણીઓ પરદેશ ગયો ત્યાં એક વાઘરણ પરણ્યો. કાંઈ મુદ્દત થયા બાદ તે વાણીઆના બે ચાર સગા મળવા આવ્યા તે તેને ત્યાં ઉતર્યા. રસોઈ વાઘરણે કરી અને સહુ જમવા બેઠા. મેમાનમાંથી એક બોલ્યો, રોટલી જરા જાડી થઈ છે. એટલે વહુથી રહેવાયું નહીં તે બોલ્યાં, "ઘઉં સારા હોય તો સસલાના કાન જેવી પાતળી રોટલી કરી જાણું છું." મેમાન મનમાં મૂળ સમજ્યા. ઘરધણી બહાર ગયો, પાછળ મેમાન રહ્યા તે પરસ્પર લડવા લાગ્યા, ને એકબીજાને કહેવા લાગ્યા કે, "તું કોળી વટલી વાણીઓ થયો;" બીજો કહે, "તું કણબી વટલી વાણીઓ થયો છું." એમ સૌ લડતા હતા ત્યાં વહુ બોલી ઉઠયાં કે, "હું વાઘરણ વટલીને વાણીઅણ થઈ છું."

"વાઘરણ વટલીને વાણીઅણ થઈ" આમાં તોત્પર્ય એ કે વાણીઆ તો વટલાય નહીં, પણ વાઘરણ વટલાણી, પછી મેમાન ઘરધણીને કહ્યા વગર બીજે ઠેકાણે ગયા.

૨ પાવાઘડનો રાજા નઠારો થયો તેના વિષે આ કહેવત છે.

વાલમાંથી રતી ચોરે તે સોની. સોની સગી બેહેનનો નહીં.
સોની સાચો તેનું નામ, કરે જે તસ્કરનાં કામ.
દરજી પોતાના ખાપણમાંથી ચોરે નહીં.
પાકો ચોર દરજી તે વેતરે ને છેતરે.
દોહરો—પાસો, ભેંસો, અગન, જલ, ઠગ, ઠાકોર, સુનાર;[1]
એતાં ન હોય આપણાં, અજ, વાનર, કુનાર. ૫૭૦

૬૭૩. રંગભોગની મા મુઈ મને સોડમાંથી કાહાડ. ૭
રંગભોગની મા મુઈ મને સોડમાંથી કાહાડ.
તારો ચાંલ્લો ચુડલો ખુંચી લે, પણ મને જીવતી જવા દે.
મા મને કોઠીમાંથી કાહાડ. હાય ખોડીને માંડ છૂટી નીકળ્યો.
તારી ધોતી પોતી લેઇ લે, પણ મને જીવતો જાવા દે.
તારો દીકરો જો તારે પારે આવું.
શીઆળ ફરી ઘટાવળ કોઇ દહાડો ચહડે નહીં.

૬૭૪. રાંડીરાંડને પગે પડી, તો કહે હું જેવી તું થજે. ૨
રાંડીરાંડને પગે પડી, તો કહે હું જેવી તું થજે.
સાસુને પગે પડી, તો કહે ઠાર્યાં તેવાં ઠરજો ને બાળ્યાં તેવાં બળજો.

૬૭૫. કટકમાં કાંણો ઊંટ બદનામ. ૬
કટકમાં કાંણો ઊંટ બદનામ. વાઘનું મોહોડું લોહીઆળું.
ચોરને માથે કાગડો. હલકું લોહી હવાલદારનું.
છીંડીએ ચઢ્યો તે ચોર.
નાગીચો શાહુકાર રળી ખાય, ને નામીચો ચોર માર્યો જાય.

૬૭૬. આવે ભાઈનો ભાઇ, તે ઊભો નેવાં સાહી. ૧૧
આવે ભાઇનો ભાઈ તે ઊભો નેવાં સાહી.
આવે બાઇનો ભાઈ, તે પેસે ઘરમાં ધાઇ.
આવે ભાઇની બેહેન, તે જશે આંસુ ઢેરી.
આવે બાઇની બેહેન તે જશે સાડી પેહેરી.
વહુનો સગો તે ચુલાનો મેહેમાન.
કાંચળીઉં સગપણ તે ખરૂં. જમણમાં લાડુ ને સગપણમાં સાઢુ.
સાળો રસોડા સુધી ને ભાઇ ઓશરીમાં.
સગો સહોદર રહે બાહાર બેસી, નવાણુમાં શ્યાલક[2] જાય પેસી.

---

[1] સુનાર=સોની. સો નારી જેટલાં ચરિત્ર કરી જાણનાર તે સોનાર. [2] શ્યાલક=સાળો.

દોહરા—પહેલું તીરથ સાસુ સસરો, બીજું તીરથ શાળી;
માબાપ તો નદી નાળે, ખરૂં તીરથ ઘરવાળી. ૫૭૧
મા વડે મહીઅર ને બાપવડે લાડ;
ભાઇ ભોજાઇને ઘેર ગયાં, તો લોકના જેવાં બાર. ૫૭૨

૬૭૭. ઝાડ વંઠયું જે બગલું બેઠું. ૭

ઝાડ વંઠયું જે બગલું બેઠું. કાયા વંઠી જે કાળીઉં[1] પેઠું.
કુવો વંઠયો કબુતર બેઠું. ઘર વંઠયું જે ભુતડું[2] પેઠું.
ઘર વંઠયું જે પાછળ છીંડી. વહુ વંઠી તે પર સાથે હીંડી.
ખેતર વંઠયું જે ચારીઉં[3] પેઠું.

૬૭૮. સાસરાનું માન સાળીએ. ૫

સાસરાનું માન સાળીએ. ગાવાનું માન તાળીએ.
જમણનું માન થાળીએ. મોહોડાનું માન વાળીએ.
ગાળ ટુંકારે,[4] ને વાત હુંકારે.

૬૭૯. ઘઊંની કણક જેમ કેળવીએ તેમ કેળવાય. ૫

ઘઊંની કણક જેમ કેળવીએ તેમ કેળવાય.
ઘઊંનાં ઘેબર થાય, ને ઘઊંની ઘેંસ થાય.
કવિની ચતુરાઇથી, પથરો પરમેશ્વર થાય.
જુઠું બોલે ને જડતું લાવે તે ચતુરાઈ.
હોઠ સાજા તો ઉત્તર ઝાઝા.

૬૮૦. ખોખરૂં હાંલ્લું ખાતરને મોહોડે. ૭

ખોખરૂં હાંલ્લું ખાતરને મોહોડે.[5] હડકાયું કુતરૂં હરણ વાંસે.
આંધળું દળે કે ગાય. અતિ ઘરડું ને મસોતાનું લુગડું.
અતિ વૃદ્ધ તે સમ ખાવામાં ખપ લાગે.
ખોરૂં ઘી દીવે કે તાવડે.
ખાટી છાસ ઊકરડે નખાય.

---

૧ કાળીયું=અફીણ. ૨ ભગતડું પેઠું પણ બોલાય છે. ૩ ચાર વહાડનાર.
૪ ટુંકારો બોલાય છે, પણ શુદ્ધ "તું"કારે,–તુંકારો કહીને ગાળ દેવાય;–તમે અગર આપ કહીને ગાળ દેવાય નહીં. ૫ ખાતર એટલે ચોર કોઇના ઘરમાં ખાતર પાડે તે. ખાતરને મોહોડે ખોખરૂં હાંલ્લું મૂકયું હોય તો ચોર ત્યાં ખાતર પાડે નહીં. ખોખરૂં હાંલ્લું જુએ એટલે અપશુકન ગણે છે.

૬૮૧. રાવણુને લંકા ને બ્રાહ્મણુને વાછડી. ૩

રાવણુને લંકા ને બ્રાહ્મણુને વાછડી.

ગરીબને ઝુંપડું ને રાજાને મહેલ.[1]

દોહરો—બમનકી ગઈ બછડી, રાવણકી ગઈ લંક;

દોનું દુઃખ સમાન હે, ઓ રાવ ઓ રંક.[2] ૫૭૩

૬૮૨. દિવાસો, સો પર્વનો વાસો. (અષાઢ વદ ૦)) ) ૧૧

દિવાસો, સો પર્વનો વાસો.

### તેની વિગત

શ્રાવણુ માસ આખો પર્વનો; નવ બોડાનાં;[3]

સોળ તોડાનાં;[4]

ગણુપતિ ચોથથી જળ ઝીલણી અગીઆરસ સુધીનાં પર્વ;

દશ જોગીનાં;[5]

વીશ ભોગીનાં. આસો વદ ૦)) સુધી, દિવાળી સુધી:

કાર્તિક શુદ ૧ અન્નકોટ, જુહાર પટોળાં.

કાર્તિક શુદ ૨ ભાઇબીજ.

કાર્તિક શુદ ૫ સૌભાગ્ય પંચમી, જ્ઞાન પાંચમ.

કાર્તિક શુદ ૧૧ થી ૧૫ સુધી ભિષ્મ પંચક.

૬૮૩. નવાણનું નગારૂં ત્યાં પુંજીઆનું તગારૂં. ૫

નવાબનું નગારૂં, ત્યાં પુંજીઆનું તગારૂં.

રાણોજી રાજીઆ, તો શેખજી સાહેબ.

હોળી દીવાળી વચ્ચે ઉતરાયણુ કાંઈ ઓછું પર્વ નથી.

હોળી સામી ડાકણુ.[6]

જેસી તેરી લીંબડી, એસી મેરી બીબડી.[7]

---

૧ પડે અગર બળે તો દુઃખ બન્નેને સરખું. ૨ આમાં બન્ને પોતાનો માલ જવાથી નુકસાન થાય તેનો અફસોસ ગરીબને ને રાજાને સરખો થાય છે. ૩ જૈનનાં પર્યુસણુ. ૪ બ્રાહ્મણુનાં એટલે શ્રાદ્ધ. ૫ નવરાત્રિ બેસતું ને યોગ પાળવો, આસો માસના. આ પર્વોમાં ચૌદશ આદિ બીજાં પર્વ બનેવ, જન્માષ્ટમી આદિ આવી જાય છે. ૬ ફાગણુ સુદ ૧૫ ના રોજ હોળી ખડકાય છે; તેના સામે નાની હોળી કાઠિયાવાડમાં ખડકાય છે તે નાની હોળીને ડાકણુ કહે છે. જામનગરમાં ખાસ રીત છે. ૭ રાજપુરના કસબાતીનું વાક્ય.

૬૮૪. અગ્નિ આગળ ઘી ઓગળ્યા વગર રહે નહીં. ૮

અગ્નિ આગળ ઘી ઓગળ્યા વગર રહે નહીં.
કાજળની કોટડીમાં પેઠે દાગ લાગે જ લાગે.
દારૂ ને દેવતા ભેગા થાય, તો સળગ્યા વગર રહે નહીં.
કામિનિકે સંગ બસે, કામ જાગેઈ જાગે.
સંસારમાં ગમે તેમ કરો, પણ દુઃખ આવેઇ આવે.
ઊંટ ઉપર બેઠા તે ગમે તેટલા અડગ રહીએ, પણ હાલ્યા વગર રહેવાય જ નહીં. એકાંત બુરી છે.
ગમે તેટલું સંભાળો, પણ જોગનો[1] રંગ લાગે જ લાગે.

૬૮૫. હૈયું હોય હાથ તો જઇએ દારીની સાથ. ૬

હૈયું હોય હાથ તો જઇએ દારીની સાથ.
હૈયું હાથ તો વૈદ જખ મારે છે.
જીભ સો મણ ઘી ખાય પણ ચીકણી થાય જ નહીં.
સંત પુરૂષ હજારો વિઘ્ન આવે તો પણ ડગે નહીં.
ચકમક હજારો વર્ષ પાણીમાં રહે, પણ આગ જાય જ નહીં.
દોહરો—પ્રીત પુરાણી નાહુવે, જાહેર જાણે જગ;
જળમાં ભીંજે કાંકરી તોપણ તજે ન અગ.[2] ૫૭૪

૬૮૬. વગડામાં રૂદન. ૫

વગડામાં રૂદન.[3] કુવા કાંઠે લાંઘણ.
ગામ ઝાંપે નોતરૂં.[4]
ગામ ઝાંપે રામ રામ. વેશ્યાનો છોકરો કોને બાપ કહે?

૬૮૭. આનંદની ઘડી (હર્ષના વખતમાં માણસો ઉદ્ગાર કહાડે છે તે વાક્યો.) ૭.

ધન ઘડી ધન દહાડો. આજનો દિન ઊજળો.
આજનો દિવસ વિવાહથી રળીઆમણો.

---

૧ જોગ=સમાગમ, સહવાસ. ૨ ચકમકની કાંકરી ઘણો વખત જળમાં ભીંજાયેલી રહે તો પણ તેમાંથી અગ્નિનો નાશ થતો નથી. ગજવેલના કડાનો યોગ થતાં તરત અગ્નિ પેદા થાય છે. ૩ અરણ્ય રૂદન તે કોઈ જાણે નહીં. છાનું રાખવા કોણ આવે અને અરણ્યમાં તે કોણ જુએ? આપણા મનનું દુઃખ કોઈ જાણે નહીં તેથી મદદ કરવાને મન પણ કોઇનું થાય નહીં. ૪ તે કોણ જમવા જાય, ને કોણ ન જાય.

આજ મારે સોનાનો સુરજ ઊગ્યો. આજ મારે દૂધે મેહ વુઠયા.[1]
આજ મારે હૈયે હરખ ન માય. આજની ઘડી મુબારક.

૬૮૮. જે કરે તે ભોગવે. ૬

જે કરે તે ભોગવે. જે કરે તે ભરે.
પાઢ્યા તે પાળા નહીં.[2] જેણે પલાળ્યું તે મુંડે.[3]
જેણે પાસ્યાં તે રંગે.[4] હાથનાં કર્યાં હૈયે વાગે.

૬૮૯. જે ગામ જવું નહીં તેનો માર્ગ શું પૂછવો ? ૪

જે ગામ જવું નહીં તેનો માર્ગ શું પૂછવો ?
જે ઘેર જવું નહીં તેનું નામ લેવું નહીં.
જે કામ કરવું નહીં તેની કથા કરવી નહીં.
જે દિશાએ જવું નહીં તે દિશા સામું જોવું નહીં.

૬૯૦. પૃથ્વી ઊપર ચાલવું, તે પગમાં જોડા પેહેર્યા એટલે પૃથ્વી ચામડે મહડી લીધી જાણવી. ૫

પૃથ્વી[5] ઊપર ચાલવું, તે પગમાં જોડા પેહેર્યા એટલે પૃથ્વી ચામડે મહડી લીધી જાણવી.
આપણે પવિત્ર રહેવું, જગતના દોષ જોવા નહીં.
સદાચરણી માણસ અજાત શત્રુ.[6]
દુર્યોધનને કોઈ સજ્જન મળ્યો નહીં; યુધિષ્ઠિરને દુર્જન મળ્યો નહીં.[7]
જાતે ચોર તે સગા ભાઈનો વિશ્વાસ કરે નહીં.

૬૯૧. મૃગાશ્વરંતી માધવા. ૯

મૃગાશ્વરંતી માધવા.[8] કાગડા ઊડે છે. પુત્રો ન પુત્રી.
ધીઆન પુતા. દીકરીએ દીવો નહીં. કોઈ વાસ નાખનાર મળે નહીં.

---

૧ વરસ્યા. ૨ ઘોડાં દોરીને ચાલ્યા તે અસ્વાર જ થવાના. પાડવું=દોરવું. ૩ પલાળ્યું તે મુંડવું. ૪ પાસ્યાં તે રંગાવાનાં. પાસ્યાં=રંગ ચઢાવવા. પહેલાં ફટકડીના પાણીમાં લુગડું બોળે છે તેને પાસવું કહે છે. ૫ પૃથ્વી ચામડે મઢી. ૬ અજાતશત્રુ=જેને કોઈ શત્રુ નહીં. ૭ એક વાર કૃષ્ણ પરમાત્માની આગળ કૌરવ તથા પાંડવ સભામાં મળી બેઠા હતા ત્યારે કૃષ્ણ પરમાત્માએ પ્રશ્ન પૂછ્યો કે, આ જગતના રાજમાં દુર્જન શોધી કહાડો. ત્યારે દુર્યોધને જવાબ આપ્યો કે, આ કાળમાં બધા રાજ દુર્જન છે. પછી યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે, કોઈ રાજ અમને દુર્જન લાગતો નથી. જેવું જેનામાં સૌજન્ય ને સદ્ગુણ હોય તે જેનામાં દોષ ભાળ્યા તે દોષ જુએ. ૮ ઉજડ ઘણું છે ને મૃગ ચરે છે.

ઘેર નરાળીઆં તાળાં[1] દેવાઇ ગયાં. પેડ સુધી પથારી.
આડીઓ કે ઊભીઓ કોઈ મળે નહીં.

૬૯૨. કોણ વસ્યું ને કોણ વસે, ધરતી બેઠી હસે. ૫

કોણ વસ્યું તે કોણ વસે, ધરતી બેઠી હસે.
આ પૃથ્વિના પડ ઉપર કેક થયા ને કૈંક થશે, પૃથ્વિ તે ને તે.
દોહરા—ધરતી રંગ બેરંગીણી, ધરતી લીલ વિલાસ;
કીતે રાવ રમ ગયે, કીતે ગયે નિરાશ. ૫૭૫
ધરતી નિત્ય નવેરડી, કેની ન પુરી આશ;
કેતા રાવ રમ ગયા, કેતા ગયા નિરાશ.[2] ૫૭૬
ધરતી હસે ધન[3] દાટતાં, બખ્તર પેહેરે કાળ;
વ્યભિચારી નારી હસે, જ્યારે પીયુ લડાવે બાળ. ૫૭૭

૬૯૩. દેડકાંની પાંચશેરી. ૬

દેડકાંની પાંચ શેરી.[4]
ઊંટનાં લીંડાં નોખાં નોખાં. ચીભડાની ભારી.[5]
વન વનની લકડી, ભારી એક રહે નહીં.
વાડાવાડાની[6] ભેગી થાય, તે સંપ રહેવા દેજ નહીં.
ત્રીજ ને તેરશ એક થાય નહીં.

૬૯૪. માફ કર્યામાં મજા. ૫

માફ કર્યામાં મજા. ચંદ્રથી નિર્મળ ક્ષમા.
મિજાજ કરતાં માયા (હેત) વધે. પેટ મોટું રાખવામાં માલ.
દોહરો—ક્ષમા સબનકું વશ કરે, ક્ષમા કહા નહીં હોય;
ક્ષમા ખડગ જેહી હસ્તમેં, દુર્જન રહે ન કોય. ૫૭૮

---

૧ નરાળીઆં=ખંભાતી તાળાં, મોટા દાંડા વાળાં. ૨ આવી રીતે પણ બોલાય છે.

૩ ધનવાન માણસ પોતાના વંશજોના ઉપયોગ માટે ધન દાટે છે, ત્યારે ધન દાટતાં જોઈ ધરતી હસે છે કે દાટનાર અગર તેના વંશજોને આ ધન કામ લાગશે કે કેમ? યોદ્ધાઓ બખ્તર પહેરે છે ત્યારે પોતે ધારે છે કે હવે મને ભય નથી, ત્યારે કાળ હસે છે કે મારી શક્તિ આગળ બખ્તર ટકશે કે કેમ? ધણી છોકરાંને પોતાનાં માની લાડ લડાવે છે ત્યારે વ્યભિચારીણી સ્ત્રી હસે છે કે, કોનો દીકરો ને કોણ પોતાનો માની રાજી થાય છે? આ ભાવાર્થ છે. ૪ તે તોળતાં તોળતાં દેડકાં કૂદી આઘાં થાય, તેથી જોખાય નહીં. ૫ ચોફાળથી બાંધેલી ત્યાં સુધી એકઠાં, પછી નોખાં નોખાં રડી જાય.
૬ વાડાવાડાની એટલે ભાઇઓ અથવા દીકરાઓની વહુઓ.

૬૯૫. કાતી કાપડ, જેઠે ઘી, ભાદરવે કપાસ. ૨

કાતી કાપડ, જેઠે ઘી, ભાદરવે કપાસ;
દીકરી ઘેર, વહુ માવતરે, એ પાંચે કરે વિનાશ.

૬૯૬. સોઢી શણગારે ત્યાં બજાર ઉઠી જાય. ૭

સોઢી શણગારે ત્યાં બજાર ઉઠી જાય. સુતારના ઘરનો દીવો.[1]
જેદો કોડાં બાંધતાં પરવારે નહીં. આંધળીને પાથરતાં વ્હાણું વાય.
વાત કરતાં વાંઝણી વીયાય. વાત કરતાં વેગડી[2] વીયાય.
સોઢીને શણગાર સજતાં સવાર પડે.

૬૯૭. થોડે નફે બોહોળો વેપાર. ૩

થોડે નફે બોહોળો વેપાર.
આવતો નફો જવા દે તેને નફામાં જુતીઓ.
દોહરો—થોડે ખાટે ખાટીએ, બોહોળો કીજે વેપાર;
ઉધાર કોઇને ન આપીએ, તો બમણા મહિને બાર. ૫૭૯

૬૯૮. ઠામ જાય ત્યારે ઠીકરૂં આવે. ૨

ઠામ જાય ત્યારે ઠીકરૂં આવે. આંખ ફૂટે ત્યારે ભમર સામું જોવું.

૬૯૯. ડુંગર વીઆણો તે ઉંદર નીકળ્યો. ૪

ડુંગર વીઆણો તે ઉંદર નીકળ્યો.
બાર વર્ષે બેટા બોલ્યા, ત્યારે કહે બાપા મને બપડું.
બારે વર્ષે બાવો બોલ્યો, તો કહે, બચ્ચા દુકાલ પડેગા.
ગાઈ ગાઇને ગાયું, ત્યારે વરનું નામ ધૂળ.

૭૦૦. દાતરડાં ગળવાં સહેલ છે, પણ કાહાડવાં મુશ્કેલ છે. ૨

દાતરડાં ગળવાં સહેલ છે, પણ કાહાડવાં મુશ્કેલ છે.
ભાંગાં પીની સહેલ હે, પણ લેહેરાં મુશ્કેલ હે.

૭૦૧. વાંઢાને વલોણું નહીં, ને વેશ્યાને વગોણું નહીં. ૯

વાંઢાને વલોણું નહીં, ને વેશ્યાને વગોણું નહીં.
હથેળીમાં વાળ નહીં, ને ગધેડાને ગાળ નહીં.

---

૧ સુતારના ઘરનો દીવો: એક સુતારે ખરે બપોરે દીવો કરવાનું પોતાની સ્ત્રીને કહ્યું, તે સાંભળી પાસે બેઠેલા માણસને આશ્ચર્ય લાગ્યું તેથી સુતારને પૂછ્યું કે ખરે બપોરે દીવો શો? સુતારે જવાબ આપ્યો કે, અત્યારે કહીશ ત્યારે રાતે દીવો કરશે.

૨ વેગડી=ભેંસની જાત છે.

ચાડીઆને શરમ નહીં, ને અઘોરીને ધર્મ નહીં.
મૂર્ખને મર્મ નહીં, ને દિગંબરને શરમ નહીં.
સંતને તંત નહીં, ને સાધુજનને સ્વાદ નહીં.
ગરાસીઓ ગોઝારો નહીં, ને પારસી નાતબ્હારો નહીં.
વાંઢાનો વકર નહીં, ને છાશમાં શકર નહીં.
દોહરા—ચોકીમાં ચોરી નહીં, નહીં વેશ્યાને કંથ;
મડાવાને નહીં વીજળી, નહીં માંદાને પંથ.[1] ૫૮૦
વેશ્યા કોઈ રાંડે નહીં, નહીં રાજાને દંડ;
પાણીને અગ્નિ નહીં, નહીં જીવતાને પીંડ.[2] ૫૮૧

૭૦૨. દાતા દાન કરે, ને ઊપર વિનય કરે. ૬

દાતા દાન કરે, ને ઊપર વિનય કરે.
નાગા પઈ આપે નહીં, ને મરડ કે મોટાઈનો પાર નહીં.
દાતા બિન મીલે ન દાન, ગુરૂ બિન મીલે ન જ્ઞાન.
સારાં ઝાડ ફળ આપે ને છાયા કરે. રામે લંકા લેઈ, વૈકુંઠ આપ્યું.
દોહરો—અગર બળંતાં ગુણ કરે, ને સુખડ ઘાસંતાં;
શૂરા હોય તે રણ ચડે, ને કાયર નાસંતાં. ૫૮૨

૭૦૩. વલ્હોણામાં મુતરવું. ૬

વલ્હોણામાં મુતરવું. ભલાઈ કરી પાણીમાં નાંખવી.
દૂધમાં કદૂધ ઓરવું. કર્યા-કારવ્યા માથે પાણી ફેરવવું.
જમાડીને જોડા મારવા. મુતરે ચળુ લેવરાવવું.

૭૦૪. છીનાળ રાંડ છમકતી ચાલે, ને ઘુંઘટડામાં ઘર ઘાલે. ૧૦

છીનાળ રાંડ છમકતી ચાલે, ને ઘુંઘટડામાં ઘર ઘાલે.
ચંચળ નારનાં નેણ ચંચળ, ચકવક ફર્યા કરે.
આઘું ઓઢે, ઘુંઘટો તાણે, તેના ગુણ ગોવિંદ જાણે.
નીચું જોઈ નારી ચાલે, તે પગ પાતાળમાં ઘાલે.
દોહરા—ઊંચા જોયો આખલો, નીચાં જોઈ નાર;
એકલ હટો વાણીઓ, એ ત્રણે ગરદન માર. ૫૮૩
ચંચલ નેન છીનાલકે, સબસેં રાખે પ્રીત;
એક છોડ છતીસ કરે, વોહી કુતીઅનકી રીત. ૫૮૪

---

૧ મુસાફરી. ૨ શ્રાદ્ધના પીંડ આપે છે તે.

કુતીઅન બડી હરામકી, દામ દેખ લલચાય;
જીસકા દામ હરામકા, વોહી કુતીઅન ઘર જાય. ૫૮૫

જોડકણાં–પગ પછાડે, પાની મોડે, કુવા કાંઠે અંબોડા છોડે;
છેડો કહાડી વા ઊડાડે, કુલટા તે શું ઢોલ વગાડે?
આગળ ચાલે, પાછળ દેખે, જમણા કરનું કંકણ પસારે;
હાથ પસારી પીઠ દેખાડે, અકુલિન તે શું ઢોલ વગાડે?
અચકો મચકો તારે ઝાઝો, મુખે ખરે[1] છે ફુલ;
એક કંથ જો તારે હોય, તો મારૂં માથું ડુલ.

૭૦૫. તમાકુ પીવાના, ખાવાના ને સુંઘવાના વ્યસન વિષે. ૧૩

ખાય તેનો ખુણો, પીએ તેનું ઘર;
સુંઘે તેનાં લુગડાં, એ ત્રણે બરાબર. ૧
આખી કટકી અમલરી, ચપટી ભાંગ ન ખાય;[2]
તે નર કોડી સરીખડા, ધાને ધાન સમાય. ૨
કોઇ સુંઘે, કોઇ ખાય, કોઇ પીએ હુક્કો;
તમાકુનું વ્યસન કરી, ઠાર ઠાર થુંકો. ૩
છેલ વ્યસન છીંકણી, રાજ વ્યસન હુક્કો;
ગાંડુ વ્યસન તમાકુ, તે ઠાર ઠાર થુંકો.[3] ૪
તમાકુ તે એક વાર, ભાંગ વાર બીજી;
તપખીર તે વારંવાર, એ ફજેતી ત્રીજી. ૫
સુંઘણીકા સડાકા, જબ સુંઘે તબ તાજા;
જીસકી પઘડીમેં ડબી, વો છત્રપતિ રાજા. ૬
સુંઘણી સોહામણી, ને લુગડાં લજામણી;
સુગ સુંગામણી, ને છીંક છીંકામણી,
લાજ લજામણી, ને હાથ ઓડામણી. ૭
હુક્કા વાળો હડીઓ કહાડે; ચપટીવાળો ચોર;
જરદાવાળો ઝોંટો મારે, જેમ ઓખરીઉ ઢોર. ૮
તમાકુ રે તમાકુ, ઝાડે ચહડી જોયું;
એક બીડી તમાકુ માટે, અજાચકપણું ખોયું. ૯
કોઇ ખાવે, કોઇ પીવે, ને કોઇ લે વાસ;

---

૧ મુખેથી બોલે છે તે જાણે ફુલ ઝરે છે. ૨ વ્યસનીએ પોતાનો બાજ દર્શાવ્યો.
૩ આવવાનું.

તમાકુની નિંદા કરે, તેનું જાય સત્યાનાશ. ૧૦
ગરીબ ઘેર છીંકણી, રાજા ઘેર હુક્કો;
સાધારણ ઘેર બીડી, તે બેઠાં બેઠાં ફુંકો. ૧૧
હુક્કો ને હાથી, તે છત્રપતિના સાથી. ૧૨

દોહરો—સસા ચલા સ્વર્ગમેં, બેઠા પાલખી માંહે;
અધબીચસેં પીછા ફીરા, હુક્કા તમાકુ નાંહે.[1] ૫૮૬

૭૦૬. સંધ્યા તર્પણ સાંતીડું ને કોદાળી ખટકર્મ. ૨

સંધ્યા તર્પણ સાંતિડું ને કોદાળી ખટકર્મ;
ઘરમાં હોય બે બળદીઆ, તો રહે ઘરનો ધર્મ.[2]
"હવે સાઠે વર્ષે હું શું ગા–માં હાથ ઘાલું."[3]

૭૦૭. સુકા ભેગું લીલું બળે. ૫

સુકા ભેગું લીલું બળે. નબળા સાથે સહુ નબળા.
પાપડી સાથે ઇઅળ બફાય. ઝાઝે ગાંડે ગામ ગાંડુ.
લડાઈ જોવા જાય તેને પણ વાગે.

૭૦૮. ચોમાસામાં વર્ષાદ કેવો થશે તે જાણવા સારૂ અનુભવથી કે શાસ્ત્રાધારે વર્તારો કાહાડવાને લોકોમાં પ્રચલિત ઓઠાં અથવા આધારભૂત વાકયો. ૮૦

૧ અશ્વનિ ગળતાં અન્નનો નાશ, રેવતી ગળતાં[4] નહીં જળ આશ.

---

૧ સારસ્વત બ્રાહ્મણ લુહાણા તથા ખત્રીના ગોર થાય છે. તે ગોર લોકો લુહાણા તથા ખત્રી સાથે રોટીવ્યવહાર રાખે છે ને તે લોકોમાં હુક્કો પીવાનો ચાલ એટલો બધો છે કે સાધારણ કહેવત ચાલે છે કે, "બે સારસ્વત, ને ત્રણ હુક્કા." એક સારસ્વત સદાચરણથી ચાલી ઇશ્વરભક્તિ કરતો હતો, તેને સ્વર્ગમાં લેઈ જવા વિમાન આવ્યું સારસ્વત વિમાનમાં બેઠો, એટલે તેને વિમાનવાળો લઇને ચાલ્યા. રસ્તામાં હુકાની તલબ થઈ, ત્યારે સારસ્વતે વિમાન ઊપાડનારને પૂછ્યું કે, "સ્વર્ગલોકમાં હુક્કો છે?" તેમણે ઉત્તર આપ્યો કે, "બધું છે, પણ હુક્કો નથી."–એ સાંભળી સારસ્વતે કહ્યું, "વાળ વિમાન પાછું મારે સ્વર્ગમાં નથી આવવું." આ વાત સારસ્વતનો હુક્કા ઉપરનો ભાવ દર્શાવવાને માટે છે. તે ઉપરથી લોકોમાં ચાલતો આ દોહરો છે. ૨ ધર્મ સંબંધી મહિમા જેના મનમાં નથી તે લોકોને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરવા તરફ આગ્રહ રહે છે તે સંબંધમાં આ દોહરો છે. ૩ એક ભરવાડ હાજતે જઈ પાણીને બદલે ઢેફાથી સાફ થતો હતો. તેને એક બ્રાહ્મણ મળ્યો ને શૌચ વિધિનો ઉપદેશ કર્યો. તેમાં પાણી આમ લેવું, હાથ માટીથી ધોવા, પગ ધોવા ને આચમન કરવું, કટિસ્નાન કરવું વગેરે કહ્યું. ત્યારે ભરવાડ કહે છે, "મહારાજનું માથું ફર્યું છે." એવા સંસ્કાર મન ઉપર પડી જાય છે તે ઉપદેશથી ખસી શકતા નથી. ૪ ગળતાં=વરસતાં.

મહા (માઘ) મેલો ને ચૈત્ર ચોખ્ખો સારો.

ભરણી ગળતાં તૃણ તો નહીં, જો કદી કૃતિકા[1] વરસે નહીં.

૨ કૃતિકાના છાંટા સારા; કૃતિકા કલ્યાણ.

૩ રોહિણિ સુવા તો બળદીઆ મુવા; રોહિણિ ગાજે તો બહોતરૂં બાળે.[2]

રોહિણિ દાઝી તો મુઠ બાઝી. રોહિણિ તપે તેનું ફળ સારૂં.

રોહિણિ રેલે કે તપે તે સારી. રોહિણિ ગાજે તો ડાંડીઆ બાજે.

૪ રોહિણિ તપે ને મૃગશર વાય, તો આર્દ્રામાં મેહ અનર્ગળ થાય.

૫ મૃગશર ન વાયા વાયરા, આર્દ્રા ન વુઠા મેહ;
જોબન ન જાયો બેટડો, ત્રણે હાર્યા તેહ.

૬ દિવસે કરે વાદળાં, રાતે કહાડે તારા;
ખરે બપોરે છાંટા, એ અગનોતરાના[3] ચાળા.

૭ જો વરસે આદ્રા, તો બારે માસ પાધરા.

૮ ઉત્તરમાંથી વરસાદ ચહડી આવે તો, વરસાદ થોડો પણ ઘણા દિવસ વરસે.

પૂર્વમાંથી વાદળાં ચહડી આવે તો, વરસાદ થોડો થાય, ખાડાખાબોચીઆં ભરાય.

દક્ષિણમાંથી[4] વાદળાં ચહડી વરસાદ મંડાય, તો સેહેજસાજ વરસાદ થાય.

પશ્ચિમમાંથી વાદળ ચહડે, તે રેલમછેલ કરી મુકે, મુશળધારથી વરસે.

૯ વખ (પુનર્વસુ) પખ (પુષ્ય) બે ભાઇલા, વરસે તો વરસે કે વાઇલા તો વાયલા.

૧૦ આશ્લેષા ચગી તો ચગી ને ફગી તો ફગી.

જો વરસે આશ્લેષ તો શું મશ્લેશ?[5]

૧૧ પુષ્યનાં પાણી, તે અમૃત પાણી.

૧૨ જો વરસે મઘા, તો ધાનના થાય ઢગા.

જો વરસે ઉત્તરા તો ધાન ન ખાય કુતરા.

જો વરસે પૂર્વા, તો લોક બેસે ઝુરવા.

૧૩ જો વરસે હસ્ત, તો પાકે અઢારે વસ્ત.

હાથીઓ વરસે હાર, તો આખું વરસ પાર.

જો વરસે હાથીઓ, તો મોતીએ પુરાય સાથીઓ.

---

૧ કૃતિકા વરસે તો આગળનાં ત્રણ નક્ષત્રનો દોષ મટી જાય છે. ૨ બહોતેર દિવસ મોટો વરસાદ આવે. ૩ સંવત્ ૧૯૫૬ માં દુકાળ પડ્યો હતો તેપરથી.
૪ હાલારમાં દક્ષિણમાંથી પવન આવે તેને ગિરનારી પવન કહે છે.
૫. મોંઇ ન પાડે.

વરસાદજી વરસરે હાથીઆ, તો કણબણ[1] બારણે સાથીઆ.

હાથીઓ ગાજે, તો આવતા વર્ષને માટે કાલ સારો.

હાથીઓ વરસે, તો તીડ વગેરે જીવની ડાટ બંધ થાય.

દોહરા—વિણ સગે વિણ સાગ ને, વિણ નાતરીએ નેહ;
વિણ માવતરે જીવશું, તું વિણ મરીએ મેહ. ૫૮૭
અષાડી પુનેમ દિને, વાદળ ભીનો ચંદ;
તો ભડલી વાયક કહે, સઘળે ઘેર આનંદ. ૫૮૮
અષાડી પુનમ દિને, ગાજવિજ વરસંત;
હોય ન લક્ષણ કાળનાં, આનંદે રહે સંત. ૫૮૯
અષાડી પુનમ દિને, નિર્મળ ચંદ્રાભાસ;
પીયુ તમે જાઓ માળવે, વર્ષાની નહીં આશ. ૫૯૦

૧૪ જો વરસે ચિત, તો પાડે ભીંત.

ચિત્રાના વરસાદે નવસો નવાણું નદીઓ થઈ છે.

૧૫ જો મઘામાં વાવે તલ, તો પૂર્વામાં વાવે ભલ.

ઉત્તરામાં વાવે પાજી, હાથીઆમાં વાવે ભાજી.

ચોપાઈ—ચૈત્ર માસે દો દિન સારા, આઠમ ચૌદશ પક્ષ અંધારા;[2] ૫૯૧
નહીં વાદળ તો વરસે મેહ, જો વાદળ તો ઊડે ખેહ.[3]
વા વાયા સુરીઆ,[4] તો ભાત કયું પુરીઆ? ૫૯૨
ધાઊરી[5] વા વાયા તો, હળ છોડી ઘર કયું ન આયા?
કૃતિકા કલ્યાણ કરે, રોહિણિ કરે સુકાળ;
જો વર્ષે મૃગશિર્ષ તો, નિશ્ચે પડે દુકાળ.
આદરા ભરે ખાદરા, ખેડુતના દિ પાધરા. (વરસે તો)
આદરા[6] કરે ઉલામણ, તો માસે આવે મેહ;
ઉત્તર ભરે નિરંતર પાણી, પૂર્વ આણે રેલ.
પશ્ચિમ ખાડખાબોચીયાં, દક્ષિણ ટીપાં તેર.
આસો (મહીનો) મેઘ નાસો. ૧૨

૧ આ દેશમાં ખેડુતોમાં કણબીઓનો ભાગ ઘણો હોય છે. હાથીઓ વરસે તો કણબણને હર્ષ થાય એટલે કંકુના સાથીઆ તમામ ખેડુતના ઘરમાં કરે છે. ૨ વદ ૮ ને ૧૪. ૩ ખેહ=ધુળ. ૪ સુરીઓ વા=પશ્ચિમ કે દક્ષિણનો વા, તોફાની વા વાય ત્યારે થાળીમાં ભાત શા સારૂ પીરસ્યો? દુકાળનું ચિન્હ છે માટે સંભાળવું. ૫ ધાઊરી વા એટલે ઉત્તરનો વા વાયો તો સાંતી છોડી નાખીને ઘેર કેમ ન આવ્યા? ઉત્તરનો વા વાય તો જરૂર વરસાદ આવે. ૬ ઉલામણ=વરસે નહીં તો. આદરા વર્ષે નહીં તો એક માસે મેહ આવે.

૧૬ દોહરા–પૂર્વ તાણે કાચબી,[1] જો આથમતે સુર;
ભડલી વાયક એમ ભણે, દૂધે જમાડું કુર.[2] ૫૯૩

૧૭ ભર અષાડી બીજડી, નીમે નીરખી જોય;
જો હોય સોમે શુક્રરે, તો જળ બંબારણ[3] હોય. ૫૯૪

૧૮ ભર અષાડી પંચમી, જો હોય વાદળ કે વીજ;
ધાન વેચી ધન કરો, રાખો બળદ ને બીજ. ૫૯૫
ભર અષાડી પંચમી, જો ઝબુકે વીજ;
નદી નાળાં ભરાઈ જશે, રાખો બળદ ને બીજ. ૫૯૬

૧૯ શનિ, રવિ કે મંગળે, જો પોહોડે[4] જદુરાય;
ચાક ચડાવે મેદની, કરકે પાજ બંધાય.[5] ૫૯૭

૨૦ અષાડ વદી અષ્ટમી, જો કદી વાદળ છાયો;
ચારે માસ તણુકીયા, જાણે ભાંડો રાયો. ૫૯૮

અષાડી પુનેમની રાત્રે ચંદ્ર ન દેખાય તો ચારે મહિના પુષ્કળ વર્ષાદ થાય.

૨૧ आषाढ्यां पूर्णमास्यां च रात्रौ चन्द्रो न दृश्यते ।
तदा चतुर्षु मासेषु मेघा मुञ्चति वै जलम् ॥

૨૨ શ્રાવણ પાંચે પાછલે, મેઘ ન માંડે આળ;[6]
પીયુ પધારો માળવે, અમે જશું મોસાળ.[7] ૫૯૯

૨૩ જળ વરસે સુખ સર્પિણી, અશ્લેષામાં જોય;
તાળ તીજારી નકરવા, જાનું ડહર હોય. ૬૦૦

૨૪ અધિક માસ જો શ્રાવણ બને, રાજા પ્રજા પીડા સને;
સુખમય વર્ષા તર્ષા ઘણી, સુખમાં સેવક, દુઃખમાં ધણી.

૨૫ રૂઠ્યો મેહ દિવાસે આવે, નીકર બળેવ બાથમાં ઘાલીને લાવે;
ગયો મેહ પૂર્વા લાવે, નીકર બળેવ બાથમાં ઘાલીને લાવે.

૨૬ ભલાં વાણીઆના પચુસણ, કે ગયાં વરસ વાળ્યાં.

૨૭ શ્રાવણનાં સરવડીઆં, ભાદરવાની રેલ;
આસો તહારાં છોકરાં, નદીએ નાહાવા મેલ.

---

૧ કાચબી=મેઘધનુષ. ૨ કુર=કુરીઆ, ચોખા. ૩ બંબારણ=ઘણું. ૪ દેવ પોઢણી અગીઆરસ તે આ ચાલુવારી ગમે તેનું ફળ. ૫ "પૃથ્વી પ્રલય થાય પણ બોલાય છે." ૬ આળ=ચિન્હ. ૭ શ્રાવણના પાંચ પાછલા દહાડા એટલે વદ ૧૦ થી અમાસ સુધીમાં વરસાદ કોઈ ચિન્હ ન માંડે તો વરસાદની આશા મૂકવી ને દુકાળ પડવાનો, માટે તમે નાથ માળવે જજો.

૨૮ ચૈત્ર તપે ને વૈશાખ વાય, તો વરસ સારૂં.
ચૈત્ર નિર્મળો સારો, ચૈત્ર વદ ૮ તથા ૧૪ નિર્મળ હોય તે સારાં.

૨૯ જો ગાજે ભડ, તો કુવા કાંઠે ખડ.[1]

૩૦ જેઠ આકરે બારે મોળા.

૩૧ ફાગણ વદ ૧ ને તે પછી પાંચમ સુધીમાં વર્ષાદ થાય તો સારા વર્ષનો કોલ.

૩૨ શ્રાવણ પંચકાના છાંટા થાય તે સારા.

૩૩ "વીજળી થઈ ઈશાની, ને રૂપીઆની કોથળી વીસારી."[2]
ઇશાની વીજળી સારાં ચિન્હ સૂચક છે.

૩૪ ભડલી તું કાં ડડલી, જેઠે વંઠયાં મૂળ;
જો વરસે શ્રવણ પંચકા, તો ફાંટ ભરાવું કુર.

૩૫ સ્વાંતિ દીવા જો બળે, વિશાખા છૂટે ગાય;[3]
ચાક ચડાવે મેદની, પૃથ્વી પ્રલે થાય.

૩૬ ગુરૂ શુક્રની વાદળી, શનિશ્ચરની છાંય;
સહદેવ કહે ભડલી, બિન વરસે નવ જાય.

૩૭ પશ્ચિમ તાણે કાચબી, રવિ ઉગમતે સૂર;
ડુંગર બાંધો ઝુપડાં, પાદર આવશે પૂર.

૩૮ જેઠ અંતર દો દહાડલા, જો કદી ગાજે ભડ;[4]
નદી કિનારે રૂખડાં, કુવા કાંઠે ખડ.

૩૯ જેઠ ગયો, અષાઢ ગયો, ને શ્રાવણ તું પણ જા;
ભાદરવો ભરી ભાગશે, જો છઠ ને અનુરાધા.

૪૦ ચોપાઈ—અષાઢ માસે દો દિન સારા, આઠમ પુનમ ઘોર અંધારા;
ભડલી કહે મેં પાયા છેહ, જીતના બાદલ ઈતના મેહ. ૬૦૧

૪૧ શ્રાવણમાં સરડાં પરડાં, ને ભાદરવાની હેલી;
જો એક વરસ આવું નહી, તો રૈયત બને ઘેલી.

---

૧ કુવાનું પાણી ઢળે તેથી કુવા કાંઠે ઘાસ થાય, બીજે ઠેકાણે ન થાય.

૨ વાણીઓ દાણા ખરીદવા ગયો, સોદો નક્કી કર્યો, તોલ કરી લેવાને આવ્યો ત્યાં ઇશાનની વીજળી થઇ, તે વાણીએ દીઠી એટલે બોલ્યો,
"વીજળી થઈ ઈશાની, ને રૂપીઆની કોથળી વીસારી."
એમ કહી ઘેર ચાલ્યો ગયો ને સોદા પ્રમાણે માલ નહીં લેતાં સોદો રદ કર્યો.

૩ દીવાળી ને ધનતેરશ.

૪ જેઠના બે દિવસ બાકી હોય, ને ભડ ગાજે તો નદીને કાંઠે કાંઇક ઝાડ તથા કુવાનું પાણી ઢળતું હોય ત્યાં ફક્ત ઘાસ દેખાય. એટલે ક્યાંયે લીલું દેખાય નહી.

૪૨ શ્રાવણ જાય કોરડો, તો કણે ભરાય ઓરડો.[1]

૪૩ શ્રાવણ સુદી સપ્તમી, સ્વાતિ ઊગે સૂર;
    ડુંગર બાંધો ઝુપડાં, પાદર આવશે પૂર.

૪૪ કર્કે ભીંજે કાંકરો, સિંહે ભીંજે પાળ;
    સહદેવ કહે ભડલીને, ટીંબે પાકે શાળ.[2]

૪૫ ઘેલી ચિત્રા કરે ખેલ, ભર ઉન્હાળે આવે રેલ.[3]

૪૬ જો વરસે સ્વાંત તો ન વાગે તાંત.[4]

૪૭ ચૈત્ર માસકા દો દિન સારા, આઠમ ચૌદશ પક્ષ અંધારા;
    ગાજ વીજ કરે ચમકારા, તો અસાડ માસ કોરા નીરધારા.

**સોરઠો**—મા તણાવ[5] તું મેહ, તારાં તાણ્યા નહીં વરતીએ;[6]
    એક સગપણ દુજો સ્નેહ, તું તાણીશ[7] તો તુટશે. ૬૦૨

૭૦૯. ભવ આખો રળ્યા, ત્યારે પારકે લાકડે બળ્યા. ૪

ભવ આખો રળ્યા, ત્યારે પારકે લાકડે બળ્યા.
ભણી ભણીને ઊંધા વળ્યા, આંઠે ઊંઠે ગોટલો.
ઊધાડે વાંસે રળ્યા, ત્યારે માંડ રોટલા મળ્યા.
જન્મારો આખો રળ્યા, ને જહનમમાં નાંખ્યું.

૭૧૦. કાગડાની ગાં–માંથી ગંગાજળ નીતરે નહી. ૯

કાગડાની ગાં–માંથી ગંગાજળ નીતરે નહીં.
માંસ ચુંથ્યે કાંઈ નાણું નિકળતાં નથી.
એ દૂધમાં કાંઈ લા કે સા નથી. ઇસ્મે મુત નહીં હે.
આપાની ઢોલકીમાં કાંઈ સા નથી.[8]
એ પાણીએ મગ ચહડે નહિ.
બકરીના ગળાંના આંચળમાંથી દૂધ નીકળે નહીં.
પાણી વલોવે માંખણ ઊતરે નહીં.

---

૧ એટલે જેઠ અષાડમાં પુષ્કળ વરસાદ પડ્યો હોય તો. ૨ શાળ એટલે કોદ અગર ડાંગર ક્યારડામાં પાણી ભર્યાં હોય ત્યાં પાકે. કર્ક રાશિ તથા સિંહ રાશિમાં વર્ષાદ થયો હોય તો પાણી એટલું પડે કે ટીંબો પણ ક્યારડા જેવો થાય ને ત્યાં ટીંબે શાળ પાકે, એ ભાવાર્થ છે. ૩ એટલું પાણી પડે કે ઉન્હાળામાં પણ રેલ જેવી પાણીની છત રહે. ૪ તાંત પીંજણમાં હોય, તે કપાસ થાય તો તાંત વાગે; પણ સ્વાંત વરસે તો કપાસ થાય નહીં ને તાંત વાગે નહીં, એ ભાવાર્થ છે. ૫ ખેંચાતું. ૬ વરતીએ=પેટ ભરીએ કે જીવીએ. ૭ બંધ રાખશું. ૮ કાંઈ દરબારને રોક આપો કહેછે. સાન્ધ્ય.

દોહરો—ઠાલાં સોગઠાં કુટતાં, ખુટયું દીપક તેલ;
તોએ સાર પામ્યા નહીં, ખટપટ આઘી મેલ. ૬૦૩

૭૧૧. બેહયાના બેલ, ને ગાંડાની ગાડી. ૫
બેહયાના બેલ, ને ગાંડાની ગાડી. જાનીનાં જોતર ને ત્રવાડીની રાસ.
સસરેકી ગાડી, સાલેકે બેલ, ઓર બંદા ઠરે સેલ.
નરસિહ મેહેતાની ગાહ્લી.
જોડકણું—અજડ[1] બળદ, અકાણો[2] સાથી;
ભાંગેલ ગાડું, તેમાં બેઠા ભીમડો ભાથી.
ક્યાંની ઈંટ, ક્યાંનાં રોડાં, ભાનુમતિને કુબા જોડા.[3]

૭૧૨. પરમેશ્વરને ઘેર સૌ સરખું છે. ૮
પરમેશ્વરને ઘેર સૌ સરખું છે. જન્મ ને મરણ ટાણે સૌની દશા એક.
રોગમાં ભાગ કોઇથી લેવાતો નથી, ભોગમાં લેવાય.
સૌનાં શરીરમાં લોહીમાંસ સરખાં છે.
રાજાનાં લીંડાં સોનાંરૂપાનાં નથી થતાં.
પૈસાદાર કાંઈ સોનુંરૂપું નથી ખાતા.
થાળી સોનારૂપાની હોય, પણ બધાંની થાળીમાં અનાજ એક.
પરમેશ્વરને ઘેર નાતજાતનો ભેદ છે નહીં.
When God created man, there was no gentleman.
All are equal in the sight of God.

૭૧૩. બહોત ગઈ થોડી રહી. ૧૦
બહોત ગઈ થોડી રહી.[4] કાઢ્યાં એટલાં કહાડવાં નથી.
હવે કાંઠે બેઠા છીએ, ગમે ત્યારે ધસી પડીએ.
મરવા સારૂ ભોંય સુંઘે છે, પણ મમત્વનો પાર નથી.
હવે પરમેશ્વર દોરી ખેંચી લે તો સારૂં.
હવે ધોળામાં ધૂળ નાંખવી નહીં.[5]
હવે ધોળાં લજવવાં નહીં.
હવે અમે થોડા દિવસના મેમાન છૈએ.
દોહરા—બહોત ગઇ થોડી રહી, થોડેમ ઘટ જાય;
એક પલકકે કારણે, બાજી ક્યું ગુમાય? ૬૦૪

---

૧ અજડ=કેળવ્યા વગરનો. ૨ અકાણો=આખાડો, મસ્તીખોર. ૩ જોડા=બનાવ્યો.
૪ ઉમર. ૫ શરમ ભરેલું કામ કરવું નહીં.

બહોત ગઈ થોડી રહી, મન આતુર મત હો;
ધીરજ સબકો મિત્ર હે, કરી કમાઈ મત ખો. ૬૦૫

૭૧૪. વાતમાં મારે, તોલમાં મારે, મૂલ્યમાં મારે વાણીઓ. ૩.

વાતમાં મારે, તોલમાં મારે, મૂલ્યમાં મારે વાણીઓ.
લોહોડું ઘાસે, લાકડું ઘાસે, ઘાસે મોટો પાહાણીઓ,
પણ કશામાં ઘાસે નહીં એક વાણીઓ.
પાશેર છેડ છાબડે, પાશેર ધડે ધાબડે;
પાશેર તોલમાં ફેર છે, પાશેર ઓછો શેર છે.[1]

૭૧૫. કાં શૈથો કે ટાલ. ૪

ધરવો જોગ ત્યારે ન જોવી વસ્તી, સાધવો ભેરવ ત્યારે મેલવી બસ્તી.
દાતારથી સુમ ભલો કે ચોખી પાડે ના.
દોહરો—કીડી ચોખો લે ચલી, વચમાં આવી દાળ;
બે વાત બને નહીં ભેગી, કાં શૈથો કે ટાલ. ૬૦૬
જોડકણું—કરવો ઉદ્યમ ત્યારે ન કરવો ખ્યાલ;
આખ્ખા એ બે નહીં બને કાં શૈથો કે ટાલ.

૭૧૬. લાકડાંની પોલની ને માણુસના પેટની ખબર પડે નહીં. ૬

લાકડાંની પોલની ને માણુસના પેટની ખબર પડે નહીં.[2]

---

૧ શેરમાંથી શેર ઓછું આપે.

૨ "જ્યસી ઉંગલી, વયસા તારં, મરે જોગી તો, રાણી પહેરે હાર."

એક વજીરના મકાનમાં તેની સ્ત્રી ઓઝલના પડદામાં રહેતી હતી. પોતાના મકાનના વાડામાં ભેંસોની કોડ હતી, ને ભેંસને દોહવા સારૂ ભરવાડ નોકર રાખેલો હતો. એક દિવસ તે ભેંસ દોહવા આવતાં પાડીને ધવરાવવા સારૂ છોડી તે હાથમાંથી છુટીને નાઠી અને રહેવાના મકાનના એક ખંડમાં પેસી ગઈ. ભરવાડ પાડી પાછળ આવ્યો, પણ પાડી ઘરમાં પેસી ગઈ તે વજીરની સ્ત્રીએ જોઈ હતી તેથી પડદા બહાર પોતાની આંગળી કહાડીને ભરવાડને કયા ખંડમાં તે ગઈ તેનો ઇશારો કર્યો, એટલે તે ખંડમાં ભરવાડ જઈ તે પાડી બહાર કાહાડી લાવ્યો અને પોતાનું કામ હમેશની માફક કરવા લાગ્યો.

વજીર સાંજરે ઘેર આવ્યો, અને પોતાની સ્ત્રી પાસે ગયો, ત્યારે સ્ત્રીને ઉદાસ જોઈ ઉદાસીનું કારણ પુછતાં, પાડી સંબંધી બનેલી હકીકત સ્ત્રીએ કહી, ત્યારે વજીરે કહ્યું એમાં ઉદાસ થવાનું કાંઈ નથી; ત્યારે બાઈએ કહ્યું, "તમે સમજ્યા નથી. મારી આંગળી ભરવાડ જોઈ ગયો માટે તે કપાવી નાંખવી એવો મારો નિશ્ચય છે, માટે તે આંગળી કપાવો નહીં ત્યાં સુધી હું ઉદાસ રહીશ." વજીરે આંગળી નહીં કપાવવા બહુ સમજાવ્યાં પણ બાઈએ માન્યું નહીં, ને આખર તે આંગળી એક હજામને બોલાવી કપાવી નાંખી.

આ ઉપરથી વજીરની સ્ત્રીના પતિવ્રત વિશે તે બાઈના સાચાં પ્રમાણે ખાતરી

## પેટમાં કોઇથી પેસી નીકળાતું નથી.

વઝીરના મનમાં થઈ તેથી સ્ત્રીપુરૂષ બન્ને ખુશીમાં રહેતાં હતાં. પોતાની સ્ત્રીના પતિવ્રતની વઝીરના મનમાં ખાતરી થવાથી વઝીરને કાંઇક ગર્વ થયો, તેથી હમ સોબતની મંડળીમાં પોતાની સ્ત્રીનાં વખાણ હદ ઉપરાંત કરવા લાગ્યા તે એક મિત્રથી સાંખી ન શકાયાથી તેણે તે સ્ત્રીના દોષ ગાયા. ત્યારે વઝીરે તે વિષે ખાતરી કરી આપવા માગણી કરી.

તે મિત્રે ખાતરી કરી આપવા હામ ભીડીને કહ્યું કે 'પંદર દિવસના ગામતરે જવાનું નક્કી કરો પછી હું તમારી સાથે આવું ને ખાતરી કરી આપું,' તે પ્રમાણે બન્ને વિચાર કરી પંદર દિવસની મુસાફરીની તૈયારી કરીને વઝીરે પોતાની સ્ત્રીની રજા માગી અને મુસાફરીએ વઝીર તથા તેનો મિત્ર ચાલ્યા.

શેહેરથી બે ગાઉ ઉપર એક ગામ આવ્યું ત્યાં વઝીર તથા તેનો મિત્ર છુપકીથી રોકાયા ને ચાકરનોકરને સામાન સાથે આગળ જઈ અમુક ગામે મુકામ રાખવા હુકમ આપ્યો.

રાત્રે વઝીર અને મિત્ર પાછા દિલ્હી આવ્યા અને વઝીરને ઘેર આવી મોડી રાતે વઝીરના ઘરમાં દાખલ થયા. ત્યાં તે બન્ને જણે ઘરમાં ધામધુમ ખીછ તરેહની જોઈ. તે વખતે વઝીર ગુસ્સામાં આવી પોતાની સ્ત્રી તથા તેની સાથેના પુરૂષને કત્લ કરી ચાલ્યા ગયા ને પોતાના નોકરો જે ગામ રોકાયા હતા ત્યાં જઈ રહ્યા. બીજે દિવસે મુસાફરી બંધ કરીને તેઓ દિલ્હી પાછા આવ્યા ત્યાં પોતાની સ્ત્રાનું તથા એક પુરૂષનું ખૂન થયાની તથા તે ઠેકાણે થયાની વાત જાણી.

બીજે દહાડે વઝીરે પોતાના ઘરમાંથી બેચાર લાખનું ઝવેરાત લઈ એક પોટલી બાંધી તેનો ગોળ દડો કરી બાકી મીલકત લુંટાવી દીધી અને દુનીઆથી વિરાગ પામી એક જોગીનો વેષ ધારણ કરી દિલ્હીથી ચાલી નિકળ્યો. મિત્ર તો પોતાને ઘેર ગયો.

ઝવેરાતનો દડો લેઇ ફરતા ફરતા વઝીર એક રાજાના શેહેરમાં જઈ પહોંચ્યો. ત્યાં કાંઇક મુદત રહ્યા પછી વઝીર જોગીએ હજ કરવા જવા વિચાર કરી પોતાની પાસેનો ડલ્લો ક્યાં મૂકવો તેની તજવીજ કરવા લાગ્યો.

ફરતાં ફરતાં બધા શાહુકારોનાં ઘર જોયાં, તેમના વ્યવહાર વિષે તથા શાખ વિષે તપાસ કર્યો તેમાં તારશા કરીને એક શાહુકારનું નામ આવતાં તેનું ઘર તથા રીતભાત વિષે બારીકીથી તપાસ કરવામાં વઝીર જોગીને તારશાની પાછળ ફરવાની જરૂર પડી. તે વઝીર જોગી તપાસ કરવા સારૂ તારશા એક સોનીની દુકાને બેઠા હતા તે સામો દૂર બેઠો. તારશા સોનીની દુકાનેથી ઘેર ગયા ત્યારે વઝીર ફકીર પણ તેની પાછળ ગયો. તારશા ઘેર પહોંચ્યો ત્યાં પોતાના કપડા ઉપર સોનાના તારનો કડકો જોયો એટલે તુરત નોકરને બોલાવી સોનીને ત્યાં આપી આવવા હુકમ કર્યો. તે જોઇ વઝીર ફકીરને ખાતરી થઇ કે તારશા ઘણો પ્રામાણિક શાહુકાર છે.

બીજે દિવસ વઝીર ફકીર તારશા શેઠને ઘેર ગયો. તારશાએ તેને આવકાર આપ્યો અને આવવાનું પ્રયોજન પૂછ્યું. ફકીરને ખાતરી થયલી તેથી છુટા મનેથી વાત કરી કે "મારે મક્કા શરીફ હજ કરવા જવું છે માટે મારી પાસે ચારેક લાખનું જવાહીર તમારે ત્યાં અનામત મૂકીને જવું છે ને તે અનામત હું ત્યાંથી આવીને લેઇશ." શેઠે કહ્યું "આવી

## કાકડી, ચીભડું કાપી જોવાય, પણ પેટ ચીરીને જોવાય નહીં.

અનામત અમે કોઇની રાખતા નથી, ને આટલું બધું જોખમ અમે કેવી રીતે રાખી શકીએ?" પછી ફકીરે અનામત રાખવા આગ્રહ કર્યો, તેમ શેઠે "ખેંચ પકડ મુજે જોર આતા હય" તેવી રીતે નહીં રાખવાનો ડોળ કર્યો. તેમ તેમ ફકીરે બહુ આજીજી કરી, ત્યારે શેઠને દયા આવી હોય, તેમ તે ધર્મનું કામ કરવા જાય છે માટે ઉત્તેજન આપવાની મેહેરબાની કરતા હોય તેમ કરી કહ્યું કે, "હું તમને એક મજબુત ઓરડી સોંપું ને એક મજબુત પેટી સોંપું તે પેટીમાં મૂકી તાળું મારી, તે પછી ઓરડીને તાળું વાસીને કુંચીઓ તમે તમારી સાથે લેતા જાઓ." ફકીરે લાચારીથી તે વાત કબુલ કરી પોતાનો ડબ્બો પેટીમાં મૂકી તાળું માર્યું, પછી તે પેટી વાળી ઓરડીને તાળું મારી બન્ને કુંચીઓ સાથે લેઇ હજ કરવા ગયો. ખરચને માટે જરૂર પડતું નાણું સાથે લેતો ગયો.

છએક મહિના પછી વજીર ફકીર હજ કરીને પાછો આવ્યો. અને તારશા શેઠને ત્યાં અનામત લેવા ગયો, એટલે શેઠે કહ્યું, "તમારી ઓરડી ઉઘાડીને પેટીમાંથી કહાડી લેઇ જાઓ." ફકીરે ઓરડી ઉઘાડી તો બરાબર સારી સ્થિતિમાં જોઇ. તેણે પેટી ઉઘાડી માંહેથી ડબ્બો મ્હાડ્યો તો, વજનમાં તેટલો જ લાગ્યો. શેઠ રૂબરૂ ડબ્બો છોડી જોતાં તેટલા જ વજનના નર્મદાના ગોળ કાંકરા ફકીરે જોયા. ફકીરે શેઠને પૂછ્યું, "આ શું?" શેઠ કહે, "તમારૂં જે હશે તે નીકળ્યું." હવે હીરા, માણેક, પાના, મોતીને બદલે કાંકરા નીકળ્યા. પોતે વજીરાત કરેલી તેથી ડાહ્યો માણસ તો ખરો જ એટલે વિચાર કર્યો કે, "મારી પૂર્વ સ્થિતિ કોઇ જાણતું નથી, મારો ફકીરી હાલ છે, તેમ તકરાર ઉઠાવવાને આધાર નથી, માટે મુંગે મોંઢે ચાલી નીકળવું ને આ ડબ્બો એમને એમ રાખી મૂકવો." ફકીર નિશ્વાસ નાંખી જે મળ્યું તે લેઇ ચાલતો થયો અને શેઠને નિરાંત થઈ.

હવે ફકીર શેહેરની અંદરના એક તકીઆમાં રહ્યો. તેણે સૂકા કે સારા રોટલા ગામમાંથી માગી લાવી ગુજરાન કરવા માંડ્યું. વર્ષેક દહાડો વીતી ગયો છે, તેટલામાં એક બાવાની જમાત, ગુરૂ તથા વીશ પચીશેક ચેલાની બનેલી, તે ગામમાં આવી. તેમણે મુકામ શેહેર વચ્ચે સારો ચોક જોઇને કર્યો. ગુરૂનું ત્યાં આસન કર્યું, અને સાથેના દેવને એક મોટા છત્ર નીચે પધરાવ્યા. અને આસપાસ ચેલાઓનાં આસન નાંખ્યાં. દિવસે ચેલા ભિક્ષા માગવા જાય, લોટ દાળ લાવે તેની રસોઇ કરી ઠાકુરજીને થાળ ધરાવી જમે, ને નૃસિંહજીનું ભજન કરી માત્ર ભક્તિમાં દિવસો વ્યતીત કરે. આપણા ફકીરે ધ્યાન રાખી દૂર બેસી આ વ્યવહાર જોયો ને પોતે તેમની ભક્તિથી રાજી થયો હોય એમ ડોળ કરી પાસેની દુકાનના ઓટલા ઉપર રાત ગુજારવા લાગ્યો, પણ રાતના તે જાગૃત રહી ખેલ જોયા કરતો.

જમાતમાં ગુરૂજી તો આસન મૂકી ક્યાંયે જાય નહીં. પણ ચેલા ગામમાં ભિક્ષા સારૂ જાય ત્યારે શેરીએ શેરી, ઘેર ઘર, તેમાં રહેનારાં માણસો, તેમની સ્થિતિ વિષે બરાબર ચોકસાથી તપાસ કરે. એમ દશેક દિવસ જમાત રહી તેમાં ચેલા ઘેર ઘરના તમામ રસ્તાના જાણીતા થઈ ગયા અને પછી ચોરી કરવા લાગ્યા. જેના ઘરમાં પેસે તેના દાગીનામાંથી એક કે બે દાગીના ઉઠાવે. રૂપીઆની થેલી હોય તો અર્ધા ઉઠાવે, ને ઘરધણીને તરત જાણવામાં ન આવે કે બૂમ કરે અથવા ગુમ થઈ ગયાના વહેમમાં પડે

## દરિયાનો તાગ આવે, પણ છ તસુની છાતીનો તાગ આવે નહીં.

એવી રીતે કાળજી રાખી ચોરી કરવા લાગ્યા. ચોરી થવાની ફરીઆદ પોલીસમાં ગઈ પોલીસ તપાસ કરે પણ પત્તો લાગે નહિ. એમ બેએક મહિના થયા તેટલામાં ચોરીનો માલ સંગ્રહ કરવાનો ખાડો ભરાઇ ગયો ત્યારે ગુરુએ કહ્યું કે "હવે આંહીથી મુકામ ઉઠાવીએ તો સારૂં છે." ત્યારે ચેલાઓએ કહ્યું, "હવે એકલા રાજાનું ઘર લૂટવું બાકી છે તેમાં ચોરી કરી આવ્યા પછી મુકામ ઉઠાવશું."

એટલામાં દિવાળીનું પર્વ આવ્યું. રાજરાણીઓ વગેરે રાજકુટુંબ ઘરેણાંના સારામાં સારા દાગીના પેહેરી હુંબેહુંબે થઈ દર્શન કરવા નીકળ્યું તે દાગીના ચેલાઓએ જોઈ એક બે દાગીના લેવા ઠરાવ કર્યો. રાત પડી સૌ સુઇ ગયું, સોપો પડ્યો એટલે બે ચેલા રાજમંદિર તરફ ચાલ્યા; ચંચળાઇથી રાજાને શયન કરવાના બંગલા નીચે જઈ ખિલાડી નાંખી ઉપર ચઢ્યા. બંગલામાં રોશનીથી અજવાળું ઝોકાર થઈ રહ્યું હોવાથી સુતી વખતે ઉતારી એક પાટ ઉપર મૂકેલા દાગીના ચેલાની નજરે પડ્યા તેમાંથી અમૂલ્ય હીરાનો હાર ઉઠાવી તે નીચે ઉતરી આવ્યા. રાજરાણી તો નિદ્રાવશ હતાં.

સવારમાં ઉઠતાં વેંત દાગીના લેવા રાજરાણી ગયાં તો રાણીએ પોતાનો બહુ જ કીમતી હાર જોયો નહિ. રાણીએ બૂમ પાડી કે, 'મારો હાર નથી.' રાણી કહે, 'મારો હાર આવે તો જ અન્ન લેવું.' એમ પ્રતિજ્ઞા રાણીએ કરી અને રાજાએ બહુ તપાસ કરાવવા માંડી. તેટલામાં વગર ફકીર ટેલ નાંખતો નાંખતો નીકળ્યો. તે ટેલ એવી હતી કે સૌનાં મન તે સાંભળવાને ખેંચાય. "જયસા ઉગલી, વયસા તાર, મેરે જોગી તો રાણી પેહેરે હાર." આ ટેલ રાજાએ સાંભળી, ફકીરને પાસે બોલાવ્યો ને પૂછ્યું, 'આ ટેલનો ભેદ શો છે?' ત્યારે ફકીરે કહ્યું, "બીજી વાત પછી કહીશ, પણ તમારી રાણીનો હાર બાવા જોગીના ચેલાઓએ લીધો છે; તેમના ગુરુના આસન નીચે ખાડો છે તેમાં રાત્રે આવીને પડ્યો છે. માટે જોગી તથા ચેલાને પકડો, કેદ કરો ને ખાડો તપાસો."

તુરત રાજાએ દિવાનને હુકમ કર્યો, દિવાન તપાસ કરવા ગયા, તો જોગી ગુરુ ગાંજાની ચલમનો દમ લગાવી આંખો રાતી ચોળ કરી બોલ્યો કે, "હમણાં પટ્ટણ સો દટ્ટણ કરી દેઇશ," વગેરે ઈશ્વરી ચમત્કારની ધમકી આપવાથી દીવાન પાછો આવ્યો. પછી પોલીસ અમલદાર બહાદુર રજપુત હતો તેને મોકલ્યો, તેણે જોગીની ધમકીને નહીં ગણકારતાં ગુરુને લાત મારી આસન ઉપરથી ખસેડી નાંખ્યો. દરેક ચેલાને બબ્બે પોલીસનાં માણસ વળગાડી દીધાં, ને આસન ઉપરથી ધુળ ખસેડીને પાટીઆનો માંચો ખસેડ્યો એટલે નીચેથી હાર રાણીનો પહેલો જ હાથ આવ્યો. તે દરબારમાં મોકલી દીધો અને ખાડામાં લોકોના સોનાના દાગીના, રૂપીઆ, સોના મ્હોરો ખદબદતી જોઇ બધા લોકોને બોલાવી સૌ સૌના દાગીના ઓળખી ખાતરી કરી સૌને સોંપી દીધા. અને ગુરુ તથા ચેલાનું કામ ચલાવીને અધિકારીએ સજા કરી.

ફકીર ઉપર રાજાની મેહેરબાની થઇ ત્યારે "ઉગલી" પોતાની બાયડીએ પોતાની આંગળી પરપુરુષ જોઇ જવાથી પોતાનું પતિવ્રતાપણું સિદ્ધ કર્યું, પણ તે રાંડ બહુ જ દુરાચરણી નીકળી તેથી બાયડીને પણ ઠેકાણે કરી પોતે ફકીર થઇ ચાલી નીકળ્યો, પોતે

રાજાના ચિત્તની, ને કૃપણના વિત્તની ખબર પડે નહીં.
ગોરીઆના ગુણ પેટમાં છે.[1]

૭૧૭ વાટચું ઓસડ ને મુંઓ જોગી તેની જાતભાત કોઈ જાણે નહીં. ૯

વાટચું ઓસડ ને મુંઓ જોગી તેની જાતભાત કોઈ જાણે નહીં.
વખાણી ખીચડી દાંતે વળગે. બહુ વખાણે બગડે.
જાત બે, સ્ત્રી ને પુરૂષ; અમારી જાત મનુષ્યકી.
કજાતને મોંઢે ચડાવ્યો, મ્હો ઉપર હગી ભરે.
દેશ જાય, પરદેશ જાય, પણ વખાણથી ન જાય વાલો, તેનું નામ ચોથો ડાલો.
ફૂલાવ્યા ફૂલે તે વિચાર વગર હુલે.
દોહરા—નદિ નાળાં ને રૂપિ કુલાં, કામિની ને કમળાં;
એતા અંત ન લીજીએ, (જો.) ઘર વાંચો કુશળાં.[2] ૧૦૭
જાતભાત પૂછે નહીં કોય, હરકું ભજે સો હરકો હોય;
જાત મનાવે પગે પડે, કજાત મનાવે શિરપર ચહડે.[3] ૧૦૮

૭૧૮. સુખે સુવે જેને શિર બાપ. ૬

સુખે સુવે જેને શિર બાપ. સુખે સુવે જંગલમાં સાપ.
સુખે સુવે રાજાનો પુત, સુખે સુવે જોગી અવધુત;
સુખે સુવે સલક્ષણી નાર, સુખે સુવે જે પતિ ગમાર.
ધરાયલો સિંહ સુખે સુએ. અઘોરીને સદા ઉંઘ.
નિશ્ચિતને સદા નિદ્રા.

૭૧૯. માણસ તો બધાં સારાં, કોઇ કોઇને ને કોઈ કોઈને. ૪

માણસ તો બધાં સારાં, કોઇ કોઇને ને કોઇ કોઇને.
માકુ તો મીડે એ ભલા, કોઇ કેને ને કોઇ કેને.
જેને જેની પાસે માગણું, તે તેને ભલો. ચોર પણ ચોરને ભલો.

---

હીરા, માણેક, મોતી, પાનાં ચાર લાખનાં લાવેલ તે તારશાને ત્યાં મૂકેલાં તે ઝવેરાત કહાડી લઇ કાંકરા આપ્યા તે દેખાડ્યા; ને ત્યાર પછી શેહેરમાં ફકીરી લાગથી જોગી તથા ચેલાની ચરચા કરતો હતો. તે સર્વે વાત કહી. રાજાએ યુક્તિપ્રયુક્તિ કરી તારશા પાસેથી બધો માલ ફકીરને પાછો અપાવ્યો. આ પ્રમાણે માણસના પેટની અને લાકડાની પોલની ખબર પડતી નથી, તેનો આ દાખલો છે. "ઉજળું એટલું દુધ" સમજી વિશ્વાસ કરતી વખતે પુરો તપાસ કરીને માણસે દુનીઆમાં કામ કરવાનું છે.

૧ ગોરીઓ=બળદ. ૨ મૂળ કે એબ શોધવામાં અંત લેવો નહીં. ૩ ખરી જાત તો માણસનું કુલીનપણું, જાતને માન આપીએ નમ્રતા રાખે, કજાતને ચડાવીએ તો માથે ચડે ને બહેકી જાય.

૭૨૦. કાઠીઆવાડમાં સાધારણ વર્ગના લોકો બીજનાં દર્શન કરી માગે છે. ૧

બીજ માવડી, ચુલે તાવડી, બે બળદ ને એક ગાવડી.[1]

૭૨૧. કુકડો હોય તો જ શું વહાણું વાય? ૪

કુકડો હોય તો જ શું વહાણું વાય?
આ દુનીઆમાં કોઈ વગર અટકું રહેતું નથી.
મોટા રાજા ચાલ્યા ગયા, પણ દુનીઆમાં કામ તો ચાલ્યા જ કરે છે.
દુનીઆનાં કામ તો અટકતાં જ નથી.

૭૨૨. એમને તો મોવાળે ગાંઠ્યો બંધાણી છે. ૫

(ધાટી, જીવજાન મૈત્રીના સંબંધી કહેવતો.)

એમને તો મોવાળે ગાંઠ્યો બંધાણી છે. એક હગણીએ હગે છે.
ખોળીઆં જુદાં છે, જીવ એક છે.
મારાં તારાંનો ભેદ નથી. મળે તો મન મળે, ન મળે તું શરીર.

૭૨૩. ઓડું અથવા નિર્માલ્ય માણસ સંબંધી. ૪

(ખેતરમાં ચાડીઆને પણ ઓડું કહેવાય છે.)

એ તો ઓડું શણગારી બેસાર્યું છે.
ઓડાને[2] ખોળીઆમાં જીવે જીવ, બીજે જીવ નહીં.
અમને રાખ્યાં છે તમારે કાજે, તમે રહ્યાં છો અમારી લાજે.[3]
તમે આવશો આંહીં, તો અમમાં નથી કાંઈ.

૭૨૪. જે જેનો પરોણો તે તેનો પરમેશ્વર. ૧૨

(ઘણું માન દેવા યોગ્ય.)

જે જેનો પરોણો તે તેનો પરમેશ્વર.
અતિથિ આવે, તેનો આદરસત્કાર કરવો.
ઘર પ્રમાણે મેહેમાન, મેહેમાન પ્રમાણે ઘર નહીં.
મોંઘાં ઘી મેહેમાન જમે. ઘરનો રોટલો બહાર આવો છે.

---

૧ ચુલે તાવડી, એટલે મેહેમાન જો કાયમ આવે તો ચુલે તાવડી કાયમ રહે, એવી ઇચ્છા કાઠીઆવાડના લોકોને હતી. તે વખતને લીધે કાઠીઆવાડ મેહેમાની અથવા પરોણાગતને માટે પ્રખ્યાત થયું હતું. કાઠીઆવાડની મેહેમાની તે દિવસોમાં વખણાઇ ગઇ હતી.
૨ ખેતરમાં ઓડાંને અંગરખો, પાઘડી પેહેરાવી ઉભાં કરે છે તેમાં જાનવરને ડરાવવાનો હેતુ છે, તેવા ઓડાંવાળા ખેતરને શોહેરે હરણ આવ્યાં તેને ઓડું કહે છે. ૩ લાજ=શરમ.

મન દેખી મેહેમાન આવે. માગીને પણ મેહેમાન સાચવવો.
મેહેમાનનો અચો, ખમે તે કાંઈ કાચા પોચાનું કામ નથી.
મેહેમાન દિવસવાળાને ઘેર હોય.

દોહરા—ભાણા ખડ ખડ ને લોહ જડ, આવતડાં પઇઆં;[1]
એટલાં વાનાં જાળવે, જેનાં વજરમે હઇઆં.[2] ૬૦૯
ચડતા દિનું પારખું, ઘેર આવે મેહેમાન;
પડતા દિનું પારખું, ઘેર ન આવે શ્વાન. ૬૧૦

સોરઠો—આવતડાં એંધાણ, મળવામાં માઠપ કરે;[3]
એ શું પાથરશે પ્રાણ,[4] સાચું સોરઠીઓ ભણે. ૬૧૧

૭૨૫. નફટ મેહેમાન તેવો જ ઘરધણી હોય તે વિષે. ૫

મેહેમાન આવ્યા, મળ્યા, બેઠા એટલે ઘરધણી બોલે છે, "ભાઈ જમીને આવ્યા છે, માટે પાણીનો લોટો લાવો."
મેહેમાન બોલ્યો, "માંહે દાતણ નાંખતાં આવજો."

મેહેમાન આવ્યા, એટલે ઘરધણીએ રોટલો ઘડી તાવડીમાં નાંખ્યો, તે વખતે બોલ્યો. "ચડ રોટી ચાર માસ." એટલે મેહેમાન બોલ્યો, "બેસ ગાં- બાર માસ."

હસતાંએ પરોણો, ને રોતાંએ પરોણો,
આવ્યા છે તે ખાધા વગર કાંઈ જશે?

---

૧ પઇઆં=મેહેમાન. ૨ વજરમે=વજ્રમય, કઠણ, દૃઢ. ૩ મળવામાં ઠેર રહે એ આવકારની નિશાની. ૪ પ્રાણને દુઃખ દેઇ શું મેમાની કરે? આવકારની નિશાનીમાં મળવામાં વાર લગાડે અગર ઠંડાઇ દેખાડે તે માણસ પોતાના પ્રાણ પાથરીને શું મેહેમાની કરે? એમ સાચું સોરઠીઓ કહે છે.

એક ગૃહસ્થને ઘેર પરોણો આવ્યો તે સવારના જમવાના વખતની લગભગમાં આવ્યો. ઘરધણી આવકાર દઇને મળ્યા, કુશળ સમાચાર પૂછી બેઠા એટલે ઘરધણીએ કહ્યું કે, "મેહેમાન જમીને આવ્યા હશે માટે પાણીનો લોટો ભરી લાવો," ત્યારે મેહેમાન બોલ્યો કે, "માંહે દાતણ નાખતાં આવજો." તે એમ બતાવવાને કે દાતણ સરખું કર્યું નથી, તો જમ્યા તો ક્યાંથી હોય જ, ત્યારે ઘરધણીને ફરજ પડવાથી પરોણાને જમાડવો પડ્યો.

ઘરધણી કહે છે "મેહેમાન જમીને આવ્યા હશો માટે પીવાનું પાણી લાવો." મેહેમાન કહે છે "માંહે દાતણ નાખતાં આવજો." દાતણ કર્યા પછી કાંઈ ખવાય એવો નિયમ હિંદુસ્તાનમાં છે.

### બીજી વાત

એક દરજીને ઘેર મેહેમાન આવ્યા ત્યારે ઘરધણી તથા તેની સ્ત્રી બહાર ગયાં. એટલે મેહેમાન પણ બહાર નીકળ્યા ને કૂચીના બારણાની સાંકળ ચડાવી ત્યારે ઘરધણી અને

આઓ, જાઓ મેહેમાન, એ ઘર હે તુમારા;
ગાંઠકી ખાઓ ખીચડી, બળતણ હમારા.
કોઈ આકે પૂછે કે, એ કોન હે? મેહેમાન હમારા.

૭૨૬. વરણાગીમાં વાળ. ૬

(આછકડાઈ સંબંધમાં)

તેજાનામાં તમાકુ, વરણાગીમાં વાળ;
સંભળાતું તે નજરે દીઠું, આવ્યો કળી કાળ.
તેજાનામાં તમાકુ, વરણાગીમાં વાળ;
જુવાનીમાં જુઓ, ભાઇબંધીમાં ગાળ.

આંબાનું બી ગોટલો, ને છીનાળવાનો ચોટલો.
હલકો વર્ણ ન હોત તો, આછકડાઇને લડાવત કોણ?
આછકડું અધુરૂં લાગે.
મોવાળા ઘરની ખેડ, જ્યારે રાખીએ ત્યારે તેટલા.

૭૨૭. મુંબઈ માસ્તર, હાથમાં છત્તર ને ખીસામાં પત્થર. ૨

મુંબઈ માસ્તર, હાથમાં છત્તર ને ખીસામાં પત્થર.
મુંબઈ માવલી, કમાય રૂપીઓ, ત્યારે પલ્લે રહે પાવલી.

૭૨૮. ભિડી કરીઆવર તે કરે જે દીઠા બાપ ઘેર. ૫

ભિડી કરીઆવર તે કરે જે દીઠા બાપ ઘેર.
બાપદાદે દીઠું નથી, તેની નજર હલકી.
બાપદાદે જોયું હોય, ને પાસે ન હોય તોપણ નજર ઊંચી.
એ તો કર્યાકામના ધણી છે.
છપ્પન વખારીઆ ને ભારો કુંચી, પાસે ન મળે, પણ નજર ઉંચી.

---

તેની ધણીઆણીને ખાતરી થઇ કે મેહેમાન ગયા પણ મેહેમાન ફળીની વંડી ઉપર ચડી ઘરમાં પેઠા ને મેડા ઉપર ચડીને સુતા. દરજાણ પાછી આવી ને ફળીના કમાડની બહારની સાંકળ ચડેલી જોઇ જાણ્યું કે, મેહેમાન તો ગયા છે, એટલે સાંકળ ઊઘાડીને ઘરમાં આવી, ને પાછળ દરજી પણ આવ્યો.

દરજી સ્ત્રીને કહે છે, હું કેવો ડાયો કે ગજ લેઇ ધાયો.[1]
દરજાણ બોલી, હું કેવી મતિલી કે સુપડું લેઇ જતી રહી.
મેહેમાન બોલ્યા, અમે કેવા હુતા કે મેડે ચડી સુતા.
(આ નફટ મેહેમાન ને નફટ ઘરધણીના દાખલા છે.)

---

૧ ધાયો=નાઠો.

૭૨૯. પંથ વર ભાગે હાડ, બીજ વર લડાવે લાડ. ૩

પંથ વર ભાગે હાડ, બીજ વર લડાવે લાડ;
ત્રીજ વર કલ્લી સાંકળાં, ચોથ વર મરણ લાકડાં.
એક ગોરીનો નાવલો, હીંડે જાણે કળાયલ મોર;
બે ગોરીનો નાવલો, હીંડે જાણે હરાયું ઢોર.
બે બાયડીનો વર ચુલો ફૂંકે.

૭૩૦. માથે બહુ દુઃખ પડે છે ત્યારે વપરાતાં વાક્યો. ૭

માથે છાણાં થપાણાં. રવ રહી.
માથે છપ્પનના પાટા પડ્યા.
રામકહાણી થઈ. દુઃખનાં ઝાડ ઊગ્યાં. માથે હરણ બેઠાં.
માથે દુઃખના ડુંગર પડ્યા, દુઃખના દરીઆ છલ્યા.

૭૩૧. ગુણચોર અને નિમકહરામની એક દશા. ૫

ગુણચોર અને નિમકહરામની એક દશા.
ખુટલને ખાસડાં જ હોય. કૃતઘ્ની અને વિશ્વાસઘાતી મહા પાપી.
ગુણચોરને માટે પરમેશ્વરને ઘેર પણ જગ્યા નથી.
કુતરાને રોટલો નાખ્યો હોય તે પણ ગુણ કરે.[1]

૭૩૨. મા પૂછે આવતો, બાયડી પૂછે લાવતો. ૫

મા પૂછે આવતો, બાયડી પૂછે લાવતો.
જણનારી તે જીવ આપવાની, પરણનારી પોક મૂકવાની.
દહાડા ઉપર દહાડો જાય, આવરદામાં ઓછો થાય.
મા જાણે મોટો થાય, બાયડી જાણે લાવતો થાય.
મા રૂવે બાર માસ, બાયડી રૂવે માસ છ માસ, ને બેહેન રૂવે વારતહેવાર.

૭૩૩. વાટે જાતાં વઢવાડ વોહોરે તેવા છે. ૧૦

વાટે જાતાં વઢવાડ વોહોરે તેવા છે. ઊછીના કજીઆ લેવા.
ચહડાવ્યા ચપણ લે તેવા છે.
મીઆં મસાલા વગર રહ્યા છે.
મસાલો મળે તો મીઆં ઊડે તેવા છે.
કર અટક્યા એટલે હેઠા બેઠા છે. કજી તો બોય પગ અળગા નથી.
ટટળી રહ્યા ઊપર જોર ચાલતું નથી. ટીંગાણા ઉપર જોર નહીં.
કાણા પંડ્યા નમસ્કાર, તો કહે વઢવાના ચાળા.

---

૧ કૃતઘ્ની માણસ તેથી પણ નીચો.

૭૩૪. આદુ ખાઈને લાગ્યો છે. ૭

આદુ ખાઈને લાગ્યો છે. કેશવદાસના ઘોડાની પેઠે મંડ્યો છે.
રાતદિવસ લાગ્યો છે. ઘડી સાસ ખાતો નથી.
ચહડે ઘોડે આવ્યો છે. આંટા ખાઈ આંગણું ખોદી નાંખ્યું.
જરા ઘોડા તાણી બાંધ.[1]

૭૩૫. બાજરી, બાવટા, વાલ વિષે. ૧૧

બલિહારી તારી બાજરા, જેનાં મોટાં પાનઃ
ઘોડે પાંખો આવીઓ, બુઢ્ઢા થયા જુવાન. ૧
બાજરી મારો ઉંચો છોડ, મારે માથે ટોપી;
મારો ગુણ ક્યારે જણાય, કે ખાય દૂધ ને રોટી. ૨
બાવટો કહે હું ઝીણો દાણો, દેખીતા તો રાઈ;
બાર મહિના મને સેવે, તો ખોખા કહાડું સાહી. ૩
વાલ કહે હું મોટો દાણો, ઘણાં લાકડાં બાળું;
ચાર દિવસ મને સેવો, તો સભામાં બેસતો ટાળું. ૪
વાલ[2] કરે તાલ, ને મગ કરે પગ.
મગ કહે હું લીલો દાણો, મારે માથે ચાંદું;
મારો ખપ ક્યારે પડે, કે માણસ હોય માંદું. ૫
મગ કહે હું લીલો દાણો, મારે માથે ચાંદું;
બેચાર મહિના ખાય તો, માણસ ઉઠાડું માંદું. ૬
મઠ કહે હું ઝીણો દાણો, મારે માથે નાકું;
મારી પરખ ક્યારે પડે, કે ઘોડું આવે થાક્યું.[3] ૭
મકાઈ કહે હું મોટો દાણો, મારે માથે ચોટી;
મારી પરખ ક્યારે પડે કે, ઘેર દુઝે ઝોટી.[4] ૮
ઘઉં કહે હું રૂડો દાણો, મારે માથે ચીરા;
મારી પરખ ક્યારે પડે કે, બેહેન ઘેર આવે વીરા.[5] ૯
લાંગ ભાગે ટાંગ, વટાણા વાયડા ઝેર.

---

૧ સાસ ખા. ૨ વાલ વાયુ વધારે ને મગ દસ્ત કરે. ૩ મઠ ઘોડાને વધારે ગુણકારી છે, ને ઘોડાને તે ખવરાવવામાં આવે છે ત્યારે ઘોડું પુષ્ટ થાય છે. ૪ ઝોટી=ભેંસ. ભેંસના દૂધ સાથે મકાઇનો રોટલો ખાવામાં આવે છે ત્યારે સ્વાદિષ્ટ લાગે છે. ૫ બેહેનને ઘેર ભાઈ જાય ત્યારે બેહેનનું હેત ભાઈ ઉપર વધારે હોવાથી બેહેન અનેક પ્રકારનાં ભોજન બનાવે. જેવાં કે ઘેબર, સૂતરફેણી, જલેબી, સેવો, લાડુ, ચોરસું, શીરો વગેરે, આ સર્વ ચીજો ઘઉંની થાય છે.

૭૩૬. ગાણું ગરાસીઆનું, ખાણું વાણીઆનું. ૩

ગાણું ગરાસીઆનું, ખાણું વાણીઆનું.

વાણીઓ વરઘોડે, વોહોરો રોડે.[1]

દોહરો—રાજપુતાણીનો રાસડો, કાઠિયાણીનો કાપ;
વાણીઆનું વગોણું, સાધુ જનનો શાપ. ૬૧૨

૭૩૭. બારા ગાઊંકા ચોધરી, તેરા ગાઊંકા રાવ. ૨

બારા ગાઊંકા ચોધરી, તેરા ગાઊંકા રાવ;
અપણે કામ ન આયા, મન માને વહાં જાવ.

અગાડીકા દુલા, પીછાડીકા રાવ;
અપણે કામ ન આયા, દિલ ચહાવે વહાં જાવ.

૭૩૮. શુકન એ વેહેમ હોય કે ખરું હોય, તે ચર્ચા આ સ્થળે ઘટતી નથી. પણ બધા દેશમાં ને સુધરેલા લોકોમાં થોડેઘણે અંશે એ વેહેમ છે. તેમ ગુજરાતમાં છે તે સંબંધે લોકોમાં જે વધારે પ્રચલિત છે તેવાં થોડાં ઓઠાં લખ્યાં છે. ૩૫

માંકડ મુછો માંજરો, હૈયે ન હોય વાળ;
તેને શુકને ચાલીએ, તો નિશ્ચે ખૂટે કાળ.[2] ૧

રવિ તાંબુલ, સોમે દર્પણ, ધાણા ચાવો ધરણીનંદન;
બુધે ગોળ, ગુરૂએ રાઈ, શુક્રવાર સરસવ ખાઈ;
શનિવારે વાવડીંગાં ચાવે, તે કામ કરી ઘેર નિશ્ચે આવે.[3] ૨

આદિત ફાટે, સોમ જળે, મંગળ પહેર્યું પીડા કરે;
લુગડાં પહેરે ત્રણ વાર, બુધ, ગુરૂ ને શુક્રવાર.[4]

શનિ પંથા શનિ ગ્રંથા; વિદ્યારંભે ગુરૂ શ્રેષ્ટ.

પુનેમનો[5] પડવો, અમાસની બીજ,[6] વણ પૂછ્યું મુહૂર્ત્ત તેરશ ને ત્રીજ.[7]

શુક્રની રાત, કદી ન કરીએ વાત.

---

૧ વાણીઓ વરઘોડામાં ખરચ વધારે કરે. વોહોરો મકાનમાં ખર્ચે. ૨ મૃત્યુ થાય. ૩ રવિવારે તાંબુલ, એટલે પાનસુપારી ખાઇને, સોમવારે દર્પણમાં મ્હો જોઇને, અને મંગળ કે ભોમ ધાણા ચાવીને, બુધવારે ગોળ, ગુરૂવારે રાઇ, શુક્રવારે સરસવ ને શનિવારે વાવડીંગાં ચાવીને જે માણસ શેહેરમાં કે બહારગામ જાય, તે કામ સિદ્ધ કરીને ઘેર આવે એવો ભાવાર્થ ઉપરના ગોખરાનો છે. ૪ આ કહેવત લુગડાં પેહેરવા વિ૦ છે, આમાં શનિવારનું કહ્યું નથી, પણ લોકમાન્યતા એવી છે કે શનિ નઠારો વાર છે, માટે પેહેર્યું હોય તો ઉખડે નહિ અર્થાત્ લાંબું ચાલે. ૫ કૃષ્ણ શુદ ૧૫ પછી વદ પડવો. ૬ અમાસની બીજ તે અષાડ શુદ કે કાર્તિક શુદ બીજ. ૭ ત્રીજ=વૈશાખ શુદ ૩, અક્ષયતૃતીયા. તેરશ=ધનતેરશ.

સારાં શુકન.

બેહેડું ભરી પાણીઆરી (સૌભાગ્યવતિ) મળે. ખર ડાબો, ને વસિ-યર (નાગ) જમણો.

ઘોડા ઉપર સવાર બેઠેલો મળે, ધોબી ધોયેલાં લુગડાં લઈ મળે.

માટીનો ટોપલો, ગાડું કે છાલકું મળે. જોડેલું ગાડું મળે.

વાછડા સહિત ગાય મળે. હથીઆરબંધ માણસ મળે.

ચાંદલો કરેલો વિપ્ર મળે. ફૂલની છાબ સહિત કોઈ માણસ મળે.

માછલી મરેલી મળે તે શુકન સારાં પારસી લોકોમાં.

જમણાં હરણ ઊતરે, ને જમણાંથી પાછાં ડાબાં ઊતરે તે સારાં.

કુંભ,[1] તેરવા,[2] ચીબરી, હનુમંત ને હરણાં;
એતાં જો મળે તો ભલાં જમણાં.

કાન કરે કુતરા, મીંદડી આડી જાય;
જો આવે છીંક તો ચાલતાં થંભી જાય.

ग्रामे वामप्रयाणे रासभशब्दोपि मङ्गलं कुरुते ॥ [3]

ખરાબ શુકન.

રાંડીરાંડ બાઈડી મળે. લાકડાંની છાણાંની ભારી મળે.

ચાલતી વખતે છીંક થાય. સામો ભેંસો, સેવડો કે ટપલાકુટ કુંભાર મળે.

ચાલતી વખતે કુતરૂં કાન ફફડાવે, બિલાડી આડી ઊતરે.

ડાબો કાગડો બોલે. ડાબી કે પાછળ ચીબરી બોલે.

આટો કુટો ને ઘી ઘડો, છૂટા કેશી નાર;
વગર ટીલે વિપ્ર મળે, તો નિશ્ચે ખૂટે કાળ.

અમાવાસ્યાને રોજ હજાર કામ હોય પણ બહારગામ જવું નહીં.

દોહરો—ડાબી ભેરવ[4] કળકળે,[5] જમણાં લાળી[6] થાય;
તે શુકને જો ચાલીએ, તો નિશ્ચે ભુંડું જણાય. ૬૧૩

**શુકનનો વહેમ નથી એમ પણ કહી શકાય છે તે સંબંધમાં વાક્યો**

શુકનથી શબ્દ[7] આગળા.[8] મનમાં કામ કરવાનો કે જવાનો ઉલ્લાસ આવે તો શુકનની જરૂર નહીં.

---

૧ કુંભ=ઘડો. ૨ તેરવા=દેવચકલી, કાળા રંગની પુંછડી ઉંચી નીચી કરે છે તે. ૩ ગામ જતાં ગધેડો ડાબો ભુંકે તે પણ મંગળ કરે છે. આવા શુકનને માટે તો ગ્રન્થ છે. પણ લોકોમાં બહુ જાણીતા મારા જાણવામાં છે તે લખ્યા છે. ૪ ભેરવ=ચીબરી. ૫ કળકળે=બોલે. ૬ લાળી=શિયાળનું રોવું. ૭ શબ્દ=સારૂં વાક્ય કે આશીર્વાદ. ૮ આગળા=સરસ, વધારે સારા.

ગોઝીરે શુકન નહીં.[1]

દોહરા—શુકન શુભાશુભ જબ ભયે, હોય સબકો કામ;
તબ હમ સુન્યો પુરાનમેં, લહન કૃષ્ણકો નામ. ૬૧૪
જબ રિપુ આયે નગર સન, કન્યા કાલ વ્યતીત;
તબ મુહૂર્ત્ત અરૂ શુકન પુનિ, ન લખ્યો શાસ્ત્ર કહીત. ૬૧૫

૭૩૯. જ્યોતિષના બે ભાગ છે, ગણિત અને ફલાદેશ.[2] ૧૦

હુરમખાને[3] ચશમખોરા, માલખાને[4] મુસ્તરી;
કરમખાને[5] જમી ફરજંદ, કબજ કર લે મેદની. ૧
કિં કુર્વંતિ ગ્રહા સર્વે, યદિ કેંદ્રે[6] બૃહસ્પતિ. ૨
પડવે મૂળ ને પાંચમ ભરણી, આઠમ કૃત્તિકા, નોમ રોહિણીઃ
દશમે અશ્લેષા સહી, પાંચે જ્વાલામુખી યોગ કહી.[7] ૩

દોહરો—જણે માતા તો જીવે નહીં, વસે તો ઉજડ થાય;
નારી પહેરે ચુડલો, કે બાંહ્ય સમૂળો જાય. ૬૧૬

---

૧ લૂંટ અગર ધાડની બૂમ પડતાં વારે ચડતી વખત. ૨ તેમાં ફલાદેશ જાણવામાં લોકોને સ્વાર્થ રહેલો હોવાથી તે વિષે લોકો વધારે ધ્યાન આપે છે. અને તેથી ફલાદેશનો વિષય લોકો જાણવા ચાહે છે. તે સંબંધમાં લોકોમાં જે કાંઇ વાક્યો કે કવિતાના રૂપમાં ચાલે છે તે દૂહાદિ લખ્યા છે.

૨ બાળકનો જન્મ થાય છે ત્યારે વખત લઇ જન્મ ટાણે જે ગ્રહ જે રાશિમાં હોય તે રાશિમાં મૂકીને જન્મકુંડલી તૈયાર કરવામાં આવે છે. રાશિ બાર છે તેથી કુંડલીનાં ખાનાં બાર છે. પહેલું લગ્નશરીર, બીજું દ્રવ્યભુવન, ત્રીજું પરાક્રમ તથા બાંધવ, ચોથું મા, ઘર તથા પશુ, પાંચમું બુદ્ધિ સંતાન, છઠ્ઠું રોગ, શત્રુ તથા મોસાળ, સાતમું સ્ત્રી તથા પરદેશગમન, આઠમું આયુષ્ય, નવમું ભાગ્ય તથા ધર્મ, દશમું રાજ તથા પિતા, અગીઆરમું લાભ, બારમું ખરચ, વ્યય. એવી કુંડલીમાં જ્યાં તે ગ્રહ આવ્યા હોય તે પ્રમાણે માણસની જીંદગીના બનાવોનું ભવિષ્ય કહેવાય છે. ૩ સાતમા ખાનામાં શુક્ર હોય, ૪ માલખાનું બીજું તેમાં શનિ હોય, ૫ કરમખાનું એટલે રાજખાનામાં મંગળ હોય, તેવા ગ્રહવાળો પુરૂષ પૃથ્વીને જીતી લે તેવો થાય. ૬ જન્મકુંડળીમાં પહેલું, ચોથું, સાતમું અને દશમું એ ચારે કેંદ્રસ્થાન કહેવાય છે. તેમાંથી એક સ્થાનમાં બૃહસ્પતિ પડ્યો હોય તો બીજા નબળા ગ્રહ હોય તો પણ નડી શકે નહીં. ૭ એ પાંચ જ્વાલામુખી યોગમાં બાળક જન્મે અગર કોઈ શુભ કામ કર્યું હોય તો, તેના પરિણામ સંબંધમાં,

વાવ્યું તો ઊગે નહી, નીર કુવે[1] નવ થાય;
નવ જાણ્યું તેં જોશીઆ, જોશ કેમ જોવાય?
શ્રાવણ ઘોડી, ભાદ્રુ ગાય, મહા મહિને ભેંસી વિયાય, તો ધણી મરે કે જણનારી જાય.[2]
ચોથ ચૌદશનો[3] ચોપાયો, હાણ કરે પુનમનો જાયો.
જો હોય રાહુ દશમો, શું કરે વેરી વસમો?
બુધ વાસે ને બુધ ચાસે, બુધ ગામ ન જાશે.
બુધે વોળાવી બેટી, તે ફરી કદી ન ભેટી.

૭૪૦. આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી. ૧૭

આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી.
બારે માસ ભોગવે એ બેય, બીજે ઘેર આવી ગઈ રેહેય.
આને તેને વિધિનિષેધ.
ગ્રહણમાં રોટલા ઘેંસ અભડાય, પક્વાન્ન અભડાય નહીં.
તળ્યું ને તાવ્યું, વૈકુંઠથી આવ્યું.
જગન્નાથજીનો પ્રસાદ લેતાં આભડછેટ નહીં.
ઓષધાર્થે મદિરા પીવામાં બાધ નહીં.
રોગ મટાડવા, માંસાદિકના ઓસડનો છોછ નહીં.[4]
વૈષ્ણવ જાણે સમર્પણી, બ્રાહ્મણ દેખી ભડકે;
છોકરાનો બાંધે ટાંટીઓ, રખે મુવો અડકે.
વદાશું વદે, ને અણવદાશું ફોક;
ચામડાના જોડા ને ચામડાની બોખ.
બ્રાહ્મણની નાત જમે ત્યારે ચામડાથી અભડાય, ઘીના કુલ્લાની આભડછેટ નહીં.
ઘી ભંગીઆની તાવણનું સૌને ખપે.[5]
દેવમંદિર બીજું ચામડું ન લઈ જવાય, ઢુકડ સારંગીને બાધ નહીં.

---

૧ એ યોગમાં કુવો ગાળવા માંડ્યો હોય તો. ૨ ઢોર વિયાય તેનાં મુહૂર્ત. ૩ ચોથ ચૌદશે ખાટલો ભર્યો હોય, ને પુનમને રોજ દીકરો અવતર્યો હોય તો હાનિ કરે. જ્યોતિષનો વિષય એવો અગાધ છે કે તેનો કોઈ ભાગ આંહી લખવાને સમાસ નથી, માટે લોકોમાં ચાલતી કહેવતો જાણી તેટલી લખી છે. ૪ સાંઢાના તેલ, કસ્તુરી, અંબર, ગોચંદન આદિનો બાધ ગણાતો નથી. ૫ ઘીને વિષ્ણુદૈવત ઠરાવ્યું છે.

શ્રાવકનો ખાખરો,[1] ને મેશ્રીની પુરી;
તંબોળીની કુંડીમાં, અઢારે વરણ બુડી.[2]

દોહરા—સબી ભૂમ ગોપાલકી, વામે અટક કહા;
જાકે મનમેં ખટક રહી, વોહી અટક રહા. ૬૧૭

અણગમતું અપવિત્ર ગણી, ગમતું ગણ્યું પવિત્ર;
ચુડો ન ગણ્યું હાડકું, જગત વિચાર વિચિત્ર. ૬૧૮

૭૪૧. ભાભોજી ભારમાં, તો વહુ લાજમાં. ૩
ભાભોજી ભારમાં, તો વહુ લાજમાં.[3]
આંધળા સસરાની લાજ કોણ કહાડે?
નફટ સસરો ને નિર્લજ વહુ, આવો સસરા કહાણી કહું.

૭૪૨. રોઇ ઘર રાખે તેવો છે. ૮
રોઈ ઘર રાખે તેવો છે.
રોતો જાય, મારતો જાય, ને ઘર રાખતો જાય.
કાલો થઈ કાચળીમાં હાથ ઘાલે. દેખાય છે ગાંડો, પણ હૈયાનો સાજો.
આંખે આંધળો, પણ ગાંઠે પુરો. ઘેલીથઈ ફૂટે, ને ગામ બધું લૂટે.
રોતો જાય ને અણચી[4] કરતો જાય. ઘેલો થઈ ઘર રાખે.

૭૪૩. અફીણના બંધાણીઓ અફીણનાં વખાણ કરી ખાય છે અને પોતાને સુખ શામાં છે તે બતાવવાને બોલાતાં વાક્યો. ૮
અમલ[5] ખાઓ ઠાકરાં, માતા થાઓ મલ;
પુરણહારો પુરશે, જખ મારે જેમલ.
બડ પીપલકી છાંય, ઓર સંગત બડુકી;
ઘોટ કસુંબા કાહાડ, ઓર મુઠી ચણુંકી.
બાખડી ભેંસકા દૂધ, શકરમેં ઘોલનાં;
ધતા દેવે કિર્તાર, કણુ નહીં બોલનાં.
પહેલું સુખ તે અફીણ આવે;[6] બીજું સુખ તે ખાતું ભાવે;
ત્રીજું સુખ તે ઉતરે ઝાડો; ચોથું સુખ પડખે વાડો.

---

૧ ખાખરો એટલે રોટલી શેકીને સુકી કડક કરેલી. ૨ કાથોચુનો પલાળીને પાનપર લગાવવા તૈયાર રાખે તે તંબોળીની કુંડીમાં પાણી ગમે તે જાતના તંબોળીનું હોય. ૩ મર્યાદા રાખીએ તો આપણી મર્યાદા રહે. ૪ અણચી એટલે રમત રમતના ધારા પ્રમાણે નહીં ચાલતાં પોતાનો દાવ ખરો છે કહી કજીઆ કરવા તે. અણચી=ચપદાર પ્રમાણે ચાલે નહીં ને વાંકું (અસત્ય) બોલવું. ૫ અફીણ. ૬ આવે=ફેંદ.

દોહરો—અમલ ન પીયો ઠાકરાં, સુકાઈ થાશો સલ;
માગ્યું તો મળશે નહીં, એમ કહે જેમલ. ૬૧૯

૭૪૪. બંદા પોહોળા ને શેરી સાંકડી. ૯

બંદા પોહોળા ને શેરી સાંકડી.[1] ગોકુળમાં કાહાન માહાલે, તેમ માહાલે.
ધાંયજાની કોથળીમાં સજાઇઓ[2] માહાલે તેમ માહાલે.
છાપરે ચહડીને બેઠા છે. આભ સામું જોઇ ગયા છે.
ફુલે પાનીઓ લગાડે છે. આસમાનને ને તેને હવે બે તસુનું છેટું રહ્યું છે.
જમીન ઉપર પગ માંડતો નથી.[3] ગધેડી ફુલેકે[4] ચડી છે.

૭૪૫. ધર્મનાં મૂળ ઉંડાં છે. ૯

ધર્મનાં મૂળ ઉંડાં છે.[5] અધિકસ્ય અધિકં ફલમ્.
ધર્મ તરે ને તારે, પાપ બુડે ને બુડાડે.
ધર્મનાં કામ કીધાં જ ભલાં.[6]
ધર્મનો દ્રોહ કરે તે કયાંહે ન ઠરે.
ખા ગયા, ખીલા ગયા, સાથ લે ગયા, રખ ગયા, જખ માર ગયા.
પુણ્યે પાપ ઠેલાય

દોહરો—ધર્મ ઘટતે ધન ઘટે, ધન ઘટે મન ઘટી જાય
મન ઘટે મહિમા ઘટે, ઘટત ઘટત ઘટ જાય. ૬૨૦

ચોપાઈ—પાંચ કોસનો હોય પ્રવાસ, ભાતું લ્યો છો કરી તપાસ;
આ તો છેટું જાવું ઘણું, બાંધો ભાતું પરભવ તણું. ૬૨૧

૭૪૬. દેવળનો ઘંટ જે આવે તે વગાડે. ૭

દેવળનો ઘંટ જે આવે તે વગાડે.
વીસામાનો વડ જે આવે તે બેસે.
વેશ્યાનો ખાટલો જે આવે તે થુંકી ભરે.
દારીનો ચોતરો જે આવે તે બેસે.
ચોરાનું બેસણું, કોઇને ના કહેવાય નહીં.

---

૧ જે માણસ સારૂં દેખી ફુલાય છે ને મનમાં મલકાઇ જાય છે તે વખતે તેનું વર્તન થાય છે તે સંબંધે. ૨ સજાઇઓ=અસ્રો. ૩ અધર ચાલે છે. ૪ ફુલેકું=વરઘોડો. ૫ તે ધર્મ જેમ વધારે કરે તેનાં ફળ અધિક. અધિક ખાવાનું ફળ અજીર્ણ; અધિક દોલતનું ફળ ફીકર; કોઇ પણ અધિકમાં સુખ હોય તો ધર્મની અધિકતામાં સુખ છે. ૬ સારાં કામ કીધાં જ ભલાં, આમ પણ કહેવાય છે.

ગામની ગુંદી, ને સીમાડાની રાયણ.[1]

ધર્મશાળાનો ખાંડણીઓ.

૭૪૭. ઊજ્જડ ગામની જમે શી ભરવી? ૩

ઊજ્જડ ગામની જમે શી ભરવી?

ઉઘાડે બારણે ધાડ નહીં, ને ઉજ્જડ ગામે રાડ નહીં.

ધણી વગર શણગાર શા?[2]

૭૪૮. જાગે કોણ? ૪

દોહરા

પ્રશ્ન—નિદ્રા નાવે ત્રણ જણાં, કહો સખી તે કીયાં?
ઉત્તર—નિર્ધનિયાં ને બહુ ઋણાં, જેપર ખટકે વેર ઘણાં. ૬૨૨
પ્રશ્ન—નિદ્રા નાવે ત્રણ જણાં, કહો સખી તે કીયાં?
ઉત્તર—જપિયાં, તપિયાં, સારસાં, ચકવી રેન પીયા. ૬૨૩
ચાતક, ચકવા, ચતુર નર, નિશદિન રહે ઉદાસ;
ખર, ઘુવડ, ને મૂર્ખ નર, સુખે સુવે નિજ બાસ. ૬૨૪
ચોપાઈ—જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી,
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસંતે મોર;
જાગે દીકરીઓનો બાપ, જાગે જેના ઘરમાં સાપ. ૬૨૫

૭૪૯. જુવાની વિષે. ૪

જુવાની દિવાની છે. જુવાની ચાર દિવસનું ચટકું છે.

જુવાની જાળવી તેનો મનખો સુધર્યો.

ગદ્ધા પચીસીમાં[3] જે ઠેકાણે રહ્યો તે રહ્યો, નહીં તો ગયો.

૭૫૦ જુવાની જવાથી પરિતાપ. ૯

દોહરા—જોબન જાતાં ત્રણ ગયાં, કહો સખી તે કીયાં?
કાજળ, કંચુકી ને કાંસકી, એ અંગથી દૂર થયાં. ૬૨૬
જટીયા જુવાની ગઇ, ગઇ ચટકતી ચાલ;
જ્યાં અંબોડા વાળતાં, ત્યાં પડી ગઇ ટાલ. ૬૨૭
જોબન જરા તે કુતરી, જમરા લોદી જાણ;
આવ્યો એની હડફટે, બચે ન તેના પ્રાણ. ૬૨૮

[1] જે આવે તે ચુંટે. [2] શીને માટે. [3] પંદર વર્ષની ઉમ્મરથી ચાળીશ વર્ષ સુધીનાં પચીશ વર્ષ "ગદ્ધા પચીશી" ગણાય છે. એટલા વર્ષમાં ગનતું, સ્થિતિનું અને રીતભાતનું જે બંધારણ થયું તે મમાણે ઉમ્મર પર્યંત રહે છે.

ગોલણ કહે ઘરડાં થયાં, જાંગે ભાગ્યાં જોર;
બબ્બે બરછીવા ઠેકતાં, નળીઓ હતી નકોર. ૬૨૯
સદા ન જોબન સ્થિર રહે, સદા ન લક્ષ્મી નેહ;
જોબન ચલ સંસાર ચલ, ચલ વૈભવ ચલ દેહ. ૬૩૦

સોરઠા—જે દિ હતા જુવાન, નોરા[1] કરતા નાણાં દેઈ;
એ પિંડ ને એ પ્રાણ, બોલાવ્યા બોલે નહીં. ૬૩૧
નળીઓ હતી નકોર, બોલાવતો[2] બરડા ઘણી;
રહ્યું ન જાંગે જોર, જાતાં દીધાં જોઠવે. ૬૩૨
ઘરડપણ વશમી વાટ, જુવાનીમાં જાણી નહી;
એના શા ઉચાટ, સાચું સોરઠીઓ ભણે. ૬૩૩
જુવાનીનાં જોર, અત્યારે અળગાં થયાં;
ન મળે મન નકોર, સાચું સોરઠીઓ ભણે. ૬૩૪

૭૫૧. બરોબરીયાથી સ્નેહ કરવા વિષે. ૩

વિવાહ, વ્યવહાર, વેર, પ્રીત બરાબરીયાથી કરીએ.
બરાબરીયાસેં કીજીએ, બ્યાહ, બેર ઓર પ્રીત.

સાખી—બાયડી પરણે સારા ઘરની, લેવા સારો લાવો;
ઘણી સામી આંખો કાઢે, પછી કરવો પસ્તાવો. ૬૩૫



૧ નોરા=આગ્રહથી બોલાવતા. ૨ કામકાજ નોકરી માટે બોલાવતા.

# અક્ષરવાર કહેવતો, વાકયો ને સાખીઓ

## વિષયના મથાળાંવાર કહેવતોમાં જે કહેવતો, વાકયો ને સાખીઓ આવી શકી નહીં તે

### અ

અકતે કાંત્યું તે આગળ મુજરે આવે.[1]

સાખી—અકર જાનાં મકર જાનાં, જાનાં હિંદુસ્તાન;
તીન જનેકા સંગ ન કીજે, લંગડ, બુચડ, કાના.

૧ અક્કલ બહેર મારી ગઈ. ૨ કોઈ દિશા સુઝતી નથી.
૩ દિગ્મૂઢ થઇ ગયો છે.

અક્કલબાજથી અદાવત કરવી નહીં.

અખતર ડાહ્યાએ ડહાપણ કર્યું, કે હીંગના કુલ્લામાં ઘી ભર્યું.

અખાનો ડખો.[2]

અગીઆરશને ઘેર બારસ પરોણી.

અગ્રે[3] અગ્રે વિપ્ર, જટાળો તે જોગી,
અને વચ્ચેનો કંદ, તે આરોગે નંદ.

અગ્નિને ઊધાઈ અડે નહીં.

અજાણ્યામાં વસે તે અચાનક ખસે.

અજાણ્યાનો ગુન્હો માફ. ૨ અજાણ્યાનો દોષ નહીં રે ગુસાંઈઆં.

અડપલો બ્રાહ્મણ વહાણ બોળે, ભોળો વાણીઓ ઓછું તોળે.

અઢળક ઢળ્યા, ને દળદર ટળ્યાં.

અણસમજુ તે આડો વહે.

અણસમજુ ઢોર, લેવા મોકલ્યો ટાકડી, ને લાવ્યો બોર.

---

૧ અસ્તે=રજા, અણોજો; કામથી વિરામ પામવાનો દિવસ; અનધ્યાય. ૨ અખા ભગતે કરેલી કાવ્યમાં નહીં સમજાય તેવી બાબતને વિરુદ્ધ સમજવાળા ડખો કહે છે.

૩ એક શેરડીનો સાંઠો બ્રાહ્મણ તથા જોગી માગી લાવ્યા, તેમને વેંહેંચણમાં વાંધો પડવાથી વાણિયાને પંચાત સોંપી. ત્યારે વાણિયે સાંઠાની વહેંચણ કરી કે, "અગ્રે અગ્રે-સૌથી પહેલો પુંછડા તરફનો તે વિપ્રને, પછીઆના ભાગને મુળીયાં વળગેલાં તે ભાગને જટાવાળો કહી જોગીને આપ્યો ને પૂંછડી તથા મૂળ વચ્ચેની ગાંઠણી તે વાણિયે વેંહેંચણની મેહેનત બદલ પોતે રાખી, તેની આ કહેવત. "વચ્ચેનો કંદ (ગાંઠલી) તે આરોગે નંદ" (વાણિયો).

અણીનો ચૂક્યો સો વરસ જીવે.[1]
અતિ લંબા બેવકુફ.
અત્યારે વાયરો વસમો છે. ૨. અત્યારે દડી ઉડે છે.[2]
અથરો માણસ અથડાઈ પડે.[3]
અદેખાને બેવડો બળાપો.[4]
અદ્ધર અદ્ધર વાત કરે છે.[5]
અન્ન જીવાડે ને અન્ન મારે. અન્નકોટને ચોટ નહીં.[6]
અન્ન તેનું પુણ્ય, રાંધનારાને ધુંવાડો.
અન્ન આહારે, ને ઘી વ્યવહારે.[7]
અનાથ્યો આખલો, ને હોળી ઘેલી નાર.[8]
અપના નામ ખોટા, પરખને વાલેકા ક્યા ગુન્હા?
અપના મ્હુ બાંકા, ઊસ્મે આપનેકી ક્યા કસુર?
અબુનો ભાઈ ઢબુ.
અમથાભાઈ કરમના આગળા, તે પેહેલા પરણ્યા
અમરવેલને પાન નહીં.
અમીના ઓડકાર આવે નહીં.[9]
અમી સૌના દિલમાં રમી (ગમી).
અમીરાત જાય, પણ બો[10] જાય નહીં.
અમીરાતમાંથી હાથ જ કહાડતો નથી.[11]
અમૃત પીતાં કોઈ ધરાય નહીં.
અરે બીબી રોટી પકાવ, ઠીકરી ફુટ ગઈ તાલીઆં બજાવ.[12]
અલ્લા એક બદામ.[13]

---

1 Threatened folks live long. ૨ એટલે અત્યારે ત્યાં જવામાં લાભ નથી. ૩ અસ્થિરોનો અપભ્રંશ છે. અથરો=આકળો, અસ્થિર; ઉતાવળો. ૪ પોતાથી કાંઈ સારૂં થઈ શકે નહીં, ને બીજાનું સારૂં દેખી ખમાય નહીં. ૫ મોઘમ અગર ન સમજાય તેવી રીતે અગર આધાર વગર વાત કરે છે. ૬ ચોટ=નજર લાગવાનો વહેમ છે તે અનકોટ નહી. ૭ અન્ન આહાર પ્રમાણે અપાય, પણ ઘી તો કરકસરથી અપાય. ૮ બન્ને સરખાં કોઇના કહ્યામાં ન રહે. અનાથ્યો=નાથ નાકમાં ઘાલ્યા વગરનો. ૯ માણસ ધરાય ત્યારે ઓડકાર આવે; તે અમીથી કોઈ ધરાય નહીં. ૧૦ અમીરાતમાં સારૂં બોલવાની, સારૂં વાવરવાની ટેવ પડી હોય તે જાય નહીં. બો=ખુશબો, સ્વભાવ. ૧૧ બહુ પતરાજ કરે છે. ૧૨ ઠીકરી કલાડી કરવાની માટીની ઠીબ. ૧૩ જેમાં કશી અક્કલ કે બોણી નહીં, તેને લાગુ છે.

અલ્લાહ માલુમ બેલ કીદર ચલતા હે?[1]
અલ્લાહ નામ પર ડુંગર ચાલે, રામ નામે પત્થર તરે.
અલેલ ટપુ.[2]
અવલ ખીશ બાદ દરવેશ.
અવસર ચુકયા મેહુલા, પાણી વગરનાં વેવલાં.
અવળી ગંગા વહી.
અવાસ બળી ગયા ને કોયલા રહી ગયા.
અસુર થયું ને રાત રહ્યા.[3]
અસુરા આવ્યા પરોણા, રાત રહે પાછા ન જાય.
અળગી નહીં છાયા દેહથી.

## આ

આક,[4] ઇંધણ, ને જવનું અન્ન, છોરૂ બાપ હળ્યાં,
છાપરૂં ચુવે ને નાર કુભારજા, એ પાંચે પાપ મળ્યાં.[5]
આકાશને કાંઈ થાંભલો છે?[6]
આકાશને હવે બે તસુ છેટું છે.[7]
આખલો આંક્યો એટલે બધે મોકળું.[8]
આખો દહાડો નાગો ફરે, ને નાહાતી વખત કાછડો વાળે.
આગળથી ગાં- ધોઇ ને પાછળથી હગ્યો.
આગલી દુભામણ સારી, પણ પાછલી દુભામણ ભુંડી.[9]
આગળથી ચોખવટ સારી, કે પછી વાંધો પડે નહીં.
આગે[10] આગે ગોરખ જાગે.

---

૧ બેખબરને લાગુ. ૨ વધારાનો=અડકદુડકીઓ, ઉપરછલ્લી વાત કરનાર. ૩ જ્યાં ઘરબાર છોડી નોકરી કે ધંધા માટે રહેવું પડે તે સ્થળને માટે બોલાય છે. ૪ આક=આકડાનું. છોરૂ બાપને હળ્યાં, તે કામ કરવા દે નહીં. ૫ આંગણે કુવો ને નાર કુભારજા, એમ પણ બોલાય છે. ૬ સત્યને આધારે રહ્યું છે. ૭ એટલું અભિમાન આવ્યું છે. ૮ ગાયને વાછડો આવે ત્યારે વાણિયા, બ્રાહ્મણ તેને ખાસી નહીં કરતાં મોકળો મૂકે છે ત્યારે તેના પાછલા પગના થાપામાં ત્રિશૂલ લોઢાનું ઊનું કરી ડામ દે છે તે "આંક્યો" કહેવાય છે, ને તે મહાજનીઓ સાંઢ કહેવાય છે. ગમે ત્યાં તે છુટો ફરે, ચરે, તેને કોઇ કામ કરવામાં જોડે નહીં એવો ચાલ પડ્યો છે. હાલમાં મહાજનીઆ આખલા કરવાનો ચાલ કમતી થયો છે. ૯ કાંઈ કામ કરવામાં આગળથી અડચણ લોકને તેના આપવા વ્યવહારમાં ભવિષ્યનો વિચાર કરી કામ કર્યાં હોય તો સારાં, પણ પાછળથી અડચણ પડે ને કામ બગડે તે ખોટું. અવસ્થામાં દુઃખ પડે તે ખોટું. ૧૦ કાલની વાત કાલ, આગળ ઉપર બને તે ખરૂં.

આગે આગ મળે, ત્યારે ભડકા થાય.[૧]
આજકાલનો છીકો, તે ડહાપણમાં ડુલી ગયો.[૨]
આજ ઈંહાં, કાલ ક્યાં, ને પરમ દહાડે પરદેશ.
આઝો[૩] જેનો પડતો હોય તેનો પડે.
આટા[૪] ખુટ્યા છે.
આટામાં લુણ સમાય, લુણમાં આટો સમાય નહીં.
આટા મ્હો[૫] ઉપર ઊડે છે.
આટા ઢીલા,[૬] ને બંદા નરમ અથવા અણુકસબી.
આડે લાકડે આડો વહાડ. આડે માણે[૭] ભરવું.
આડે લાકડે આડો વેહ, ને આડો વસે ગામને છેહ.[૮]
આડતને ને અધીરને બને નહીં.
આડીઓ નહીં, ઊભીઓ નહીં, લ્યો બીબી ખાટ.[૯]
આણ રામની દીધી છે.[૧૦] આણ રાજાની ફરી ગઈ.[૧૧]
આ તો રામબાણ છે, સિદ્ધ ઉપાય છે.
આથર[૧૨] બદલ્યા, પણ ગધેડા તેના તે છે.
આદમના આદમી, ને મનુનાં મનુષ્ય, દનુના દાનવ.
આદમજી ગયા તે ગધેડો વસાવી લાવ્યા.
આદો ભવાની.[૧૩]
આપકા સો સાપકા, દુસરે સાલે ફાસફુસીએ.
આપણું તે હા હા, બીજાનું તે હી હી.
આપણે ક્યાં દુકાન માંડી બેઠા છીએ, કે ચણા આપીએ?
આપણે કામને એક ઘડી મૂકીએ, કામ આપણને આખો દિવસ મૂકે.

---

૧ ક્રોધીએ ક્રોધી મળે ત્યારે મહાભારત કજીઓ થાય. ૨ ઘરડાપો કરે છે. ૩ આઝો=પ્રતાપ, પ્રભા; છાપ. ૪ પૈસા જતા રહ્યા છે. ૫ મહોડું લેવાઇ ગયું છે. ૬ તેમાં રોટલી બગડી. ૭ આડે માણે ભરવું. માણું=દાણા ભરવાનું માપ. તે સીધું રાખીને ભરે ત્યારે દાણા સમાય; ઊંધે માણે ભરે માણાના તળા ઉપર રહી શકે તેટલા દાણા આવે ને માણું ગોળ નળા જેવું હોય તે આડું રાખીને ભરે ત્યારે એક દાણો રહે નહીં એટલે "આડે માણે ભરવું" મતલબ કાંઈ ભરાયજ નહીં. ૮ ગામને છેહ=ગામને છેડે. Desperate cuts have desperate cures. ૯ ઇસ, ઉપળુ કે પાયા નહીં ને લ્યો બીબી ખાટ. આડીઓ=ઊભી એ ઉપળાં ને ઇસ. ૧૦ આણ=સમ. ૧૧ ગાદીએ બેઠા. ૧૨ આથર=ગુણ નાખતાં પહેલાં ગધેડા ઉપર જે નાંખવામાં આવે છે તે. આથર=લુગડાં. ૧૩ હીજડા.

આપતો ગાજે ને લેતો લાજે.
આપસેં[1] આઇ સો હલાલ.
આપતાં લે નહીં ને માગતાં મળે નહીં.
આપ્યું ને તાપ્યું બેસી રહેતું નથી.
આપે તે સુંવાળો, માગે તે કાખનો મોવાળો.
આપે તેને દીકરા આપે, ન આપે તેના મુળગા લેઇલે.[2]
આફરો ચડ્યો છે તે વાત કરશે ત્યારે ઊતરશે.
આફરડી બાઈ.[3]
આબરૂના કાંકરા, ને ફજેતીના ફાળકા.
આફતમાં જયાફત શી?
આભને અણી નહીં, ને બ્રાહ્મણનો કોઈ ધણી નહીં.
આભને અણી નહીં, ને વેશ્યાનો કોઈ ધણી નહીં.
આ ભવ મીઠા, તો પરભવ કોણે દીઠા.?
આભને જમીન એક કરવી.[4]
આભે આપ્યાં ને ધરતીએ ઝીલ્યાં.
આર વગર ચીંથરૂં અક્કડ રહે નહીં.[5]
આવડે નહીં, ઊકલે નહીં ને બાપા મને કેળું.
આવતી વહુ ને બેસતો રાજા, પહેલી રાખે શરમ, પછી મૂકે માજા.[6]
આવવાની ચાર દિશા, ને જાવાની બારે વાટ.
આવરદા કાંઇ તાંતણો નથી કે તોડી નંખાય.
આવી ધાટડીએ, ને જાય હાટડીએ.
આવ જાવ કે સરભર થાઓ.
આવી ત્યારે લક્ષ્મી, ને ગઈ ત્યારે બલા.
આવરે વ્હાલી વાતડી કહું, આ સુડાને તું પાંચમી વહુ.[7]
આહાર મારે કે ભાર મારે.[8]

---

૧ પોતાની મેળે, સહજમાં આવે તે હલાલ. ૨ વરસે ત્યારે વાટમાંએ વરસે ને ખારા દરિયામાં પણ વરસે. ૩ પોતાની મેળે ગમે તે વાતમાં ફુલી પડે. ૪ એવા મોટા ફજેતા કરવા, અગર મહાભારત ઉદ્યમ કરવો. ૫ આર=ચોખા કે ઘઉંના લોટની રાબ લુગડાને ચડાવે છે તે. ૬ માજા=મર્યાદા. ૭ વહુનો મીજાજ મરડવા વરે કહ્યું ત્યારે સાંભળ મારા નવલા વર, આ મારે તમારૂં સાતમું ઘર, એવો શીંગે ચ્હાગ દીધાથી વર શાંત થયો. 8 Excessive food or burden may be the cause of death.

આવ્યું સમાય, પણ ગયું ન ખમાય.[૧]
આવ્યું આટલે ને ઘાલ્યું કાટલે.
આવો રે લોકો ને મેલો પોકો.
આસમાનના તારા ઊતારવા.[૨]
આસમાન જમીનનો તફાવત છે.

## ઈ

ઈજતકી લહેજત કુછ ઓર હે.
ઈસિમકી કીસમ પેહેચાનનાં બડી બાત હે.
ઈંદ્રિયો છતી તેણે સર્વ છત્યું.
ઈધરકી ઊધર, ને ઊધરકી ઈધર.[૩]

ઈસો ગયો'તો ઉપજેટે, સખીના કહે જાગતી'તી;
કઠારામાં કથરોટ આપી, એ પણ કહાડી માગતી'તી.

ઈશ્ક[૪] આસાન નમુદ અવ્વલ, વલે ઊફતાવ મુશ્કિલ હે.

## ઊ

ઊગતા ઝાડનું પાંદડું ચીકણું.
ઊગમણી ભુમ પડે ને આથમણો ધાય.
ઊછળ્યું ધાન પેટમાં રહે નહીં.
ઊછેદીઊં ખાય, તેનો વંશ વધે નહીં.
ઊજડ ખેડે ઢોલ વાગે.[૫]
ઊંચે આભ ને નીચે ધરતી.[૬]
ઊંટ લંબા, તો પુંછ ટુંકા.[૭]
ઊંટ મૂકે આકડો, બકરી મૂકે કાંકરો.
ઊંટ મરે ત્યારે મારવાડ સામું જુએ.
ઊંટના ઊંટ ગળી જવા.
ઊંટનો હોઠ લટકે પણ ત્રટકે નહીં.
ઊઝા નહીં ત્યાં સુધી સારા, ઊઝા એટલે ઝાલ્યા રહે નહીં.[૮]
ઊઢાંઢળ[૯] માગ ચોર ચાલે.
ઊણું રહે ત્યાં સુધી કુણું.[૧૦]

---

૧ આવ્યું નાણું, છોકરૂં તથા સારૂં સગું કે મિત્ર આવ્યા સમાય, પણ ગયા એટલે દુઃખ લાગે. ૨ ઘણો કલેશ કરવો. ૩ વાતો કરવી. ૪ હેતપ્રીત કરવી તે સહેલું છે, પણ તે નિભાવવી કઠણ છે. ૫ ખેડુ=એટલે ગામ અગર ગામનો ટીંબો. ૬ બીજો આધાર નહીં. ૭ એટલે બરોબર સરખું ને સરખું. ૮ ક્રોધ ચડે નહીં ત્યાં સુધી સારા. ૯ જે માર્ગે માણસ કે ઢોર ચાલે નહીં તેવો. ૧૦ પેટ કે કમજાત માણસ.

ઊતર્યું ધાંટી,[1] એટલે થયું માટી.
ઊતાર[2] આખા ગામનો છે.
ઊતરી પડતાં વાર લાગતી નથી.
ઊતર્યાં મહી ત્યારે પહોંચ્યા સહી.
ઉત્તમને હુંકારે, ને અધમને ખાસડે મોત.
ઊંદર ફુંકતો જાય ને કરડતો જાય.
ઊંદર બીલાડીને મેળ આવે, તો ધરધણીને સુખ આવે નહીં.
ઊદમાતની ઊજાણી, એક ઊછાળે ધૂળ ને એક ઊછાળે પાણી.
उदरनिमित्तं बहुकृतवेषा.
ઉધાર વગર લાભ નહીં, ને મરણ વગર ડાભ નહીં.
ઊધળી[3] બાયડી ને ઊલળી ગાડી. (બરોબર.)
ઊંધા પાટા બંધાવવા.[4]
ઊંધી ઈંટનો ચણનાર કડીઓ.
ઊંધું બોલ્યે કાંઈ દહાડો વળે છે?
ઊભરો ચ્હડે ત્યારે પાણી છાંટવું.[5]
ઊભો સાંઠો સો મણ ભાર ઝીલે. (અથવા ખમે.)
ઊભો રળે તે બેઠા સારૂ, ને સુમ રળે તે સખી સારૂં.
ઊલેચ્યે અંધારૂં ન જાય.
ઊંહુંનું ઓસડ નહીં.

## એ

એ પાણીએ મગ ચડવાના નથી.
જે પાણીએ મગ ચડે તે પાણીએ ચડાવવા.
એ વર કલવો ખાનાર નથી.[6]
એક કાનેથી ચાર કાને.
એક ખોબે સમુદ્ર ન ઊલેચાય.
એક હેકને હજાર હેક.[7]
એકડો નીકળી ગયો; એકડો અમદાવાદ ગયો.[8]

---

૧ ધાંટી=ગળાનો ઉપરનો ભાગ. ૨ ઊતાર=ભૂત પલીતને માટે રસ્તામાં મૂકાય છે તે અન્ન. ૩ ઊધળી=પોતાના ધણીને મૂકીને જનારી. ૪ અવળું સમજાવવું. ૫ સામા માણસને ક્રોધ ચ્હડે ત્યારે આપણે શાંત થવું. ૬ એ વર પરણવો નહીં. કલવો=વર પરણવા આવે ત્યારે સાસરીઆં કન્યા પરણાવશે એવો અર્થસૂચક શુકનનું ખાવાનું. ૭ હેક=ધિક્કાર. ૮ ભાઈ નિર્મોલ્ય કર્યા.

એક ઘર તો ડાકણ પણ પરહરે.[1]
એક ગુન્હો ખુદા પણ માફ કરે.
એક હસવું ને બીજી હાણ.[2]
એક હાથ લેના દુસરે હાથ દેના.
એક ઘડીની નક્ટાઈ, સારે દીનકી બાદશાહી.
એક હાથે કરવું, બીજે હાથે ભોગવવું.
એક દીકરો દીકરામાં નહીં, ને સો રૂપીઆ પુંજીમાં નહીં.
એક લાકડીએ હાંકવું.[3]
એકડા કરવા.[4]
એકનો પૈસો, બીજાનો ધર્મ. ધર્મ હારે તે ધન ખાય.
એક રામ ને સહસ્ર નામ.
એક આવન, દુસરી જાવન, તીસરીકું નહીં વારા;
ગોપીમેં જ્યું કહાન ખેલત, ત્યું કુવેમેં પીંજારા.
એકલડોકલનો અલ્લા બેલી.
એકલપેટો સૌનો બેટો.
એ તો એનામાં આંધળો ભીંત થયો છે.[5]
એના પેટમાં કાતર છે. એના પેટમાં પાળી છે.
એને મુતરે દીવો બળે. (એવો સત્તાવાન છે.)
એ તો ખાસડાને તોલે છે.
એવાં મળ્યાં સગલાં, કે જેમ મચ્છને સાચવે બગલાં.
એવી ભોળી કોણ હોય કે પારકા ધણી પાછળ ચૂડો ભાંગે.
એવી આપું ગોળી કે ન દેખે દીવાળી કે હોળી.
એવું ભોળું કોણ હોય કે ઘેંસમાં ઘી નાખે.
એવો ગોકળીઓ ગાંડો નથી કે દીવાળીને દહાડે ઘેંસ ખાય.
એવો હાથ ચીપટીમાં નથી આવ્યો.[6]
એસા ભક્ત નીકા, કે ખાકે લગાવે ટીકા.
એહેસાનકા બદલા ન ચહાવે સોહી સચ્ચા બડા.
એવો મારો મામો કે ધોકો લઇ થાય સામો.

---

૧ પારકા પોતાનાનો ભેદ જણાવવો. ડાકણ પણ પોતાના જાણી અમુક ઘરને કનડતી નથી. ૨ One man's meat is another's poison. ૩ વિચાર કર્યા વગર આંખો મીંચી હકુમત ચલાવવી. ૪ સહીઓ કરી એકમત થવું. ૫ એટલે અતિશે મોહ પામ્યો છે. ૬ એટલે દબાણમાં નથી આવ્યા.

## ઓ

ઓકયું ધાન, સામું જોવાય નહીં.
ઓખામાં[1] પેસવું નહીં કે ને ખોખા થઇએ.
ઓછે બળે વધુ રીસ.
ઓછું આવવા દેવું નહીં, ને ઓછું કહેવું નહીં.
ઓટલો વાળ્યો બાપનો.
ઓઠું[2] જોઈ વરો કરીએ ભાર ન પડે, તેમ ઓઠાં[3] જોઈ વરો કરવો નહીં.
ઓઠે ઓઠે રહી, ઘા કરવો.
ઓડ ઊમરેઠના ઊંડા કુવા, દીકરી દે તેનાં માબાપ મુઆં.
ઓડે અચકાઈ જવાય, વિચારી પગ ન ભરાય તો.
ઓથની[4] હુંફ રહે. ઓથ કામ લાગે.
ઓદાણું[5] ને તરકાણું.
ઓ દિન કહાંસે કે મીઆંકે પાંઊમેં જુતીઆં?[6]
ઓરમાયાં ને વેરવાયાં.
ઓરી આવ ને અડીશ નહીં.
ઓલમાં દીકરો આપ્યો છે, હવે કાંઇ કર્યું કરાય નહીં.[7]
ઓળાંસણાં ઘણાંએ કર્યાં, પણ અર્થ સર્યો નહીં.
ઓળખીતો સિપાઈ બે ધક્કા વધારે મારે.
ઓશીકે ગંગા, પછી પાપ કેમ રહે?
ઓસડ ગળ્યું હોય નહીં.
ઓસડ અનેક કરો, ધાર્યું ધણીનું થાય.

## અં, આં

અંગે અંગ ઢીલાં થયાં, હવે શું દાળદર ફુંકે તેમ છે?
અંધારે ખાય, પણ કોળીઓ નાકમાં ન જાય.
અંધારે ખાય, પણ ગોળ ગળ્યો લાગે.

---

૧ દાંત ખાટા થાય કે પડી જાય. ઓખો=વસમી જગ્યા. ૨ ઓઠું=આશરો. એટલે ઘણે ઠેકાણે જમણવાર હોય તો માણસ ભાગે પડી થોડાં આવે તો માલ થોડો વધે. ૩ મોટા વરો કર્યો હોય તેનો દાખલો. ૪ ઓથ=વશીલો, આશ્રય; વગ. ૫ ઓદીચ્ય બ્રાહ્મણ તર્ક જેવા. ૬ મીઆંએ બીબીને કહ્યું, 'જુતી જુતીમેં સીર તોડ ડાલુંગા.' ત્યારે બીબી કહે છે, "ઓ દિન કહાંસે કે મીઆંકે પાંઉમેં જુતીઆં?" ન કરે નારાયણ કે મડદી ગાડે ચડે. ૭ કરાર પાળવાની જામીનગીરી, બોલ.

અંધારે દોડે તે ચડે બગલી ઘોડે.[૧]
અંધેકી હાર ચલી, જય જય દાતાર.[૨]
અંધારી રાત્રે મગ કાળા.[૩]
આંકેલ સાંઢડો છે.[૪]
આંકો ગજનો આવી રહ્યો છે.
આંખ છે કે કાંકાં?[૫]
આંખ ઊઠી ખમાય, પણ ફૂટી ન ખમાય.
આંખ દેખાડવી.[૬]
આંખની કીકી ને કલેજાંની કોર.[૭]
આંખે આવવું.[૮]
આંખમાં ધૂળ નાંખવી. છક્કો પંજો રમવો. છક્કડ ખવરાવવી.[૯]
આંખ ફૂટે તે વેઠાય પણ ઘર ફુટયું વેઠાય નહીં.
આંખનું આંજણ ગાલે ઘસ્યું.
આંખકે અંધે, નામ શેખ રોશન.
આંખમાં અમી તેને દુનીઆં સમી.
આંખે અંધાપો આવી ગયો છે.[૧૦]
આંગણે કુવો ને વહુ ઊછાંછળાં.
આંગણું ખોદી નાંખ્યું.[૧૧]
આંગણે આવવા દીધા જેવો નથી.
આંગળીએ દીકરો, માની આંગળી વળગીને જાય.[૧૨]
આંગળી સુજીને કાંઇ થાંભલો થાય નહીં.
આંગળી કોઈ બતાંવી શકે તેવું નથી.[૧૩]
આંગળી કરી આઘા રહ્યા.[૧૪]
આંગળીના વેઢા ઉપર ગણાય તેટલું.[૧૫]
આંટીએ આવે એટલા બધા ભેગા થયા છે.

---

૧ બગલી ઘોડે=પગ ભાંગે એટલે બગલમાં ઘોડી લે. ૨ છોકરાંની ઘેર ભેગી થાય ત્યારે પ્રમાણ નહીં તેવી વાત. 3 When candles are out, all cats are grey. ૪ એ સંબંધમાં પાન ૨૩૪મે લખ્યું છે. આંકેલ સાંઢડો બધે ચરવાને છુટો ફરે. ૫ કાંઇ જોતો જ નથી. ૬ રૂઆબ રાખવો અથવા બીક બતાવવી. ૭ એવો વ્હાલો. ૮ એટલે લોકોની નજરમાં ખુચવું. ૯ છેતરવું. ૧૦ બહુ અભિમાનમાં છંદાઈ ગયો છે. ૧૧ ઉઘરાણી પૈસાની કે કામની કરી કરીને કાયર કર્યા. ૧૨ મા નાતરે જાય ત્યારે. ૧૩ કોઇ છેડી શકે કે ડરાવી શકે તેવું નથી. ૧૪ કજીઓ સળગાવી દૂર રહ્યા. ૧૫ વાટકડીનું શીરામણ.

આંધળોભીંત થઇ ગયો છે.[1]
આંધળાની આંખ.[2]
આંધળાની લાકડી.
આંધળો વાડ કરે, ને પાંગળો દીવો ધરે.[3]
આંધળો ભીંતે અથડાય.
આંધી કેવી ચ્હડી ગઇ છે.[4]
આંબાગાળો ને પૈસા ટાળો.
આંબાની કાઠી, રાંધનારી નાઠી.
**સાખી**—આંબા ડાળે કોયલ રાજી, મચ્છી રાજી જળમાં;
ઘરબારી તે ઘરમાં રાજી, જોગી રાજી વનમાં.

## ક

કંઈ થયા ને કંઈ થશે, આ ગામ તો એમનું એમ વસે.
કૌચ કાગડી જ્યાં વળગે ત્યાંથી છૂટે નહીં.
કખા[5] કોઇની કરવી નહીં.
કચરધણી વેઠાય, પણ કપાડોસી ન વેઠાય.
કચરા નાંખતાં જન્મારો ગયો, ને બાબાજી ઊકરડો કીયો?
કચરે કચરો વધે.[6]
કચ્છી ઢગા.[7]
કચ્છીને હેડો હેડો.
કજીઆમાં હઠે, ફોસી કહેતાં ભડે.[8]
કજીઆનું મ્હોં કાળું. કજીઓ જોવા જવું તે ખાંતે ખુવાર થાવું.
કટાણે કોયલ બોલે.
કટકના પગ અવળા.[9]
કટકની હાંલ્લી કટકમાં ફોડવી.
કઠોર વાણી, કજીઆનું મૂળ.
કઠોર હૈયાવાળાની છાતી પત્થર જેવી.

---

૧ ઘણોજ મોહ પામી મૂઢ થયો હોય તે. ૨ એકનો એક લાડકો, એક ને એક દીકરો. ૩ એ કાંઈ નહીં. ૪ ભાન રહેતું નથી. ૫ કખા=નિંદા. ૬ ઉકરડો વધે, પૈસે પૈસો વધે. ૭ ઢગા એટલે બળદ. આ શબ્દ મૂર્ખને લાગુ છે. કચ્છના બળદ વખણાય છે. ૮ ભડે=ખીજે. ૯ લશ્કરના પગ અવળા એટલે ચારે તરફ ચાલે. કટકના પગ અવળા-ચાર્યું હોય કંઇ ને થવું પડે બીજે.

કડક દાણો કોરડુ તે ચહડે નહીં.
કઢ્યું કઢાય ને લઢ્યું લઢાય.
કણ થોડા ને કાંકરા ઘણા.
કણબીની મત થોડી તે બળદ વેચીને લીધી ઘોડી.
કણીઆ સદા રણીઆ, કોઈ દહાડો કાંકણીઆ.
કથન નીકળ્યું.[1]
કથા એ મિથ્યા, ભમરગીતા કોની દીકરી ?
કથીર સોનું થાય નહીં.[2]
કદમ કહડા[3] નીકળે છે; પગે પદ્મ છે.
કદહાડે કંકોડાં ને કમોસમે કેળાં.
કદી ને મદી મીઆં ચાલ્યા નદી.[4]
કધન આવે તે સધનને તાણી જાય.
કધાન્ય કેળવીને ખાવું.
કન્યા જાણે કચકડો, ને વર મોતીનો દાણો.
કનક ને કામની, તજ્યાં તજાતાં નથી.

કન્ચનસેં કીરત બડી, કીરતસેં કલ્યાણ;
કલ્યાણસેં ઈજ્જત બડી, ઈજ્જતસેં બડા દાન.

કપડે પેહેનેકું તીન વારઃ બુધ, બૃહસ્પતિ ને શુક્રવાર.
કપાળં તો ફળે ભુપાળમ્.
કપાળ કુટે નસીબ ન સુધરે.
કપાળે કોઢ હજો, પણ પાડોસી મોઢ ન હજો.
કપાળનું ટીલું કપાળે થાય, કપાળનું ટીલું ગાલે ન થાય.
કપિલા છઠ છત્રીશ વર્ષે આવે.
કપુરનું વહીતરૂં.[5]
કબુતર ઊડ ગયા, પીછે ફરરર (નમાલી વાત).
કબુદ્ધિની મત થોડી, ઘર વેચીને લીધી ઘોડી.
કબેસણું ને કબોલ ખમાય નહીં.
કમાડ કરતાં ઉલાળો ભારે.

---

૧ છેલ્લો નાગો જવાબ નીકળ્યો. ૨ પીતળ માણસ તે પીતળ. ૩ કહડા=દ્રવ્યના ભરેલા તાવડા. ૪ નાહાય નહીં તે નાહાવા ચાલ્યા એ નવાઇ. ૫ મજુરી કરતાં કરતાં પણ ખુશબો આવે. ધર્મનું કામ.

કમાઓ છો શું? રોજનું રોડું ને મહિને ઈંટ.
કમાતાં આવડે તે ધન ખેંચે પાવડે.
કમાય થોડું ને ખરચે ઘણું, પેહેલો મૂર્ખ તેને ગણું.
કમોતે મરે તે શૂરા પુરા ઠરે.[1]
ક્યાં રાણા રાજીઓ, ને ક્યાં કાણા કોઢીઓ?
ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી?
ક્યાં લંકા ને ક્યાં લાહોર?
કરજ કરીને તેહેવાર કરવો તે દુઃખી થવાનું.
કરજ, કારભાર ને કન્યા કરગરવાથી મળે નહીં.
કરના ફકીરી, કયા દલગીરી, સદા મગનમેં રહેનાં.
કરેગા સો પાવેગા, બંદા રોટી ખાવેગા.
કરે કિર્તાર, સો હોય નિરધાર.
કર્મે કણુલ્યા તે સવાવીશ.
કર્મધર્મમાં કોઈનો ભાગ નહી.
કર્મની કાહાણી, અર્ધું તેલ ને અર્ધું પાણી.
કર્મની રતી, નાંખી ઊંધી પણ પડી ચતી.
કર્માધર્મી.[2]
કરશે હાથે તે બાંધશે સાથે.
કલમ, કડછી કે બરછી ને પરણે નાગર-સુત.
કલાડા વગર શ્રાદ્ધ અટકે.
કલાઈ કરાવીને રૂપાળા થયા.[3]

કવિ, ચિતારો, પારધી, વળી વિશેષે ભાટ;
ગાંધી નર્ક શીધાવીઆ, વૈદ્ય દેખાડે વાટ.[4]

કવિતા ને કસ્તૂરી સાક્ષી વિના સિદ્ધ થાય.
કવ્યું કવે તે શાનો કવિ, શીખી વાત તે શાની નવી?
કસણીને હાથે મરવું સારૂં, પણ અણકસણીને હાથે જીવવું ખોટું.
કસાઈને ઘેરથી ગાય છોડાવવી.[5]
કસાઈને ઘેર ગાય બાંધવી.[6]

---

૧ શૂરા પૂરા એ ભૂતનો અવતાર, અવગતિયા મનાય છે ને પૂજાય છે. ૨ વરસાદ સરખો ન થાય ને ઓછુંવત્તું ખેતરમાં પાકે તે પ્રસંગને લાગુ છે. ૩ હજામત ખૂબ કરાવી, પણ રૂપ હોય તે હોય. ૪ વાટ=રસ્તો માર્ગ. ૫ કોઈને હાથે અમુક પુરુષ કે સ્ત્રી દુઃખ પામતાં હોય તેની વાહારે ધાવું. ૬ નિર્દય માણસને કન્યા આપવી.

કહે લોંડી નવ્વાણ, તો કહે નવ્વાણ.

કહો છોને વર ધરડો ?[1]

## કા

કાકો એ તો બાપનો ભાઈ, કાકી એ તો પારકી જાઈ, તારે ને મારે શી સગાઈ?

કાગળીઆના[2] કાન કપાય નહીં.

કાગડો કાગડાનું માંસ ખાય નહીં.

કાચા કાનવાળાને એક ઇંદ્રીનું જ્ઞાન.[3]

કાચે ઘડે પાણી ભરવું.

કાચે પ્રમાણે કામ કરવું.[4]

કાચી માયા એ નથી.

કાચું કાપે ને પાકું સડવા દે.

**સાખી**—સારૂં સારૂં રાખી મૂકે, બગડે તેમ ખાય;
સારાનો સ્વાદ ન ચાખે, મૂર્ખ તે કહેવાય.

કાછડો વાળી સૌ કુદી પડ્યા છે.

કાછીઆ બજારની વાત; કાછીઆશાઇ વાત.[5]

---

૧ એમ વર પોતાની સ્ત્રીને પુછે છે, ત્યારે સ્ત્રી જવાબ આપે છે તેની એક વાત છે.

"કહો છોને વર ઘરડો"

એક કણબી પટેલ મધ્યમ અવસ્થાએ ઘરભંગ થયો ત્યારે કોઈ નાની ઊમરની રાંડેલી કણબણ સાથે નાતરૂં કરવાનો ઠરાવ થયો. તે પ્રમાણે પટેલ ગાડુ જોડી નાતરાંની વહુને તેડવા ગયા. જમાઇને જોવા સારૂ અરોસપડોસની સ્ત્રીઓ ભેગી થઈ, તે બોલવા લાગી કે, "વર ઘરડો, વર ઘરડો." પટેલે તે સાંભળ્યું, તેથી પટેલના મનમાં વિચાર આવ્યો કે, આ બધી સ્ત્રીઓએ મને ઘરડો કહ્યો તેથી નાતરે આવનાર વહુનું હૈયું પડી જશે. પણ પટેલ બોલ્યો નહીં. પછી ઠરાવ પ્રમાણે તે કણબણને પટેલ સાથે વળાવી દીધી. પટેલે ગાડું હાંકીને પોતાના સસરાના ગામથી ત્રણ ચાર ગાઉ ઉપર છાંયડો તથા પાણી આવ્યું ત્યાં ગાડું છોડી નાસ્તો કરવા વિચાર કર્યો ને ગાડું છોડ્યું. બળદને ગાડાને ઉટડે બાંધીને પટેલ બાંલો ચડાવીને થડમાં ખેતર દોઢસો વીઘાનાં હશે તેને દોડતા દોડતા ખુબ ઝડપથી એક ફેરો મારી આવી બાયડી પાસે આવી મુછો ચડાવી પૂછે છે, "કહો-છોને વર ઘરડો, જોયું મારામાં કેટલી જુવાની છે?" ત્યારે બાયડીએ કહ્યું, "વર ઘરડો તો તે વખતે જાણ્યો હતો, પણ ગાંડો હમણાં જાણ્યો."

૨ કાગળીઓ=કાગળ લાવનાર. ૩ સાંભળીને કામ કરવાનું. ૪ તે પાર પડે નહીં. ૫ ભાવનગરમાં આ કહેવત છે, ગપ.

કાજીની મારી હલાલ.
કાણા ડોળામાં ફૂલ ઘણાં.
કાણા ફેરીએતી, લંગડા હિકમતી.
કાણી કોડીને કોણ વખાણે? તેની આઈ.
કાણીને કાણો વહાલો, રાણીને રાજા વહાલો.
કાણેસેં ખુદા બેજાર

કાણીઆ નર કોક સાધુ, કોક દાતા માંજરા;
ખોખડ દંતા કોક મુર્ખા, કોક નિર્ધન ટાલીઆ.

કાણો કળસીઓ ને રાંડ્યો સસરો.
કાતરની માફક જીભ ચાલે છે.
કાદવે કાદવ ધુએ, તેમાં શું ધોવાય?
કાન છે કે કાણાં?[1]
કાનમાં સીસું રેડવું. કાનમાં પુમડાં ઘાલવાં.[2]
કાન ભલભલાના કાપી લે તેવો હુશીઆર છે.
કાને હાથ દેવા.[3]
કાપ્યા કાન ત્યારે આવી સાન.[4]
કાપો તોએ લોહીનું ટીપું ન નીકળે.[5]
કાફર માણસની સાથે કામ ન પાડવું.
કામ તે હાથે, બાયડી તે સાથે, ને વિદ્યા તે પાઠે.[6]
કામ કરવું તે પૂછીને, મ્હોં ધોવું તે લુછીને.
કામ વહાલું, નામ વહાલું નહીં.
કાયા ત્યાં છાયા,[7] મરદ ત્યાં માયા.
કાયાથી માયા થાય, પણ માયાથી કાયા થાય નહીં.
કાર્તિક કાતરે, માગશર છેતરે ને પોષ હાંડી સોષ.
કારીગરીના પૈસા છે.
કારીગરને મોટી એબ, આળસ.
કાલાંની કચ ને બહેરાંનો ઝઘડો.
કાષ્ટ ઘંટા, વિડંબના.

---

૧ સાંભળતો નથી. ૨ સાંભળવું જ નહીં તે. ૩ એક નન્નો સો દુઃખ ટાળે. ૪ પકડ કાન કે આવે સાન પણ કહેવાય છે. ૫ એવો દુર્બળ કે નિર્ધન. ૬ હોય તો ઉપયોગમાં આવે. ૭ કાયાથી છાયા વેગળી નહીં.

કાસલી ડોસી ને નૂરભાઈ જમાલ, આવો શેઠજી પાડીએ ધમાલ.
કાળજાં શેદ તે નાર નહીં, પણ નાહાર, વરૂ.
કાળના કાગડા ખાઇને અવતર્યો છે.[1]
કાળ પડે ત્યારે કોદરા મોંઘા, ને તડ પડે ત્યારે રાંકાં મોંઘાં.
કાળા માથાનું માનવી, ચાહે તે કરે.
કાળી તો ખરી, પણ કામણગારી.
કાળી રાંડને કજલ્લે ભાત.
કાળી ચૌદશના આંજ્યા, કોઇના ન જાય ગાંજ્યા.
કાળે દીકરે કાકા કહ્યા, ત્યારે બાપ ખસીને આઘા ગયા.
કાળો પણ હાથ સોનાના છે.[2]
કાંધીઆના ધંધામાં કુડ વગર ચાલે નહી.[3]
કાંસા કુટે કાંઈ ધનવાન થવાય નહીં.
કાંસા ફૂટ કે ન ફૂટ કે રણુકા બાજ્યા.[4]
કાંસા કુટમાં કલાડું, ને સારા રાચમાં સાવરણી.

## કી

કીકીરે કીકી તું એક વાર શીખી.
કીડી આખું કલિંગડું ઉપાડી શકે નહીં.
કીડીને પાંખો આવી તે મરવાની નીશાની.
કીડીને કોગળે પૂર.[5]
કીસીકી કુછ નહીં ચલતી, જબ તકદીર શીરતી હે.

## કુ

કુટુંબમાં વડીલ સડેલો, તેનું બધું કુટુંબ સડેલું.
કુટણમુઠી ખુણે રવે.
કુઢંગા માણસ, ગમે તેમ વેતરે.
કુંણા ઝાડનાં પાંદડાં ચીકણાં.
કુતરાનો સંઘ કેદાર જાય નહીં.
કુતરાનો સંઘ કાશી જાય નહીં.
કુતરાને કાને કીડા, તે કાંઈ સુઝે નહીં.[6]

---

૧ તે બહુ વૃદ્ધ છતાં મરે નહીં. બાવા આદમની વારનો છે. ૨ કારીગરીમાં ઉત્તમ છે. ૩ કાંધીઆ=પરચુરણ રૂપીઆ ધીરનારા. ૪ મુલકમાં ડંકો વાગી ગયો. ૫ પૂર=નદીમાં પાણી વધે તે. ૬ બહુ કામવાળાને પણ આ લાગુ થાય છે.

કુતરાની માફક ઢસરડી નાંખ્યો.[1]
કુતરૂં અમથું ભસે નહીં.
કુતરે ખડ ખાધા જેવું બોલે છે.
કુતરૂં હાડકું કરડે, ને પોતાના મ્હોંમાંથી લોહી નીકળે તે જાણે હાડકામાંથી લોહી નીકળે છે, એમ સમજીને વધારે કરડતું જાય છે.
કુળે ખાતર નહીં.
કુંભારનાં ઘડ્યાં ને માણસનાં જણ્યાં, બધાં જીવે તો ધરતી ઉપર સમાય નહીં.
કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલાવાય?[2]
કુવાનો દેડકો દરીઓ જાણે નહીં.
કુવો વંઠ્યો, જ્યાં કબુતર બેઠું; ઘર વંઠ્યું, જ્યાં ભગતડું પેઠું.
કુંવારાનું સૌ, ને પરણે તેની વહુ.
कुसंगा संगदोषेन, काष्टघंटा विटंबणा.

## કે

કેડમાંથી ભાગ્યા, તે ઊભા શી રીતે થવાય?
કેફ હરામ નથી, તેનાં ફેલ હરામ છે.
કેરી વણ[3] ને આકડાને પણ થાય, પણ ખવાય ફક્ત આંબાની.
કેવળીજ એક ભાવીને જાણી શકે.
કેશ ચુંટી નાંખીએ, પણ મરનારનું મ્હોડું જોવાતું નથી.
કેળ એક વાર ફળે. કેળ કાંક વંઝ્યા.
કેળામાં ગોટલી નહીં, મુસલમાનને ચોટલી નહીં.

## કો

કોઈ કહે શું ખાઊં? કોઈ કહે શામાં ખાઊં?
કોઈ અન્નનું ભૂખ્યું, કોઈ માનનું ભૂખ્યું.
કોઈ દસા, કોઈ બીસા, બંદા સાડ બત્રીસા.
કોઈ નામ લે નહીં.[4]
કોકડું ગુંચાયું.
કોઠીએ જુવાર, તો ઘરમાં ડાહી નાર.
કોયળાગાંથી બીલાડો નીકળ્યો.

---

1 ઉત્તરકાર્યમાં જેની પાછળ ખરચ ન થાય તેના વિષે કહેવાય છે. 2 પરણેલી સ્ત્રીની બાબતમાં કહેવાય છે. 3 વણ=કપાસ. 4 "દે" પણ વપરાય છે. કોઈ કશી દરકાર કરે નહીં.

કોણી મારી કુલડું કરે તેવો છે.[૧]
કોયલ કાગડી સરખી નાર,જણ્યાં પણ જોગવ્યાં નહીં,ને વાલ્યાં કામને બાર.[૨]
કોયલાની દલાલીમાં હાથ કાળા.
કોરે કાગળે મતું.
કોરે ભાણે આશીર્વાદ ન દેવાય.
કોરો ધાકોર જેવો, પણ કાકો ખરો.
કોશ, કોદાળી ને પાવડો પારકા હાથમાં સારા લાગે.[૩]
કોસીયો[૪] ચૂકે તો કુવામાં ઝુકે.

## કં

કંકાસણીને કલેશ વહાલો, પદ્મણીને હાર વહાલો.
કંગાલ ગામની લુટમાં, ચરખો પણ ગનીમત.
કંકુના ચાંલ્લાની આશા સહુ રાખે, મેસના ચાંલ્લાની આશા કોઈ ન રાખે.

## કાં

કાંટીડાનું જમાનગરૂં.[૫]
કાંટો કાહાડી નાંખવો. થળ કાહાડવું. ખીલાઉપાડ કરવું.
કાંઠે ઊઠયું કટક.[૬]
કાંડાં મલેમલનાં છે.
કાં તો વાઘો[૭] વાડીએ, કાં તો રાજદ્વાર.
કાંદા તમે શો કાહાડ્યો?
કાં બેઠા ઉદાસી? કોઇ ન મળ્યું વિશ્વાસી.

## ખ

ખખારે ખૂણે બેસી ખત ન લખીએ એ ચતુરાઇની રીત.[૮]

૧ સમયસૂચક કાબેલ છે. ૨ કાગડીના માળામાં. ૩ બીજા કામ કરે તેમાં ભૂલ કઢાય, પણ પોતાને હાથે સખ્ત મજુરી કરે ત્યારે માણસને ખબર પડે. ૪ કોસીયો=પાણીનો કોસ હાંકનાર. ૫ કાંઈ કામનું નહીં. ૬ એટલે સત્તાવાળા રાજા કે અધિકારી પાસે હોય તેથી કાંઈ અવળુંસવળું બની શકે નહીં. ૭ વાઘો એક હલકી સ્થિતિનો માણસ હતો, તેને કોઇએ પૂછ્યું કે તું કયાં મળીશ? ત્યારે પોતાનો ડોળ સારો દેખાડવા તેણે કહ્યું કે—

"કાં તો વાઘો વાડીએ, કાં તો રાજદ્વાર."

વાડીમાં તો સુખી પુરૂષ મોજને માટે જાય તે સ્થળ બતાવ્યું. પણ વાડીમાં તો વાઘો પાણતીઆનું કામ કરતો હતો. કાં તો રાજદ્વાર, રાજદ્વારમાં તે સ્થળ પણ મોટું બતાવ્યું. પણ ત્યાં તો વાસીદું કરવાનું કામ કરતો હતો. ૮ રજીસ્ટર કરાવ્યા બરાબર ખત

ખબર ખાટલે, ને દોલત દરવાજે.
ખમે[1] તે ભારે.
ખરી વાતમાં શાનો ખાર, કરજ આપે તે શાનો પાડ?
ખરૂં ખોટું ઈશ્વર જાણે, ફોકટનો ભાર જોપી તાણે.
ખરેરો કર્યા વગર બધાં ઉપર મેલ ચડે.[2]
ખરો પહેરવેશ, ઓળખાવે દેશ.
ખળને અને કાંટાને દૂર કરવાના બે માર્ગ છે. કાં તો જુત્તાથી મ્હોં
ભાંગવું કે કાં તો દૂરજ રહેવું.
ખાઇને ખાસડાં મારે.

ખાજે ખાજાં ને ચાવજે ચણા;
તું સલામત તો, ભાયડા ઘણા.

ખાટ્યો ચોર પથ્થરા ઉપાડે.
ખાટલે પડે તે ઘરનાંને નડે.
ખાટી છાશ ઊકરડે નખાય.
ખાતર ઉપર દીવો.
ખાતાં પીતાં હરિ મળે તો, હમકું કહીઓ.
ખાતાં રહ્યું તે ઘી ને મરતાં રહ્યું તે ઘરડું.
ખાતી જાય, પીતી જાય ને ઘરના વળા ગણતી જાય.
ખાતું ન જણાય, પણ માતું જણાય.
ખાતુંએ ગયું, ને ધાતુંએ ગયું.[3]
ખાદે ખાધ વધે.
ખાધ આવી તો કહે ધણીના ઘરમાં.
ખાધું ને દીધું તે આપણું, બાકી બધું પારકું.
ખાનેપીનેકી તંગાતંગી, પાનીકી રેલમછેલ.
ખાય ન્યામત, પડે લ્યાનત.
ખાય તે ધાય.[4]
ખીલ ખીલ માંડવો.[5]
ખીલો કુદે તો ભેંસનું શું કામ?
ખાવે શુરા, ને લડવે પૂરા.

---

૧ નમ્રતા. ૨ બગાડે. ચાકર, ઢોર વગેરેને ખરેરો કરવાથી સારાં રહે. ૩ ધાતું=ડીલનું ઠરવું. ૪ મહેનત કરે. ૫ કામ સંપૂર્ણ થયું.

ખુટ્યો વાણીઓ જુનાં ખત તપાસે.
ખુશીનો સોદો, તે હાથીનો હોદ્દો.
ખુદા બીલદ, તો રૂપાની ચટાઈ, સુનાનો પલંગ.
ખુદાની મેહેર, તો લીલાલેહેર.
ખેતી ધણી સેથી,[1] નહીં તો ફજેતી.

ઘરના ગોધા,[2] ઘરના જોધા,[3] ઘરની નારી[4] લાવે ભાત;
તેમાં જુતે ઘરનો સાથ, તો પાકે નહીં એ શી વાત.

દોહરો—ખેતી, પાંતી, વિનતી, પુઠનકી ખંજવાર;
એતાં નહીં પરહથકે, આપકરનસેં સાર.

ખોટો રૂપીઓ ખોવાય નહીં.
ખોડીઓ, ખાપરો ને બામ, એ જીવ ગયાનાં ઠામ.
ખોયું[5] જડે ખોળવાથી, જુ જડે ઓળવાથી.[6]
ખોદી માટી ખોડ ન સમાય.[7]
ખોંચ જાણે, જાણે ખાંચ, તેને ન આવે ઊની આંચ.
ખાંડું ધાર વિના, ઘર ગાર (લીંપ્યા) વિના.
ખાંભી[8] થાય તો ભલે, પગ પાછો પરઠવાનો નહીં.

## ગ

ગગનમાં હજી તો ગાજે છે.[9]
ગજની ઘોડી ને સવા ગજનું ભાડું.
ગજવાં હોય ભારી, તો નિત્ય જઈએ વાડી.
ગડબડ ગોટો ને સાહેબ મોટો.
ગઢ જીતી આવ્યા.
ગણ્યા તાણા ને ગણ્યા વાણા તેમાંથી કોણ લે?
ગદા વચ્ચે નાંખીને ચાલ્યા ગયા.[10]
ગદો દે ગદાને ગાય, પામજે તું ગદાની માય.
ગધેડી વગઽ્યા વગર વીયાય નહીં.

૧ સેથી=મુશ્કેલ પણ સુખદાતા. ૨ ગોધા=બળદ. ૩ જોધા=સાંતી હાંકનાર તથા ખેડ કરી ખાતર નાખનાર માણસો. ૪ ઘરની નારી ભાત એટલે ખાવાનું લાવે. ૫ ખોયું=ખોવાયેલું. ૬ ઓળવું=કાંસકીવડે વાળ સરખા કરવા તે. ૭ તે માટીથી ખાડો પુરતાં કાંઇક બહાર રહે. ૮ ખાંભી=પાળીઓ. ૯ હજી તો કશો આરંભ જ કર્યો નથી. ૧૦ વિઘ્ન નાંખ્યું.

ગધેડાને સાકર ઝેર.
ગધેડાને તાવ આવે તેવું બોલે છે.[૧]
ગધેડો ઉકરડો દેખી ભુંકે.
ગધેડો બીચારો નહીં, ગરાસીઓ ગોઝારો નહીં.
ગધેડે ગોવાયું.
ગધેડાં ચાલે બાર ગાઊ, તો કુંભાર ચાલે ચૌદ ગાઊ.[૨]
ગયા તરવરી તે આવ્યા રડવડી.
ગરથ વગર ગાંડો, ને છોકરાં વગરનો નાનો.

ગરથ વિના ગુણ નહી, ગુણ વિના ગ્યાન નહીં.
ગ્યાન વિના પુણ્ય નહીં, પુણ્ય વિના માન નહીં.

ગરાસીઆની ઘોડી ને રાંડીરાંડની છોડી.[૩]
ગરીબનું નસીબ ગરીબ.
ગળીઓ થઈ બેસે, પરોણાની આર પેસે.[૪]
ગળું કાણું ને પાસે નહીં નાણું.
ગળે પડવાથી કાંઈ અર્થ સરે નહીં.
ગાડીની કમાણી ગાડી ખાય, ગાડીનો ધણી માર્યો જાય.
ગાડીવાન, ગધેવાન, દરવાન, સરવાન.[૫]
ગાડે ચહડીને આવ્યું છે.[૬]
ગંજીનો કુતરો ખાય નહીં ને ખાવા દે નહીં.[૭]
ગામ તેવા ગોત્રજ, ને દેવ તેવી પૂજા.
ગામ ગયું સુતું જાગે.
ગામ ગયે સો તુત જાગે. ગામ ગયા સો કામ જાગે.
ગામમાં ઘર નહીં ને સીમમાં ખેતર નહીં.
ગામનું ગધેડું જે પાણી ન પીએ, તે વટેમાર્ગુ પીએ.
ગામ ચલાવે તે ગામનો વેરી, ઘર ચલાવે તે ઘરનો વેરી.

---

૧ ઘણીજ કઠોર વાણી. ૨ ગધેડાં ઉપર ભાર ભરીને કુંભાર હાંકે ત્યારે ગધેડાંને લગામ કે નાથ નહીં હોવાથી આડાંઅવળાં છુટાં ચાલે તેમને એકઠાં ચાલે તેમ કરવાને કુંભારને વારંવાર દોડીને ગધેડાંને સરખાં ચલાવવાં પડે એટલે ગધેડાં કરતાં કુંભારને વધારે ચાલવું પડે એટલે મૂર્ખને સરખા ચલાવવા માટે વધારે મહેનત પડે છે એવો ભાવાર્થ છે. ૩ એનું મૂળ ખડું કરે. ૪ ચાલતાં બેસી જાય તેવા બળદને ગળીઓ કહે છે. તેને ઉઠાડવાને પરોણાની વાહડીમાં ખોસેલી લોઢાની આર ખોસવી પડે. ૫ એ બધા ઉંચા ચાલનારા. ૬ મોત. ૭ The dog in the manger.

ગાય ઉપર પલાણ નહીં.[૧]

ગાય લેવી દુઝતી, વહુ લેવી શોભતી.

ગાયો વાળે તે અર્જુન.

ગાયાં ગીત શાં ગાવાં, રાંધ્યાં ધાન શાં રાંધવાં ?

ગાયે ગળ્યું રતન.[૨]

ગારાની તોલડી, લસણનો વઘાર, ફુલચંદનો બેટડો આખા ગામનો ઉતાર.

ગાળે ગુમડાં થતાં નથી.

ગુસ્સો ને પાણી હેઠાં જાય.

ગુરૂ, ચેલે બહોત હુવે, તો કહે ભુખે મરેંગે ઔર ભાગ જાયેંગે.

ગેબનો માર ગોળી.

ગોકળીઆ જેવું થઈ રહ્યું છે.[૩]

ગોડીઆની બાજી દેખાય ખરી, પણ જુઠી.

ગોદડાંમાંથી ગોરખ જાગે, ભોંયમાંથી ભોરિંગ જાગે.[૪] ભોંયમાંથી ભાલાં ઉઠે.

ગોદમાં ઘાલી ગળું કરવું.

ગોપીચંદન ને ગેરૂ, તે ભાગ્યાના ભેરૂ.[૫]

ગોપીપુરાની ગપ, વડે ચૌટે આવી ત્યારે ચુપાચુપ.[૬]

ગોરીઆમાં ગુણ હોય તો સકણસું ખાય.[૭]

ગોળના પાણીએ નવરાવ્યો.[૮]

ગોળનું ગાડું મળ્યું.[૯]

ગાં–ની ખબર નથી. ૨ બોરનું ડીંટું જાણતો નથી.

ગાં–માં છાણ નહીં ને મેરા નામ મીર.

ગાં–માં લંગોટી નહીં ને તળાવે ડેરાં.

ગાં– દેખાડીએ, પણ દાંત ન દેખાડીએ. ૨ માયા દેખાડીએ, પણ કાયા ન દેખાડીએ.

ગાંડાનાં ગામ ન હોય.

ગાંડાને ગુન્હાની શિક્ષા શું કરે.

---

૧ માંગણ કે ગરીબ વર્ગ ઉપર રાજનો કર નહીં. પલાણ=જીન. ૨ તે ગાય સુવા વગર નીકળે નહીં ને ગાયને મારવી તે પણ મુશ્કેલ. ૩ ઘરમાં સંપત્તિ સંતતિથી આનંદ વરતે છે. ૪ અણધારી જગોમાંથી પીડા જાગે. ૫ ભેરૂ=ભાઇબંધ. ૬ સુરતમાં કહેવત છે. ૭ ગોરીઆ બળદ. સકણસું કણસલા સુધાંત સાંઠા. ૮ ઠગી લીધો, ફોસલાવ્યો. ૯ ઘણો વ્હાલો કે જેમાંથી અર્થ સરે તેવો મળે ત્યારે કહે છે.

ગાંડા લોક તે ગામડે વસે, ને ખાસડું મારીએ તો ખડખડ હસે.
ગાંડી ધોળે, ને ડાહી કુંડાળાં કરે.
ગોંદરો ગામમાં ન હોય.[1]

## ઘ

ઘઊંની કણક જેમ કેળવે તેમ કેળવાય.
ઘઉંનાં ઘેબર ને થુલી બન્ને થાય.
ઘડીની કોઇને ખબર છે?
ઘડી ગઈ જે આનંદની, જીવિતકા ફલ સોય.
ઘડી ગઈ તે સોનાની.
ઘડીઘડીનાં ઘડીઆળ જુદાં વાગે.
ઘડીમાં તોલો ને ઘડીમાં માસો.[2]
ઘડીઘડીના રંગ જુદા.
ઘડોલાડવો કરવો.[3]
ઘણાં છોકરાં હોય પણ ગુસાંઇને ન દેવાય, ને ઘણો પૈસો હોય તે
    નાંખી ન દેવાય.
ઘણું ખવરાવી થોડું કહે તે ફક્ત "મા" કહે.
ઘરઘરણાનો વરઘોડો નહીં.
ઘર ગયું. ૨ ઘર ઘાલ્યું. ૩ ઘરનું ઘંઘોલીઉં થયું.
ઘર ફીકરકોટ છે.

> ઘરજમાઈ જાચકા, પ્રથમ જાઈ ધી;[4]
> એ ત્રણેને જે ગુણ કરે, તે ગધે પાયા ઘી.

ઘર જાણે પાડોસી, ને કુળ જાણે વેહેવાઈ.
ઘરનો ને ઘરનો ચોર પકડાય નહીં.
ઘરબારના સુખીઆ, તાટના જામા ને સુતળીના બખીઆ.
ઘરભંડારને માંહે પોલમપોલ, રાણી રુવે રોટલા, ને ગોલી ખાય ગોળ.
ઘરડી ઘોડી, લાલ લગામ, કોઈ ન આપે એક બદામ, દેખોરે ઘોડીકા દમામ.
ઘરડાં વગર ઘર નહીં, ને વહુ વગર વર નહીં.
ઘરડાંવડે ઘર, ને હાકેમવડે નગર.
ઘરડાં સાસુ મૂઆં ને ચામડાનું તાણું તુટ્યું.

---

૧ ગોંદરો=પાદર. ૨ એટલે મન અસ્થિર. ૩ મરી ગયા પછી જાતિસંસ્કાર પુરા થયા પછી સ્મશાનમાં જે કરવાનું તે ક્રિયા. ૪ ધી=દીકરી.

ઘરનો ગોધો આંખ ફોડે.
ઘર બગડે જુવે[1] ને શરીર બગડે સુવે.
ઘરમાં બેઠી આંધળી મોતીએ ચોક પુરે.[2]
ઘર મેલ્યાં ને દુઃખ વીસર્યાં.
ઘર જોવા કરતાં વર જોવો સારો.
ઘરના કામે બાદશાહ ગુલામ.
ઘરનો ગાંજો અને ઘરની ચલમ, મારો ફાવે તેમ દમ, ફુલી ફુલી બનો જાડાભમ, આગળ જાગશે કોઈ જમ, ત્યારે થશો ખાલીખમ.
ઘા કરવો જોઇને, સહન કરવું રોઇને.
ઘાણ વાળ્યો.
ઘામાં આવે ઘાણ કહાડે.
ઘાલમેલ ઘણી, ને વાતમાં સાર નહીં.
ઘાલે ડાઢમાં, તો પોંહોચે હાડમાં.
ઘાસનું બાંધન ઘાસ.
ઘાસીઆ ઘોડા ને પેટીઆ ચાકર.[3]
ઘી ગયું છે, પણ માપ ઉભું છે.
ઘુમીઘુમીને ઠાલે હાથે આવ્યા.
ઘુરી ભારે, પણ પાછળથી ફુસ.
ઘેટા ઘસ બહુ ભુંડી.[4]
ઘેર ઘોડો આવે તે વસમો લાગે.[5]
ઘેલસફાને ગામડે પરણાવ્યો, જે ખરચ્યો તે આજનું આજ.
ઘેલો થઇને ઘર રાખે તેવો છે.
ઘેંસમાં કોઈ ઘી નાંખે નહીં.[6]
ઘેલી સાસરે જાય નહીં, જાય ત્યારે એકવંગી[7] પાછી પીહેરમાં આવે નહીં.
ઘો મરનારી થાય, ત્યારે વાઘરીવાડે જાય.
ઘોડા એટલા સવાર.
ઘોડાની ઓગઠમાં ગાય નભે.[8]
ઘોડે ઘોડા દોડે, ત્યારે કાનસોરીનો ફેર પડે.

---

૧ જુવે=જુગાર. ૨ વાત જ ફક્ત કરવાની તે ડહાપણ કરે, કામ કાંઈ કરવાનું નહીં. ૩ તે તો એવા જ હોય. ૪ કુસંપ અને પરસ્પરની અદાવત. ૫ ઘરમાંથી ખરચ કરવું પડે તે. ૬ એટલે નમાલાને કોઇ માન આપે કે બોલાવે નહીં. ૭ સામટી. ૮ ઓગઠ એટલે ઘોડાંને વધેલું અથવા ઘોડાના મુતરમાં પલળેલું કાઢી નાખેલું ઘાસ.

ઘોડો છૂટે, ઘોડી છૂટે, કર્યું તે કામ.
ઘોડો દોડીદોડીને મરે, તે સવારના હિસાબમાં નહીં.
ઘોડો ઘોડાને રૂપે દોડશે.[1]
ઘોડો મૃત્યુલોકનું વૈમાન છે.
ઘંટીને, ધણી ને બંટી બન્ને સરખાં.
ઘાંએજો ઊઠ્યો ને કરચો ફુટ્યો.

## ચ

ચચ્ચારે ચોરે બેસી ચાડી ન કરીએ એ ચતુરાઇની રીત.
ચકરડીભમરડી રમી જાણે છે.[2]
ચકલાંનો માળો ચુંથવો.[3]
ચકમક ઝેરી તમાસો જુએ.
ચક્ર મંડળ ચડ્યું રાજ, તે ચક્રી ખાઇ પડે નિરવાણ.
ચટપટની રમત થઈ, ત્યાં શું થાય?
ચડતી દેરડી પાડવી નહીં.
ચડાવ્યા ચપણ લે તેવા છે.
ચડી ચોટ ને દડી દોટ.
ચડ્યું ઘોડું ને પડ્યું રોડું ઝાઝું દેખાય.
ચણગારી મુઠી આઘો રહે.
ચણા ખાઇને હાથ ચાટવા, તેમાં શું વળે?
ચણાના ઝાડ ઊપરથી ભુસકો મારવો.
ચણાને ખેતર વાસુ[4] રહેવું વસમું.
ચણો પાણીમાં સુકાય તેમ સુકાણો છે.
ચતુર ચેતી ખસે, મૂર્ખ લપટાઇ ફસે.[5]
ચતુર ચેતે ને મૂર્ખ વેઠે.
ચતુરાઈ ચુલે પડી.
ચપટીમાં જીવ, મુઠીમાં જીવ.[6]
ચમડી તુટે, પણ લોહી ન નીકળે.

---

૧ સારાં માણસ પોતાની આબરૂ માટે કામ કરશે. ૨ કપટક્રિયા કરી જાણે છે. ૩ રાંકનાં હાંલ્લાં અભડાવવાં, ગરીબને દુઃખ દેવું. ૪ વાસુ=રાતવાસો. ૫ ખડક્યામાંથી નીકળી જાય તે બાવેરો. ૬ અધર જીવ, ઘણી ચિંતા.

ચહડ જા બેટા શૂલી પર, લે ખુદાકા નામ.[1]
　　ચહડે તે પડે, શું પડશે પીસનારી.[2]
　　ભાગે તો ધનવાળો, શું ભાગશે ભીખારી?[3]
ચાકર ચોરે તેમાં બરકત રહે, પણ શેઠ ચોરે તેમાં હરકત.
ચાકરને ઘેર ચુકર ઘણા, ને ચુકરને ઘેર નક્ર ઘણા.
ચાકરથી હસે તેટલું માન ખસે.
ચાટણે હળ્યા છે. ચાકે હળ્યા છે.
ચાડીઆની ડબ્બામાં નાણું, કે નવ્વાણના ખજાનામાં.
ચાડીઆ દેખે તેનું ઘર મારે.
ચાડીઆ ચાડીઆ શું મળ્યું? શકોરૂં ભરી છાણ મળ્યું.
ચામડીઆ ગંધ ગઇ કે ગંધ સહી. ૨ કાંધ પડી રહ્યું છે. ટેવ પડી રહી છે.
ચાર બેસે પાઘડી તો વાત કરે પાધરી.
ચાર મળે ચોટલા, તો વાળી ઉઠે ઓટલા.
ચાર[4] સારા તો બાર[5] સારા.
　　જો સુધરે ચાર તો સુધરે બાર;
　　જો બગડે ચાર તો બગડે બાર.[6]
ચારણીના ગુણ કરવા સાગ, સુપડાના ગુણ ગ્રહવા ભાગ.[7]
ચાર તો ચંચળ ભલા, રાજા, પંડિત, ગજ, તુરી.[8] પાંચમી ચંચળ નારી બુરી.
ચારે હાથ ભોંય પડ્યા.[9]
ચાલતી સેર હોય, ત્યાં સુધી ભરમ.
ચાલે ત્યાં છાયા ઢળે.[10]
ચાલે તેહનું ચોગણું.
ચાલે અવળે પગલે તેનું મોત ડગલે.
ચાવીને કુચો કરી નાંખ્યો છે.
ચાહતકે ચાકર હોનાં, અનચાહતકા નામ ન લેનાં.
ચાહે તેના ચાકર થઇ રહીએ.

---

૧ આ હિંદુસ્તાની કહેવત છે. ગુજરાતીમાં આ કહેવત છે ને તે સંબંધે વાત છે. ના. ૩૦૭ માં. ૨ પીસનારી=દળનારી. ૩ ભાગશે=દીવાળું કાઢશે. ૪ ચોમાસાના ચાર માસ. ૫ મહિના. ૬ ચોમાસના ચાર મહિના સુધરે તો આખા વર્ષના બારે મહિના સારા લાગે. ૭ ચારણીનો ગુણ ક્યરો સંઘરવાનો, સુપડાનો ગુણ ક્યરો કાઢી નાખવાનો. ૮ હાથી, ઘોડો. ૯ કશો ઉપાય રહ્યો નહીં. ૧૦ એવો દેહનો કર્મીવટો.

ચીકણો લાખ જેવો.
ચીઠ્ઠીના ચાકર.
ચીંથરાં ફાડવાં.[૧]
ચીબાવલા થવું ને ડોળ કરવો.[૨]
ચીભડાના ચોરને મેખચાંનો માર ન હોય.
ચુક્યો ( ભુલ્યો ) ઘા એરણપર.
ચુંટીને ચાંલ્લો કરવો.
ચુંટી ચુંટીને ચાંદું પાડવું.
ચુંથાયા બમણા.
ચોખ્ખો ચણક. ચોખ્ખો ડબગર જેવો.
ચોપડી તે ચોપડી, ને બે પડી (હાડ) સાચી.
ચોપડ્યું ચાર દિ, ને લુખ્ખું રોજ મળે.[૩]
ચોપડે લાખ, રોકડમાં રાખ.
ચોરમાં મોર પડ્યા.
ચોરના ચોર તે કહડીચટ્ટ.[૪]
ચોરની મા સાખ પુરે.
ચોરને ઓળખાણ આપવી નહીં.[૫]
ચોરનો ધણી કોણ થાય?
ચોર ને ઘરાક હાથમાં આવ્યા જવા દેવા નહીં.
ચોરની વાદે ચણા ઊપાડવા.
ચોરનો ન્યાય તે મારો ન્યાય.
ચોરની નજર ચાર, ધણીની નજર બે.
ચોળીચોળી ચીકણું કરવું.
ચૌટું ચિંતામણ, ને પહેડી પ્રધાન.
ચૌટે ચાર (કિમ્મત) ને વાડીએ અઢાર.
ચંગા રોટી બીબી ખાય ને માર ખાવાને દાસી જાય.
ચંપો મોગરો કરમાઈ જાય, થુવરની વાડ સહજે થાય.[૬]
ચાંચડની ચરબી ને માંખનું મગજ.[૭]
ચાંદા સુરજ એહા સાંભળ્યા નથી.
ચાંદ હથેળીમાં દેખાડે તેવો છે. હથેળીમાં પરમેશ્વર દેખાડે તેવો છે.
ચાંપ એવી ચડાવી છે કે ફરે નહીં.

---

૧ જુઠું બોલવું કે નમાલી વાત કરવી. ૨ ચીબાવલા=ચાવળા. ૩ લુખ્ખું=ઘી વગરનું. ૪ ખાવાના લાલચુ. આવા ખવાસ. ૫ ઓળખાવવા નહું. ૬ મોટાં જાય છતાં માંદુંસાજું રહ્યા કરે. ૭ કાંઈ નહિ.

## છ

છઈએ વહાલો, ભઇએ વહાલો, વહારે કોને મોકલું?
છછોરાં છોકરાં અળખામણાં લાગે.[૧]
છટ્ટીનું ધાવણ કાહડી નાંખ્યું.[૨]
છડ ભાગે કયારે, કે ઠબલાઇ પાછા વળે ત્યારે.[૩]
છત હોય તો અછત ન કહીએ.
છતે બ્રાહ્મણે છોકરાના સમ કોણ ખાય.
છતે માથે હાથપગનું નામ ન લેવાય.
છપ્પન ઊપર ભેર વાગે છે.[૪]
છપ્પન વખારી ને ભારો કુંચી હાથમાં ન મળે પણ નજર ઉંચી.
છાબ્જીઆં લેવા સૌ આવે, પણ ઓડે હાથ દેવા કોઇ ન આવે.
છાલછોડું મારા છૈઆને, ને રસકસ મારા હૈયાને.
છાશ બાકળા થઈ જવું. હાકાબાકા થઈ જવું.
છાશમાં મીઠું જ હોય.
છીંડુ શોધતાં ભાગળ જડી.
છીંડે ચડ્યો તે ચોર.
છીનાળવાને છેલ્લા દહાડાની શી ફીકર?

છૂટયાં સરખાં ઝંટીઆં, બ્હીલાં સરખાં મ્હોં;
ફાટયાં તુટાં લુગડાં, રખે બાઇ પ્રશ્નોરાં હો.

છે, છે ને છે;[૫] છે, ને નથી;[૬] નથી ને છે; નથી;[૭] નથી, ને નથી.[૮]
આ કહેવત વિષે સમજ નીચે પ્રમાણે છે.

---

૧ છછોરાં=તોછડાં ને અટકચાળાં. ૨ એવી ભલટી થઈ. ૩ છડ=ગરૂરી. ૪ અનર્ગળ દોલતવાળાને માટે બોલાય છે. ૫ મહા પુણ્યવાન પુરૂષ જન્મ લે છે ત્યારથી ધનાઢ્ય અને ભાગ્યશાળી હોય છે. તેને સદ્બુદ્ધિ પ્રભુ આપે તે પુણ્યમાર્ગમાં પૈસા વાપરી પુણ્યના થોક વધારે છે તેને છે, છે, ને છે. ૬ મહા પુણ્યવાન જીવ ધનાઢ્ય છતાં પૈસા વધારવાને પાપની શુદ્ધિ ભુલી જઇ, ધર્મકાર્યમાં કે પરોપકારમાં પૈસા નહીં વાપરતાં સંગ્રહ કરવામાં જ સમજે છે તેને છે, પણ બીજે ભવ નથી. તેને છે, ને નથી. ૭. આ ભવમાં નથી એટલે ગરીબ સ્થિતિ છતાં ઈશ્વરથી ડરી સદાચરણ કરે છે, અને પ્રાણીમાત્ર ઉપર દયા રાખી જાત મેહેનતથી પરોપકાર કરે છે, તેને આ ભવ "નથી" પણ બીજે ભવ છે, માટે તેને "નથી ને છે." ૮. આ ભવ કંગાલ સ્થિતિ ભોગવે છે, ને પેટને માટે અગર પૈસા મેળવવા અગર સ્વભાવથી નીચાં અઘોર કર્મ કરે છે તેને આ ભવ નથી ને બીજે ભવ.પણ નથી તેને "નથી, નથી ને નથી."

છેડાએલો માટી છીનાળ કહે.
છેતરનાર કરતાં છેતરાનાર ભલો.
છેબકાં શોધે તે છઠ્ઠીના બગડેલ.
છેબકાં જુએ તે વક્કર ખુએ.[1]
છેલ્લું ઓસડ છાસ.
છોકરાંના ખેલ નથી.
છોકરો હોય તો વહુ આવે, ને રૂપીઆ હોય તો વ્યાજ આવે.
છોકરો કાંઈ કુંવારો રહ્યો છે ?[2]
છોકરાંનું તો આરણકારણ, છોડીની તો હૈયાધારણ.
છોકરીનો ગવાળો ઘેર આવજો, પણ છોકરી ઘેર આવશો નહીં.
છોકરો શોભે બાપ ઘેર, છોકરી શોભે વર ઘેર.
છો ભલા કે છૈયો ભલા. ભલાભાઇની પ્રીત (એટલે પરવા નહીં).
છોરૂ કછોરૂ થાય, પણ માવતર કુમાવતર નથાય.
છાંડી બાયડી ઘર ન માંડે.

## જ

જખ મારવી ને જૂઠું બોલવું બરાબર.
જજમાનને મન ગોરાણી, પણ ગોરને મન કાંઈ ગોરાણી ?
જણનારી જણે, ને ધરતી ઝીલે.
જણતાં માઉ થાય, તેમાં જમાઇનો શો વાંક.
જણ્યા વગર સુવારોગ.
જણે તેટલાં જીવે નહીં.
જણે તે જાગવે, ને પડે તે ભોગવે.
જતી લાડી માંડવો વધાવે.
જતનો જમાન સમેજો.[3]
જન તેવાં જાફલાં, ને વન તેવાં ફળ.
જન્મ આપે જનેતા, ને કર્મ ન આપે કોઈ.
જપ ખોઈ, તપ ખોઈ, ગાંઠનો ગરથ ખોઈ, ફટ લુંડી કુટણી.
જબ ઓઢ્યોડલી લોઈ, તો ક્યા કરેગા કોઈ ?[4]

---

[1] છેબકાં=છિદ્ર, દોષ; ગવગુણ. [2] શી ગરજ છે ? [3] જત એક તુરકાની જાત છે. તેનો જમાન તેવીજ જાતનો સમેજે સોંઘી થાય. [4] લોઈ=કમરિયા પહેરવાનું કામળું છે તે કાઢીને ઓઢી લીધું એટલે નાગા થયા, પછી કોઈ શું કરનાર છે ?

જણાન હાર્યો, તે ભવ હાર્યો.

જમ, જમાઈને જાચક કોઇના ન થાય. એ સર્વેના એક સ્વભાવ હોય છે.

દોહરો–જમ જમાઈ ઓર જાચક, તીનું એક સ્વભાવ;
લીયા, લેગા, ઓર લેને ઉપર ભાવ.

જમણવાર, કાંઈ જમણધાડ નહીં.

જમને તેડું નહીં, ને બાવળને ખેડુ નહીં.

જમને માળવો દૂર નથી.

જમવા આવજો, હાંલ્લાં ફૂટી ગયાં.

જમ વગર છોકરાં ન મરે.

જમાઇની જગ્યા ખાસડાં આગળ.

જમાઈ દશમો ગ્રહ છે, તે ખાતો જાય ને ખાસડાં મારતો જાય.

જમાઇનાં પોષ્યાં, ને વાડમાં ખોસ્યાં.[1]

જમાઈ રહ્યો ભૂખ્યો, તો કોનો કુલો દુખ્યો.

જમાઇનું નામ સાંભળી, સાસુ મસાણમાંથી બેઠી થાય.

જમાડનાર જમાડનાર થાય, તો જમનાર ક્યાં જાય?

જમાનો આવ્યો પાપનો, ને દીકરો નહીં બાપનો.

જ્યારે સસો ત્યારે પબેડો.

જ્યાં ખાવું ત્યાં હગવું.[2]

જ્યાં હોય ખારનું ગુંડું,[3] ત્યાં ન પાકે કુંડું.

જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ.

જ્યાં મંદવાડ ત્યાં ગંદવાડ.

જ્યાં લગણ રળવાની શક્તિ, ત્યાં લગણ પરિવારની ભક્તિ.

જ્યાં હાથી તણાયા જાય, ત્યાં બકરીનો ભાવ કોણ પૂછે.

જ્યાં શોકનું સાલ, ત્યાં નિત્ય ધમાલ.

## સાખી

જર લુટે છે જંગલે, અભણ એકલા ભીલ;
ભર વસ્તીમાં લુટતા (જોયા), વેશ્યા, વૈદ્ય, વકીલ.

જર ખરચી જોડા ખાવા.

---

૧ પારકાં પોષ્યાં, તે વાડમાં ખોસ્યાં પણ કહેવાય છે. ૨ એવો ખરાબ માણસ અથવા ઢોર જેવો. ૩ ગુંડું=ખેતરમાં કઠણ જમીન.

જર થોડા, સ્નેહ ઘણા, તું શું મારીશ પારધી. વણ માર્યાં મુઆં.

જવાન સાસુ મરે નહીં, ને વહુનો દહાડો વળે નહીં.

જવાસા જેવું કોઈ અદેખું નહીં.[1]

જશને બદલે જુતિયાં.

જાઇ મા પાળે, ઓરમાન મા બાળે.[2]

જાગશે ત્યારે માગશે.[3]

જાન, જાગરણ ને જાત્રા, ત્રણે સરખાં.

જાન નાની તો માગે ઘણું.

જાનનો મજુર અણવર.

જાને ભેંસ પાણીમાં.[4]

જાતે જગજીવનદાસ, ને કામે ફીકાભાઈ.

જાણીતો ચોર ઘર મારે.

જાણ્યું ઝેર ખવાય નહીં.

જાતે જાફર, ને હાડે કાફર.

> જાયા ત્યારે નાહ્યા, જઇશું ત્યારે નાહીશું;
> દાસ દારકો એમ કહે, હાથપગ ધોઇને ખાઇશું.

જાય તેનું કાળજું પણ ખસી જાય.[5]

જાળે જાળે સિંહ ન હોય.

જા લકડી કુત્તેકું માર.[6]

જાપ જપ્યા ને ગાંડામાં ખપ્યા.

જીભ આપી છે.[7]

જીવ પર આવેલી બિલાડી હરડીએ બાઝે.

જીવતી ઘોડી નહીં ઓળવાય.

જીવતી ઘોડીએ આવ્યા ત્યારે આવ્યા.

જીવતી માંખ ન ગળાય.

જીવતો રહેજે ને જોગી થજે.

જીવ છોડે પણ જમ ના છોડે.

---

૧ ચોમાસે બધાં લીલાં, ત્યારે પોતે સૂકો, અને જ્યારે બધાં સૂકાં ત્યારે પોતે ઉનાળે લીલો. ૨ જાઇમા=જનેતા, જણનારી મા. ૩ વેળા પ્રમાણે વેતરણ. ૪ એટલે પોતાને પરભાર્યું જતાવવું. ૫ ઘરમાંથી કાંઈ ચોરાઈ જાય ત્યારે ઈતર જાતના વેમ આવે. ૬ કાજીને પૂછ્યા વગરનું કામ કરવું તે. ૭ વચન આપી બંધાઈ ગયો છું.

જીવતાં જીવત ન જોયું, મુઆ પછી છાજીઆનો શોર.
જીવતાં કોઇએ જાણ્યા નહીં, મુઆ પછી ધડાપીટ.
જીવતાં પાળે ને મુવાં બાળે.[૧]
જીવને સુખ તો જહાનને સુખ.
જીવવું જગતને વ્હાલું છે.
જીવે મારો ભાઈ, તો ઠાર ઠાર ભોજાઈ.
જીસકા દામ, ઊસકા નામ.
જુઠકા મ્હોં કાલા, સચ્ચેકા બોલબાલા.
જુડો, લુતરો, ને બજારનો કુતરો બરાબર.
જુડની માફક વળગ્યો છે. જળોની પેઠે ચોટયો છે.
જુતિયાં ખાઇ પણ મખમલકી.
જુના દોસ્ત, લેબાસ નવા.[૨]
જુની આંખે નવું કૌતુક જોવું.
જુનું તે સુનું.
જુનો જોગી.[૩]
જુવું ને મુવું બરાબર.[૪]
જુવાનાં ઘર ગોંદરે,[૫] ને ઊધઇનાં ઘર ખેતર.
જે આશાએ રહે, તેને અપવાસ પડે.[૬]

### સાખી

> જે જેએ ટાળ્યા રામ રામ, છાંટે ટાળ્યો ચોકો;
> ચહાએ ટાળ્યું શિરામણ, બીડીએ ટાળ્યો હોકો.

જેઓ ગધેડે બેસે તેઓ ગામના પાદરેજ ઊતરે.
જે જાણે કોક (શાસ્ત્ર) તે મૂકે પોક.
જે ન કરે મા ને બાપ, તે કરે શેક ને તાપ.
જે ધન ખાધું સાળે તે વળે નહીં કોઇ કાળે.
જે ધરે હામ તે કરે કામ.
જેટલું વાહાડયું (ધાસ) તેટલું વેહેવું.

---

૧ તે દીકરા કે ધણી. ૨ ગધેડાં તેનાં તે, આથર નવાં. ૩ અનુભવી, ઘણા જમાના જોએલા. ૪ જુવું=જુદૂં રહેવું. ૫ ગોંદરો=ગામના ઝાંપા પાસેનું પાદર, જ્યાં ઢોરને બેસવાની જગો (ઝોક) હોય છે ત્યાં જુવા (જીવડા) બહુ થાય છે. ૬ લાખના સ્વપ્ન રહેતાં ત્રાંબીઓ રોકડો સારો.

જેના ઘોડા તેના અસવાર.
જેના હાથમાં ડોઈ તેનું સૌ કોઈ.
જેના મ્હોમાં માંસ તેનો શો વિશ્વાસ?
જેનાં નાખ્યાં નાણાં, તેનાં શાં આણાં ને પરીયાણાં?[1]
જેની ડાઢી લાંબી તે મૂર્ખ હોય.
જેનું ખાઇએ તેનું ગાઇએ.
જેને ઘેર કાળી (ભેંસ) તેને નિત્ય દિવાળી.
જેને બેટી, તેની ગરદન હેઠી.
જેનો જેવો ઢંગ તેનો તેવો રંગ; ચંદને ધોઈ માછલી, પણ છૂટી નહીં ગંધ.
જેણે ન ખાધું ગળ્યું તેનું જીવતર બળ્યું.[2]
જેબ જાય ને એબ રહી જાય.
જેમ ખાંડે તેમ ફોતરાં છાંડે.[3]
જેવો બીબીનો ગુસ્સો તેવો મીઆંનો ઠોંસો.
જેવો દોપ, તેવો રોપ.
જેવું નમવું તેવું જમવું.
જેસા તેરા લેના દેના, વયસા મેરા ગાના બજાના.
જૈસો હોય તૈસો ભલો, જો હોય અપનો દેશ.[4]
જોગ લીધો, મુંડ મુંડાવી, ભોગની તૃષ્ણા ત્યાગી નહીં.
જોગીના જથા, કરે કુકર્મની કથા, તે જોગીપણું વૃથા.
જોરૂ ન જાતા, અલ્લા મીઆંસે નાતા.[5]
જો ગધેડે મુલક લેવાય, તો ઘોડાનો ભાવ કોઈ પૂછત નહીં.
જોગીની ધુણી, જળ ખોદ્યું તળ આગ.
જોણું, રોણું ને વગોણું સાથે હોય.
જોતજોતામાં સાડીશ થઇ ગયો.[6]
જોર જાલમનું ને ઊજમ આલમનો.
જોરૂકી બાયડી, છાજીઆમાં કુદી પડે.[7]
જોષીનાં પાટલે, ને વૈદ્યનાં ખાટલે.

---

૧ પૈસા ખરચી બાયડી લાવ્યા તેને પીયેરથી આણું વાળતાં કંઈ બાજુ ફરીયાવરની શી આશા? ૨ રસાસ્વાદને આધીન થએલા શખ્સનું વાક્ય છે. ૩ ઢાંગેર અથવા ફોતરાંવાળી દાળ. ૪ સ્વદેશાભિમાન. ૫ જોરૂ=બાયડી; જાતા=છોકરાં. ૬ સાડીશ=આધસર, મોટા. ૭ જોરૂકી=બળવાન છાતી, જોરવાળી.

જોષીનાં રાંડત નહીં, ને વૈદ્યનાં મરત નહીં.[1]
જંગલમાં મોર નાચે, તે કોણ જુવે ?
જાંગ ઊઘાડી કરવી.[2]
જાંબુ ખાવાં સેહેલાં નથી.

## ઝ

ઝઝારે ઝાડ ચહડી ઊઃમાત ન કરીએ એ ચતુરાઈની રીત.
ઝગડા, વગડા ને રગડા વેઠે ત્યારે છાતી પાકી થાય.
ઝાઝી ખેતીનો ધણી લથડે કે ઝાઝી દીકરીનો બાપ લથડે.
ઝાઝે રાંકે ખોળ મોંઘો.
ઝાઝે લાકડે ઝાઝી આગ, ઝાઝે પુળે મોટી ઝાળ.
ઝાઝી જાનોમાં વહુ બદલાણી.
ઝાઝે બારણે ઘર કાણું.
ઝામરો ડાંભે, એટલે જોખમ ટળ્યું.
ઝેરનાં પારખાં લેવાય નહીં.
ઝેરના પ્યાલા જીરવવા બહુ કઠણ છે.
ઝોળી વાળી છે.[3]
ઝંડો ઉપાડ્યો છે. ઝંડો લીધો છે.

## ટ

ટકાનું તીતર, કોઠી ભરી જાર ખાય, વેચ્યું ત્યારે ટકો ને ટકો.
ટકોર મારી લેવો છડો, તોલ પેહેલાં કરવો ઘડો.
ટકોરો ખાનાર એ નહીં; ટપલાખાઊ નથી.
ટચાક-ટણક છે.
ટપલા પડવામાં તો બાકી નથી, પોતેજ નફ્ટ છે.
ટાઢ જાય તડકે, સિંહ જાય ભડકે.[4]
ટહાડ ટહાડ કરીએ નહીં, ટહાડનાં માર્યાં મરીએ નહીં;
ટહાડ વાય સહુને, ટહાડ ન વાય વહુને.
ટહાડા ચુલા ને ઊની રાખ, જે આવે તે કુટે કાખ.
ટરડફરડ કરવાંનું કામ આંહીં ચાલશે નહીં.

---

૧ જો જ્યોતિષને વૈદું ખરૂં હોત તો. ૨ છિદ્ર ઊઘાડાં કરવાં. ૩ ખૂબ પૈસા એકઠા કરવા લાગ્યા છે, તે કુરસ્તે કરે તેને લાગુ છે. ૪ ભડકો=અગ્નિનો ભડકો.

ટાંકા તુટે તેમ નથી.[૧]
ટાંગા ફરી ગયા.[૨]
ટીલું થઇ ગયું.[૩]
ટીલું લેઇને તું શું આવ્યો છું ?
ટુટીચાળ છે.[૪]
ટુંકી ગરદનીઓ મહા પાપી.
ટુંકા ગજ, નાનું માણું, ફાટેલ પોટલો, છાબડે કાણું.[૫]
ટેભા તુટી ગયા છે.[૬]
ટેભો ઝાલે તેમ નથી.[૭]
ટોલ્લો મારવો.[૮]
ટોલ્લે ચહડાવવું.[૯]

## ઠ

ઠગ ને બગ બે ઉજળા.
ઠાઠ, તીલક, ઓર મધુરી બાની, દગાબાજકી એહી નિશાની.
ઠાલી પુલી શું જાણે, એક સંદેશો લેતી જાણે.
ઠાલી ઠકરાઈ ક્યાં સુધી નભે.
ઠાલો કોથળો ઉભો રહી શકે નહીં.
ઠાલાં ઠોઠાં, તેનાં શાં ઓઠાં ?
ઠુંઠાની રાંડને ઠમકા ભારી.
ઠુંઠામાં ઠેલવું.[૧૦]
ઠુંઠો લીલો તેને શો ભય ?[૧૧]

૧ બેવડે દોરે કામ છે. ૨ ફેરા ખાઇ ખાઇને. ૩ વર વર્યો અગર રાજા ગાદીપર બેઠો. ૪ એટલે હવે પાસે કાંઇ ગુડાકુ કે જીવ નથી. ૫ બધાં સરખાં. ૬ કાયર થયા છે. ૭ હવે આવી રહ્યું છે, થાક્યા છે. ૮ કામને ગમે તેવા કારણથી આઘું ઠેલવું. ૯ ઉદાવવું, ગેના બે ગણાવવા. ૧૦ ગમે તેમ હોય અથવા હીંમતથી, વગર વિચારે કામ કરવું યા જોરથી કામ કરવું તે. ૧૧ પરોવાળીઆં બે ગામડામાં આંધળો ને પાંગળો રહેતા હતા. ખાવાના સાંસા પડ્યા એટલે આંધળો પાંગળાને ગામ ગયો, ને કહ્યું કે મારે ખભે બેસીને ચાલ, વડવાળુ શેહેરમાં જઈ કોઈ સારા શાહુકારના ઘરમાં ખાતર પાડીએ. એ વિચાર ચોકસ કરી આંધળો પાંગળાને ખભા ઉપર બેસાડી શેહેર તરફ ચાલ્યો. શેહેરના પાદરમાં આવ્યા ત્યાં ચીબરી બોલી. આંધળે પાંગળાને પૂછ્યું, "ચીબરી ક્યાં બોલી ?" પાંગળે કહે, બાવળના ઠુંઠા ઉપર. એટલે બાવળનો ઠુંઠો લીલો છે કે સુકો તે તજવીજ કરવાને આંધળો તથા પાંગળો બાવળના ઠુંઠ પાસે ગયા જોયું તો ઠુંઠ લીલો હતો, એટલે આંધળે કહ્યું "ફત્તેહ છે."

ઠુંઠી ચુડી પેહેરવા ગઈ ત્યાં મરૂડીઓ માંદો પડ્યો.
ઠુંઠે હાથે ચુડો પહેર્યો, તોએ લગારે તોછતાં.
ઠોક મોઠ ને ઠમકો ઘણો.
ઠીબડાં જેવો ટાહાડો છે.

ઠાંઠા ઠુંઠા સીત્તેર ફંદી, માંજરા ફંદા એંસી;
ઠુંઠ ગરદનીઆ હજાર ફંદી, ટાણામાં તો પ્રમાણ નહીં.

ડ

ડફોળ જાત્રા.[1]
ડબગરના ઘરમાં મીંદડી સુઇ, તે ગંધ ભેગી ગંધ સહી રહી.

એ ઠુંઠ લીલાના શુકનવંતી બન્ને જણા શેહેરમાં દાખલ થયા. પાંગળો માર્ગ બતાવતો જાય ને આંધળો તેને ખભે ઉપાડી ચાલતો જાય. ચાલતાં કોઇએક સારા શાહુકારનું ઘર પાંગળે બતાવ્યું ત્યાં બન્ને ઉભા રહ્યા. પાંગળે આંધળાનો હાથ લઈ આરેખી આપ્યું તે પ્રમાણે આંધળાએ ખાતર પાડ્યું. પ્રથમ પાંગળાને ઘરમાં દાખલ કર્યો, પાછળ પોતે પેઠો, પટારો પાંગળે બતાવ્યો. તે આંધળે તોડી પાંચસાત હજારના ઘરેણાનો ટાબરો લેઈ બન્ને જણ બહાર નીકળીને દાબડો લેઈ શેહેર બહાર આવ્યા ને રસ્તે પડ્યા. ધીરે ધીરે ચાલે છે ત્યાં દિવસ ઉગ્યો. શેહેરના શાહુકારે ઘરમાં ખાતર પડેલું જોઈ દરબારમાં જાહેર કર્યું. એટલે સુમકઓ ઢોલ વાગ્યો. પાંગળે કહ્યું ખાતર પડ્યાની વાત જાહેર થઈ ને ઢોલ વાગ્યો. ત્યારે આંધળે પૂછ્યું, "ઠુંઠ લીલો હતો કે સુકો?" પાંગળે કહ્યું, 'લીલો;' એટલે આંધળો કહે છે, 'ચિંતા નહીં.' શેહેરમાંથી તપાસ કરતાં કાંઈ પત્તો ન લાગ્યો એટલે વાહાર ચડી. આંધળો ને પાંગળો પોતાના એક મેલા લુગડામાં ટાબરો બાંધી ચાલ્યા જાય છે ત્યાં ઘોડા તથા સવાર પાંગળે જોયા, એટલે આંધળાને કહે છે, 'ભાઈ વાહાર આવી.' એટલે વળી આંધળે પૂછ્યું, "ઠુંઠ કેવો હતો?" પાંગળે કહ્યું, "લીલો છમ જેવો." એટલે આંધળે કહ્યું, 'ફીકર નહીં.' ત્યાં સવાર પાસે આવી ગયા, અને આંધળાપાંગળાને જોઈ કાંઈ દરકાર કર્યા વગર આગળ ચાલ્યા અને આંધળોપાંગળો એક ગામના તળાવે પોંહોંચ્યા, ત્યાં બેસીને લુટના માલની વેહેંચણ કરવા લાગ્યા. એટલે સવાર પાંચસાત ગાઉ જઈ પાછા વળ્યા. પાંગળે તેમને જોઈને કહ્યું, 'સવાર પાછા આવ્યા' એટલે ઘરેણાં ઉપર લુગડું ઢાંકી વાતો કરતા આંધળોપાંગળો બેઠા. સવારો પાસેથી નીકળ્યા પણ આંધળાપાંગળાનો શક કાંઈ નહીં લાવતા ચાલ્યા ગયા. પછી માલની વેહેંચણ પુરી કરીને પોતપોતાના ભાગનો માલ ગાંઠે બાંધી પ્રથમની માફક આંધળો પાંગળાને ઉપાડી સવારી ચાલી. પાંગળાને તેને ગામ મુકીને આંધળો પોતાને ગામ ગયો. તે ચોરી કદી નહીં થતાં બન્નેને પચી. "ઠુંઠ જેને લીલો" તેને ઉની આંચ આવે નહીં. તે ઉપરથી કેહેવતો થઇ, "ખીલાના જોરે ભેંસ કુદે," "વગે વાવણું, ને પગે ન્યાય;" "પગવાળો છતે," "જેને પીઠ સબળી તે ગાંજે નહીં," વગેરે.

૧ મનમાં કાંઇ હેતુ વગર મુસાફરી કરવી અથવા વગર સમજ્યે મુસાફરી કરવી કે કાંઇ હેતુથી મુસાફરી કર્યા છતાં હેતુ પાર પડે નહીં તેને ડફોળ જાત્રા કહે છે.

ટાંકા તુટે તેમ નથી.[1]

ટાંગા ફરી ગયા.[2]

ટીલું થઇ ગયું.[3]

ટીલું લેઇને તું શું આવ્યો છું?

ટુટીચાળ છે.[4]

ટુંકી ગરદનીઓ મહા પાપી.

ટુંકો ગજ, નાનું માણું, ફાટેલ પોટલો, છાબડે કાણું.[5]

ટેભા તુટી ગયા છે.[6]

ટેકો ઝાલે તેમ નથી.[7]

ટોલ્લો મારવો.[8]

ટોલ્લે ચઢાવવું.[9]

## ઠ

ઠગ ને બગ બે ભાઈ.

ઠાક, તીલક, ઓર મધુરી બાની, દગાબાજકી એહી નિશાની.

ઠાલી પુલી શું જાઉં, એક સંદેશો લેતી જાઉં.

ઠાલી ઠકરાઈ ક્યાં સુધી નભે.

ઠાલો ડાયલો ઉભો રહી શકે નહીં.

ઠાલાં ઠોલાં, તેનાં શાં ઓલાં?

ઠુંઠાની રાંડને ઠમકો ભારી.

ઠુંઠી ચુડી પેહેરવા ગઈ ત્યાં મરડીઓ માંદો પડ્યો.
ઠુંઠે હાથે ચુડો પહેર્યો, તોએ લગારે તોઇતાં.
ઠોઠ મોઠ ને ઠમકો ઘણો.
ઠીબડાં જેવો ટાહાડો છે.

ઠાંઠા ઠુંઠા સીત્તેર ફંદી, માંજરા ફંદો એંસી;
ટુંક ગરદનીઆ હજાર ફંદી, કાણામાં તો પ્રમાણ નહીં.

ડ

ડફોળ જાત્રા.[1]
ડબગરના ઘરમાં મીંદડી મુઇ, તે ગંધ ભેગી ગંધ સહી રહી.

એ ઠુંઠ લીલાના શુકનવંદી બન્ને જણા શેહેરમાં દાખલ થયા. પાંગળો માર્ગ બતાવતો જાય ને આંધળો તેને ખભે ઉપાડી ચાલતો જાય. ચાલતાં કોઇએક સારા શાહુકારનું ઘર પાંગળે બતાવ્યું ત્યાં બન્ને ઉભા રહ્યા. પાંગળે આંધળાનો હાથ લઈ આલેખી આપ્યું તે પ્રમાણે આંધળાએ ખાતર પાડ્યું. પ્રથમ પાંગળાને ઘરમાં દાખલ કર્યો, પાછળ પોતે પેઠો, પટારો પાંગળે બતાવ્યો. તે આંધળે તોડી પાંચસાત હજારના ઘરેણાનો ડાબડો લેઈ બન્ને જણ બહાર નીકળીને દાબડો લેઈ શેહેર બહાર આવ્યા ને રસ્તે પડ્યા. ધીરે ધીરે ચાલે છે ત્યાં દિવસ ઉગ્યો. શેહેરના શાહુકારે ઘરમાં ખાતર પડેલું જોઈ દરબારમાં જાહેર કર્યું. એટલે ઘુમઇઓ ઢોલ વાગ્યો. પાંગળે કહ્યું ખાતર પડ્યાની વાત જાહેર થઈ ને ઢોલ વાગ્યો. ત્યારે આંધળે પૂછ્યું, "ઠુંઠ લીલો હતો કે સુકો?" પાંગળે કહ્યું, "લીલો;" એટલે આંધળો કહે છે, 'ચિંતા નહીં.' શેહેરમાંથી તપાસ કરતાં કાંઈ પત્તો ન લાગ્યો એટલે વાહાર ચડી. આંધળો ને પાંગળો પોતાના એક મેલા લુગડામાં ડાબડો બાંધી ચાલ્યા જાય છે ત્યાં ઘોડા તથા સવાર પાંગળે જોયા, એટલે આંધળાને કહે છે, 'ભાઈ વાહાર આવી.' એટલે વળી આંધળે પૂછ્યું, "ઠુંઠ કેવો હતો?" પાંગળે કહ્યું, "લીલો છમ જેવો." એટલે આંધળે કહ્યું, 'ફીકર નહીં.' ત્યાં સવાર પાસે આવી ગયા, અને આંધળાપાંગળાને જોઈ કાંઈ દરકાર કર્યા વગર આગળ ચાલ્યા અને આંધળોપાંગળો એક ગામના તળાવે પોહોંચ્યા, ત્યાં બેસીને લુટના માલની વેહેંચણ કરવા લાગ્યા. એટલે સવાર પાંચસાત ગાઊ જઇ પાછા વળ્યા. પાંગળે તેમને જોઇને કહ્યું, 'સવાર પાછા આવ્યા' એટલે ઘરેણાં ઊપર લુગડું ઢાંકી વાતો કરતા આંધળોપાંગળો બેઠા. સવારો પાસેથી નીકળ્યા પણ આંધળાપાંગળાનો શક કાંઈ નહીં લાવતા ચાલ્યા ગયા. પછી માલની વેહેંચણ પુરી કરીને પોતપોતાના ભાગનો માલ ગાંઠે બાંધી પ્રથમની માફક આંધળો પાંગળાને ઉપાડી સંવારી ચાલી. પાંગળાને તેને ગામ મૂકીને આંધળો પોતાને ગામ ગયો. તે ચોરી છતી નહીં થતાં બન્નેને પચી. "ઠુંઠ જેને લીલો" તેને ઊની આંચ આવે નહીં. તે ઉપરથી કહેવતો થઇ, "ખીલાના જોરે ભેંસ કુદે," "વગે વાવણાં, ને પક્ષ ન્યાય;" "પક્ષવાળો જીતે," "જેને પીઠ સબળી તે ગાંજે નહીં," વગેરે.

1. મનમાં કાંઇ હેતુ વગર મુસાફરી કરવી અથવા વગર સમજ્યે મુસાફરી કરવી કે કાંઇ હેતુથી મુસાફરી કર્યા છતાં હેતુ પાર પડે નહીં તેને ડફોળ જાત્રા કહે છે.

ડલ્લો એમ કાંઈ ખાઈ જવાનો નથી.
ડહાપણમાં ડુબી ગયો છે.
ડર ખાય તે ભરખાય.[૧]
ડમડમ કરે, તે શું ભણે?[૨]
ડંકા વાગે તે છાનું રહેશે?
ડાકણ પણ બે ઘર પરહરે.[૩]
ડાઘ જાય ધોવાથી, દયા આવે રોવાથી.
ડાચાબળીઓ સભા જીતે.
ડાબામાં ડાબો[૪] દે, તે હાજીઓ.
ડાભની અણી ઉપર પાણી કેટલી વાર ટકે?
ડાહામ તો ઘણાએ દીધા.[૫]
ડાહીને ડામ ને ઘેલીને ગામ.
ડાહી જાણી ગોત્રજ આગળ બેસાડી, તે નાળીએર ફોડી ખાધું.
ડાહીના ઘેલા ને ઘેલીના ડાહ્યા.[૬]
ડાહ્યા ભૂલે નહીં, ભૂલે ત્યારે ભીંત ભૂલે.[૭]
ડાંભ્યે દુઃખ મટે.[૮]
ડીંગ મારવું તો દુબળું ન મારવું.[૯]
ડુંગરા દૂરથી રળીઆમણા, પાસે જઈએ તો બિહામણા.
ડુંટી ઉપરનો વાળ તોડ્યાનો નહીં ને બોડ્યાનો નહીં.
ડોસી ને ઊંટ સાથેના સાથે.[૧૦]
ડોસીએ ડાટ વાળ્યો, હરખ હૈયાનો ટાળ્યો.
ડોસી ડોળાં ક્યાં આઢે છે?[૧૧]
ડોસીના ઘરમાં વાઘ પેઠો, ને સુઈના ઘરમાં સાપ નીકળ્યો.
ડોસી મુવાની બીક નથી, જમ હળ્યાની બીક છે.
ડોસીએ ગઈ ને ગાંસડીએ ગઈ.
ડોળે દીઠું ગમે (બને) નહીં, ને ઘૂંટું પડતું ગમે નહીં.

---

૧ ભરખાય=ખવાય, ભક્ષ થાય. ૨ રખડ રખડ કરે તે શું ભણે? ૩ એટલે વિવેક રાખવો; પોતાના પારકાનો ભેદ રાખવો. ૪ ડાબો=ઘોડાનું પગલું. ૫ ભૂલને માટે ઠપકો કે શીખામણ તો બહુ આપી છે. ૬ ડાહી ભરવાડણ, તેના ભરવાડ દીકરા ઘેલા, ને ઘેલી વાણિયણ તેના દીકરા વાણીઆ તે ડાહ્યા. ૭ ભીંત જેવી મોટી ચીજ નજરે ચડે નહીં તેથી ભીંતિ ભૂલાય. ૮ ડાંઇ લાંય ભાંગીએ ત્યારે કામ થાય. ૯ ડીંગ=ગપ, જુઠી વાત. ૧૦ બન્ને એકજ વખતે ગામ પહોંચે, કારણ કે ઊંટ જેતા વગો ચાલી, વચ્ચે પાણી, તમાકુ પીવા થોભતો જાય, ને ડોસી હળવે હળવે ચાલ્યા કરે, એટલે સાથેનાં સાથે. ૧૧ બોખરો.

## ઢ

ઢગરાને મળી દુકાની, ઢગરો ચાલ્યો ઊજાણી.
ઢાલ ઘરની, ઘરડાં છે.
ઢાળે પાણી ઊતરે.
ઢાંકણીમાં પાણી લેઈ બુડી મર.[1]
ઢીચણ સમું અન્ન તેને ઘેર છે.[2]
ઢીલું ધણું, ને ફાચરે જણું.
ઢેડના છાપરાં ઝાંપે હોય.
ઢેડવાડે તુળસી કોઇને કામ આવે નહીં.
ઢેડવાડે આમલી, ખાટી તોએ શું ને મીઠી તોએ શું?[3]
ઢેડવાડામાં વલમી ડાહી.[4]
ઢેઢડીનો ધાવેલો.[5]
ઢેફું પાણીથીએ પલળે, ને મુતરથી પણ પલળે.[6]
ઢેફે વાત ગઈ છે.[7]
ઢોર કાલે કયાં આહાડશું?[8]
ઢોર ચોર વિશ્વાસ ન કરીએ.
ઢોરે પીંજણ માંડવી.[9]
ઢોલકીની પેઠે બેય તરફ બોલે.

## ત

તકદીર આગળ તદબીર ચાલે નહીં.
તકે આવે તે આવ્યું કેહેવાય.
તને માન નથી, તારી છડીને માન છે.
તપેલે લાવું, ને વાડકીએ ખાવું.
તપેસરી તે રાજેશ્રી, રાજેશ્રી તે નરકેસરી.

---

૧ શરમ ભરેલું કામ કરનારને કહેવામાં આવે છે. ૨ રોટલો પુષ્કળ છે. ૩ નકામી. ૪ હડીઆણામાં હરણાઈ ડાહી, વાલ મોટો કે ગદીઆણો, ભાઈ? ૫ નીચું કામ કરનાર. ૬ પાકી સમજણ વગરના માણસને માટે. ૭ પુંઠ ઢેફાં વીણે છે એટલે ડરી ગયો છે. ૮ એક ભરવાડને નદીના સામા કાંઠા ઊપરથી બીજા ભરવાડે બોલાવ્યો. તે પૂછે છે, શું કામ છે? તો બોલાવનાર કહે છે, 'વાત કરવી છે.' પેલો ભરવાડ નદી ઊતરીને આવ્યો ત્યારે આ કાંઠાવાળો કહે છે, "ઢોર કાલે કયાં આહાડશું." એવી નમાલી વાત કરવી ને મહેનત વધારે તે પ્રસંગે. ૯ વાત છચોક કરવી.

તમાકુનું પાનડું માગ્યું તો આપે નહીં, ઝુડા ને ઝુડા ચોરૂં તો પંદર દહાડા ચાલે.
તમાશાનું તેડું નહીં, ને ઇશ્કનું મૂલ્ય નહીં.
તરણું હરામ, બચકો હલાલ.[1]
તરણા આડો ડુંગર.[2]
તરકડી સતી થઈ.
તલ તારા ને મગ મારા.
તલપાપડ થવું; ઊંચાનીચા થવું: જીવ અધીરીઓ રાખવો.
તળાવ ગામનું, નદી દેશની.
ત્રાગે ત્રેવડ રહે નહીં.[3]
ત્રાંબાનો તાવ ને રૂપાનો રોગ.
ત્રાંસી આંખે બે ચંદ્ર દેખાય.
તાડ ઊપર ચડાવ્યા, પછી બાકી શું?
તાડે ચહડનારને ટેકો હાથ પોહોંચે ત્યાં સુધી.
તાન ને તલવાર બજાવે તેનાં.
તારી નિશાળે કોઈ ભણ્યું નથી.

તાબુત ઘેલાં તરકડાં, વિવાહ ઘેલી નાર;
હોળી ઘેલાં હિંદુડાં, એ ત્રણે એકજ હાર.

તાલમેલ બધો તારા ઊપર.[4]
તાવડીમાં તારો, ને સાનકમાં મારો.[5]
તાવને તેડું નહીં. તાવને કોણ સાંઈ લે?[6]
તાવ હાથીનાં હાડ ભાંગી નાખે.
તાળી દઈને જાય તેમ ગયો.[7]
તારૂં નામ ને મારૂં કામ.
તારી રીસ ને મારો સંતોષ.[8]
તારે મારે એવો મેળ, કે દીઠે ડોળે આવે ઝેર.

તીસે દાન ત્રણસે, નાના ભાઈ પરણશે;
હાથી ઘોડા લાવશે, ને ગધેડે બેસારશે.

---

૧ તનખા હરામ પણ કહેવાય છે. ૨ તરણા ઓથે ડુંગર. ૩ હાથ છુટી બાલા; ત્રાગું રીસ ચહડે ત્યારે કરવું પડે તે વખતે હદ રહે નહીં. ૪ માલ ઉપર જકાત. ૫ રોટલો. બે જણ હતાં તે વેહેંચણ કરી. સ્ત્રીપુરૂષ હતાં તેથી ખરચ કમતી હોય તેવાને લાગુ છે. ૬ સાંઈ એટલે સલામ. ૭ ઝડપથી નાઠો અગર અચાનક મરી ગયો. ૮ રીસ ચડશે તો બે કોળીઆ વધારે જમશે.

તુટયા ફૂટયા સાંધે, બે બાઇડીએ વર હાથે રાંધે.
તુઠ્યે લાભ નહીં, તે રૂઠ્યે શું કરશે?
તુંબડીમાં કાંકરા.[1]
તુંબડું તરે ને તારે.
તું મરે મારા જાયાપરથી, તો હું મરૂં તારા ખાટલાના પાયાપરથી.
તું મેરી છીકરમેં, મેં તેરી ફીકરમેં.[2]
તુંને સાલે બેટડો, મને સાલે ધા.
તુંબડાનો ટોપ કેટલી ઘડી ટકે?[3]
તેજી ચમકે ચાબુકે, હુંકારે રાજપુત.
તે તેના ધનથી મોટો, તો આપણે આપણા મનથી મોટા.
તેના પેટમાં કાતર છે.
તેરી બી ચુપ ને મેરી બી ચુપ.
તેલી તેલમેં લીન, તંબોલી પાનમેં પ્રવીણ.
તોડે ત્રમણા ને બોડે બમણા.[4]
તંગ જગ્યા ફરાખ રોજી.[5]

## થ

થઇને રહીએ (કોઇના) કે પોતાના કરી લેઇએ.
થપેડો પાંસરો પડ્યો.
થયો કજીયો ધૂળ મેળવ્યો.
થાક્યાના ગાઊ લાંબા થાય, થાકયો ગાઊ ગણે.
થાણું થાણાને ઠેલે.
થાળી ખોવાય, ત્યારે કુલામાં હાથ ઘાલે.
થાળી પીટાઈ ગઈ; ડંકો વાગી ગયો; ઢોલ વાગી ગયો.
થીગડાં કેટલાં દઇએ?[6]
થુંકનું આયપદ ને થુંકનો વેરો.
થુંકે સાંધા કરીએ, તે કેટલું ચાલે?
થેલીકા મ્હો ખુલ્લા, રાજ કરે ગુલ્લા.
થેલીકા મુહ સાંકડા તો કયા કરે નર ફાંકડા?

---

૧ સમજી ન શકાય તેવી વાત. ૨ પરમેશ્વર કહે છે તે વાક્ય. ૩ ટોપ=છત્રી, તુંબડાં બ્રાહ્મણને પણ કહે છે. ૪ વાળ. ૫ સાંકડી હાટડી પુષ્કળ રોજી.
૬ ઘણા દોષ હોય તે કેટલા ઢંકાય?

થોડા સો મીઠા, બ્હોત સો ખટા.
થોડા ખાના બહુસેં રહેનાં.
થોડી ભુખના, ને ઘણા સુખના.
થોડી વઢવાડનું મ્હોડું કાળું, મ્હોટી વઢવાડનું જોણું સારૂં.

## દ

દકાળે (દુ) કોહેલી જાર ખવાય.
દગડો છે.[1]

દધી પાંચમે છઠે તેલ, એકાદશીએ નાગરવેલ.
દ્વાદશીએ ઝાલર ખાય તે નિશ્ચે નરકે જાય.
દમડીકી રાઇ, સાસુવહુકી લડાઇ,
આધી રોટી ચુરાઇ, ખૂણે બેઠકર ખાઇ,
સાસુ મારવા ધાઇ, વરે કુવામાં ગીરાઇ.[2]

દમ સુકો મારવો.[3]
દમડીની ભાજી, ઘર બધું રાજી.
દમડી સારૂ દશ ફેરા ખાય.
દમડે ઊંટ વેચાય છે, પણ દમડો ક્યાં છે ?

દયો પૂછે મયાને, લાડુ કરવા કેવા;
આપણા બેના ચુંચવતા, બાકી જેવા તેવા.
દયા ધર્મકા મૂલ હે, નર્ક મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાણ.

દયા, મયા ને હયાવાળાપર પ્રભુ રાજી.
દયા છોડે, દેવ કોપે.
દર દર મૂષક ન હોય, ક્યાંક નમેરો નાગ પણ હોય.
દરજીનું વેતરવું, મોચીનું ન વેતરવું.[4]
દરબારનો કુતરો.
દરજી પોતાનું ખાપણુ ચોરે-નહીં, દરિયો કોઇએ વસાવ્યો નથી.
દરમાં પેસે પાધરો, વાંકો સઘળે વ્યાપ્ત.

---

૧ કામ કરવામાં દાનત ચોર છે. ૨ હલકી બાબતોમાં સાસુવહુને લડાઇ થાય ને પરિણામ ભયંકર આવે. ૩ ગપ વળીને મારવું. ૪ કોઇ કામમાં અડસટ્ટો કહાડવામાં સંકોચ રાખીને ખોટ કે ભૂલ ભરેલો, અડસટ્ટો કહાડવો નહીં કે પાછળથી તાણ પડે અગર ટીકા થાય.

દરિદ્રીને ખાટલો વેરી.[1]
દરીઆમાં કુબડી.[2]
દરીઆનું પાણી છે, જે વાળે તેના બાપનું.
દરીઆમાં કાંઈ મહા દરીએ વહાણ છે કે મુંઝાઓ છો ?[3]
દરીઓ કોઇથી ડોળાતો નથી.

> દરીઓ કહે હું દુઃખીઓ, મારું દુઃખ ન જાણે કોય;
> પવન હીલોળા દેતહે, મારૂં નીર પીએ ન કોય.

દરીઓ કે દરબાર, બે મળે તો બેડો પાર.
દરીઓ માઝા મૂકે તો પૃથ્વી રહે નહીં.[4]
દશરાને દહાડે જે ઘોડું ન દોડ્યું તે આડે દહાડે શું દોડે ?
દસાડા દફતરમાં નહીં.
દહાડીનું લાગ્યું ને ભવનું ભાગ્યું.[5]
દહાડા આવે વાંકા, ત્યારે માર મારે રાંકા.
દહાડે ડોળાં ચારે, રાતે હીરા પારખે.
દળવાનું હતું તે ભરડવાનું થયું.
દળાયલું દળવું તે મન વગર મળવું.
દક્ષિણની નારી, સોળ હાથની સાડી, પણ અર્ધો ટાંગ ઊઘાડી.
દ્રાવિડી પ્રાણાયામ.
દાઝી તો દાઝી, પણ પૂછી પૂછીને ખાધી.[6]
દાટે તેને કોણ ચાટે ?[7]
દાતાર કૃપણનો વેરો એક.
દાન કરતાં દયા સારી.[8]
દારૂ હાથીના પેટમાં પણ બોલે.
દાળમાં કાળું.
દાળીઆ લેઇ ખાઓ.[9]
દિવસ કરે તે કોઇ ન કરે.[10]

---

૧ ઊંઘ આવે નહીં, કેમકે માંકણ ઘણા હોય. ૨ તે કાંઇ જડેજ નહીં, કે અમુક ચીજ આંહી છે એમ સમજણજ પડે નહીં. ૩ મુશ્કેલ સવાલ હોય તે વખતે આ લાગુ છે. ૪ માઝા=મર્યાદા. ૫ હથેળીના લીટા. ૬ બીજા લોકોએ પૂછી પૂછીને હેરાન કરી. ૭ લક્ષ્મી દાટી હોય તેને કોણ ચાટે કે ખાય ? ૮ દાન દઇને લેવું માન, તે દાન છે ધૂળ સમાન. ગુપ્તપણે જે આપે દાન, તેને ઇશ્વર આપે માન. ૯ હવે તેમાં કાંઇ વળશે નહીં. ૧૦ કર્મ કરે તે ન કરે માને બાપ.

ऐसेमें ऐसी भई, देखो दिनकी बात;
बन बिचरन, दशरथ मरन, सीत हरन, बंधु घात.

રામચંદ્રજીનાં વાક્ય છે. એટલી આફતો ઉપરાઉપર આવી.

દિલોદિલ સાક્ષી.[1]
દિવસને થાંભલો દેવાય નહીં.
દિક્ષા લીધી, પણ શિક્ષા ન લીધી.
દિ પ્રમાણે દીકરા, વેળા પ્રમાણે વહુ.[2]
દીકરડી ને ઉકરડી, વધતાં વાર શી.

દીકરા હતા નાના, ત્યારે માએ વલા પાહાણા.
દીકરા થયા મોટા, ત્યારે જમાના આવ્યા ખોટા.
દીકરાને આવી ડાઢી, ત્યારે માને મૂકી કહાડી.
દીકરાને આવી મૂછ, ત્યારે બાપને નહીં પૂછ.

દીકરાને મરતો મૂકે, કે વહુનો મચકો ભાંગે.
દીકરી આપીને દીકરો લીધો, તે પારકો હતો તેને પોતાનો કીધો.
દીકરી આપીને જમાઇનું સારૂં વાંચવું, રૂપીઆ ધીરીને ધરાકનું સારૂં વાંચવું.
દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં દોરાય.
દીકરીનાં માગાં હોય, કાંઇ વહુનાં માગાં હોય?
દીકરી સાસરે સારી, ને માલ વેચ્યો સારો.
દીકરીની માટીને શા ઝાટકા પડે છે?
દીકરીઆળું ઘર ને બોરડીઆળું ખેતર.[3]
દીકરીનો પહાણો.[4]
દીકરી સાસરે કે મસાણે સારી લાગે.
દીકરીની વ્હાલપ દાયજેથી જણાય.[5]
દીકરીની મા દેશ ખાય, દીકરાની મા ઠેશ ખાય.
દીકરીની મા મલીદો ચોળે, દીકરાની મા ખેડી ઝુરે.
દીકરીની મા રાણી, ઘડપણે ભરે પાણી.
દીકરો થઇને ખવાય, બાપ થઇને ન ખવાય.
દીકરો રળે ચાર પોહોર, વ્યાજ રળે બાર (આઠ) પોહોર.

[1] દિલભર દિલ. [2] જેવો દિવસ કે સ્થિતિ આવવાની હોય તેવા દીકરા થાય. અને ઘરની જેવી વેળા આવવાની હોય તે પ્રમાણે આગમસૂચક વહુ આવે તે પ્રસંગને લાગુ છે. [3] બન્ને બરાબર. [4] પેટ પથ્થો છે. દીકરી આવી છે. [5] દાયજો=કરીયાવર.

દીજે તો વેશ્યાકું દીજે, બ્રાહ્મણ દીજે નર્ક પડીજે;
વેશ્યા દીયે વાધે વંશ, બ્રાહ્મણ દીજે જાય નિર્વંશ.

દીઠા દેવ ને પોહોંચી જાત્રા.[1]

દીઠું સુખ ને ભાગી ભૂખ.

દીટ કઢાડવું.[2]

દીઠે દેહ બળે, ને સુતે સોડ બળે.

દીયર ઉપર કાંઈ દીકરી જણી છે?

દીવાળી તો સહુની, પણ વિજયા (દશમી) તો વહુની.

દીવાળી તો એઠે કઠે, હોળી તો ઘેર ઘેર.[3]

દીવાળી દુનિયાની હોળી હરામીની.

દીવાળું કાઢવું ને હાથે નાક વાઢવું.

દીક્ષામેં ભિક્ષા દીયા, સો તીન લોકકુ જીત લીયા.[4]

દુકાને દીધું તાળું ને બંનેનું સાથે દીવાળું.

દુઃખીના દાળીઆ.[5]

દુખીઆને દુઃખ નહીં.

દુઃખી ને દીવાનો બરાબર.

દુઝતી વીહાય છે.[6]

દુનીઆં ચાવીને કુચો કરી નાખી, પણ રાઇનો પોંખ, ને ઘઉંનો સાંઠો ખાધો નહીં.

દુનીઆં દોરંગી, કોઈ ભાંડ ને કોઈ ભંગી.

દુબળીનું રળ્યું દુઃખીઓ ખાય, ધણી મરે ત્યારે દહાડો ન થાય.

દુબળો જેઠ, દીયેરમાં લેખું.

દુભાણા તો દુભાણા, પણ સારી પેઠે ઓભાણા.[7]

દુલો પાદશાહ.

દુશ્મનનું પણ દુઃખ દેખી રાજી થવું નહીં.

દુશ્મન સાથે દોસ્તી, ને વહાલામાં વેર કદી કરવું નહીં.

---

૧ આપ્યું મેહેલ્યું સર્વ પોહોંચ્યું, કન્યાને વોળાવીરે. ૨ નિર્મૂળ કરવું. ૩ હોળી એટલે દુઃખ તે ઘેર ઘેર; દીવાળી એટલે આનંદ તો એક ઠેકાણે. ૪ એટલે પુણ્ય વધારે થાય. ૫ બહુ દુઃખ પામેલા માણસને લાગુ છે. ૬ ભેંસ એક દુઝતી હતી ને બીજી વીહાણી. છોકરાં ઉપર છોકરાં થાય, મેમાન ઉપર મેમાન આવે તેને લાગુ છે. ૭ દુઃખ પામ્યા.

દૂધ તો માઇકા, ઓર દૂધ કાયકા? પુત તો ગાયકા,[1] ઓર પુત કાયકા? ફૂલતો કપાસકા, ઓર ફૂલ કાયકા; રાજા તો મેઘરાજા, ઓર રાજા કાયકા?

દૂધનો ઉભરો કેટલી ઘડી રહે?[2]

દૂધ પાઇને સાપ ઉછેરવો.[3]

દૂરની સગાઇમાં કાંઈ દુઃખ નહીં.

દાંડીઆથી દુનીઆં આઘી.

દે દાન છૂટે ગીરાણ.[4]

દે ટુકડો, આવે ઢુકડો.

દેગ ચડાવે ત્યારે ખરા, તડ તો પાક્યાં.[5]

દેખતે ડોળે અંધાપો, ને છતી રાંડે રંડાપો.

દેખો મીઆંકે છંદ ફંદ, ફટા જામા તીન બંધ.

દેડકાને મન દરીઓજ નથી.

દેતા હે કે રો પડુ?

દેતો થાકે, પણ લેતો થાકે નહીં.

દેના લેના તો સંસારમેં ચલતા હે.

દેરાણી-જેઠાણીની ગોઠડીમાં સકરપારા, નણંદ ભોજાઇની ગોઠડીમાં અંગારા.

દેરાણીજેઠાણીના મગ ભેગા ચડે, પણ સોક સોકના ચડે નહીં.

દેરાણીજેઠાણીના ચોખા ભેગા ચડ્યા જાણ્યા નથી.

દેવ ગયા ડુંગરે, ને પીર ગયા મક્કે, ઇંગ્રેજના રાજમાં, ઢેડ મારે ધક્કે.

દેવ ગયા, તો કહે, પૂજા ટળી.

દેવને ચપટી ચોખા તો જોઇએ. } બાવાજી ઘંટડી કેમ વેહેલી વગાડી?
દેવ બધાએની માનતા કબુલે. } જવાબ-પાપ કાટ્યો કટાય.

દેશ ડોળ્યો, પણ રસ ન ઘોળ્યો.[6]

---

૧ ગાયનો પુત તે બળદ જેના ઉપર ખેતીનો તથા ભાર વહેવાનો આધાર છે. ૨ તેનો ગુસ્સો ચડે ત્યારે બહુ, પણ રહે થોડી વાર. ૩ તે કરડે. ૪ (ગ્રહણ)-સૂર્ય કે ચંદ્ર ગ્રહણ થાય છે ત્યારે લોકો એમ માને છે કે રાહુ (ગ્રહ) તેમનો ગ્રાસ કરવાને ગળે છે. તે બનાવ દૈવકોપ ગણાય છે એમ માનીને દાનપુણ્ય કરવામાં આવે છે તે વખતે ભંગી લોકોને આપવાનો વધારે રિવાજ છે ને ભંગી લોકો માંગવા નીકળે છે ત્યારે બુમો પાડી બોલે છે કે "દે દાન છૂટે ગીરાણ" એટલે જલદી દાન કરો કે ગ્રહણ છૂટે અને દૈવકોપ મટી જાય. ૫ દેગ ચડાવવી=જમણવાર કરવો. ૬ કાંઇ પેદા થયો નહીં.

દેશે દેશની હવા જુદી.
દેહનું ઢાંકણ રોટલો, ઘરનું ઢાંકણ ઓટલો, ને ઘડાનું ઢાંકણ ઠીકરી, બાપનું ઢાંકણ બેટા, ને માનું ઢાંકણ દીકરી.
દેહના દંડ ભોગવ્યે છૂટકો.
દેહની સાથે ગાં- પણ પરમેશ્વરે ઘડી છે.
દેહેરે પણ જાય, મસીદે પણ જાય, ને નીમાજ વખત હાજર થાય.
દેવગતનો પાર પમાય નહીં.
દેવની ગતિ વિચિત્ર છે.
દૈવને દયા નહીં, દૈતને દયા નહી.
દોડે તે થાકે.
દોહોતી સુવે, ને વલોવતી ઉઠે.
દોણી લેનાર મળ્યો, એટલે મુડદું ઊપજ્યું.
દો દો ને ચોપડીઆં.
દોર તુટ્યો કે પતંગ પડ્યો.
દોમેં તીસરા, જેસા આંખમેં કાંકરા.
દોલતના ધણી થવું કે વવરાય, રખવાળ થવું નહીં.
દોસ્ત વગર દુનીઆ અકારી.[1]
દોંગો જોઈ ડરવું નહીં, પાતળો જોઇ લડવું નહીં.
દાંતે તરણાં લીધાં; મ્હોમાં ખાસડું લીધું.[2]

## ધ

ધકેલ પંચા ડોહોડસો.[3]
ધગધગતા કોયલા હાથ બાળે, ઠારેલા હાથ કાળા કરે.
ધણી આવ્યો કે ધાડ, ઝુપડું લગાડું કે વાડ.
ધણી એ રાજ તે મહારાજ, ને પુતરાજ તે ભૂતરાજ.
ધણી જાગે કે ચોર ભાગે.
ધણીની પેજાર ખવાય, પણ બાપના રાજનો રોટલો ન ખવાય.[4]
ધણીની રોટી બાપની પાલખી કરતાં સારી.
ધણીઆણી ધણી વડે સોહામણી, ધરતી વસ્તી વડે સોહામણી.
ધણી દુઝે કે ઢોર દુઝે?

૧ દોસ્ત વગર દિશાઓ સુની એમ પણ કહેવાય છે. ૨ નમી પડ્યા.
૩ વિચાર કર્યા વગર છાતી જોરથી અલેલટપ્પુ કામ કરવું. ૪ આ કહેતી સ્ત્રીને લાગુ છે.

ધન તો ઢેડને ઘેર પણ હોય.[૧]
ધન ઘેલાં તે મન ઘેલાં.
ધન જોબન ઠકરાઇ સદા કોઇની રહી નથી.
ધમ ઢીંકા ને ચાપુ ચણા.
ધંતુરાના ગુણ મહાદેવ જાણે.
ધરમાં જુત્યા પણ ધણીમુવા ન કહેવરાવવું.[૨]
ધરધડી ને ધરદહાડો.
ધર્મનાં કામ પાંગળાં.
ધર્મધક્કા ખાવા.
ધર્મ ધર્મ શું કરે, જ્યાં જાય ત્યાં ભીખારી મળે.[૩]
ધર્મી ધર્મ કરે, પાપી પેટ કુટે.
ધરાઇ ગાં– ઠરડકા કરે.
ધરાયો ઠણુકા કરે, ને ભૂખ્યો વાળ તોડે.
ધાઓ ધાઓ, પણ કર્મમાં હોય તો ખાઓ.
ધાતાં ધન ન મળે, પણ ધાન મળે.
ધાન ધરપત, ને ઘી સંપત.
ધાન વિના મરે, કે સાન વિના મરે.
ધાન ખાઇએ છીએ, કે ધૂળ ખાઇએ છીએ.[૪]
ધાવે સો પાવે.
ધીંગાની ધરતી ને વિદ્યાનું દાન.
ધીંગાનું શીંગાં આગળ ન ચાલે.[૫]
સોરઠો–ધીંગે દીધલ ધાન આ ભવથી એ ભવ લગી;
રાંકે ભજ્યા ન રામ સાચે દલથી શામળા.
એ ભવ આપ્યાં દાન આ ભવમાં તે ભોગવે;
સમજુને છે સાન સાચું સોરઠીઓ ભણે.
ધીર સમાન જોગ નહીં, ને રોપ સમાન રોગ નહીં.
ધુન લાગી, રામ ધુન લાગી, ગોપાલ ધુન લાગી.
ધૂપ દઇને રાખી મૂકજો[૬]

---

૧ જાણપણું જગ દોહેલું, ધન તો કાલાં ઘેર પણ હોય. ૨ કામ કરતાં નમાલા ન કહેવાય તેમ કરવું. ૩ ધર્માત્મા પુરુષને દુઃખ. ૪ એટલે શું? એમ રામજતા નથી? ૫ ધીંગા=મોટા, શીંગાં=મૂર્ખ, જાનવર; જંગલી. ૬ કોઇ ઘરાક થશે નહીં.

ધૂળનો પણ ખપ પડે છે.
ધૂળ વાવસે તો કાંકરા નીકળે; ધૂળમાં કાંકરા શું સોવા?[1]
ધૂળનો ટોપલો પટોળેથી ઢાંકવો.[2]
ધોઇ ગાં-માં ધૂળ ભરવી.
ધોતી જોટા લડબડે, ને ઘરમાં હાંડલાં ગડબડે.
ધોતલીના[3] ધોળ આગળ ગવાશે.
ધોબી ધુવે મૂલે, ને પાપી ધુવે કમૂલે.
ધોબીનો વાયદો ને ભૂતનો ભરોસો.
ધોળે દહાડે ધોળકું લુટયું.
ધોળે દહાડે તારા દીઠા છે.[4]

## ન

ન આવડે ભીખ તો વૈદું કરતાં શિખ.
નકટીનું નાક કાપે તેવી છરી છે.[5]

---

૧ સોવા=ઝાટકવા. ૨ ગધેડા ઉપર અંબાડી. ૩ એક વાણીઆના ઘરમાં ચોરે ખાતર પાડ્યું. વાણીઓ જાગતો હતો, પણ બોલ્યા વગર હાથમાં તલવાર રાખી ઊભો. ખાતરને રસ્તે માંહે ઘરમાં દાખલ થવા સારૂ ચોરે પગ પ્રથમ ઘાલ્યા. અર્ધું શરીર કેડ સુધી ઘરની અંદર આવ્યું એટલે વાણીએ તલવારથી ચોર મરી જાય તેવી રીતે ઘા કર્યા કે હુલકરી ચોર મરી ઠરી રહ્યો એટલે પોલીસ ચોકી ઉપર જમાદારને જાહેર કર્યું કે, 'ચોર ખાતર દઈ અર્ધો દાખલ થયો એટલે મેં તેને મારી નાખ્યો છે. હવે તમે આવો તલવારના એક બે ઘા કરો ને જશ લ્યો. મેં માર્યો છે એ વાત હું કોઇ આગળ કરનાર નથી.' જમાદાર એકલો એકદમ જશની આશાએ ગયો. ચોરને એકાદ ઘા તલવારનો કર્યો ને બૂમ પાડી. ચોર ચોર ને તેને મારી પણ નાખ્યો. સવારમાં દરબારમાં જાણ થયું, જમાદારને સાબાશી મળી, ને દરબારે કચેરી કરી, જરીઆની ધોતલી (પાઘડી) બંધાવીને બીજું ઇનામ આપ્યું. આ વાતની તે વાણીઆની વહુને ખબર પડી એટલે પોતાના ધણીને ઠપકો દીધો કે ચોરને માર્યો તમે, અને આબરૂ તથા ઈનામ મળ્યાં જમાદારને, સાચું કહ્યું હોત તો આ ધોતલી વગેરે તમને મળત. વાણીએ જવાબ આપ્યો કે, **"ધોતલીના ધોળ આગળ ગવાશે."** આનો અર્થ બાયડી સમજી નહીં, તેથી વાણીઆને ઠપકો દીધા કરે. થોડા દિવસ થયા એટલે જમાદાર સુતા હતા ત્યાં કોઇ માણસ આવી જમાદારનું માથું કાપી ગયા. જમાદારની વહુ રૂપાળો રાગ કરી મ્હોં વાળની બેઠી હતી, ત્યાં વાણીઓ પોતાની સ્ત્રીને લેઇ ગયો ને કહે કે, **"ધોતલીના ધોળ ગવાય છે તે સાંભળ."** ત્યારે વાણિયણ સમજી કે, મારા ધણીએ જશ લેવા સારૂ કે ઇનામની લાલચે ચોર માર્યાની વાત જાહેર પાડી હોત તો જમાદારની બાયડીને બદલે હું રાંડત. ૪ એવું દુઃખ પામ્યો કે કદી એને ઘેર જવું નહીં. ૫ બહુ બુઠી છે.

નકટાને નાક નહીં, ને નફ્ટને સાન નહીં.
ન કર્યાં પાપડ, ન કરી વડી, ને પારકે પૈસે કન્યા મળી.
નકટીનો વર જોગી, ગાંડીનો વર અપંગ;
  બહેરીનો વર ઢોંગી, ત્રણે ત્રીશ તોલા રંગ.
ન કરે નારાયણ કે ગઢવી ગાડે ચડે.[1]
નકલમાં અક્કલ (વાપરવાની) નહીં, મક્ષિકા સ્થાને મક્ષિકા.
ન ખાધો પોંખ કે ન હથેળી બળી.
નખે ભરતા મુગલનો ભારો, ઘરડી ભેંસ ને હેડે પાડો;
જુવાન વહુ ને બુઢો લાડો, એ ત્રણેનો રોજ દેડવાડો (ભવાડો.)
નખે ભોંય ખોતરવી.[2]
નગદની નિશા હજી પહોંચી નથી.[3]
નગર વસંતા માનવી, ગામડે વસતા રાક્ષસા.[4]
નગારાં વાગે, નોબત વાગે, પણ રાંડ સુતી ન જાગે.
નઘરોળના ઘરમાં છાણ પણ થવાય નહીં.
નજોરવાના ઘરમાં ડોસો ઠેઠણે.
નમે તેને નવ નોતરાં.
ન જાણે જોશી તે જાણે ડોસી.[5]
નડતરને નહાતું જાણવું નહીં.
નણંદની નણંદ નાતરે જાય, ને મારે હૈયે હરખ ન માય.
નદીનું મૂળ ને ઋષિનું કુળ જોવાય નહીં.[6]
ન પહોંચીઆને હજાર બાહાનાં.
નફ્ટ સાસુ ને નફ્ટ વહુ, બેએ કુળ લજાવ્યું સહુ.
નફ્ટને નાક નહીં, શોખ ત્યાં શરમ નહીં.
નબળો હાકેમ રૈયતપર શૂરો.
નબળે માટીએ રાંડ શરી.
નબળે દહાડે ભોંયનો પોપડો પણ હણે.
ન ભૂતો ન ભવિષ્યતિ.[7]
નમે તે પેટ ભરી જમે.

---

1 વો દીન કહાંસે કે મીયાંકે પાંઊમે જુતીયાં? 2 ઝુંઠા પડીએ તે વખતની સ્થિતિ. 3 પુરી સાન વળે તેવી શિક્ષા થઇ નથી. 4 કુગ્રામ વાસ, કુલહીન સેવા. 5 સો જોશી ને એક ડોસી. 6 વાટનું ઓસડ ને મુંઓ જોગી. 7 ક્યારે થયું નથી ને થવાનું નથી.

નમાલી વહુને ટોકે સૌ.

નમે સો ભારી, ભરી ભરી ત્રાજવું જોખે નમે સો ભારી.

નર્મદામાં કંકર એટલા શંકર.

ન લેવા ન દેવા, ને વડોદરે વિવાહ.

નવલખીનો દમામ, ને નવફ્લુસના વાંધા.

નવનું તેર વેતરવું.

નવસારી નાગમંડળ, ગણદેવી ધમચકડ.

નવ નવા નેહ, ને નવ નવી મજે.

નવ વાનાં જાણે તે નાગર.

નવરો રહે તો ડાકણ ખાય.[૧]

નવાણું ટકા બાદની વાત.[૨]

નવાબ કહે ભરૂચ જાતી હે, તો કહે ભરૂચ તો ઠેકાણે છે, પણ આપ જાઓ છો.

નવી દોસ્તી નાચે ઘણી.

નવો નાણાવટી ને જુનો ગાંધી.[૩]

નસીબે મળ્યો કાકો, તે કામે કામમાં વાંકો.

નહીં કાને, નહીં કોટે, ને વાલ સોનું હોઠે.

નહીં ઝાડ ત્યાં રાજા તાડ.

નહીં આવે તેને નવ નોતરાં.

નહીં સુતર, નહીં કપાસ, તો વણકર જોડે શો કંકાસ?

નહીં સાસુ, નહીં નણંદી; વહુ નાચે આપછંદી.

નાહાતાં મુતરે તે શી રીતે પકડાય?

નાને મ્હોડે મોટી વાત. નાની મોટી કરતાં કુંવારા રહે.

નાક ઊપર માંખ બેસવા દે તેવો નથી.[૪]

નાક નીચું ને પેટ ઊંચું.

નાક વાટે ખવાય નહીં, મ્હો વાટે ખવાય.

નાક વીંધાવા ગઈ ને કાન વીંધાવી આવી.[૫]

---

૧ ઉદ્યોગી માણસ. નવરો કામ વગરનો રહે, ચિંતા ડાકણ ખાય એવો, બીજો અર્થ એ છે કે નવરો થાય ત્યારે ડાકણ ખાવા લાગે. એટલે નવરો નહીં રેહેનારને ડાકણ પણ ખાઈ શકતી નથી. ૨ વાચડા માણસ વાત કરે તે વધારે.ને વાત કરે, તેમાં સેંકડે નવાણું ખોટું. ૩ જોશી જુવાન, ને વૈદ્ય ઘરડો સારા. ૪ આબરૂ તથા વચન પાળે તેવો છે. ૫ આલી સાટે માલી.

નાખતાં પહોંચે ત્યાં સુધી ખરા.[1]
નાગ, ફાગ ને દિવાળી, એ ત્રણે આવે એક વારી.
નાગર બચ્ચા, કદી ન બોલે સચ્ચા; બોલે સચ્ચા તો ગુરૂ કચ્ચા.
નાગા ઉપર ઊભાડા પડ્યા, ને આખી રાત ટહાડે ઠર્યાં.
નાગા જણ્યા, ને કંદોરે લાભ.
નાગાને નખરાં, ને ઊઘાડાને બફારો.
નાગો નાહાય શું ને નીચોવે શું?
નાચનારીનો પગ રહે નહીં, ને ગાનારીનું ગળું રહે નહીં.
નાચવું ખુંદવું નફ્ટ થવું; સૌથી ભુંડું તે ધુણવા જેવું.
નાઠી રાંડ સો ગામ ઊજ્જડ કરે.
નાઠો તે જાણો ધાઠો.
નાડું હાથમાં ને નાઠો.
નાણું મૂકવા જગ્યા મળે, પણ વાત કરવા જગ્યા મળે નહીં.
નાણાંનાં કાંઈ ઝાડ થાય છે?
નાણાંના કાંઈ વેશ આવે છે?
નાતરાંની જાનને જાનીવાસો નહીં.
નાતરૂં તે એઠું પાતરૂં.
નાતનો પટેલ વેહેલો નરકે જાય.
નાથ કહાડી નથી ત્યાં સુધી ગાડું તાણવું.
નાદ લાગ્યો તે ભવનું ભાગ્યું.
નાદાન સાથે લાગઠું, તે ડગલે ડગલે ઘાત.
નાનડીઆંને મસે,[2] માડી ખાય રસે.
નાનડીઆં વસુ ઘર, તે ગધેડે ચહડે.
નાને કોળીએ વધારે જમાય.
નાને મ્હોડે મોટા કોળીઓ ન ભરાય.
નાભીનો ઊમળકો છાનો રહે નહીં.
નામ રહે પરમેશ્વરનું.[3]
નામ દેજે મારૂં, નાક વઢાશે તારૂં.
નાપે નવસારી ભારી, ને ગણદેવી હગી ભાગી.

---

૧ પુરૂષપ્રયત્ન કરવો. ૨ મસે=આડાને. ૩ દુનીઆં તથા દુનીઆના પદાર્થ નાશવંત છે.

નાર, ચાર ને ચાકર એ ત્રણ કાચાં ભલાં;
પાન, પટેલ ને પ્રધાન, એ ત્રણ પાકાં ભલાં.[૧]
વહાણ, વરસાદ ને વિવાહ, એ ત્રણ આવ્યાં ભલાં;
તાવ, તામસ ને તલાટી, એ ત્રણ ગયાં ભલાં.

નારી, ઝારી ને વેપારી, સર્વ બહારથીજ શોભતાં છે.
નાસનારની અગાડી ને મારનારની પછાડી.
નાસતા ચોરની લંગોટી, ને ભાગતા ભૂતની કછોટી.[૨]
નાસરીના ચણા, ને છોકરાં મેળવ્યાં ઘણાં.[૩]
નાસતાં ભોંય ભારે થઈ પડી.
નાહી ધોઇને (રૂપાળો થવા) કોઇ કહોડ માગે?
ન્હાને કોળીએ વધારે જમાય.
ન્હાને મ્હોડે મોટો કોળીઓ ન ભરાય.
નાણા તેટલું પુણ્ય.
નાળિયેરનું પાણી નાળિયેરમાં સારૂં.
નાળિયેર ગડગડીાં આપ્યું.[૪]
નીકળ્યું ખોખું ને ઘર થયું ચોખું.[૫]
નીચની સંગત, પારકી ચાડી, પુત્ર કુપુત્ર, વાદીલી નારી;
ઘરમાં અસંપત્ત, રોગીલી કાયા, એ ખટ જોગ છે પાપ પસાયા.
નીચી ધરતી ઊંચો આભ, ભૂલ્યો જોગી બમણો લાભ.
નીચોવતાં માંહેથી શું નીતરે તેમ છે?
નેતરનાં ઝાડની પેઠે કંપે છે, પાંદડાની પેઠે ધ્રુજે છે.[૬]
નેન પદાર્થ, નેન રસ, નેણે નેણ મીલંત;
અજાણ્યાથી પ્રીતડી, પેહેલાં નેણ કરંત.
નેસ્તીની મા ખાટલે મરે.
નેસ્તીને મેળ નહીં, ને થોર ભેગી કેળ નહીં.
નોતરાની વાટ જોઇ ચુલામાં પાણી રેડ્યું.[૭]

---

૧ પુખ્ત સ્થિતિએ પહોંચેલાં.

કેળું, કેરી, કામિનિ, પીયુ, મિત્ર, પ્રધાન;
એ સર્વે પાકાં ભલાં, કાચાં નાવે કામ.

૨ એ હાથ લાગે તો પણ લાભ. ૩ શી રીતે વેહેંચાય? ૪ બરતરફ કર્યો. બેઠો પસ ભરાવ્યો. ૫ ઘરડું મરે ત્યારે કુપાત્ર પરિવાર બોલે છે. ૬ બહુ બીહે છે. ૭ મૂર્ખાઈ.

નવ્વાણુંનો ધક્કો.[1]

## પ

પકડ કાન કે આવે સાન.[2]
પગ પેઠો હોય તો લાગ કે વગ થાય.
પગ મોટા તે અકર્મી, શિર મોટા તે સકર્મી.
પગલું શોધતાં ચોર મળે.
પગલે પગલે ચાલીએ તો ભૂલા પડાય નહીં.
પગે કથીરનું કલ્લું, ને નાકનું નસકોરૂં નવ ગજ લાંબું.[3]
પગે પાલી ઠેલવી. પગે કમાડ વાસવાં.[4]
પગે પાણી બહુ ઊતર્યું છે, મફત નથી આવ્યું.
પચાસે પોપટો ને સાઠે સરેડી.[5]
પટેલની વાત પટેલ જાણે, પણ હાથમાં ખીલડો ને ઘંટી તાણે.
પટેલ બેઠા પાટે, ઘરની એબ દાટે, ને પારકાની કહાડે વાટે.

---

૧ ધોબી તથા વાણીઓ સામસામા રહેતા હતા. ધોબી થોડું કમાય ને તેમાં ખાવાપીવાની મોજ કરવામાં ઉદારતાથી ખરચ કરતો હતો. વાણીઓ સારૂં રળે ને પાસે પૈસા પણ ખરા, છતાં ખાવાપીવામાં, લુગડાં પહેરવામાં લોભ રાખી ખરચ કરે, ત્યારે વાણીઆની સ્ત્રીએ વાણીઆને પૂછ્યું કે, ધોબી ખરી મહેનત કરી થોડું કમાય છે, છતાં ખાવાપીવામાં તમારા કરતાં વધારે સુખ ભોગવે છે, ને લોભ કરતો નથી, તેનું કારણ શું? વાણીએ જવાબ આપ્યો કે, તેને નવાણુંનો ધક્કો વાગ્યો નથી. વાણિયણે તેને અર્થ પૂછ્યો. વાણીઓ કહે, પછીથી કહીશ. એમ કહી વાણીએ છાનામાના નવ્વાણું રૂપીઆ એક કોથળીમાં ભરીને ધોબીના ઘરની નળીમાં કોઇ જાણે નહીં તેમ મૂકી આવ્યો. ધોબીને તે કોથળી હાથ આવી. રૂપીઆ જોઇ ખુશી થયો ને ગણી જોયા તો નવ્વાણું થયા. ધોબીએ વિચાર કર્યો કે, એક રૂપીઓ બચાવીને માંહે નાંખું તો પુરા સો થાય. તે પ્રમાણે લોભ કરી રૂપીઓ બચાવી પુરા સો કીધા. પછી સોના બસો, બસોના ચારસો કરવા તરફ મન દોડ્યું ને લોભ, ખાવામાં પીવામાં કરી બેત્રણ વરસમાં પાંચસો સાતસો રૂપીઆ કીધા. વાણિયણે પોતાના ધણીને કહ્યું, હવે તો ધોબી બહુ લોભીઓ થયો છે ને ખાવાપીવામાં પણ કરકસર બહુ કરે છે. ત્યારે વાણીએ કહ્યું, **"નવ્વાણુંનો ધક્કો લાગ્યો હશે."** વાણીએ ધોબી આગળ બનેલી હકીકત કહી રૂપીઆ નવ્વાણું માગ્યા, તે ધોબીએ આપી દીધા ને પોતાની પાસે પૈસા થયા તેથી વાણીઆનો ઉપકાર માન્યો, નવ્વાણું રૂપીઆ લાવીને વાણીએ વાણિયણને વાત કહી ને **"નવ્વાણુંના ધક્કા"**નો અર્થ સમજાવ્યો.

૨ સારી વાત બરાબર મનપર ઠસે ત્યારે તેને ખરી કહેવા સારૂ કાન પકડવો પડે.
૩ ગરીબ સ્થિતિ છતાં અભિમાન ઘણું રાખે તેને લાગુ છે. ૪ કોઈ જાણે નહીં તેમ કોઇ ઉપર ઘા કરવો કે કોઇનું બગાડવું. ૫ પોપટો=ચણા, સરેડી=ઘઉં.

પડતી પર પચાસ.

પડનાં પડ ફરી ગયાં.[૧]

પણું રોડું ને ચણું ઘોડું બહુ દેખાય.

પણ્યા પેહેલાં પોકાર નવ દિન કરે.

પણ્યો પણ્યો પણ સૌને ભારી.

પડી જડી પરોણી,[૨] ને હવે રહ્યું સેહેલ;<br>બે જોઇએ બળદીઆ, ને એક જોઇએ વેહેલ.

પડેગી જબ બુઝેગી, તબ સબ સુઝેગી.

પડોશીને ઘેર તોરણ બાંધ્યાં, હરખમાં મેં રાંધ્યું નહીં.

પડોસણ છડે ભાત, ને ફોલ્લા પણ્યા મારે હાથ.[૩]

પડોસીના પરોણાને ધાઇને મળીએ.[૪]

પત્થરમાં પગેરૂં શું.[૫]

પત્થરનો ભમરડો છે.[૬]

પદાવેથી પાંસરૂં પડે.[૭]

પન્હોતાનું પેટ ને અભાગીઆની ગાં-મોટાં હોય.

પરણ્યા નથી પણ જાને તો ગયા હઇશું.

પરઘેર જમે, તે બહુ બહુ નમે.

પરઘેર હળે, તે વેહેલો ટળે.

પરણ્યાંને પાળે ને જણ્યાંને જીવાડે, તેમાં પાડ કોના ઉપર.

પરણેલી તો જેવી તેવી, પણ નાતરાની તો જોઇને લેવી.

પરણાવતાં સાસુ હરખાયાં, પછી સાસુ હડકાયાં.

પરણીને બેઠી પાટ, ને સાસુના કુલા ચાટ.

પરણેલી દીકરી, પરોણા દાખલ.[૮]

---

૧ વાત બહુ જુની થઇ ગઈ તેને લાગુ છે. ૨ પરોણી, બળદ હાંકવાની સુઇઓ ખોસેલી લાકડી. એક માણસને રસ્તામાંથી લોહોડાનો નાલ જડ્યો. ખુશી થતો થતો કહે છે કે બસ હવે ત્રણ નાલ ને એક ઘોડો મળવાં બાકી રહ્યાં. તેની સાથે મળતી ઉપરની કહેવત છે. ૩ આ કહેવત નીચેની સાખીને મળતી છે.

મેરી પડોસણ ચાવલ ખાંડે મેરે હાય ફોલા પડે;<br>મીયાં આવે તો પૂછું હું, ચાવલ ખાંડ સો જીવે કયું.

૪ ખવરાવવા કરવાની કાંઇ ચિંતા નહીં. માટે નવનવાં હેત દેખાડીએ. ૫ પત્થરમાં પગલાં પડે નહીં એટલે પગનો સગડ ચાલે નહીં. ૬ ઠોઠ, બુડથલ હોય તેને લાગુ છે. ૭ ડરાવવાથી કેટલેક પ્રસંગે સમું પડે છે. ૮ માબાપ કે સગાંને ઘેર.

પરદેશમાં ખરચી ખુટે, તે મધ દરિયે વહાણ તુટે.[1]
પરદેશીની દોસ્તી, ને ખડની તાપણી.

પરદેશીની પ્રીત, સુરતનો સગો, ગુવારની ગાંસડી, ઢેડનો સંગાથ,
સાગનો દેવતા, ઘાસની તાપણી, એટલામાં ભલીવાર હોય નહીં.

પરનારી યાર, સદા ખુવાર; કાંટુકા ખીછાના, ઓર જુતીઓંકા માર.
પર ભોમમાં પગ મૂકવો, તે ચોખ્ખો રાખવો.
પરમારથ કામમાં પૂછવું નહીં.
પરવારીને કોઈ મરતું નથી.
પર્વની ગાં-હોળી, ને મનુષ્યની ગાં-કોળી.
પરાઈ પીડા ભૂલતાં વાર લાગે નહીં.
પરાઈ છીંડીમાં હગવું ને કરાંઝવું.[2]
પરાણે પુણ્ય થાય નહીં.
પલક દરિઆવ.[3] મોજ મેહેરાણ.[4]
પલાળ્યું તે મુંડવું અથવા મુંડાવવું.

સાખી

પેહેલું તિર્થ સાસુ સસરો, બીજું તિર્થ શાળી;
ઠીકઠાક માતપિતા, શ્રેષ્ઠ તિર્થ ઘરવાળી.

પેહેરવેશ ને બોલી, દેશ જાત દે ખોલી.
પળ પળ પ્યારી છે.[5]
પાઈ સારૂ નીંભાડે આગ મુકે.
પાકે સારે લીંબોળી પણ મીઠી થાય.
પાકો ચોર દરજી કે વેતરે ને છેતરે.
પાખંડે ખાધી પૃથ્વી, ને ધુતારે ખાધો દેશ.
પાખંડે લોકમાં પૂજાય, સાધુ જન તે ગોદા ખાય.
પાઘડ બાંધે મોટાં, ને અંદરથી ખોટા.
પાઘડીની શરમ સૌને, ઘાઘરીની શરમ કોઇને આવે નહીં.
પાછલી રાતનું ઊઠવું, ને જુવાનીનું જણવું. (સારૂં.)
પાટીદાર સુવા છઇએ.[6]

---

૧ બંને બરાબર. ૨ એ ગોદા ખાવાની નિશાની. ૩ તે મેઘરાજ. ૪ ખુશી થાય ત્યારે મોજ ઇનામ આપે તે મોજ મેહેરાણ. ૫ પળ પળ પારખી છે, માટે જે સારાં કામ કરવાં હોય તે કરી લેજે. ૬ પાટીદારે પોતાના મોઢું પેહેરી લડસદની પાટલી સુધી ચાલતા હતા, કોઇએ કહ્યું પારસીમાં આંટી આવશે તો પકડો. ત્યારે પાટીદારે જવાબ આપ્યો, કે પાટીદાર સુવા છઇએ.

પાડસણું વાળીએ, તો જમાડીને વાળીએ.

પાટણ આંબો વાવીયો, ઊગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેડ્યો ઝાલાવાડ.[૧]

પાડા સાથે પોપલીઊ,[૨] ને મુંડા સાથે યારી.
પાડા ઊપર પાણી.[૩]
પાડાની પીડાએ ભેંસ કાંઇ પારસો વાળે?
પાડો ચાલે પાંચ ગાઉ તો પખાલી ચાલે પંદર ગાઉ.
પાડોસી ઊચળે લાભ કે ઊજળે લાભ.
પાણી પીવું છાણીને અને ગુરૂ કરવો જાણીને.[૪]
પાણી વિના દહીં ડહોળવું, તે ભાગે ખરૂં પણ થાય ધોળવું.
પાણીનો પાનાર, ને માથાનો વાઢનાર ઊતાવળો જોઇએ.
પાણી માગે ત્યાં દૂધ આપે.[૫]
પાણીની જ કીંમત છે.[૬]

કવિત

પાનીબિન જવાહીરી, મુક્તાકું ખરીદે નહીં,
પાનીબિન સુઘડ સિરોહી કોન કામકી,
પાનીબિન હયકું ખુદાઇમેં ખરીદે નાંહી,
પાનીબિન દમેક સો, દામિની નહીં કામકી.
પાનીબિન પુરૂષકો નામબી રહત નાહી,
પાનીબિન કિમત ન, હીરેકે સુજામકી,
અરે નર જ્ઞાની તું પાનીકો જતન કર,
પાનીકે ગયે જીંદગાની કોન કામકી. ૧

પાણી, પત્થર, ને પાનડાં, બ્રાહ્મણને જોઈ ધ્રુજે.
પાણી મુવું છે.[૭]
પાણીથી પાતળું શું? પવન ને ગરજુ.
પાતળ પેટું, તે હારા હેઠું.[૮]
પાદ પાદ પીપરડી, સુઈ બેઠા સીવે, પૂછ ત્હારા પરીઆને કે પાદ્યા વગર કોઈ જીવે.

૧ વેડ્યો=ફળ ઉતાર્યાં. ૨ પોપલીઊ=ભાઇબંધી. ૩ કાંઈ અસર થાય નહીં.
૪ ઓળખીને. ૫ એવા હેતથી પરોણાગત કરે. ૬ પાણી=ચંચળાઇ, બુદ્ધિ તથા શક્તિ.
૭ એટલે ખુટચો કે કુટચો છે. ૮ બહુ ખાય. પાતળા પેટવાળાનો આહાર ઘણો હોય.

પાદ્યા વગર કાંઈ ગંધાય.[1]
પાદે રડતું હોય તો પાયખાને જવાની શી જરૂર?[2]
પાદવાની પ્રાપ્તિ નહીં, ને ગોલંદાજ થવું.[3]
પાન ખાઇને પદ્મણી થયાં.
પાનું ફરે ને સોનું ઝરે.[4]
પાનડાં પથરાય નહીં, ને ધૂળ ખવાય નહીં.
પાનાં પડ્યાં તે વેઠ્યે છૂટકો.[5]
પાપ પ્રગટ ને ધર્મ ગુપ્ત.
પાપ બોલે નહીં પણ બોળે.
પાપે પેટ ભરાય.[6]
પારકા બાપનો કાંઈ આડો.[7]
પારકા ધણી પાછળ સતી થવું.[8]
પારકા બાપનું શ્રાદ્ધ કોણ કરે.
પારકી મા કાન વીંધે.
પારકી માના મળશો નહીં.[9]
પારકી સ્હેમાં કોણ પગ મૂકે?
પારકે માંસે ઘા ન પુરાય.
પારણામાં પણ સાચું રોયો નથી.[10]
પાવઇનાં છોકરાં સાઠા સાઠા.[11]
પાવલાની પાડી ને પોણો ચરાઈ.
પાસો, કોઇનો ન થાય માસો.
પાળેલો કુતરો પગ ચાટે.
પીઠ ઠોકવી; વાંસો થાબડવો.[12]
પીતળ માણસથી કામ પાડતાં સચેત રહેવું.
પીયર દુકડું, તે બાયડી ઘર માંડે નહીં.
પીવાય નહીં તો ઢોળી નાંખવું.[13]

---

૧ એટલે બોલ્યા હોઇએ, તો કોઇ વાત કરે. ૨ રડે એટલે ચાલે. ૩ પ્રાપ્તિ=શક્તિ. ૪ પુસ્તકનાં અગર ચોપડાનાં પાનાં ફરે એટલે વંચાય તેમ સોનું ઝરે=લાભ થાય. ૫ પાનાં=સગાંનો સંબંધ કે કામનો સંબંધ. ૬ તો ફોટવું સારૂં. ૭ પારકા બાપ પાસે લાડ, માગણી કે હઠ થાય નહિ. ૮ એ કોણ કરે. ૯ પારકી માના=ચોર, છુંદારા. ૧૦ તે મોટો થઇ સાચું શાનું બોલે. ૧૧ પાવઇનાં છોકરાં હોય નહીં ને પારકાં તે બધાં લુચ્ચાં. ૧૨ ટેકો આપવો. ૧૩ અદેખાને લાગુ છે.

પીળે પાને માંડી વાળ્યાં છે. વાળ્યાં ખત છે.[1]
પીંજણુ નકામી શી પીંજવી?
પુણ્યે પાપ ઠેલાય.
પુરૂષના કર્મ આડુ પાનડું.
પેગડે પગ ને બ્રહ્મ ઉપદેશ.[2]
પેટ કે પરગણું?[3]
પેટ તો કુતરાં પણ ભરે છે.
પેટ ઊઘાડીને કોઈ જોતું નથી.
પેટ ને પેટી બન્નેથી ખાલી.[4]
પેટ પાક્યું તે કોને કહેવું?[5]
પેટ બાળીને સંચવું નહીં, ને દીવો બાળીને કાંતવું નહીં.
પેટ કંપાણું, ત્યાં કોઈ નહીં વહાલું.
પેટમાં કોઇથી પેસી નીકળાતું નથી. પેટવશામાં પુણ્યવરો.
પેટમાં ટાંટીઆ છે.[6]
પેટમાં પેસી પગ પહોળા કરે તેવો છે.
પેટ ને પેરણું સાથે જ હોય.
પેટ સમાણું, તે હાંલ્લે સમાય.[7]
પેટા ચાટા કરી ગુજારો ચાલે છે.
પેટે પાટા બાંધવા, પણ દેવું કોઇનું કરવું નહીં.
પેડું પેરે નીકળે.
પેરણામાં સૌ નાગું.
પેલા ભવને વાયદે.
પેહેરવા પૃથ્વી ને ઓઢવાને આભ.
પહેરીએ ગામને ગમતું, પણ જમીએ મનને ગમતું.
પહેલી રાતે મરે, તેને પાછલી રાત સુધી કોણ રડે.

પહેલી રાતે સૌ કોઇ જાગે, બીજી રાતે ભોગી;
ત્રીજી રાતે રોગી જાગે, ચોથી રાતે જોગી.

૧ ચોપડીને છેડે પીળાં પાનાં હોય છે તેમાં લખેલું તે માંડી વાળેલું. ૨ બહુ ઉતાવળમાં કામ કરે તે સારૂં થાય નહીં. ૩ બહુ ખાય તેને કહે છે. અને પેટ ભર્યું તે પાટણ ભર્યું. ૪ નિર્ધન અને મગજહીન. ૫ મગજ ખરાબ થઇ તે દુઃખ કોને કહેવું. ૬ ઘણો ઊંડા મનનો પહોંચેલો માણસ છે. ૭ એટલે છોકરાં ગમે તેવાં હોય પણ રોટલે ભારે પડે નહીં.

પહેલો મૂર્ખ તે ઠેકે કુવો, બીજો મૂર્ખ તે રમે જુવો.[1]
  ત્રીજો મૂર્ખ તે બ્હેન ઘેર ભાઈ, ચોથો મૂર્ખ તે ઘરજમાઈ.
પહેલાં લડાવ્યાં લાડ, પછી ભાગ્યાં હાડ.
પહેલાં વહુ ખાતી નથી, પછી વહુ ધરાતી નથી.
પૈસામાં કોઈ પુરો નહીં, ને અક્કલમાં કોઇ અધુરો નહીં.[2]
પૈસાવાળાની બકરી મુઈ, તે આખા ગામે જાણ્યું;
  ગરીબની દીકરી મુઈ, તે કોઇએ જાણ્યું નહીં.
પૈસાવાળાનાં જીવતાં હોય, તો તાલેવંતનાં મરે નહીં, ને ગરીબને ઓરતો થાત.
-પૈસો આઈ, પૈસો ભાઈ, પૈસા વગરની શી સગાઈ.
પોચી માટી કોચલીએ ખણાય.[3]
પોતાની જાંગ ઉઘાડીએ તે નાગા જણાઇએ.[4]
પોથાં તે થોથાં, ને ડાચાં તે સાચાં.
પોદળામાં[5] સાંઠો રાખવો.
પોલમાં પેસી જાઓ.
પોલે પાને ભગવાનદાસ, લુગડાં પહેરે સો પચાસ.
પોસનું નાળિયેર પૈડે ફુટે.[6]
પહોચે ત્હેને હાડે વીશમે, લાગે ત્યાંથી ભાગે.
પહોળીઆ (રૂપીઆ) નો પારેખ પત્થર.
પંડયે ન્હાના પણ પાખંડે મ્હોટા.
પાંખ (પુંખ) પાદશાહની કપાય, નેવ રાંડી રાંડનાં પણ કપાય નહીં.
પાંચે મિત્ર, પચીસે પડોસી, ને સોએ સગો.[7]

---

૧ જુવો એટલે જુગાર. ૨ પોતાના મનથી. ૩ માખણમાં પાટુ મારવી. ૪ ઘરની વાત બ્હાર કરવાથી ભરમ જાય. ૫ આ દેશમાં બઇરાં છાણુ એકઠું કરવા જાય છે ત્યારે રસ્તે જતાં કોઇ ઢોરનો પોદળો જુએ ત્યારે માંહે સાંઠાનો કડકો ખોસી કાગે જાય. તે ફરી ઘેર આવીને પોદળો લઇ આવે, પણ પોદળામાં સાંઠો ખોસેલો હોય તે પોદળો કોઇ બીજી બાઈ ઉપાડી જવાની ઇચ્છા કરે નહિ. કદી સાંઠો ખોસનારી બાઇ તે પોદળો લેવા ન આવે તો પોદળો સુકાઇને ધૂળ ભેગો મળી જાય પણ બીજી બાયડી ઉપાડે નહીં. એ ઠેકાણે બાયડીઓ બહુ પ્રમાણિકપણું બતાવે છે. ૬ પોસ=કાઠિયાવાડમાં "પસ" એટલે વર પરણવા જાય ત્યારે બે હાથનો ખોબો કરી નાળિયેર હાથમાં લે છે—તે નાળિયેર વરરાજા પરણીને કન્યા સાથે રથ કે વહેલમાં બેસે ત્યારે તે પૈડે વધેરવામાં આવે છે. ૭ આટલી રકમ મિત્ર, પડોસી, કે સગાંને ધીરતાં પાછી આપે નહીં તો ભગડો કરવો નહીં. ખમી રહેવું તેમાં શોભા ને સુખ છે.

પાંચ પટેલ ને છઠ્ઠા હાજીસાઈ.

પાંતીનો ભાગ, પેટ દુઃખતે પણ ખાવો પડે.[1]

પાનડે પાણી પાય છે.[2]

## ફ

ફકીર હાલમેં મસ્ત, જરદાર માલમેં મસ્ત;
બુલબુલ બાગમેં મસ્ત, આશક દીદારમેં મસ્ત.

ફજેતીના ફાળકા ને આબરૂના કાંકરા.

ફટ કરી કહે તો ગામ બાહાર રહે, નફ્ટ કરી કહે તો ગામમાં રહે.

ફતવાખોર પહેલો ફાવે.[3]

ફરેબે શીરસ્તા ફરે.

ફાગ ખાવું જોઇને, ઢોકું લેવું દોહીને.[4]

ફાટયું સાંધીએ ને રૂઠયું મનાવીએ.

ફાતડા ફવે કયાંહેતું કયાંહે, વાણીઆ ઝાડકે માંહેતું માંહે.

ફુવડને ઘેર ફુવડ ગઈ, ને ગાલે ગોડા દેઇને રહી;
ઊઠારે ફુવડના ધણી, અન્ન થોડું ને માખો ઘણી.

ફુઈ તે ઠંડા પાણીની ફુઈ.

ફુઈને મૂછ હોત તો કાકા કહેત.

ફુલ કરમાણે ને રૂપ શરમાણે કામના નહીં.

ફુટનારી આંખે ઓકો વાગે.

ફૂલબાઇના કાંત્યામાં ફેદો રહે નહીં.

ફૂલણજીની ફૂલ, ને ફૂલીબાઈનું ફુમતું.

## બ

બજરંગ બીરકા સોટા, ફુટ જાય ભંગીકા લોટા.[5]

બકરીનું દુઝાણું.

બકરી દૂધ આપે પણ લીંડી કરે.

બગલો માર્યો ત્યારે પાંખ હાથમાં આવી.

બડી ફજર, ઝાડી પર નજર.[6]

---

૧ લાણનો હીસ્સો પણ મૂકી ન દેવાય. ૨ બહુ દુઃખ દે છે. ૩ પછી નહીં. ફતવાખોર=ઢોંગી, જુઠું રોઈ જાણનાર. ૪ જોઇને ખાવું કે માંહે છવડો હોય, દુઝણું ઢોર લેવું તે દોહીને લેવું. ૫ બજરંગ એટલે વજ્રાંગ હનુમાનજીના સોટાની બીક એવી લાગે છે કે ભંગી એટલે ભાંગ પીનારનો લોટો ફુટી જાય. મતલબ કે ભય લાગે ત્યારે કેફ પણ ઉતરી જાય. ૬ હાજત જવા સારૂ.

બડી બડી બાતાં, બગલમેં હાથાં.
બધામાં ભાગ હોય, પણ રંડાપો સુવાંગ (સ્વાંગ)જ હોય.
બધા દીકરા પેટના છે, કોઈ ઉપરવાડેથી નથી લીધો.
બધાં તેડાં પાછાં જાય, પણ જમનું તેડું પાછું જાય નહીં.
બધું ગામ ધોરે, ત્યારે ઘેલી ઘૅંસ ઓરે.
બક્કા વહાં નક્કા, હવા વહાં ધા.
બરોબરીઆથી કરીએ વાદ, વિવાહ ને પ્રીત.
બહોત કી આછજી, તોબી ન સમજ્યા કાછજી.
બહોત બોયા ને ઊગ્યા ઘાસ.
બળદ ગધેડાને શિખામણ આપે.
બ્રાહ્મણ વચને ખડ ડાભ, તો જજમાન વચને દેડકી ગાય.
બ્રાહ્મણ કહી છૂટે ને બળદ વહી છૂટે.
બ્રાહ્મણનું રાંધ્યું બ્રાહ્મણ ખાય કે ભેંસ ખાય.

બ્રાહ્મણ કીધા જમવા, ભવાયા કીધા રમવા;
કોળી કીધા લુટવા, ને રાંડી રાંડો કીધી કુટવા.

બ્રાહ્મણભાઈ જીવતાં દિવાળીઆ, ને મુવે વેહેવારીઆ.[1]
બ્રાહ્મણ ઘેર ખાય ને ઝેર ખાય બરાબર.
બ્રાહ્મણને મન ગાય, પણ આખલાને શું?
બ્રાહ્મણને ઘેર વરો ને કુતરાંનો મરો.
બ્રાહ્મણનો સાળો અડો, ગરાસીઆનો સાળો ગોલો.
બાઈ બાઈ એના ઘરની.
બાઈ મ્હોનાં મોળાં, ને ગામનાં લોક લુચ્ચાં.
બાઈજી મુઆં બાપડાં, ઘરબાર થયાં આપણાં.
બાઈને કોઈ લેનાર નહીં, ને ભાઈને કોઈ દેનાર નહીં.[2]
બાઘ નહીં દેખા તો દેખો બિલાડા, ચોર નહીં દેખા તો દેખો સુનારા,

ભૂત નહી દેખા તો દેખો ભરવાડા.

બાત જો કહે જાને તો બાત કરામાત હે.

બાત બાતમેં બાત હે, ભાત ભાતકી બાત;
એક બાત ગજ દેત હે, એક બાત ગજ લાત.

---

1 ઘર વેચીને પણ દહાડકાર્ય કરે. 2 બાઈને કોઈ આવતર નહીં, ને ભાઈને કોઇ લાવતર નહીં.

## કવિત

બાતનસેં દેવી અરૂ દેવતા પ્રસન્ન હોત,
બાતનસેં સિદ્ધ અરૂ સાધુ પતિયાત હે;
બાતનસેં ખાન સુલતાન અરૂ નરેશ માને,
બાતનસેં મૂઢ લોક લાખન કમાત હે;
બાતનસેં ભૂત અરૂ દૂત સબ તાબે હોત,
બાતનસેં પુન્ય અરૂ પાપ હોય જાત હે;
બાતનસેં કીર્તિ અપકીર્તિ સબ બાતનસેં,
માનવીકે મુખકી બાત કરામાત હે. ॥ ૧॥

બાપનું બારમું ને પડોસનું ઘર, ફરી ફરીને મળે નહીં.
બાપ દીવાનો, મા દીવાની, બાયડી મારી તુળજાભવાની.
બાપ દીકરાનો નાતો.[1]
બાપ દેખાડ કે શ્રાદ્ધ સાર.
બાપના કુવામાં બુડી મરાય નહીં.
બાપના થાન જેવું, બકરીના ગળાંના આંચણુ જેવું.[2]
બાપના બાપને ઘેલાં રૂવે.
બાપના બાપને સંભારે તેવું થયું.
બાપને પૈસે તાગડધીન્ના.
બાપા ભાયડા.[3]
બાફેલું વેંગણુ લીલું થાય નહીં.
બાયડી ચોટલેથી ને મેમાન રોટલેથી રાજી.
બાયડી નાતરે જાય ને ધણી વોળાવા જાય.[4]
બાયડી રડે ને ભાયડો ખાય તેમાં શું સારૂં કહેવાય ?
બાયડીને કમાઈ અને છોકરાંને મીઠાઈ બતાવીએ ત્યારે વશ (રાજી) થાય.
બાર પુરબીઆ ને તેર ચોકા.
બાર કારભારી ને તેર ચોધરી.
બાર વાગ્યા ને લહાડના ચુલા લાગ્યા.
બાર કોહળા, ને તેર ઇચ અથવા લાગા,
બાર બ્રાહ્મણે બકરીનું જોર.

---

૧ સંબંધ દોસ્તીનો. ૨ બાપના થાનમાંથી દૂધ નીકળે નહીં. ૩ પાટીદાર.
૪ મા નાતરે જાય ને દીકરો દુધચોખા ખાય.

બાર બાયડીએ બગલાનું જોર.
બાર વર્ષની કન્યા ને બે છોકરાંની મા.[1]
બારવટીઓ થાકે પણ રાજ થાકે નહીં.[2]
બાલસેં ખેલ નહીં, બડેસેં વેર નહીં.[3]
બાલાપન ખેલમેં ખોયા, જુવાની નીંદભર સોયા, બુઢાપા દેખ દેખ રોયા.
બાલક રાજી રમાડે, ને બ્રાહ્મણ રાજી જમાડે.
બાવા વાછરૂ વાળશો ? તો કહે, બાપનાં નથી વાળ્યાં તો તારાં શું
વાળીશ ?
બાવાનો માલ બગલમાં ઘાલ.
બાળ પરદેશાંરી ચાકરી, બાળ ગુણિકારો હેત.
બિચારાનાં બારે બૂરાં.
બિલાડીનું બચ્ચું સાત ઘર ફરે.
બીબી બાયકે જાય, ને મીઆં દાડીઆ શોધે.
બીહે તેને આવી લાગે.
બુડતા બળતાનો વીમો કોણ ઊતારે.
બે સગપણ ને ત્રીજું વેર, કદી ન આવશો ગારે ઘેર.
બે હાથ વચ્ચે એક પેટ છે તે ભરાશે.
બેટા હોય તો બાપ કહે કેની.
બેશરમની બલા દૂર, ખાવે જુતીઆં વાધે નૂર.
બેસતો રાજા, આવતો મેહ, ને આવતી વહુ, વગર વિચારે વાહવાહ કરે સૌ.
બેસતો વાણીઓ ને ઊડતો બકાલી.[4]
બેહેડા ઉપર બેહેડું તે પાણીઆરા માથે ભાર.
બેહેડું ચડાવીને આવી છે.[5]
બેહેન કહીને બેસાડે ને વહુ કહીને ઉઠાડે.
બેહેનને ઘેર ભાઈ, સાસુ ઘેર જમાઈ.[6]
બો(પો)પાં બાઇના રાજમાં ખરે બપોરે બણુશું.

---

૧ એવી કન્યા શોધવા મોકલ્યો. ૨ થાકે ને બદલે થાકે પણ બોલાય છે. ૩ કરના. ૪ બકાલી=કાછીઓ. ૫ નાતરીઆ વરણમાં સ્ત્રીઓને પરણેલ ધણી સાથે નથી બનતું ત્યારે બીજાના ઘરમાં પ્રેમથી જાય, તે વખતે તે બાયડી પાણીનું બેહેડું ભરી માથે ચડાવીને પોતાને રાખનાર પુરૂષના ઘરમાં જાય, એટલે તે સ્ત્રીને રાખનાર પુરૂષ ગુનાહગાર ગણાય નહીં. પછી નાત મળીને પંચાત કરી વેલ આપાવે. આ કાઠિયાવાડમાં રીત છે. ૬ ચાકરી પામે.

બોલતાની કાંઈ જીભ ઝલાય છે?
બોલતું ભૂત પણ સારૂં.
બોલનેમેં રેલમછેલ, ખરચનેમેં ટંચાઈ.
બોલીને ફરે તેનો વિશ્વાસ કોણ કરે?
બોલે નહીં હસી તો સૌ જાય ખસી.
બોલે હસી તે જાય ખસી.
બોલેલું કાંઈ મ્હોમાં પેસ છે?
બોરડીનો કાંટો આડો કરડે, ઉભો કરડે, કરડે કુટી નાંખ્યો,
બોરડીનો કાંટો એ તો ગુણદે બાળી નાંખ્યો.
બાંડા સાપને બે તરફનો માર.
બાંદી તો બાદશાહકી, ઓરકી સરદાર.
બાંધછોડની વાત કરવી તે ડહાપણ.[1]
બાંધે છોડે બાબરીઓ.
બાંધે પોટલે વેપાર થાય નહીં.

## ભ

ભગત એટલે ખોટો રૂપીઓ.
ભગત જગત ઠગત.
ભજ કલદારં, ભજ કલદારં.[2]
ભજે તેને સૌ ભજે, તજે તેને સૌ તજે.
ભટજી ભણે છે કે ટીપણાં ફાડે છે.
ભણી ભણીને ઉંધા વળ્યા.
ભણી ભણીને પોપટ થયા.
ભણેલ કરતાં ગણેલ સરસ, ગણેલ કરતાં ફરેલ સરસ, ફરેલ કરતાં કઢાએલ સરસ.[3]
ભણેલાને ચાર આંખ, અભણ આંધળો.
ભણે તે ભૂલે ને ચડે તે પડે.
ભણ્યા પણ ગણ્યા નહીં.
ભણ્યા ભૂલે પણ લખ્યાં ન ભૂલે.
ભણ્યોગણ્યો તે ગંગા ગયો, ન ભણ્યો તે મૂર્ખ રહ્યો.

---

૧ વાટાઘાટ કરવી તે વિચારનું કામ. ૨ રોકડીઆ કામ કરનારને.
૩ કસાએલ સરસ.

ભણ્યોગણ્યો તે ઘોડે ચડે, ન ભણ્યો તે આગળ દોડે.
ભણ્યો ભૂલે ને તારો ડુબે.[1]
ભભૂતને ભરોસે ન રહેવું, ઉદ્યોગ પણ કરવો.[2]
ભમરડો ઘૂમાવવો.[3]
ભમરો ભુંસવો.[4]

> ભમે તે ભૂખે ન મરે, રમે તે રળી ન ખાય;
> ઊંઘે આયુષ્ય ન વધે, આળસે દેવાદાર થાય.

ભયા પાંચશેરી.[5]
ભરત નવ કાંકરીનું ભરી કે જડી.[6]
ભર દરીએ વહાણનું ડગળું કહાડવું.[7]
ભરમાવીને અગર ભંભેરીને ભૂત કરવો.[8]
ભરવાડની દીકરી કુંવારી રહે, પણ દુધ કુંવારૂં ન રહે.[9]
ભરે ગાગર તો મળે નાગર.[10]
ભરે ભાણે ભૂખ્યો, ને ભર્યે તળાવે તરસ્યો રહે.

> ભર્યાનું ઘર સૌ કોઈ ભરે, દુઃખીઆને દુઃખ આવી મળે;
> રાંધ્યા પછી બળતું બળે, ને રાંડ્યા પછી દળણું દળે.
> ભર્યે સમુદ્રે પડ્યો કાગ, પણ જાય ખાબોચીઆં ખોટવે;
> ગદ્દા ઉપર મખમલ નાંખી, પણ જાય છારમાં લોટવે.

ભર્યો છલકે નહીં, છલકે સો આધા; ઘોડા ભુંકે નહીં, ભૂંકે સો ગદ્દા.
ભલભલા ચાલ્યા ગયા, આપણ જાઇશું કાલ.
ભલાઇમાં ભાલો મીઠું બોલે તે વહાલો.
ભલાભલી પૃથ્વી છે.[11]
ભલામાં ભલી પૃથ્વી છે કે ચાલવા દે છે.[12]
ભલે ભલે પડ્યો દુકાળ, કે સગાંસંબંધીનો આવ્યો પાર.

---

૧ A good marksman may miss. ૨ નસીબમાં લખ્યું હોય તે ચોક્કસ બને. ૩ વાત ચાલતી હોય તેમાં વચ્ચે પચરો ફેંકવો. ૪ માંડી વાળવું. ૫ તોલું આપવા કાટલું જોખવાનું, પણ પાંચશેરી પોલીખમ તે ઘરાકને તોલમાં ઓછું આપવાને બનાવી રાખેલી. ૬ કરકસરથી ખરચ કરી વ્યવહાર ચલાવવો. ૭ કુવામાં ઉતારી વરત (દોરડું) વઢાડવું. ૮ ભરમમાં ગાંડો બનાવવો. ૯ માંદે પાણી તો ભેળવેલ. ૧૦ નાગર સ્ત્રી. ૧૧ આ પૃથ્વીમાં કઇંક નર એક બીજાથી સરસ પડ્યા છે. ૧૨ કોઈ પોતાની ભલાઈ કે પવિત્રતાઇની બડાઈ કરે ત્યારે એક પૃથ્વી પવિત્ર કે ભલી છે તે સર્વને ચાલવા દે છે એમ કહેવામાં આવે છે.

ભલે મુવો ભાભો, જે પાગ્યા ગોદીનો ગાભો.
ભલે હોય ભુંડો ભલો તોએ ભાઈ.
ભવાની માએ ભલું કર્યું કે આંખ પ્રમાણે ફૂલું ઘડ્યું.

ભંગીકી જોરૂ કાળી, અફીણીઆની રાંડ;
દારૂવાલેકી જોરૂ યું કહે, આવે મારો ગડગડતો સાંઢ.

ભા, અપશુકન બોલશો નહીં, તો કહે માણેકથંભ આંહીજ ગળશે.
ભાઇને ઘેર વિવાહ, તે થાળી ઉજાળીને ખા.
ભાઇ જોડે જવાનું, પણ ભાભીને હાથે જમવાનું.
ભાઈ થાય નોખો તેનો શો ધોખો?
ભાઇના છાબડાંમાં બેહેન મણા રાખે નહીં.
ભાઇની પાઘડી ભાઇને માથે, ને ભાઈ ચાલ્યા ઉઘાડે માથે.
ભાગ્યશાળીને ભૂત રળે, ને અકર્મીની બાયડી મરે.
ભાગ્યા ઘરને સડેલા વાંસનો ટેકો.
ભાગ્યો[1] ઘા ચોરાસી જોજન જાય.
ભાગી ધાડ ઢેડવાડે જાય.
ભાગીઆની ભેંસ ભૂખે મરે.[2]
ભાગીઆનું જાય કે વાંઝીઆનું જાય.
ભાગી હાંલ્લી ચુલે ચડે નહીં.
ભાડાની ગધેડી ને અડધી રાતે ખદેડી.
ભાડાની વેલ, ને ઉન્નાળી મેલ.
ભાણે ભરે સંતોપીએ નહીં, તો કર ચાટે શું થાય?
ભાણેજે ભાગ નહી, ને જમાઇએ લાગ[3] નહીં.
ભાત મેલીએ, પણ સાથ ન મેલીએ.
ભાદરવાની ભેંસ ને કલાડાની મેસ.[4]

ભાદરવે ભેંસ પુંછલે નહીં, ને પુંછલે તો મરે;
મરદ વેણુ બોલે નહીં, બોલે તો પળે.

ભાભા મારા રળી આવ્યા, ને સોના સાઠ કરી આવ્યા.
ભાભાજી નાતરૂં, તો કહે તારી જ સાથે.

---

૧ ભાગ્યાને બદલે ભૂલ્યો પણ બોલાય છે. ૨ કાં જાય ભાગીઆનું કે કાં જાય વાંઝીઆનું. A cracked bell will never sound well. ૩ લાગ=હક. ૪ સારાં હોય.

ભાભી[1] હસવું ભુંડું.
ભામોજી હશે તેવા ગવાશે.
ભાયડા એવું શું રળે, કે રાંડ રાંઢા કરે?[2]
ભાર્યો[3] ગધેડો બમણો વહે.
ભાર્યો[4] દેવતા પ્રકાશે નહીં.
ભાવમાં સારૂં, તોલમાં સારૂં નહીં.
ભાવી ભૂલાવે તેનો શો ઉપાય?
ભીખ માગતાં આવડતી ન હોય, તો તમાકું ખાતાં શીખો.
ભીખ માગીને ભઈઓ કીધો, તે પાડોસણે લુંટી લીધો.
ભીંત સામે માણસ ધસે, માથું અફળાય ત્યારે ખસે.
ભીલામાનો દાગ ને હિંગની ગંધ કદી જાય નહીં.
ભૂખ ગયે ભોજન, તરસ મટે પાણી, એ તો વાત મેં જાણી.[5]
ભૂખ વેઠે ઢોર, ને દુઃખ વેઠે માણસ.
ભૂખે મરતી બ્રાહ્મણી ભયડાને જાય.[6]
ભૂખે મરતીને છોકરાં ઘણાં.
ભૂખે મરવા કરતાં, ભાલે મરવું સારૂં.
ભૂખ્યું તેને કાંઈ ન દુખ્યું.[7]
ભૂખ્યો ડાંસ જેવો, મારવાડનો માઉ.
ભૂખ્યો બ્રાહ્મણ દેવ વેચે.
ભૂત જાય વસવાથી,[8] ને ડાગ જાય ઘસવાથી
ભૂતનો ભરૂસો શો?
ભૂલ્યો ઘા એરણ ઉપર.
ભૂલ્યો ભટકે, તે ઠેકાણે અટકે.
ભુંગળ વગરની ભવાઈ.
ભુંડણની પેઠે જણે છે.
ભુંડનું છાણ નહીં લીપ્યાનું કે નહીં થાપ્યાનું.[9]
ભુંડપનો ભારો ને અપજશનો પોટલો.

---

૧ ભાભીને કહે છે કે મશ્કરી કરવી તે ભુંડું કામ છે એમ કહી ભાંડી પાડી. ૨ ભાંડ ભવાઈ કરે, તે રખડી પેટ ભરે. ૩ ભાર્યો એટલે ભાર ભરેલો. ૪ ભાર્યો એટલે રાખ નીચે દબાવેલો. ૫ કાકા લ્યો ખીચડી. ૬ બાયડા એ એક ઉતરતી જાતના બ્રાહ્મણ છે. ૭ શરીરમાં રોગ થવા પામે નહીં. ૮ ઘરમાં કે માણસની વસ્તીમાં ભૂત ન આવે. ૯ અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ.

ભુંડાપાનાં ભાતાં ન બાંધવાં.
ભુંડા મ્હોંને ભરડકું ને અવાડાનું પાણી.
ભુંડી ભેંસને ચાંદરો પાડો,[1] આંધળી દોહનારી ને ગોવાળ ગાંડો.
ભેખ લજવવા કરતાં ઘર માંડવું સારૂં.[2]
ભેખડ પાડ્યા વગર દળદર જાય નહીં.[3]
ભેગા મરવું તે વિવાહ સરખું.
ભેભ જેવો છે.[4]
ભેળ પડે ત્યારે કાંઈ મેળ રહે નહીં.[5]
ભેંસ ડુબાડે, ને ગાય તારે.
ભેંસ છીછરવે ખાણ ને ભાર છીછરવે વહાણ.
ભેંસનાં શીંગડાં ભેંસને ભારે.[6]
ભોગવે તે ભાગ્યશાળી.
ભોર ખોલાવવી.[7]
ભોળાને ભૂત બહુ વળગે.
ભોળે ભાવે રામૈયો.
ભોંય પડ્યું ભાગ્યનું ને જડે તેના બાપનું.
ભોંય ખોતરવી પડે તેના કરતાં ચૂપ બેસવું સારૂં.

## મ

મંકોડો રીસે બળે ત્યારે પોતાની પુંઠ કરડે.
મંકોડો કહે ગોળનું ભીલું તાણી લાવું, તો કહે તારી કેડજ કહી આપે છે.
મખમલની મોજડી[8] માથે ન પહેરાય.
મગ ગણે, તે માંડા[9] કેમ ભુલે.
મગર, મંકોડો, મેશ, વળગ્યાં તે તુટે પણ છૂટે નહીં.
મચ્છીકી જાત ઝીંગાં.
મચકો કર મા મેતરાણી, આ ચુડે મેં તેર આણી.

---

૧ ચાંદરો પાડો=ધોળા ટીલાવાળો. ૨ ગૃહસ્થાશ્રમ કરવો. ૩ મોટું કામ કરીને નાણાં મેળવવાં તેને લાગુ. ૪ ભેભ=ભોળો, અણસમજુ. ૫ ખેતર લણી લે અથવા કપાસ વીણી લે ત્યારે ખેતરનો ધણી, ગાયના ધણને તથા બકરાંના ટોળાંને ખેતરમાં ચારવાની રજા આપે તેને ભેળ કહે છે. તે રજા આપે ત્યારે કેટલાં ઢોર માંહે નાખવાં તેનો મેળ રહે નહીં. ભેળ એટલે રેઢો માલ હોય તેની લુટ. ૬ જે કરશે તે ભરશે. ૭ કર્યાં કામને માથે પાણી ફેરવવું અથવા પૈસો ઉડાવી દેવો. "ભોર મુકી." ૮ મોજડી=પગરખી. ૯ માંડા એટલે રોટલા ઉપરની કપોટી.

મજા મોંઘી, ફજેતી સોંઘી.
મડદાનાં મકાન મસાણ.
મડદાં બાળવા જનાર ભેગો ન બળે.
મણ ભાત ને સવામણ કુસકી.
મણમાં આઠ પાંચશેરીની ભૂલ.
મણા સૌએ પોતપોતાની ટાળી છે.[1]
મણીધર[2] આગળ દીવો બળે નહીં.
　મતિ વગરના મોમના, શેકટ ફજેત થયા;
　તરકે મૂક્યા ટટળતા, ને હિંદુમાંથી ગયા.
મસાણે વાસ તેને શો ત્રાસ.
મંત્ર કરતાં તંત્ર વધે.
મદ ચ્હડે, તે ઉતરવાને.
મધ્યદરીએ ખારવા ખુટ્યા.
મન માંકડું છે.[3]
મન મોળું, ને કર્મ ગાંડીઆ.[4]
મન, મોતી, ને કાચ, ભાગ્યાં સંધાય નહીં.
મન રાખવું, ને ઝેર ચાખવું બરાબર છે.[5]
મન વિના મેળો નહીં, વાડ વિના વેલો નહીં, ને ગુરૂ વિના ચેલો નહીં.
મનને ગમે તે માંડા, લોક બોલે તે ગાંડા.[6]
મફતના મલાવડા, ને લુખાં લાડ.[7]
મમતના માર્યા મોમના થયા, તે બંનેમાંથી રહ્યા.
મરણ મોંઘું ને મેહ તે ટીપણાં છે.[8]
મરવા ટાણે પશ્ચાત્તાપ તે પૂર્વ જન્મનાં પાપ.[9]
મરણ મોંઘું ને મેહની કોઇને ખબર નહીં.
મરવાનાં પારખાં ન લેવાય.
મરતો મોઢ, શ્રીમાળીને મારતો જાય.

---

૧ પોતાથી બનતું સૌએ કર્યું છે. ૨ મણીધરના માથા ઉપરની મણિનું તેજ ઘણું. ૩ જ્યાં ચટાવી દેઇએ ત્યાં ચડી જાય. ૪ કર્મ કકાણું ને કાયા શુંવાળી ૫ કડવો ઘુંટડો ઉતારી સામાનું મન રાખવું બહુ કઠણ છે. ૬ માંડા રોટલાની કોરી. ૭ મલાવડા=ઝોળી ચાગને બોલીને જ હેત કરવું. ૮ ખબર પડે નહીં. ૯ વેળાસર પશ્ચાત્તાપ થયો નહીં તે પૂર્વ જન્મનાં પાપ.

મરતાને સૌ મારે.[૧]
મરતે હૈં તો મરતે હૈં, તબ્બી આસમાનસેં લડતે હૈં.
મરદને આબરૂ એજ માયા. મરદ મરે નામકુ, નામરદ મારે નાન.[૨]
મરદ મુઠાળો, બળદ પુઠાળો, બાયડી કુબાળી, ને વ્હેલ ઊધાળી.[૩]
મરવું કોઇને ગમતું નથી, માગી ખાનારને પણ મરવું ગમે નહીં.
મલે મલની બાથ છે.[૪]
મલોખાં મમળાવો, પણ શેરડીનો સ્વાદ ન આવે.[૫]
મસ્તાનો હાથી, પોતાને હાથે પોતાના માથા ઊપર ધૂળ નાંખે છે.
મસ્તાનો સાંઢ માટી ઉછાળે.
મસાણથી સૌ પાછા વળે, પણ ભેગા ન બળે.
મહાજનીઓ સાંઢ.[૬] મ્હોં ઘેલું ભૂખે મરે.

દોહરો

મહાજન મહાજન ક્યા કરો, મહાજનકા દો ભેદ;
મહાજન અછા ના કરે તો, મહાજન બડા નખેદ.
મહા દુઃખ જે ન ગુણો સાથ, મહા દુઃખ જે અડબંગનાથ;
મહા દુઃખ જે મહેનત બરબાદ, મહા દુઃખ જે લુચ્ચો લવાદ.

મહાદેવના ગુણ પુજારો જાણે.
મળશે તો ખાઇશું, નીકર બેઠાં મંગળ ગાઇશું.
મળે ચાર બોડી,[૭] તો કીલ્લો નાંખે તોડી.
મા આગળ મોસાળ વખાણ્યું, તો કહે મ્હારૂં પીયર છે.
મા તે મા બીજા વગડાના વા; મા તે મા બીજા સંસારના વા.
મા મહિઆરી ને બાપ બ્રાહ્મણ.
મા મોચણ ને બાપ ચમાર, તેના પેદા થયા ગમાર.
મા સુધી મોસાળ, બાપ સુધી કુટુંબ.
માની જણી બ્હેન મળી, તે પેટમાં ટાઢક વળી;
સાસુની જણી નણંદ મળી, તે પેટમાં આગ બળી.
મા બાપ તે મીઠા મેવા છે.
મા કરતાં વધારે હેત દેખાડે તે ડાકણ.

---

૧ If a man onoe fall allwill tread him. ૨ રોટીકું. ૩ સારાં.
૪ બંને સરખી સ્થિતિવાળા લડે છે. મલેમલનાં કાંડાં છે. ૫ મલોખાં=જારના સાંઠા.
૬ તે પુષ્ટ ને હરાયો. ૭ રાંડીરાંડો.

માંખણમાંથી મોવાળો ખેંચે તેવો ઝીણો છે.[1]
માગનારને વાયદો, પણ પેટને વાયદો ન થાય.
માગ્યાં ઘીનાં ચુરમાં, તો જેવાં તેવાજ થાય.
માટીની સાનક, પણ રોટીનું થાનક.
માણસનું ચામ, ને જુઠાનાં વચન, કશા કામનાં નહીં.
માણસને કસવાને પંથ કે પાડોસ.
માણાંનું[2] રાંધે ત્યારે પવાલાનું દાઝે.
માગ્યા મેહ વરસ્યા. માગ્યા મેહ વરસે નહીં.
માગ્યાં મોત પણ નથી આવતાં.
માગ્યે તાગ્યે ઘર ચાલે તો ખસમ કરે મ્હારી બલા.
  માણસકું કસનેકુ કસોટી હે, રજપુતકુ કસનેકુ અફીમકી ગોટી હે,
  ગવૈએકુ કસનેકુ રાગ ઝીંઝોટી હે, ગમારકુ કસનેકુ ભાંગકી લોટી હે.
માણસની ઓળમાં નહીં તેને શું કહેવું.[3]
માણસમાં લેવાય કે વગડામાં લેવાય.
માણસમાં ચાડીઓ, ને જાનવરમાં હાડીઓ.[4]
માનતા ચઢાવ્યા વગર દેવ પણ ફળે નહીં.
માનથી બધા ગુણ ગળી જાય.
માન્યા કરતાં રોકડું સારૂં.
માન્યો ચોર મરે નહીં.[5]
મામા ફુઈનાં, તે વ્હાલાં મુઈનાં.
માર્ગમાં એમ પડ્યું છે; એમ શું માર્ગમાં બેઠા છીએ.
માર માર્યો ભૂલાય, પણ કટુ વચન ન ભૂલાય?
માર્યા પહેલાં તોબા નહીં, ને વરસાદ પહેલાં વાવણાં નહીં.
મારા ગામનો એવો રાહ, કે, પહેલી અધરણી પછી વિવાહ.
  મારી શીયળવતી નાર, ત્હારી ચુંદડી લેલાડ;[6]
  દહીં ને ડુંમરો ઝાડ,[7] હું જીવતા ધણીના દાંત શીદ પાડ?
મારૂં ગાયું ગાયરે બાઈ ગોરાંદે.

---

૧ દૂધમાંથી પુરા ક્હાડે તેવો છે. ૨ માણું=દશશેરનું માપ અનાજ માપવાનું હોય છે તેમાં પવાલું એટલે પાશેરનું માપ થાય છે તેટલું દાઝે એ ભાવાર્થ છે. ૩ આહાર વરણ ક્હાડો. ૪ હાડીઓ=કાગડો. ૫ ગુન્હા કબુલ કરેલો. ૬ ૭, જોઇએ પણ પ્રાસ સારૂ 'ડ' વપરાય છે. ૭ ઝાડવું=ઝાડાનું ખાવું.

એક સ્ત્રી પોતાના પતિ ઉપર અંતરમાં સ્નેહ હશે, તે કરતાં વધારે સ્નેહ બતાવતી હતી ને ક્હેતી હતી કે તમારા વગર મારા પ્રાણ રહે તેવું નથી. આ વાતની

મારે મ્હોડે માહારો, ત્હારે મ્હોડે તાહારો.[1]
મારે ન હોય, પણ મારા પડોશીને હજો.[2]
મારે તે મ્હો બાંધીને મારે, ને રોવા પણ દે નહીં.
માલ ઊપર જકાત છે.
માલ કરતાં હેલ ભારી.[3]
માલ લુંટી ગયા, પણ ભરતીજી મારી પાસે છે.[4]
માલ માલના ભુકા, ને પૈસા પાણીમાં.
માલાના મુળગા[5] એ ગયા.
માવતરનું કારજ ને પડોસની જમીન વારેવારે મળે નહીં.
માવડી જણે જાય, પણ ભાગનું પુછે નહીં.
માસ વરસે પણ એક દહાડામાં સુકાઇ જાય.[6]

---

પરીક્ષા જોવા સારૂ તે બાઇનો ધણી એકવાર બહારથી આવ્યો. ઘરમાં ઉપલે ચોક બેહોશ થઇને પડ્યો, ને મ્હોમાંથી ફીણના ગોટા નીકળવા લાગ્યા. બાયડીએ પાસે આવી જોયું તો તેને લાગ્યું કે બે ચાર ઘડીમાં મરી જશે.

બાયડીએ જાણ્યું, જો અચાનક બનાવની વાત પોળ પાડામાં જાહેર થશે તો માણસ એકઠાં થશે, ઓસડ વેસડની ધમાલ ચાલશે ને મરી જશે તો રોવા કુટવાનું ચાલશે ને તેથી હું ભૂખે મરી જઇશ; માટે તેણીએ ખડકીનાં કમાડ બંધ કરી, રસોડામાં પેસી દહીં તથા હુમરો પેટ ભરી ખાઈ લીધાં.

પછી વિચાર કર્યો કે મારા ધણીના દાંત હાલતા હતા તેથી સોનાને વાળે બંધાવેલા છે, તે કહાડી લીધા હોય તો સોનું નકામું જાય નહીં તેથી એક સુંદર અણીદાર પથરો લેઈ ધણીની છાતી ઉપર ચ્હડી બેસી દાંત પાડવાને તૈયાર થઈ. ધણીએ જાણ્યું કે હવે મુંગા રહેવામાં માલ નથી તેથી ઉપર લખેલી સાખી કહી. બાયડી શરમાઈ ગઈ ને પોતાનું જુઠું હેત ધણીને જણાયું.

આવી રીતે એક માણસ માંદાનો ડોળ કરી ઘરમાં આવ્યો ને પડ્યો. સ્ત્રીએ જાણ્યું કે હમણાં મરી જશે ને લોક ભેગાં થશે માટે ખાઈ લેવું તે સારૂ છે તેથી દહીં ને ઢોકળાં ઘરમાં તૈયાર હતાં તે ખાઈ લીધાં પછી ધણી પાસે ગઈ ને પુછે છે.

"સંઘ ચાલ્યો દ્વારિકાં, કાંઇક કહેતા તો જાઓ;

ત્યારે ધણી કહે છે.

"દહીં ફદાફદરે, ઉપર ઢોકળાં ખાઓ.

તેથી સ્ત્રી શરમાઈ ગઈ.

૧ ગોકુળમાં ગોકુળદાસ, મથુરામાં મથુરાંદાસ. ૨ તે કોક દિવસ પણ કામ લાગે. ૩ હેલ=ભાર ઊપડાવ્યાની મજુરી. ૪ તે ઘોઇ પીવાનું. ચોર નહાસી ગયો, પણ ચોટલી મારા હાથમાં રહી છે તો. ૫ મુદ્દલ. ૬ સો દિવસનો પાવસ એક દિવસનો વાવસ.

માળી રૂઠયો ફૂલ લેશે, કાંઈ ચોટલી તો નહીં લે.
મીઆં તુરા ને લેખા પુરા.
મીઆં છોડે પણ બીબી છોડે નહીં.
મીઆં મુઠીભર, ડાઢી હાથભર.
મીઆં ભાઈની બડી બડી વાતો.
મીઆંની મીંદડી.[1]
મીઠા પારેખે વટાવમાં વહુ ખોઈ.
મીઠા બોલું માણસ ને વાયડું ધાન, પેહેલું મીઠું લાગે.
મીઠામાં મીઠું શું? ઊંઘ કે ગરજ.[2]

દોહરો

મીઠા બોલાને મનહરા, ચાવા ને ચકોર;[3]
આવો આપણ મળીએ, જન્મના કોરા ધાકોર.

મીઠામાં મીઠું ફળ શું? ફરજંદ.
મીઠી છરી ને ઝેરની ભરી.
મીઠું મીઠું હાસ હાસ ને કડવું કડવું થુથુ.
મીણની પણ મોક ખોટી.
મીંદડીનાં રૂવાડાં, તે કાળાં કર્મના પૈસા.
મુઈ માને શું ધાવવું.
મુઠ મારી જાણે છે, ને વાળી પણ જાણે છે.[4]
મુઠ પકડાણી તે પકડાણી.
મુઠી વાળી તે વાળી.[5]
મુઠીઓ વાળીને મૂક્યાં હ્વેતાં.[6]
મુઠી જેટલા મીયાં ને સુપડા જેટલી ડાઢી.
મુડદાનાં વલામણ મસાણ સુધી.
મૂક્યા ધણીનું સ્નાન સુતક શું.
મૂઠીએ ખડતું, તો આવે પગે પડતું.

---

૧ તેલમાં માખી ડુબી તેમ દબાએલ. ૨ ભૂખ પણ કહેવાય છે. ૩ ચાવા=ચાવળા જામનગરમાં તેને "ચાળા" કહે છે. ૪ મુઠ મારવી એટલે ચેટકેમ મસાણે મંત્ર ભણી દાણા છાંટવા, માણસ મરી જાય તેવા જ મંત્રથી દાણા નાખીને મારી નાખવા પ્રયત્ન કરે, પણ બીજા તેવા મંત્ર ભણી મરણ ટળી જાય ને માણસ છવતું રહે તેવું કરે તેને મુઠ વાળવી કહેવાય. ૫ હઠ પકડી તે પકડી. ૬ છવ લેઇને નાઠો.

મૂછ ઉપર લીંબુ રહે તેવા.
મૂછનાં પાણી અમથાં નથી રહેતાં.
મૂર્ખાઓના ગામમાં ધુતારા વસે, ધપ્પા પડે ને ખડખડ હસે.
મુલ્લાં ચોર, ને બાંગ ગવાહી.
મુલ્લાં બાંગ પુકારે, કોઇને બોલાવા જાય નહીં.
મુલ્તવી રાખવામાં માલ નહીં.
મુવાની આળસે જીવે છે. મરવા ભોંય સુંગે છે.[1]
મુવા નહીં ને પાછા થયા.[2]
મુવાને મર કહે નહીં.[3]
મુવાની પાછળ કંઇ મરાય છે?
મુવું મુવાગત, જીવતું જીવતાગત.
મુવે સિદ્ધિ, હવે કાંઈ રોએ સિદ્ધિ છે.
મૂળમાં મુળજી કુંવારા, ને સાળાનું લગન પૂછે.
મુંગાની પારસી મુંગા સમજે.[4]
મેઘો વરસ્યો તે વાડમાં વરસ્યો ને ખારા દરીઆમાં પણ વરસ્યો.[5]
મેચ બંદી વાત કરવી; મેચ વગર વાત કરવી નહીં.
મેથીપાક ખવરાવવો, પોંખ પાડવો, અડતાલો જોખવો.[6]
મેલા તે રૂપીઆમાં ઘેલા, ધોતા તે રૂપીઆમાં ખોટા.
મેલે લુગડે વહેવારીઓ, ધોયે લુગડે દીવાળીઓ.
મેસથી કાળું કલંક.
મેસના ચાંલ્લાની આશા કોઈ કરે નહીં, સૌ કંકુના ચાંલ્લાની આશા રાખે.
મેહ રહે પણ માંડવો રહે નહીં.[7]
મહેનત કરીને ગોળ ખાવો, તેમાં ગણેશનો પાડ શાનો.
મહેતાજીને ત્યાંહાં નિશાળીઆ જાય, કોઇ મૂર્ખ રહે ને કોઈ પંડિત થાય.
મહેતાજીના મારનું ને વેશ્યાના ખારનું ફળ પછી ખબર પડે.
મેહેર[8] ત્યાંહાં લ્હેર.
મેં શી ગધેડી ઝાલી છે?[9]

૧ એવું નબળું શરીર છે. ૨ એકનું એક. ૩ તેવા ગરીબ ને ભલા. ૪ પારસી=ગોઠવેલી ભાષા. ૫ અવિવેકી દાનેશ્વરી વિષે. ૬ આ શબ્દો માર મારે ત્યારે વપરાય છે. ૭ લગ્ન લેઇ માંડવો નાખ્યો તે લગ્ન રહે નહીં. ૮ મેહેર=દયા. ૯ મેં શી ગુન્હેગારી કરી છે કે બધાને મારો દોષ વસે છે.

આપણા દેશમાં ગાડરીઓ પ્રવાહ ચાલે છે અને કાંઇ પૂખ્ત વિચાર કર્યા વગર દેખાદેખી કરવા લોકો વળગી જાય છે તે સંબંધે એક માણસે પોતાના રાજાના નામની માળા જપતાં કહ્યું.

મોચીની દીવી જેવું.
મોડા ઉઠ્યે લાભ કે વેહેલા ઉઠ્યે લાભ.
મોડું પરણવું તે મુવા વાટ જોવી.

> મોડું આવીને ચવેણું માગે, તે જાતે કડીઓ,
> પુરૂં લેઇને ઓછું આપે, તે જાતનો ફડીઓ;
> સોનું ચોરી લાખ ઝાપટે, તે જાતનો જડીઓ;
> લુગડું ચોરી પૈસા માગે, એ જાતનો દરજી;
> એ ચારેને ઘેર ક્યારે જઇએ, કે પુરા હોઇએ ગરજી.

મોણ ઘાલીને વાત કરવી. મીઠું મરચું ભભરાવી વાત કરવી.[1]
મોભી મરે તે મહા દુઃખ.[2]
મોર વગડામાં નાચ્યો કોણે જોયો?
મોરામાં વાળો, પેહેલો મરે.
મ્હો બાંધી કંકોડી દળાય નહીં.
મોટા કાનના કાચા.
મોટા સાથે મોહી, તે ઝાંઝર બેઠી ખોઈ.
મોટાના પગરખામાં પગ ઘલાય નહીં.[3]
મોટાની વાત ઓટલે વંચાય.[4]
મોટા માનના ભુખ્યા, ગરીબ ધાનના ભુખ્યા.
મોટાના પુત, ને ગધાનાં મુત.
મોટાના ઘરના પોલા વાંસા.
મોટાં છોરૂ સાસરે સારાં.
મોટાંનાં પરણે રીતે, ને ગરીબનાં પરણે ગીતે.
મોટી, વચલી, ને નાની, તે રાખ, સેલી, ને વાની.[5]
મોટી હજામત ને મેલે લુગડે, તે વગર ગુન્હે ચોર.
મ્હોડે ચહડાવ્યાં માથે ચ્હડે.
મ્હોડે સાકર, ને પેટમાં કાતર.

---

"મેં રાજકા જાપ જપું" ત્યારે બીજા તેનું અનુકરણ કરી બોલ્યા. "યેં જ્યાં સો મેં જપું" ત્યારે ત્રિજાએ કહ્યું, "એ અંધારા કબ લગ ચલે" ચોથાએ કહ્યું, "જબ લગ ચલે તબ લગ સહી."

૧ વાતનું વજન વધારવાને. ૨ મોભી એટલે ઘરમાં છત્રરૂપ માણસ અથવા મોટો દીકરો. ૩ મોટાની બરાબરી કરાય નહીં. ૪ પોટલે વેચાય પણ કહે છે. ૫ ત્રણે વસ્તુઓ સરખી રીતે ગુણવાન. સેલી=રાખ ને વાની પણ રાખ.

મ્હોડે મ્હોડે જુદી વાત.[1]
મોતની જગ્યા ખાલી છે.
મોતને મુહૂર્ત નહીં.
મોતનું કે જમનું તેડું સારું, પણ રાજાનું ભુંડું.
મોતને કોઈ વાયદો થાય છે?
મંગળ કરે ગંગળ, બુધવાર બેવડે.
માંકડ, ચાંચડ, જુ ને જતિ, એ માર્યામાં પાપજ અતિ.
માંકડને આંખો આવી.[2]
માંકડને મુછો આવી.
માંકડાંને ગાલ ભરવાથી કામ. વાંદરાનો ગાલ ભરાય એટલે કુદી આઘો થાય.
માગણ મેલે લુગડે હોય નહીં.[3]
માંદી ભેંસ, ને ચાંદરો પાડો, એ અંધારે કણબી વાડો.
માંડ્યું મંડાણું.[4]
માછલાંને તરતાં શીખવવું પડે નહીં.
  માથું મુંડી સવા પૈસો લે, એ તો વાત અગમ.[5]
  કાન ફુંકી સવા રૂપીઓ લે, એ વાત ગજબ.[6]
માથે નાખ્યો છેડો, એટલે ગમે તેમ બેડો.[7]
માંદાને પરણાવી મુવા વાટ જોવી.
માંહે પેઠાનો માર્ગ નહીં, ને ઉપર ધણીનો માર.

## ય

યથા લાલા, તથા ટીકા.
યથા નામા તથા ગુણા.[8]
યારમારની દોસ્તી, તે મરવાની નિશાની.
યુદ્ધ લડીએ, પણ ગુંજે[9] ન લડીએ.

## ર

રખડતા રામ, જ્યાં બેઠા ત્યાં મુકામ.
રખડતા નર, જ્યાં બેઠા ત્યાં ઘર.

---

૧ જ્યાં જાએ મ્હોટે વાત હોય ત્યાં. ૨ ગરીબમાંથી વધે ને ત્યારે તેહેને લાગે છે. ૩ સારાં લુગડાં પહેરે. ઘરમાં ભારે માલ શાલ રાખે. ૪ તૈયાર માલ ઉપર બેસવું. ૫ મેહેનત ઘણી, ને મજૂરી થોડી, એ નફાક. ૬ કુડ લેખ. ૭ ભારે આળસુ મોકળો. ૮ નામ તેવા ગુણ. ૯ ગુંજે=ખીસાથી.

રખડેલું તે ટણક જાણવું.
રગડા, વગડા ને ઝગડા દીઠા હોય તે વેઠે.
રગે રગે જુદો.
રણમુખો સિપાઈ, ઘરમુખો ગુજરાતી.
રણીઊં પાછું જાય, પણ શણીઊં પાછું જાય નહીં.[1]
રમત નાનાં છોકરાંની નથી. છોકરાના ખેલ નથી.[2]
રમતમાં મમત નહીં.
રમાડ્યું કોઈ ન જાણે, રોવરાવ્યું સૌ જાણે.
રળ્યા? તો કહે ઓળખીતા નથી મળ્યા.
રળ્યે રોટલો મળે, ઊંચોનીચો પગ પડ્યા વગર પોટલો ન થાય.
રળ્યો રોટલો કુતરું લેઈ ગયું.
રળ્યો રોળો ધૂળ મળ્યો.

રાગ, પાગ ને પારખું, નાડી અને ન્યાય;[3]
તરવું, તાંતરવું ને તસ્કરવું, એ આઠે આપ કળાય.[4]

રાચ છે. એ તો નંગ છે. ચીંથરે વીંટ્યું રતન છે.
રાજકાજ મેલાં છે, રાજને અંતે નર્ક.
રાજા દંડે તેને પહોંચાય, પણ નસીબ દંડે તેને ન પહોંચાય.

રાજાવીર તુમબી આવ, ગાંગલી ઘાંચણ તુમબી આવ;
લાલ ધાગા તુમબી આવ, કાલા ધાગા તુમબી આવ.

રાજા કહે તે હા અને બાપ પરણે તે મા.
રાજા છોડી નગરી, મન માને તે કર.
રાજા બોલે તે ન્યાય, પાસો પડે તે દાવ.
રાજાના કુંવરને રોતો જાણી આંખો ન ફૂટે.
રાજાના ઘરનાં ઢોર ચાર્યાં પણ સારાં.
રાજાને ઘેર કુંવર આવ્યો, રાજી તોએ રાજી, કુરાજી તો પણ રાજી.
રાજાને બેસણે બેસીએ, પણ કતવારીને બેસણે ન બેસીએ.
રાજાની રાણીને ખોળ ખાધાનું મન થાય.
રાત રાણી ને વહુ કાણી.[5]

---

૧ રાણીઉં પેટીને જોવા આવેલો પાછો ન જાય. ૨ એટલે મુશ્કેલ કામ છે.
૩ પારખું=રૂપીઆ પારખવા: નાડી=શરીરની નાડ. ૪ તાંતરવું=મંત્રવાળીને ખાઈ જવું.
૫ વહુ લાવવી તે જોઈને લાવવી માટે જોવાને સાઉ રાતે ગયા, તે વહુની એક આંખ ફૂટી હતી તે જોવામાં આવી નહીં, એટલે કાણી વહુ લાવ્યા પછી જણ્યું તે ઉપરથી આ કહેવત થઈ છે.

રાણાને કાણો કહેવાય નહીં.
રાણીનાં ચીર તે ધોબીનાં બાળોતીઆં.
રાત ઉપર રાત.[૧]
રાતાં લુગડાં ને કાળાં મોહો, રખે તમે હળવદીઆ હો.
રાતે નિદ્રા, દહાડે કામ, ક્યારે લઇએ હરિનું નામ.
રાતનો રાણો.[૨]
રાફડો ફાટયો છે.[૩]
રાભો ઉઠયો રાતમાં, ને કામ કર્યું એક સાએતમાં.
રામનું બાણ પાછું ન ફરે. રામબાણ.[૪]
રામ ધણી, કે ગામ ધણી.[૫]
રાળ રાળ કરી નાંખવું.[૬]
રીતમાં હું, ને ઘરેણાંમાં તું.
રીસ તારી ને મારો સંતોષ.
રીસ ને રેલો હેઠાં ઉતરે.
રૂપ રૂપનો અવતાર.
રૂપ રૂપના રેગાડા.[૭]
રૂપને રડે ને કર્મને કુટે.
રૂપીઆ હોય હાથમાં, તો વિવાહ કરૂં એક સાએતમાં.
રૂપે કાળાં, પણ કર્મે કળુલ્યાં.
રૂપે રૂડી, પણ કર્મે ભુંડી.
રેડે ત્યાં રેલા, નહીં ત્યાં ઉજડ ખેડાં.[૮]
રેવડી દાણાદાણ.[૯]
રૈયત રાજા રામની નથી થઈ.
રોગનું આવે આયખું[૧૦] ત્યારે વૈદ્ય વિશ્વંભરનાથ.
લાજ[૧૧] રાખીને કાઢી કહે, હાંકે બળદ ને ગાડી કહે;
બ્રાહ્મણ જમે ને જમાડું કહે, એવા ખોટા બોલ કહે.
રોઝની માફક ગાફલ રહી ચારે તરફ જુવે છે.

---

૧ દુકાળ પછીનું વર્ષ દુકાળીયું થાય ત્યારે અથવા દુઃખ ઉપર દુઃખ આવે ત્યારે લાગુ પડે છે. ૨ ઘુવડ કે મોર. ૩ એટલે ઘણાં માણસ એક ઠેકાણેથી આવે ત્યારે કહેવાય છે. ૪ તે દવા અથવા કાર્યે સિદ્ધ. ૫ બન્ને સરખા માનનારાની કેહેવત. ૬ અસર કરીને ખુબ રીઝવે તેને માટે બોલાય છે. ૭ કુરૂપને માટે વ્યાજોક્તિ. ૮ ખેડાં ગામ. ૯ ફુજેતીના ફાળકા. ૧૦ આયુષ રોગ મટવાનો હોય ૧૧ અદબ.

રોડ વળી ગયા.[૧]

રોણાનું જોણું ન હોય.

રોતો જાય ને અચુચી કરતો જાય.

રોતો જાય ને મારતો જાય.

રોશે રૂવાળો ને કુટશે કપાસવાળો.

રો' તો રાંધું, ને જાય તો બાંધું.

રંગ ગયા પણ ઢંગ ન ગયા.

રંક રોપ ને પ્રાણ સોપ.[૨]

રંગ રાજા ને પોત પ્રધાન.[૩]

રંગીને કહે નારંગી, લુણને કહે મીઠું, ઘીની તેને વ્હાડી,
ચાલતીને કહે ગાડી,[૪] એવા લોક અનાડી.
ભાટ રાજા, ગોલા રાણા, શોકડ બેહેની નામ,
માંથાં મુંડ્યાં, ફૂલ નાંખ્યાં, એ પાંચે એક નામ.
ગંદીને કહે સારી, ડામને કહે ટહાડા,
ખારાને કહે મીઠું, એવા લોક ગાંડા.

રંજનો બદલો ગંજ.

રંડખરીનો[૫] સાથ, ગાડાં ચાલે દીને રાત.

રંધાય ત્યાં દાઝે, ને મંડાય ત્યાં છંડાય.[૬]

રાંક ઉપર રીસ ન કરીએ.

રાંક કરતાં લાંઠીઓ સારો, રાંક તે રાંકાં.

રાંક રૂઠ્યો રસોઇ અભડાવે.

રાંક રોપ ને પ્રાણ શોપ, રંક ઉપર શો રોપ?

રાંકનો માળવો.[૭]

રાંડ કુંભારજા, મોભે સાળા, રાત અંધારી, ને બળદીઆ કાળા;
સીમાડે ખેતર, પગે પાળા, દુઃખ કોને કહું કંથેરનાં જાળાં?[૮]

રાંડ રળી તે રાળ ન મળી.

રાંડી, ઘોડે પલાણ માંડી.

---

૧ વાત જૂની થઇ, પડ વળી ગયાં. ૨ રાંક માણસને ખોટું લાગે તે જીવ બાળી બેસી રહે. ૩ બે સારાં હોય તો ખુબી ઉત્પન્ન થાય. ૪ ગાડી=લારી. ૫ રંડખરી=નાદાન, નમાલા રંડિયાર. ૬ છંડાય એટલે પીરસેલું ખાવાનું થાળીમાં પડયું રહે તેને છંડાય કહેવાય છે. ૭ ગરીબની સંભાળ લેનાર; અથવા દુકાળ પડે ત્યારે રાંક બધાં માળવે જાય છે માટે કહેવાય છે. ૮ આ બધાં દુઃખ.

રાંડી, તે પ્રભુને ખોળે બેઠી.
રાંડીપુત શાહજાદા.
રાંડે કાંઈ રાંધ્યું ને મેં કાંઈ ખાધું ?
રાંધ્યું રંધાય નહીં.

## લ

લકુંઓ[1] લેવા હતા તે દાઓ. હળીયું છતવું હતું. બાપનો લાડવો દાટ્યો હતો.
લક્ષણના લાળા ચરડા.
લક્ષણવંતી લાડી, ખરે બપોરે કહાડી.
લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે કહેશે મ્હોં ધોઈ આવું.
લખણ લખેશરીનાં, કર્મ ભીખારીનાં.
લખો દીકરા ખાતાવહી, ઓરડો ગયો ને પરસાળ રહી.
લખો મેહેતાજી મોટી વહી, ઘર ગયું ને ઓસરી રહી.
લગન વેળા ઊંઘમાં ગઇ, પછી પસ્તાવાનો પાર નહીં
લટકી રહ્યા ત્યાં શું જોર ચાલે ?
લટે તો ન્યાલ કરે, નીકર ખીલાઊપાડ કરે.[2]
લડ લડકે હબસી મરે, ઔર ખાનેકુ ગાદી ચલે.
લડવા બેઠા તે કોઇ રાંડ કહે ને કોઇ ભાંડ કહે.
લડતાં કોઇ લાપસી પીરસે નહીં.
લડાઇમેં કુછ લડુ નહીં બાંટતે.
લડાઇમાં ઘા ને રમતમાં દાવ ચુકવો નહીં.
લડી છુટીએ, પણ મરી ન છુટીએ.
લડે "ઊ" ને વઢે "ઊ".
લડે મિયાં ને ખુશી થાય પિંજારો.
લપટા પડ્યા એટલે વાત કોઈ માને નહીં.[3]
લશ્કરમાં ઊંટ બદનામ. કટકમાં કાણો ઊંટ બદનામ. વાઘનું મ્હોડું લોહીઆળું.[4]
લાકડ દાને બધું કરવું પડે; અલ્લાનું કર્યું આંખ માથે.
લાકડાની પુતળીથી ઘર ન ચાલે.

---

૧ લકુંઓ=કોળીઓ. ૨ લટે=મહોબતથી મળી જાય ૩ લપટા=જાુઠું બોલવાની ટેવવાળો. ૪ છીંડીએ મ્હડયો તે ચોર.

લાકડું વળે ચીરાય.

લાખના તુટ્યા, કોડીએ ન સંધાય.

લાખો ફુલાણી. લાખો વણજારો. નવલશા હીરજી આત્મારામ ભુખણના દીકરા.

લાગણીનો મંદવાડ જીવ લે.

લાડ મોંઘાં, ફજેતી સોંઘી.

> લાડુબાઇ લટકાળાં, હું કુટુંબની ઘરડી;
> ઘીગોળની વાત ન જાણું, બેઠાં થુલી ભરડી.

લાભોજી લાભોજી થાય, ત્યાં શો મેળ ?[1]

લાલ બુજરગ હાથી પારખવા ગયા, તો પૂછ પુંછડું કીયું ને મ્હો કીયું ?[2]

લાલી તારે લેખે, લોક તમાસા દેખે

લાલીઆ "પ્રોપર."

લાલીઓ લડો, ને કેશવો વડો.[3]

લાડ, મોહોડ ને મેવાડા, એમને કહાડો સહુથી છેવાડા.

લાલાજીકી એકાદશી, વો બારસકી દાદી.[4]

લીજીએ એસા દીજીએ, પણ ધીકા બેપાર કીજીએ.

લીલાં લીધાં નથી, ને પીળાં પેહેર્યાં નથી.

લીલા ઝાડ હેઠળ ભૂખે મરે તેવો છે.

લીલા પીળા થઇને ફરીએ તે શા ઉપર ?

લીલા લહેર, ને જમવાનું ઘેર.

લીલો ઘડો ટપલા ખમે, પાકો ન ખમે.

લીંબડાની છાયા સમાન છાયા નહીં, બહેન સમાન કાયા નહીં, માતા સમાન માયા નહીં.

લીંબુ ભાઇનાં હમણાં સોંઘાં થયાં છે.[5]

લીંબુનું પાણી, સહુમાં ભળી જાય.

લુચ્ચાની[6] પાંચશેરી ભારે.

લુટની આયપત ને ધાડનો વરો.

લુટાયા તો લુટાયા, પણ ચોર તો દીઠા.

---

૧ વગર વિચારે પૈસા ખરચ થાય તેને માટે કહેવાય છે. ૨ આવડત વગરનાં કામ. ૩ બધા સરખા ૪ એટલે લાલાજી એટલે શ્રીમાન્ વણિક એકાદશી કરે તે દિવસ અનેક પ્રકારનાં ભોજનનું ફળાહાર કરે, એ ભાવાર્થ છે. ૫ એટલે હમણાં દશા સારી નથી. ૬ નાગાની.

લુણ ખાવું તેને લાભ કરવો.
લુલી લંગડી ધનકોરબાઈ, આંધળા સાથે કરી સગાઈ.
લુલી વાસીદું વાળે, ને સાત જણ રહાવા જોઇએ.
લુણહરામીથી પ્રભુ દૂર.
લે લોટી ને માર લંગોટી.
લેતાં લાજ ને આપતાં ગાજ.
લેતી વખત ઢીલા, ને આપતી વખત વીલા.
લેતી વખત દીકરા, આપતી વખત દુશ્મન.
લેતો ભૂલે કે દેતો ભૂલે.
લેવા જઈએ તો લેવાઇએ, વેચવા જઇએ તો વેચાઇએ.
લેવા ગયો બકરી, ખોઈ આવ્યો ઊંટ.[1]
લેવાદેવાનાં કાટલાં જુદાં.
લેશે લાલો ને આપશે ફીકો.
લોએ લડવું, કલોએ લડવું નહીં.[2]
લોકની લાજે, કે હૈયાની દાઝે.[3]
લોભી રીઝે દામે, ફુલણજી રીઝે નામે; તાડીએ રીઝે ગોલો, ને ગોપી
 રીઝે સામે.
લોહીના કોળીઆ ખાવા જેવું છે.[4]
લોહોડાનું ને ઘોડાનું મૂલ નહીં.[5]
લંકાં લુંટાણી ત્યારે આગળ દોઆ હતા.[6]
 લાંગ કહે હું લાંબો દાણો, ને વચમાં એક ટેકો;
 બેચાર મહિના સેવન કરે, તો લાકડીનો ઝલાવું ટેકો.
લાંબી લેખણે લખે છે, ને ઉંચે આસને બેઠા છે.[7]
લાંબી લેખણે ધનજીશાહ.
લાંબાં પગલાં ભરે તે વેહેલો બેસે.

## વ

વકરી બાયડી ધણીને ગણે નહીં.
વકરો વાંઝીઓ હોય નહીં.[8]

---

૧ ચોરી કરનારની વળે. ૨ વેહેવારે લડવું, પણ નીચપણું ન કરવું. ૩ પણ સંબંધ સાચવવો પડે. ૪ ધર્માદાના કે કન્યાવિક્રયના પૈસા લોહીના કોળીઆ. ૫ ઘણી કીમતવાળી ચીજ છે. ૬ ભાગ્યમાં કાંઇ ન્યૂનતા હોય તેવાને માટે બોલાય છે. ૭ ધાણી હાંકે છે. ૮ વેચાણ માલનું થાય તે લાભ વગર હોય નહીં.

વકર્યો ઊંદર કોળ થાય, ને વકર્યો સાંઢ માટી ઊછાળે.
વકર્યો ઊંદર ધુસ થાય, ને વકર્યો ભુંડ સુવર થાય.
વકર્યો કાઠી વેર કરે, વકર્યો બ્રાહ્મણ તડ કરે.
વકી એ નક્કી નહીં.
વક્કર હાર્યો તે ભવ હાર્યો.
વખત જાય પણ વાત રહી જાય.[1]
વખાઇતનો સખાઇત કોઈ નહીં.[2]
વખાનો માર્યો વન વેઠે.
વખાણ થાય ત્યારે વકરવું નહીં.
વગર નોતરે જમવા જવું ને તળ્યાં શાક ખાવાં.
વગાણા વાવી જવા, વંજો માપવો, પોબારા ગણવા, ચંદ્રવંશી થવું.[3]
વટેમાર્ગુને દાણી રોકે કે પાણી રોકે.[4]
વટેમાર્ગુની દયા જાણે તો મેહને વરસવા વખતજ આવે નહીં.
વડા થઈએ, પણ વડાની હારમાં ઊભા રહીએ ત્યારે ખરા.
વડાઇના વાંટા, પાણી પીને પેટ ફાટ્યાં.[5]
વડીએ વડીઓ લઇએ તેમાં મરદાઈ.[6]
વઢવાડમાં કાંઈ ખાજાં જલેબી વહેંચાય છે?
વણ પ્રધાને વાણીઓ, ગયું રાવણનું રાજ. અથવા વણ વજીરે વાણીઓ, ગઈ રાવણની લંક.

વણજ કરોરે વાણીઆ, વણજ વેપારે વાળા;
હુંસલ કરતાં મૂળગા ખોયા, ગોળને પાણીએ નાહ્યા.

વણજ વેપાર છે બહુ સધળો, પણ હિસાબ વગર સહુ ધૂળનો ઢગલો.
વણશે તે ગણશે, શીવશે તે સાંતરશે, ને દળશે તે રળશે.
વણીને મૂકવું, વધાર ગૂફવો, કાન ભંભેરવા.[7]
વનમાં એકલું ઝાડ પણ ન હશો.
વરમાંથી ઘર થાય.
વર રાજી શીખથી,[8] ભિખારી રાજી ભીખથી.

---

૧ કાળ જાય ને કહેણી રહે. ૨ દુખીઆનું સગું કોઇ નહીં. ૩ આ બધાનો અર્થ એક કે નાસી જવું. ૪ દાણી=જકાત વસુલ કરનાર કે નદીનાળાં પુર હોય ત્યારે પાણી રોકે. ૫ જ્યાં જાય ત્યાં સહુ પાણી પાય. ૬ વડીઓ=બરોબરીઓ. ૭ કજીઓ ઉત્પન્ન કરવાના ઉપાય કરવા. ૮ શીખ-વરની વિદાયગીરીમાં પોશાક, ઘરેણું અને પૈસા સસરા આપે તે.

વર રહ્યો વાસી, કન્યા ગઇ નાસી.
વર વિના જાન હોય નહીં.
વર વિનાની હજો, પણ ઘર વિનાની ન હશો.
વરસ ખાઇ ગયો છે; વરસ કુતરાને ઘાલ્યાં છે.[1]
વરસમાં ખરડીઉં, ને ઘરમાં ઘરડીઉં.[2]
વરસ બધાં પાણીમાં ગયાં, ત્રીશે (રોજા)ત્રટમાં ગયાં.[3]
વરસો વરસો વ્યાસ કહે, વરસ્યા પછી જોશી કહે.
ગામ સુંસરાં પાણી ચાલે, ત્યારે ડોસી કહે.
વરો કરશે તેહેને કોઇ ખાઉંમોણું કહેશે.
વરો ભાગે બરો.[4]
વશે ન કર્યું તે કવશે કરવું પડ્યું[5]
વસ્તી ઉજ્જડને ખાય.
વહાણના સાંધા એટલા ભાઇના વાંધા.
વહાર ભેગી બૂમ.
વહુ મુઇ તે ઉંદરડી મુઇ.
વહુ વાઘ હણંતી, દરિયા તરંતી, ને મીની જોઇ ડરંતી.[6]
વહુ સુધી કાંઈ વડાં હોય?[7]
વહુના વાંકની ને વેપારીના આંકની ખબર પડે નહીં.
વહુને ને વરસાદને જશ નહીં.
વળે તે ભાગે નહીં.[8]
વા ઉપર વરાધ.[9]
વા ઉપર વાવટા, ભૂત ઉપર ચોકી.[10]

૧ વરસ પ્રમાણે શરીરે વધ્યા ન હોય તેવાને. ૨ ખરડીયું વરસ=માણસને સચેત રાખવાની શિખામણ અનુભવ કરાવીને આપે છે. ૩ નકામા ગયાં. ૪ વરો=ખરચ, બરો=બળ; ખરચ મારી નાખે. ૫ વસાવડના કાજી બાદશાહી વખતમાં બાદશાહની મોહોરછાપ કાજી પાસે રહેતી, તે કાજી ગામમાં ફરીને બુમ પાડે કે "જીસકું મોહોરછાપ કરવાનાં હોવે સો ચલો" "મેરે ઘાસ કાટનેકુ જાના હે" એવી કાજીની સ્થિતિ તેથી ખોટી મોટાઇવાળાને લાગુ છે. ૬ તાજુબની વાત. ૭ ઘરમાં વડાં કર્યાં તે સાસુ, નણંદ તથા દીકરાએ ખાધાં, વહુને કોઇએ આપ્યાં નહીં એટલે ગણતીમાં ન લીધી; તેમ નોતરૂં ન આવે ત્યારે કહેવાય છે કે "અમારા ઘર સુધી કાંઈ નોતરૂં આવે?" એટલે ગણતીમાં નહીં તે પ્રસંગને લાગુ પડે છે. ૮ શિખામણથી વાળ્યો વળે; વાળવાથી વળે તે ભાગ નાશ પામે નહીં પણ આબાદ રહે. ૯ વરાધ=નાનાં છોકરાંને રોગ થાય છે. ચોક્કસ નહીં. ૧૦ ચોક્કસ કે નક્કી નહીં.

વા નીકળી ગયો.[1]
વા ભરખીને કાંઈ જીવાય છે?
વા, વરસાદ ભૂલે પણ ચાડીઓ ભૂલે નહીં.
વાએ ઊડ્યા હાથી જાય, ને ડોસી કહે મારી પુણીઓ ક્યાં?
વાગડીઉં મ્હોડું કરે છે, મ્હો ચહડે છે.[2]
વાગે તુર,[3] ને ચહડે શૂર.
વાઘના પંજામાં આવવું સારૂં, પણ મારવાડીના ચોપડામાં આવવું ભુંડું.
વાઘના વાડા ન હોય; બકરાં, ઢોરના વાડા હોય.
વાઘના મ્હોમાં ગયું પાછું આવે નહીં.[4]

વાઘને ધીરો, વીંછી ધીરો, ધીરો મણીધર કાળા;[5]
ન ધીરશો વીશા વાણીઆ, પારણે સુતા બાળા.

વાઘને વોળાવું નહીં.
વાઘને કોણ કહે તારૂં મ્હોં ગંધાય છે?[6]
વાટકડીનું સીરામણ.[7]
વાટ જોવાની વેળા લાંબી બહુ થાય.[8]
વાડ્યાં ઝરડાં, ઘરમાં ઘરડાં.
વાડી, ગાડી, ને નારી પળાય ત્યાં સુધી પાળી, નીકર મેલો કહાડી.
વાઢ મુકે છે તે કાંઈ જેવો તેવો નહીં.
દોહરો—વાઢી કહે ઘૃત પાત્રને, પાણી જે જીવ લેણ;
કહે ટબુડીને નાંવ, કેવાં ખોટાં વેણ.[9]
વાઢવું ચોટે નહીં, વાધરી વળગી રેહેવા દે નહીં.[10]
વાણ તાકે તે વાણીઓ, નહીં તો માને પેટ પાહાણીઓ.
વાણીઆ મુછ નીચી તો નીચી; ઢેડ વાણીઆ, ભાઈ ઢેડ વાણીઆ.
વાણીઆ[11] રે વાણીઆ, સાથે રેલા તાણીઆ, ત્યારે જાણ્યા વાણીઆ.

---

૧ ભરમ ઉઘાડો થયો. ૨ માગવા જઈએ ત્યાર આપનારો મ્હોં કેવું કરે છે તે. ૩ તુર=રણસીંગુ. શૂર ચહડે રજપૂત કે શુરાને. ૪ હાથી આગળ મૂકેલો પુળો પાછો ખેંચાય નહીં. ૫ ધીરવું=વિશ્વાસ કરવો. ૬ મોટાના દોષ કોઇ કહે નહીં. ૭ થોડી પુંજી સંભાળીને વેપાર કરવો નીકર ટળી જતાં વાર લાગે નહીં. ૮ વાટ જોઈ બેસી રહેતાં કંટાળો આવે. ૯ ટબુડી=ટોયલી; નાંવ=કોઠી. ૧૦ એવો ઘા કરે કે ચામડી પણ વળગેલ રહે નહીં. ૧૧ ગુજરાતના વાણીઆ પુના તરફ રળવા ગયા હતા. ત્યાં પાંચસાત વર્ષ રહ્યા તેટલામાં સર્વે સારી રીતે બબે ચારચાર હજાર રૂપીઆ કમાયા. તે વખતે ટપાલથી કે બીજી રીતે દુર દેશાવરમાં હાલના વખત જેવો સંબંધ નહીં હોવાથી નાણાંની હુંડી મળી શકી નહીં એટલે સોના મોહોરો સર્વેએ લેઇ વાંસળી(પૈસા ભરવાની કોથળી)માં

વાણીઆ વાણુ ને લીટી તાણુ.
વાણીઆને વરમદે કોઇના નહીં.[1]
વાણીઆનો જીવ પેટમાં.
વાણીઓ પોતાનો ગોળ પણ ચોરીને ખાય.
વાણીઓ ભાગ્યો દલાલ, પારસી ભાગ્યો કલાલ.
વાણીઓ વરઘોડે, ને વોહોરો રોડે.[2]

> વાત કરતાં આકુ બોલે, પૈસા લેઇને ઓછું તોળે;
> દેડને અડકી ધર્મ બોળે, તેને ઘાલો જમને ખોળે.

વાત કર્યા વગર વાટ ન ખુટે.
વાત તો ખરી પણ હૈયે ન ઠરી.
વાતમાં દે ઓઠું, સમજી પડે મોંઠું.
વાતની વાત ને ચાડીની ચાડી.[3]

> વાતે વાતે વીતી રાત, વાતે વાતે ખાધી લાત;
> વાતે વાતે તજીઓ સાથ, વાતમાં વિતી મુશ્કેલાત.

વાની મારી કોયલ.[4]
વાર્યો ન વળે, તે ખાસડાં ખાઇને વળે
વાવણી ને તાવણી ઊનાવળી સારી.[5]

---

ભરી, વાંસળીઓ કેડે બાંધીને પચાસ પોણોસો વાણીઆ ગુજરાત તરફ વતનમાં જવા નીકળ્યા. તે વખતે હથીઆર રાખવાની છુટ હતી તેથી તે બધાએ તલવાર, ભાલા, બરછી, કડાબીન વગેરે હથીઆરો સાથે લીધાં. પગરસ્તે આવવાનું તેમાં ચોર-લુંટારાનો ભય બહુ હતો તેથી આવા હથીઆરની ગોઠવણ સૌએ કરી હતી. આવા હથીઆરબંધ માણસો અને બધા જુવાનની ટોળી જોઈ કોઈ ચોરની હીંમત લુંટવાની ચાલી નહીં ને સહી સલામત ગુજરાતની હદમાં આવ્યા. ગુજરાતના લુંટારા-કોળી સાતઆઠ મળ્યા પણ આવા હથીઆરબંધ જુવાનોને જોઇ, જોકે લુટવાની ઇચ્છા તો હતી પણ છાતી ચાલી નહીં એ પ્રમાણે વિચાર કરતા હતા તેટલામાં એક વાણીઓ પીસાબની હાજત મટાડવા બેઠો એટલે બધા વાણીઆ પીસાબ કરવા બેઠા. ત્યારે એક અનુભવી કોળીએ કહ્યું કે આ તો વાણીઆ, ત્યારે બીજા કોળીએ પૂછ્યું કેમ જાણ્યું? તો કહે, "સાથે રેલા તાણીઆ." પછી વાણીઆની જાત પોચી જાણીને પાંચસાત જણાએ હુમલો કરી બધાને લુંટી લીધા. આ ઉપરથી કહેવત થઇ કે, "વાણીઆ રે વાણીઆ, સાથે રેલા તાણીઆ, ત્યારે જાણ્યા વાણીઆ."

૧ વરમદે=એક દેવ છે. ૨ વાણીઓ વરઘોડામાં, ને વોહોરા મકાનમાં વધારે ખરચે. ૩ હસત ચાડીઓ. ૪ જે કોઇ વખત આવે નહીં તેવા પરોણા આવી ચડે તેને લાગુ. ૫ તાવણી=ઘી તાવવાનું કામ.

વાસી ફુલ ચીમડાઈ જાય, રૂપ જોબન તેમ નાસી જાય.
વાસી ફુલમાં બાસ નહીં, ને જોબન બારે માસ નહીં.
વાસી વધે નહીં, ને કુત્તા પામે નહીં.
વાસીદામાં સાંબેલું જાય.

વાસીદું વાળે નહીં, ને ઘણા પાડે ખાડા;
સસરો જો શિખામણ દે, તો જવાબ આપે આડા.

વાસીદું તો વહુને કરવું પડે.
વાસુદેવે વાસુદેવ મળવા દુર્લભ.
વાહાડી આંગળી ઊપર મુતરે તેવો નથી.[1]
વાહાડી આડો કપાસીઓ.[2]
વાહાડ્યું ગણું, શીટ્યો સાસ.
વાલ્યા કે વટલ્યા, છેતરાણા કે વેહેવરાણા, મન જાણે.
વાળંદ[3] ને વળી વેહેલમાં બેઠો.
વાળી ઝોળી, ન મુકયા કાઠી કે કોળી.
વાળંદની સરસાઈ નખે, ને બાયડીની સરસાઈ દુઃખે.
વ્હાલાં ધારે તેવું વેરી પણ ન ધારે.[4]
વ્હાલાં હોય તે કડવું પાય.

---

૧ કાંઇ કામ કરે નહીં. ૨ ઘી નીકળે નહીં. ૩ વાળંદ=રોમશત્રુ, હજામ. એક પાટીદાર પટેલ બીજે ગામ વેહેલમાં બેસીને જતા હતા. પાટીદાર લોકો પરગામ વેહેવાઇ કે સાસરીઆંને ઘેર જાય ત્યારે પોતાના ધાંએજાને ભેગો તેડી જાય એવી રીત છે. તે પ્રમાણે પટેલની સાથે ધાંએજો હતો તે વેહેલની પાછળ ચાલતો જતો હતો. રસ્તામાં પટેલે ધાંએજાને કહ્યું, 'વેહેલમાં બેસ ને મારા પગ ચાંપ.' તે પ્રમાણે ધાંએજો વેહેલમાં બેસીને જતાં રસ્તામાં ધાંએજાના અથવા પટેલના ગામનો માણસ મળ્યો. તેણે ધાંએજાને પૂછ્યું કે, 'ઘેર કાંઇ કહાવવું છે' ત્યારે ધાંએજાએ કહ્યું કે, "જેવું દેખો છો તેવું કહેજો."–એટલે "હું વેહેલમાં બેઠો છું તે ઘેર સમાચાર આપજો." એટલે પટેલ નીચે ઊતર્યો ને ધાંએજાને નીચે ઊતારી પાંચસાત લેડા તેના માથામાં માર્યા, પછી પોતાના ગામના પેલા માણસને કહે કે, "આ પણ દેખે છે તેવું કહેજે." આ ઉપરથી કહેવત થઈ કે, "વાળંદ ને વળી વેહેલમાં બેઠો" તે કુલાયા વગર રહે નહીં. ૪ "વહાલાં ધારે તેવું વેરી પણ ન ધારે" એવો પ્રસંગ ક્યારે આવે છે કે વ્હાલામાં વ્હાલું વહું છોકરું કે મિત્ર માંદું પડે છે ત્યારે ગમે તેવો હલકો મંદવાડ હોય તો પણ વ્હાલાં સર્વાં એમ ધારે છે કે આ મંદવાડમાં, આપણો વ્હાલો સગો મરી જશે તો શું કરીશું એમ ચિંતા કરે છે.

Wisdom prefers an unjust place to a just war.

વ્હાલામાં વ્હાલું પેટ.[1]

વિકટ માર મારે ભરવાડો, વિકટ રાન ખેડે વણજારો,
હાંફલો ફાંફલો તો બ્રાહ્મણનો પ્રાણીઓ, ધીરો રહી લુટે બજારે વાણીઓ.

વિવાહથી રળીઆમણું શું.

વિવેકથી બન્ને રહે, દોણી ને વળી દૂધ.

વિશ્વાસે વહાણ ચાલે.

વિષ્ટિ (એક યોગ જ્યોતિષમાં છે) થઇ તે વ્યતિપાતથી, ને નાની બગડી તે ઘરડીથી.

વીખના કીડા વીખમાં જીવે.

વીજળીને ઝબકારે મોતી પરોવવું.

વીતે વિવાહે માંડવો શોભે નહીં.

વીલાં મ્હોં તે વાંકડીઆ, ઘર ઘાલે તે રાંકડીઆ.

વીંછી માને ખાય, સર્પ બચ્ચાંને ખાય.

વીંછણ ઇંડાં સેવે, તે બચ્ચાં નીકળી ફોલી ખાઈ ખોખું કરે તોએ ખસે નહીં.[2]

વીંછણનાં બચ્ચાં માનાં કાળજાં ફોલે.

વીંધ્યું તે મોતી, કર્યું તે કામ, જેણે કીધી ઢીલ, તેણે ગુમાવ્યું ગામ.

વુઠ્યા મેહ વટેમાર્ગુ કહે.

વેઠના વહાલા કોઈ ન થાય, હેતનાં હાંલ્લાં સહુથી ધોવાય.

વેઠીઆ વાડ કરી? તો કહે હા, કરી; કેવી કરી?
તો કહે વા વાય તો તુટી પડે તેવી.

વેઠીઆ વેઠ, ને પહોચાડનું ઠેઠ.

વેઠીઆં કામ, તે વેઠીઆં જ થાય.

વેહેલે વળગીને નથી આવી.[3]

વેહેવાઇને ગાળ વિવાહમાં દેવાય.

વેહેવાણની જણી, તે કુંભારની ઘડી.[4]

વેણે વેણે વાંકું પડે.

વેતર વંઠ્યું, સુયાણી શું કરે.

વેદીઆં ઢોર, ન સમજે મર્મ, ને ઘાંટા ને શોરબકોર.[5]

---

૧ પેટ એટલે પેટ ને મન. ૨ એવો પ્રેમ. ૩ વ્હેલે વળગીને દાસી આવે. આ તો પરણીને આવી છે. ૪ એટલે વહુ માણસ કુંભારનાં હાંલ્લા જેવું. ૫ શાસ્ત્રના સંવાદ વખતે.

વેપાર કરવો તે ઓળે, ને ખેતર ખેડવું તે ઝોળે.[1]
વેપાર કરવો તે હામ, દામ ને ઠામ જોઈએ.
વેપારને અંતે દેવાળું, ને નોકરીને અંતે ઘેર બેસવાનું.
વેપારમાં વાયદો, શાસ્ત્રમાં કાયદો.[2]
વેપારે વધંતી લક્ષ્મી.
વેવલાં વીણે કાંઈ પેટ ભરાય?
વેશ્યા કોઈની વહુ નહીં.[3]
વેશ્યાની વાહાલપ સ્વાર્થ સુધી.
વેશ્યાને અધરણી નહીં.
વેહેમીને શિર ચકલી બેઠી.
વેહેલ ભાગી રામાની, બળદ મુવો દામાનો, આપણું શું ગયું?
વેહેવાઇ વગરનો વિવાહ.[4]
વેહેવાર કાચો તાંતણો છે; [તેથી વિરુદ્ધ] તેનો વહેવાર જાડો રાંઢવા જેવો છે.
વેળાની વાણી, તે તાણી તોડીને આણી.
વેળાએ મળ્યાં તે કેળાં.
વૈદકમાં રેચ ને જ્યોતિષમાં ગ્રહણ મળે છે.
વૈદ્યને તેડવા ગયો, તે મુવાનો સાજ પણ લેતો આવ્યો.
વૈરાગ તનનો સાચો નહીં, મનનો તે વૈરાગ સાચો.
વૈરી આદરભાવ સાથ, ક્રોધ વિમાસ સાથ, ને સ્ત્રીહઠ યાર સાથ.
વંઠી ઘર પછવાડે છીંડી, વંઠી નાર જે પરઘેર હીંડી.
વંઠયું કાથા વિનાનું પાન, વંઠયું ધણા પટેલે ગામ.
વંઠ્યો સાસરામાં જમાઈ, વંઠી દીકરી જે પરઘેર ગઇ.
વંદું છું મહારાજ, તો કહે તમારા ગુણ જાણું છું.

વાંકા નરને વિઘન ઘણાં, ચહડ્યા પાવડીએ,
થાળી વેચી રસોઈ કીધી, જમ્યા દાથરીએ.

વાંઝીઆને ઘેર ડાસો લાડકો.
વાંદાનું વલોણું, ને રાંડીરાંડની ખેડ.[5]
વાંદરાને ચણા નાંખવા.[6]

---

૧ ઝાળમાં પાણીનો ભેજ વધારે રહે. ૨ નુકસાનકારક છે. ૩ પૈસાની વહુ.
૪ ધાપ તો ખરો પણ સુનો લાગે. ૫ એ બરાબર એટલે માટેથી લાભ ન મળે.
૬ તેથી વાંદરાં ભેગાં થઇ તોફાન કરે, તેમ ભિક્ષુકને ચહડાવવાથી બિહેક છે.

વાંસના કજીઆમાં વન બળે.[1]
વૃદ્ધ થયો ને વંઠયું મન, ઉચાટ ટળ્યા જે ખુટયું ધન.
વ્યાજખોરના ઘરમાં નાણું નહીં, ને વાંઝીઆને ઘેર ટાણું નહીં.[2]

## શ

શક્તિ શું ન કરે?
શણગાર્યો બાવળ પણ શોભે.
શરીર કટાઈ જાય, તે કરતાં કસાઇ[3] જાય તે સારૂં.
શ્રમ વગર પ્રારબ્ધ લુલું.
શ્યામાનું ધન સતીપણું.
શ્રાવકનું અઘોટીયું, કોસીઆના રામ, પટેલની માળા, એ ત્રણ
ગાં—ના મોવાળા.
શ્રીમાળી ઘેલો નહીં.
શ્રીમાળીના વિચાર તે ખાજલીએ કાણાં.
શ્રીમાળીનાં ત્રણે વાંકાં.
શાકરને કડવી કોઈ કહે નહી.
શાણાને સાન, ગધેડાંને ડફણાં.
શાહીને શી સગાઈ?[4]
શાહીનું ટીપું શુકનાળવું.
શાહેર વગર સહરાગત નહીં.[5]
શાળિગરામ પાસે મરી વટાવવાં.[6]
શિકલ ચુડેલકી, મિજાજ પરીઓંકા.
શિખામણ તો તેને દેઇએ, જેને શિખામણ લાગે;
વાંદરાને શિખામણ દેતાં, સુઘરીના માળા ભાગે.[7]

---

૧ વાંસ ઘસાવાથી અગ્નિ થાય છે. ૨ વ્યાજખોર=ઘરમાં પૈસો એક ઘડી પણ વ્યાજે મુકયા વગર ઘરમાં રાખે નહીં. ટાણું=શુભ અવસરનો પ્રસંગ, જેવો કે વિવાહ, શ્રીમંત આદિ. ૩ કસાવું=મેહેનત કરી મજબુત કરવું. ૪ શાહી રાજ્યાધિકાર. ૫ સહરાગત=વખાણ. ૬ મોટા માણસને નાનું કે હલકું કામ સોંપવું. ૭ ચોમાસામાં વાંદરાં વરસાદમાં ટહાડે ઠરતાં એક ઝાડ ઉપર આવ્યાં તેમને ટાઢે ઠરતાં જોઇ ત્યાં સુઘરી પક્ષીએ કહ્યું:—

હાથ કાળા મ્હોં કાળું, પેટ જાણે પાંજરૂં;
આઠ મહિના ઘર ન કીધું, મેર મૂર્ખ વાંદરૂં.

શિખામણ લાગે ગળી, તેની દશા વળી.

શિર મોટા તે સકર્મી, પગ મોટા તે અકર્મી.

શિંગડે ઝાલે તો ખાંડો, પૂંછડે ઝાલે તો બાંડો.[1]

શીઆળાનું પરોઢ, ઊનાળાના બપોર ને ચોમાસાની રાત,
　અલ્લાહ મરણ દીજીઓ, પણ બહાર ગમન મત દીજીઓ.

શીઆળો ભોગીનો, ઊનાળો જોગીનો.

શીકાર કરવો હોય ત્યારે સિંહ પણ નમે.

શું શુક્રવાર થયો ? બાપનો બુધવાર ?

શુકલ બ્રાહ્મણને શા સ્વાદ, છાશ ન હોય તો દૂધે પણ ચાલે.
　ગોળ ન હોય તો સાકરે ચલાવી લેઈએ, ને તેલ ન હોય તો ઘીએ પણ રડે.

શૂલપાણનો શુક રૂડો.

શૂળીનું દુઃખ કાંટે ટળ્યું.[2]

શેકયો દાણો ઊગે નહીં.

શેકયો પાપડ ભાગવાની પ્રાપ્તિ નથી.

શેખજીએ દાતરડાં ગળ્યાં, પણ પુંઠે કહાડતાં ભારે પડશે.

શેઠકી ચાકરી, ગાંઠકા ખાનાં, કપડે ફટે તબ ઘરકુ જાનાં.

શેઠની ગાં–માં ગરોળી પેઠી.[3]

શેઠી વાત્રકને લઇ જાય. લુણી ધ્રોનાં મૂળ તાણી જાય.[4]

　શેર હજારો જીસ્ને મારે, વોબી હારા મખ્ખીસેં;
　શેર હજારો જીસ્ને મારે, વોબી હારા મોહોબ્બતસેં.[5]

શેર મગદળના શાહેદી.

શેર શાક ને પખાલ પાણી, માર ફુંકણી ને કહાડ તાણી.

શેરડીનો સાંઠો ઠેઠ સુધી ગળ્યો ન હોય.

---

આ શિખામણથી વાંદરાને રીસ ચહડી ને સુઘરીના માળા તોડી નાખ્યા તેથી સુઘરી કુવાને કાંઠે બેસીને કહે છેઃ–

　　મતિયાને મતિ દેઇએ, જે મતિ આપણી માને;
　　આ કમતિયાને મતિ દીધી, તે બેસાડ્યાં કુવાને કાંઠે.

૧ એટલે કોઇના કબજામાં ન આવતાં ગમે તેમ કરીને બચાવ સાચો ઘોડો ફરી છટકી જાય તેવો નાગો માણસ. ૨ A stumble prevented a fall ૩ મોટી અડચણ આવી પડી. ૪ લુણી એ એક જાતની ભાજી છે. તે ઘણી કુમળી હોવાથી, વાવીએ તો તેનાં મૂળ ધ્રોના જેવાં જામતાં નથી. તેથી પૂર આવે ત્યારે લુણી, ધ્રોનાં મૂળ નબળાં પડેલાં હોય તેથી, પોતે તણાય ત્યારે ધ્રોનાં મૂળ પણ તાણી જાય. ૫ બન્ને રીતે બોલાય છે.

શેરનું ઉમેરણું ચાંગળું.[1]
શેરથી પાંચશેરી ભારે તેટલી ભારે.
શેરી જોઈ ચાલીએ, કંથડો જોઈ મહાલીએ.
શેહેરનો ગરીબ, તે ગામડાનો શાહુકાર.
શોધે તેને સાહેબ મળે.
શંખ ફુંકાણો.
શંખ પંચાનન વાગી ગયો.[2]

## સ

સઈ ચોરે લુગડું, સોની ચોરે રતી, હજામ બાપડો શું ચોરે, માથામાં કાંઈ નથી.
સઈના ઘરમાં સાપ નીકળ્યો.
સઈની સરસાઈ વેતરવામાં, ભાંડની સરસાઈ છેતરવામાં.
સખીકી બોલબાલા, ઓર સુમકા મું કાલા.
સખીકી બલા દૂર.
સખુને પાણી બંધાય, સખુને બેટા બેટી દેવાય.
સખુન મર્દનો એક, બે બાપનો તે બીજું બોલે.
સગપણ ને ડામ ટાળ્યાં ટળે નહીં.

સગાઈ શું પૂછો છો, હું તો રૂડો દેખી રોઈ;
તે બાપનો બનેવી, તેનો સગો નણદોઈ.

સગો સમર્થ કીજીએ, કો વેળા આવે કાજ.
સઘળું પાછું મળે, શરીર, સહોદર ને મુવાં માબાપ ફરી મળે નહીં.
સઘળું કરવું સેહેલું, એક સત્ય પાળવું દોહેલું.
સચ્ચા નામ સાહેબકા.
સટ્ટો ને સન્નિપાત સરખાં.
સટ્ટો જરૂર બેસાડે બટ્ટો.
સત્તરસોના સરવાળામાં ઓગણીસ્સોની ભૂલ.
સત્યાનાશની પાટી ને મંગળીઓ માટી.
સત્યે પત્થર તરે, અસત્યે તુંબડું પણ ડુબે.
સથવારો ઝાંપા લગી.[3]
સદા સુહાગણ તે વેશ્યા.[4]

---

1 પસલી. 2 વા નીકળી ગયો. 3 થોડી વારનો સંગાથ. 4 કોઇ દહાડો રાંડેજ નહીં.

સદાકાળ એના એ દહાડા ને એના એ ભવાડા.
સરીલ બાંધી લડવું, તે ખરી મર્દાઈ.
સફેદ સાધુ.[1]
સફેદ બાલ ખુદાકી એનાએત.
સબ એક થેલેકે બત્તે હેં.[2]
They are all birds of the same feathers.
સબ ઘડી ધરકી, એક ઘડી હરકી.

સબ જાતમેં બુરી જાત, બનીઆ બડા કસાઈ;
છોટે છૂકુ બચાનેકુ, મારે સગા ભાઈ.

સબ દુનીઆં સરખી નહીં.
સબ રાંડ સટરપટર, એક રાંડ સિદ્ધ.
સબ સોતે, અલ્લાહ જાગતે હેં.
સબસેં બાંકી, લેકીન સરકારકે સીપાહીસેંબી બાંકી?
સભામાં બોલતાં કંપે તે સભા ચોર.
સભામાં બોલવું કાંઈ છોકરાંની રમત નથી. સભાજીત થવું છાતીની વાત છે.
સમતાવાળાને શી મમતા.
સમતે સુખડી ને કોસ તે તાળી, ગળે મૂક્યો હાથ, પણ નથી મૂકી પાળી.
સમજુને માર, ગમારને ગમ નહીં.
સમજે નહીં, ને ઘોકો સમણે.
સમજે નહીં, ને સરખો ભાગ માગે.

### દોહરો

સમજો સમજો સબ કહે, સમજ્યો કછુ ન જાય;
સમજુસેં સમજુ મીલે, તબ કુછ સમજ્યો જાય.
સમશેરખાંકી બડી ગુમાની, તાલમેલ સબ કરતે હય,
ઘરસેં આયા કાગજ એસા, બચ્ચે ભુખાં મરતે હય.
બચ્ચેકી માકુ નાતરે દેવેં, જબબી ફાકે પડતે હય,
પગાર માંગનકુ જાવેં તો, બરતરફીસેં ડરતે હય.
ઢાલ તરવાર બેચ ખાઈ, અબ કટારપેં નજર કર હય,તે
ખુદા કરે સો ખરા, અબ બીનામોત હમ મરતે હય.
કચ્છ મુલકસેં કાગજ આયા, બચ્ચે કચ્ચે મરતે હય,

---

[1] સારાં ધોએલાં લુગડાં પેહેરેલા ઠગ. [2] બત્તા=દસ્તા.

બચ્ચેકું ખડ્ડેમેં ડાલો, પઠાંભી ભૂખે મરતે હય,
બેચ ખાઈ તલવાર ઢાલ, અબ નજર ખ્યાનપર કરતે હય.

સમારતાં વાર, બગાડતાં વાર નહીં.

સ્મશાન વૈરાગ્ય સ્મશાનમાંજ રહે. ઠોઠ ભણતર નિશાળમાં મૂકીને આવે.

સમો વરતે સાવધાન.

સમી વાત પંડિત કહે, અક્કલ વગરનો ઊંધી લહે.

સમું જોખજે, તો કહે 'આંહી ધડોજ કોણ કરે છે?'

સમુદ્ર છે, કાંઈ પાંચ બેહેડે ખૂટે નહીં.

સમુદ્ર માઝા કે મર્યાદા મૂકે નહીં.

સમુદ્ર છલકે નહીં.

સમુદ્રનું માપ થાય, કોઇના મનનું માપ થાય નહીં, અથવા પેટનું માપ થાય નહીં.

સર્પ બંધાય નહીં, ને કીડી પાંજરે પડે નહીં.

સરગવામાં શેકટો, ને વનફળમાં લીંબોળી;
ચોપગામાં ગધેડો, ને નાગામાં જુવો તો કોળી.

સર્પ બાંડો કરવો.[૧]

સર્પ મરે નહીં, લાકડી ભાંગે નહીં.

સર્વ જશના ભૂખ્યા.

સર્વ સાથ ને જગન્નાથ.

સરે નહીં, સીજે નહીં ને ખાટે બેઠા ખીજે.

સરૂં ન આવ્યું શીંદરા.[૨]

---

૧ વેરી ઘાએ આવ્યો તેને છવતો મુક્યો. ૨ આ કહેવત વિષે વાત એમ છે કે, એક બાઈ કાણે ગઈ હતી, ત્યાં આગલે દિવસે કળસલી ચોરી લીધી; બીજે દિવસે કોડીના સાણામાં હાથ નાખ્યો ત્યારે સીંદરીનો મોટો દડો હાથ આવ્યો તે તાણવા માંડ્યો પણ સીંદરીનો છેડો આવ્યો નહીં. પછી સીંદરી મૂકી દીધી અને તે બોલી કે

સોરઠો

કાલે ગઇ'તી કાણ, કળસલી કટકાવીતી,
એક હતું બીજી હાણ, સરૂં ન આવ્યું શીંદરા.

એટલે હાથમાં લીધેલા કામનો અંત આવે નહીં ત્યાં લાગુ છે.
કટકાવી=ચોરી લીધી. સરૂં=છેડો. સિંદરી=કાથાની દોરડી.

સલાઇત દાંતરડે આવે.[1]

સલુક હોય તો મલુક ખવાય.[2]

સવળા સૂરજ ઉગ્યા, દિવસ પાંસરો.

સવાયા તો સહુ કરે, દોઢોડા કરે મુસલમાન,
પણ બમણા કરે કોણ કે, જેની બગલમાં કુરાન.[3]

સવાયાના સો ધક્કા ખાય.

સ્વપ્નાનાં સુખ દુઃખ જાગતાં સુધી.

સવારના પોહોરનું નામ એ છે.[4]

સસ્સા ગડથલ કરવી.[5]

સસરાને ઘેર ઘોડા, ને જમાઇને ઘેર હણહણાટ.

સસરાની શૂળી સારી, પણ પીઅરની પાલખી ભુંડી.

સળગતી ગાડર પોતાના ઘરમાં કોણ ઘાલે ?

સળગતી સગડી માથે લેઈ ફરીઆદ કરવા જવું.

સળી વગર શ્રાદ્ધ અટકે.

સહુ કરે સવાયા, દામો કરે દોઢોડા.

સહુ સહુને તુંબડે સહુ તરે છે.[6]

---

૧ ખેતરમાં લળણી થઇ રહે એટલે કેટલાક ગરીબ કે મજુર લોકો ખેતરમાં લણતાં હુંડાં કે કણસલાં કે જાર બાજરીના સાંઠા વીણે તેનું નામ સલો. તે કરનારને સલાઇત કહે છે. તે સલાઇત લોકો સહજ બાબતમાં લડતાં દાંતરડેથી લડવા માંડે. તે ધૂળગજાનો કજીયો કરે તેને લાગુ પડે છે. "સલાઇત દાંતરડે આવે." મફતની, પણ મોટી વઢવાડ. ૨ મલુક=સારૂં. સલુક=સારાં લક્ષણ અથવા સંપ. ૩ (જે જાણે ખુદાનું કુરાન.) ૪ (બાહુ ભલો, સદ્‌ગુણી ને દાતાર.) ૫ સસલો રોજ એક હાથી પાસે જાય ને વિનય કરે. હાથીએ મોટાં ઝાડનાં ડાળાં પાડયાં હોય તેમાં કુણી કુણી કુંપણો સસલો ખાય ને આનંદથી પોતાનો ગુજરો કરે. સસલાને એવાં ઝાડની કુંપળો મળે તે તેને મીજબાની થાય. સસલાએ હાથીને વિનય કરી કહ્યું, 'તમારા પ્રતાપથી રોજ હું મીજબાની ખાઉં છું માટે એક વાર મારે ત્યાં જમવા પધારો.' હાથી નોતરૂં કબુલ કરી સસલાને ઘેર ગયો. ત્યારે સસલો બે ચાર વેલા કાપી લાવીને તેમાં વીંટાઇને હાથીના મ્હોં આગળ આળોટવા લાગ્યો. હાથીએ પૂછ્યું, 'આ શું કરે છે?' ત્યારે સસલે કહ્યું કે, 'આપની મીજબાની હું શું કરી શકું? માટે "સાંસા ગડથલ કરૂં છું."' તેમ મોટા માણસ ગરીબના મેહેમાન થાય ત્યારે ગરીબ પોતાના ગજા પ્રમાણે મીજબાની કરે, તે મોટાના જેવી ન હોય તેવે પ્રસંગે "સાંસા ગડથલ' એ ગરીબની મીજબાનીને માટે કહેવાય છે, ને ગરીબ અગર મોટા પણ વિવેકી લોકો પોતાની મીજબાનીને માટે લઘુતા દર્શાવવા આ શબ્દ વાપરે છે. ૬ (કોઇના કોઇ ઓશીઆળા કે આશ્રિત નથી.)

સહુ તીર્થે મુંડાય.
સાકર પીરસનાર ઘણા, કડવો અક્ષર કહેનાર કોક.
સાગ, શીસમ ને સોનું, સો વર્ષે કાગળવા જુનું.
સાગનાં લાકડાં છે, રૂપાનાં હાડકાં છે.[1]
સાગરનું નીર ગાગરમાં ન સમાય.
સાચાનો સદા જય છે.
સાચે રાચે રામ, જુઠાને કપાળે ડામ,
સાચેકુ સાંઈકે દરબારમેં જુઠેકું જુતીઆં.

સાજામાં સાત બુદ્ધ, બાડામાં બુદ્ધ બાર,
કાણામાં ક્રોડ બુદ્ધ, આંધળો કરે વિચાર.

સાજાં ખાય અન્ન ને માંદા ખાય ધન.
સાજી ગાં-માં આકડો શું મારવો?
સાજે લુગડે થીગડું ન હોય.
સાઠોદરા વાંકી પાઘડીએ, ઘોડે ચડી જાય ચાકરી, જમે દાથરીએ.
સાડા ત્રણ હાથનો સાથરો.
સાડી પેહેરે બાયડી નહીં, ને પાઘડી પેહેરે ભાયડો નહીં.

સાત વારે સોની, ત્રણ વારે કંસારો;
એક વારે કોળી, વારે વારે વાણીઓ.

સાત વીશે સો સમજે તે ખેડુત. (રાજો.)
સાત દીકરાનો બાપ ટોપલે ઢંકાય, એક દીકરાનો બાપ ચરૂએ પંકાય.[2]
સાત દીકરીએ બાપ વાંઝીઓ.[3]
સાત પાવલાં કમ દો રૂપીઆ.[4]
સાત મામાનો ભાણેજ.
સાત શોક ઉપર જજે, પણ બે ઓરમાઈઆં ઉપર ન જઈશ.
સાતડે સાત.[5]
સાતની મા ભાગોળે બંધાય, એકની મા ચરૂએ રંધાય.
સાધુ થવામાં શું સુખ? એક ભટકવું ને બીજી ભૂખ.

---

૧ (કુળવાન છે.) ૨ એટલે સાત દીકરાના બાપનું ઉત્તરકાર્ય રખડે, ને એક દીકરો ઉત્તરકાર્ય કરીને બાપને મખ્યાત કરે એ ભાવાર્થ. ૩ દીકરી પારકા ઘરની આથ, તેથી પોતપોતાને ઘેર જાય એટલે બાપનું ઘર ઊઘાડું રહે નહીં જેથી તાળું દેવાય માટે "વાંઝીઓ". ૪ સોળ પંચા બ્યાંસી, બે છુટના, એટલે એંસીના એંસી. ૫ પુરૂષત્વહીન.

સાપના દરમાં હાથ ઘાલવો; સાપના મ્હોમાં હાથ ઘાલવો.
સાખડ કરતાં રાખડ થયું, ને છતું પાણી કાદવમાં ગયું.[1]
સાણુ સુગાળીઓ.[2]
સામ, દામ ને ભેદ ગણાય, પછી ચોથો દંડ ઉપાય.
સાહામા બોલી સાસરે ન સમાય.
સાહામાનું મન ચોર, તો આપણું મન ચોર.
સાહામો મળ્યો સવાયાનું જાન કરે.
સારા જાણી નોતર્યાં, ગધેડાની સાથે જોતર્યાં, ને ભાણે બેસી મુતર્યાં.
સારાનો ખપ સર્વ ઠેકાણે હોય.
સારાની આશા સૌ કોઈ કરે.
સારા બાંટ દઉં, પણ આધા કાટ લઉં.[3]
સારા રાજ્યમાં સાવરણી.
સારામાં સહુનો ભાગ.
સારાં ફુલ તે મહાદેવનાં.
સારી જોઈ નોતરી, તે ચુલે બેસી મુતરી.
સારી ધરતી છે કે ચાલવા દે છે.
સારી રામાયણ સુનકર પુછા, સીતા કીસકી જોરૂ?
સારો સગો ઓથમાં લેખું.
સારો હોય તો માટી, નીકર કચરાનો પાટી.[4]
સાલીઆ ભાઇની ઘાણી, અરધું તેલ ને અરધું પાણી.
સાળાને સાળે મુસળું માર્યું, માંહે મારો ભાગ.[5]

સાસરાનું માન સાળીએ, જમણનું માન થાળીએ;
ગાવાનું માન તાળીએ, ને મ્હોડાનું માન વાળીએ.

સાસરાનું સંપેતરૂં ઝટ પોંહોચે, સારાં કામને સો વિઘ્ન.
સાસરૂં છેટે સારૂં, ને મોસાળ ઢુકડું સારૂં.
સાસરૂં પીહેર પાસે વસે, તે નારી કાંતને હસે.
સાસરૂં તો દહાડી, પણ મહીઅર તો વાડી[6]

---

૧ ધાર્યું ઉતર્યું નહીં. ૨ સુગરાં ધોએલાં જેમ પેહેરીને જ દેખાવ કરનાર. ૩ સારા=બધું. ૪ પાટી=ટોપલો. ૫ હક્કની રીતે સગાઇને લીધે થાય નહીં, પણ આવો હક કરવો તે હાંસીને પાત્ર છે. ૬ દહાડી, રોજ ઉ છે ને ઉ. વાડી કોઇ દિવસ જવાય માટે વાડી.

સાસરે હેઠ, મહીઅર હેઠ, સૌથી વહાલાં આંખ ને પેટ.
સાસુ કહે રાંડ, વહુ કહે રાંડ, વચ્ચે દીકરાનો ઘાણ.
સાસરે જતાં સૌને ભાવે, ને ઊમરો ઓળંગતાં આંસુ આવે.
સાસુ કોઇની સાકર નહીં, ને મા કોઇની ડાકણ નહીં.
સાસુ ગઈ શિવરાત, વહુને આવી નવરાત.
સાસુ જાય હોળી, તો વહુ ખાય ખીર–પોળી.
સાસુ ઢેડસે જાય, ને વહુને બહારવટી કહે.
સાસુ નહીં, નણંદ નહીં, આપે એકલાં આનંદ.
સાસુ પછી વહુનો વારો.
સાસુ પોતે તેવી ને વહુને શિખામણ આપે.[1]
સાસુ વહુ બન્ને સરખી, વચ્ચે બોલે તે નરસી.
સાસુ વહુની એક સાડી, સાસુ પેહેરે તો વહુ ઊઘાડી.
સાસુ વહુમાં સાંખેલુ ગેબ.
સિંધમાં સોમી પાંતી.[2]
સીથે શઇ, ને હળવદ છ માણાં.[3]
સીમળે લોભાણાં, પણ ફળ ખાઈ પસ્તાણાં.
સીર કાટ લો, પીર મેં નાક કાટુંગા.
સીરના કીડા સીરને ફોલે.[4]
સિંહ પાંજરે પડ્યો ગરીબ.
સિંહના પેટમાં સાબર ન પાકે.
સિંહ ભૂખે મરી જાય, પણ ખડ ન ખાય.
સીદીભાઈ ચાંદ દેખો, તો કહે આપસેહી નજર આયગા.
સીર જાતા હય, કે પુલાવ ખાતા હય.
સીર ફોડ મર ગયે, વોહી કા વોહી.
સીર સીર અક્કલ, ગુરૂ ગુરૂ જ્ઞાન.

> સુકા લાકડાનો જીવડો, તેને સાહેબ વગર કોણ પાણી પાય,
> ઘરધણી જાણે હું રળું છું તે સૌ ખાય.

સુકાળે સગાંવહાલાં, દુકાળે વહાલા દાણા.
સુખને માટે સન્યાસ લીધો, ત્યાં તો દુ:ખ બમણું થયું.

---

૧ તે શું લાગે. ૨ ગરાસ થોડો. ૩ સીથા નામનું ગામ છે. બન્ને બરાબરનું બરાબર. ૪ પેટના કીડા પેટને ફોલે, પણ કહેવાય છે.

સુખને માટે તો સન્યાસ લીધો, ભીખ માગવી તો કપાળે ચોટી.
સુખનો જીવ દુઃખમાં નાંખવો.
સુખમાં સુખ તે કુળવંતી નાર, ધનમાં ધન તે પેટ પરિવાર,
સુગ ચડે તેવું બોલે છે.
સુઘડ નરની ઘડી કયાંથી?
સુજ વિનાની સાસરે ગઇ, ખાસડાં ખાઇ પાછી ફરી.

સુણ ભાઇ માધા, નવ તેરકા આધા,
તેતીસકા તીજા ભાગ, છે પાંચકા હુવા લાગ,
મેરા કહ્યા કીજીએ, તો નવ ઉપર દો લીજીએ.[1]

સુતરનો તાંતણો નથી કે તોડી નાંખીએ.[2]
સુતા જેવું સુખ નહીં, ને મુવા જેવું દુઃખ નહીં.
સુતાર વાળો દીવો.
સુતારની સોડમાં ને લુહારની કોડમાં કદી બેસવું નહીં.
સુતી હતી કે નહોતું કાત્યું.[3]
સુપાત્રે દાન, કુપાત્રે ધાન.
સુભાનઅલ્લા; છોટે ભાઇ સો છોટે ભાઈ, બડે ભાઇ તો સુભાનઅલ્લા.
સુમ દાતારનો વરો એક.
સુયાણી બધે જાય, મડમાં ન જાય.[4]
સુરજ સામું સાંખેલું.
સુરતનું જમણ ને કાશીનું મરણ.[5]
સુરતનો સોદો ને મુંબઇનો માંદો.
સુવાનું મુકી જાગવાનું વોહોર્યું, ઊંઘ વેચી ઉજાગરો વોહોર્યો.
સુવાવડ જન્મારો રહી.[6]
સુવાવડ ટાણે સ્ત્રીનો એક પગ ચેહમાં ને એક દુનીઆમાં.
સુવાવડમાં શીરો, ને કસુવાવડમાં તેલ ને ચોળા ખવાય.
સુવાવડે છોકરૂં મોંઘું ન પડે.
સુવો ગમે તેમ, પણ ડુંટી ને નાક વચ્ચેનાં વચ્ચે.
સો રૂપીએ સવાશેર દારૂનો કેફ.
સો દોરડે તોબા કરે તેવો નથી.

---

૧ અગીઆરા મળી જવા. ૨ આયુષ્ય. ૩ નવરા રહે ને કામ ન થયું તેનો અફસોસ નહીં કરવા માટે. ૪ મડમાં ફક્ત સાધુ રહે તે. ૫ સારૂં. ૬ જન્મના રોગી ને દવા બારે માસ.

સો લાવીએ રાંડી, પણ એક ન લાવીએ છાંડી.
સો વરસની સૈંજા તે ભટ તોડે ભાટીઓ.[1]
સો વાર હળીઉ, ને એક વાર કળીઉ.
સો શાણે એક મત.
સો સુવાવડ ને એક કસુવાવડ.
સોકનું શેવું ને નેસ્તીનું સોવું.[2]
સોએ ગયા ને સાઠે આવ્યા.

> સોકે ભયે સાહાઠ, આધે ગયે નાહાઠ,
> આધે દંગે, આધે દિલાયંગે, આધેમેં કયા દેના કયા લેના.

સોજા કરે સઠ, હીનને જીવતરેક ભઠ.[3]
સોટી વાગે ચમચમ, વિદ્યા આવે રમઝમ.
સોડમાં સાસરૂં, તે મ્હોમાં ખાસડું.
સોના કરતાં પીળું શું?
સોનાની કટારી ભેટે બાંધવાની, પેટમાં મારવાને નહીં.
સોનાને સામતા નહીં.
સોનુ કસવા કસોટી, ને માણસને કસવા મામલો.
સોનુ જાણી સંઘર્યું. નીકળ્યું કથીર.

> સોપારી ખાઇએ રાઈ રાઈ, ધાન ખાઇએ ધાઈ ધાઈ,
> ઘી ખાઇએ બોળી બોળી, ને વાત કરીએ તોળી તોળી.

સોમ, શુક્રે જે પહેરે ધાગા,[4] તે કદી રહે નહીં નાગા.[5]
સોમ સાજા અને મંગળ માંદા.
સોમાં એક આવ્યો, તો નવાણું રહ્યા.[6]
સોમાં નવાણુંની ભૂલ.
સોય ખોવાણી તેનો સાદ ન પડે.
સોળે સાન, વીશે વાન, ન આવ્યાં તે ગધા સમાન.

> બારે બુધ, સોળે સાન, વીશે વાન,[7] ત્રીશે જુવાન, ચાળીશે પુરો, પચાસે ઉતર્યો;
> સાહાઠે બુદ્ધિ નાઠી, સીત્તેર વરસનો ઘરડો, છોકરાં કહે કાં નથી મરતો ટરડો.

---

૧ સૈંજો=નાતો કે શરમ. ૨ સોવું=ઝાડકનું સોકનું શેવું બન્ને રૂંવાળાં. ૩ સોજા=એકસોના સઠ=સાઠ. ૪ લુગડાં. ૫ શુકન મુહૂર્તની બાબત છે. ૬ માગતા રૂપીઆ જે આવે તે લેવા. ૭ રંગ.

સંતાન વગર ઘર સુનું.
સંઘર્યું સળે, ને વાપર્યું જળે.[1]

સંધા દેવ તો બાળા ભોળા, હું તો માતા શીતળા,
અંગ તો જાણે એવું કરૂં, કે જાણે કાળાં ઠીકરાં.[2]

સંપત વગર સારૂં લાગે નહીં પરમેશ્વરનું નામ.

સંપત પર સંપત, ઉમર વુઠ્યા મેહ,
પેટ વેઠીને જીવાડ્યા, પણ મૂળ કહાડે તેહ.

સંપત હોય થોડી, તો રાખીએ ગાય કે ઘોડી.
સાંકડી શેરી ને વચ્ચે સાપ.
સાંસતાં કામ સાહેબનાં.
સોંઘુ લાવીએ તે મોંઘા માટે.
સૌ ગયાં સગે વગે, વહુ રહ્યાં ઉભે પગે.[3]
સૌ પોત પોતાના હુંસા ઉપર ધૂળ વાળે.[4]
સૌથી ઊંડુ પેટ ને પાતાળ.
સૌને એક બાપ, દત્તકને બે બાપ.
સૌને ડાહાડીની શરમ, કોઇને સાડીની શરમ નહી

સ્ત્રીયા જોબન ત્રીશ વરસ, ઘેરી નવ ધરા;
પુરૂષ જોબન ત્યાં લગે, જ્યાં લગે ઘીએ પેટ ભરાં.

સ્રી રાંધ્યું ધાન.

## હ

હક્ક કર હલાલ કર, દિલમેં સબર કર.
હક્કનું હશે તો તકે આવશે.
હક્કનું પચે, હરામનું ન પચે.
હક્કનો માલ જવાનો નહીં, અહક્કનો આવવાનો નહીં.
હકીમજી! મરતા હું; તો કહે, જાઓજી ઈહાં કોન જીતા હય?
હગતાની વચ્ચે મુંઠી ઘાલે.
હગામણ કરતાં પદામણ સારી.
હજામ અધિક પાંસળી જાત.[5]

---

૧ જુનું થાય, ધાન કે લુગડું સંઘરી રાખે તે સળે, ને વાપરતાં જળે. ૨ માટે વેળાસર ચેતીને ત્હડાવવાં. ૩ પગ નહીં એટલે એકલાં રહ્યાં. ૪ ટ્રંક્ષોસ્તોટયો. ૫ અધ્ધર છે તેથી છાનામાના ભેદ છે.

હજામ ભલભલાનાં માથાં નીચાં નમાવે.
હજામકી બરાતમેં, સબી ઠાકોર.[૧]
હજામના હાથમાં ડાહાડી આવી, તે શું એના બાપની થઈ?
હજામને ત્યાં ચોરી થઈ તે નરેણી ને કાતર ગઈ.
હજી તો દુધીઆ દાંત છે.[૨]
હજી તો પગ ભોંય અડ્યા નથી.
હડફામાંહેની પાળી.[૩]
હતું તે પાણી કર્યું, હતું તે હવા કર્યું.
હથેળીનો ગોળ, જ્યારે ખાવો હોય ત્યારે ખવાય.
હથેળીમાં નચાવવું.
હથેળીમાં પ્રભુ દેખાડવા.[૪]
હથેળીમાં વાળ હોય તો પૈસો હોય.[૫]

હનોર ભટ મનોર ભટ, લાવે ઘાસનો ભારો;
રોતાં છોકરાને હાલો ગાય, તે ગોર અમારો.

હબસીની મૂઠ પકડી તે પકડી.
હબસીનો ડાબો કાન.
હમબી નવાબ ભરૂચકે.
હમારે દાદેને ઘી ખાયાથા, હમારી હથેલી સુંગો.
હરખઘેલો, હરખપદુડા થવું નહીં.
હર દરદની દવા, દોહોડ ડાહ્યાની દવા નહીં.
હરણફરડકો રાતદિવસની ચિંતા.
હરહર ગંગા ગોદાવરી, કાંઇક શ્રદ્ધા કાંઇક જોરાવરી.[૬]
હર હિલ્લે રોજગાર, હર બાહાને મોત.
હલકી ગાલ્લી આગળ દોડે.
હળ છૂટયાં ને ભાત આવ્યું.
હશે તો ઓરીશ, નીકર પડી ઘોરીશ.[૭]
હવે પાછલાં બારણાં કેમ લીધાં?[૮]

---

૧ કોઈ ચાકર નહીં. ૨ નાનો બાળક છે, જુવાન છે. ૩ હડફો=ગલ્લો; તેમાં પાળી તે ઉછળીને વાગે એવા વેહેમથી જાપતામાં રાખે. ૪ To lead one by the nose. ૫ પૈસો પાસે બીલકુલ હોય નહીં તેને લાગુ. *Utterly poor.* ૬ બ્રાહ્મણમાં જમણવાર તેથી સૌ નાહાય તેમ નાહાવું જોઇએ. તે નાહાતી વખતે તીર્થનાં નામ લીધાં, ને શરમે ભરમે નાહાવું પડ્યું. ૭ ઉંઘીશ. ૮ છાનામાના નાસી ગયા.

હસવું ને હાણ.
હસ્તો જાય ને હાડ ભાગતો જાય.
હસ્તો હાળો ને રોતી રાંડ તેનું ઘર ન મંડાય.
હસ્યાં તેનાં વસ્યાં, ને રોયાં તેનાં ખોયાં.
હાકમ બીન હુકમ નહીં, હુકમ બીન હાકમ નહીં.
હાજતમેં હુજ્જત નહીં.
હાજાભાઇએ હદ કીધી, મુઈ ઘોડીને ખરછીએ દીધી.
હાડમાં બેઠું તે ખસે નહિ.
હાથના છુટા ને હૈયાના ફુટા.[1]
હાથનાં કર્યાં, હૈયે વાગ્યાં.
હાથની આળસે મૂછ મ્હોડામાં આવે.
હાથનું ઉપાજ્યું દે તે સારૂં.
હાથમાંથી લુટી જાય, પણ કર્મમાંથી લુટાય નહીં.
હાથછૂટી બલા કબજામાં રહે નહીં.
હાથપગ દોરડી ને પેટ ગાગરડી.
હાથપગનો ચોખો નથી.[2]
હાથ પોલો તો જગ ગોલો.
હાથ લીયા કાંસા, તો ભીખકા કયા સાંસા?
હાથવેંતમાં આવ્યું છે.
હાથા વગર કુહાડી શું કામ કરે?
હાથીઆ કાને ઝાલ્યા રહે નહીં.
હાથી ઝુંપડામાં સમાય નહીં.[3]
હાથી તોળાય ત્યાં ગધેડાં પાસંગમાં જાય.
હાથી દરબારે, ને દીકરી ઘરબારે શોભે.
હાથી પુંછડે ત્યારે કોણ ઉપાડે.
હાથીના પગમાં સૌનો પગ.
હાથીના સોદા થાય ત્યાં ચાળીનો પાડ કોણ પૂછે.
હાથીને માથે પણ અંકુશ હોય છે.
હાથી મરે ત્યાંજ દટાય.

---

1 Extravagant persons are generally thoughtless. 2 ચોરટો ને લંપટ છે. 3 બહુ મોટાં માણસ ગરીબને ઘેર મેમાન થાય ત્યારે કહેવાય છે.

હાથી હરાડો થાય તેને કોણે રોકાય.
હાથે કીધું તે કામ, ગાંઠે કર્યું તે દામ.
હાથે ચુડી તે સદાએ રૂડી.[1]
હા, બા નો ડાયરો, દાજીઆની મંડળી.
હાર્યો જુગારી બમણું રમે.
હાલતે શીંગડે મોત આવે તે સારૂં.[2]

સોરઠો

ભેંસ ભાગેલ હોય, વાંસે જઈને વાડીએ;[3]
હાથી હરાડો હોય, ન રહે આડો ઊજળી.

દોહરો

જુવા ખેલે હોત હય, ધન સુખકો નાશ;
રાજકાજ તલપેં છુટે, પાંડવ ગયે વનવાસ.
દ્યુત રમત થઈ ભૂતજ દમે.[4]
ભૂખ્યો પણ ભોજન નવ જમે,
તેને બોલ્યું કોનું નવ ગમે,
હાર્યો જુગારી બમણું રમે.[5]

હાંગનોએ સા(ગંધ) નથી.

હીંગ મરચું ને આંબલી, સોપારી ને તેલ;
જો ગાયાનો ખપ કરે, તો પાંચે વસ્તુ મેલ.

હીંમતની કીંમત નહીં.
હીર ખીર ને ખુશીનો સોદો.
હીરામાં છાંટ અને રૂપમાં ગર્વ.[6]
હીરે હીરો વીંધાય.

---

૧ *Wifehood is the happiest state under all circumstances.*
૨ બાંધી ભેટ મરવું તે સારૂં. *It is much better to die in harness.*
૩ ભાગેલ=નાઠેલી, વાંસે=પુંઠે. ૪ દ્યુત=જુગાર રમત પણ ભૂતની માફક માણસને હેરાન કરે છે. The more a gambler loses, the more he plays.
૫ જુગાર રમનારના મનમાં જુગાર રમવાની એટલી બધી હોંસ હોય છે તે સંબંધમાં.
૬ હીરામાં છાંટ હોય તો હીરાની કીમત ઓછી ને રૂપાળા માણસને રૂપનો ગર્વ હોય તો પુરૂપ કે સ્ત્રીની કીમત ઓછી. *Pride in beauty is like a flaw in a diamond.*

# પ્રાસ્તાવિક દોહરા, સાખીઓ ઇત્યાદિ

હરદી જરદી[1] ના તજે, ખટ રસ તજે ન આમ;[2]
શીલ પુરૂષ અવગુણ તજે, ગુણકું તજે ગુલામ. ૧

કામની લોચન કવિ વચન, મન વેધન દો ઠોર;[3]
વેધુકો[4] મન વેધવો, સો કામન કવિ ઓર. ૨

નેત્ર શ્રવન મુખ નાસિકા, સબહનકુ એક ઠોર;
કહેવો સુનવો સમજવો, ચતુરનકો કછુ ઓર. ૩

બ્રાહ્મણ જળથી ઓસરે,[5] ક્ષત્રી રણથી જાય;
વૈશ્ય ડરે વેપારથી, એ (ત્રણ) કાયર કહેવાય. ૪

વિદ્યા ભલપણ સમુદ્રજળ, ઉંચપણે આકાશ;
ઉત્તર પંથ ને દૈવગત, (તેનો) પાર નહીં પૃથ્વીરાજ. ૫

ચંગા[6] માહુ ઘર વસે, તીન અવગુણ હોય;
કાપડ ફાટે ઋણ વધે, નામ ન જાણે કોય. ૬

મુછ મેળાવો પાઘડી, ચોથી ચતુરાઇ જાણ;
નાનપણમાં આવે ઠામે, નીકર કદી ન આવે ઠામ. ૭

અંતર અંગુલી ચારકો, સાચ જુઠમે હોય;[7]
સબ માને દેખી કહી, સુની ન માને કોય. ૮

આશા પાશા અગન જળ, ઠગ ઠાકોર કુનાર;
એતાં ન હોય આપણાં, સર્પ, સાવજ, સુનાર.[8] ૯

*અહી[1] પંડિત[2] પાપી[3] નાયકા,[4] બહુવિધ કરત ઉપાય;
મણી[1] કથા[2] અન્ન[3] ભુષણ,[4] બહુવિધ ધરત બનાય. ૧૦

સુના લેવન પીયુ ગયે, સુના કર ગયે દેશ;
સુના લાયે ન પીયુ મીલે, રૂપા હો ગયે કેશ. ૧૧

પાન પદારથ સુઘડ નર, વણ તોળ્યાં વેચાય;
જેમ જેમ ભૂમિ પાલટે, (તેમ)મુલ્ય ઘણેરાં થાય. ૧૨

---

૧ જરદી=પીળાશ. ૨ આમ=કેરી. ૩ વેધવું, ભેદવું, ઘાયલ કરવું. ૪ વેધુ=વિંધેરી. ૫ ઓસરે=શરીર ચોરે. ૬ ચંગા=બાહાદુર, હુશિયાર. ૭ આંખ અને કાન વચ્ચે છેટું ચાર આંગળ છે. ૮ સુનાર=સોની. * અહિ સર્પ છે તે મણિ બતાવે છે, પંડિત કથા કરે છે. પાપી અન્ન દેખાડે છે. નાયકા શણગાર કરે છે, એ ઉપાય છે.

જો ધન ખાયો સજજને, સો ધન ગયો મ જાણ;<br>
કોઇ આંટકે કારણે, દુનો[1] દેશી આન. ૧૩

રાજા[2] બાજાં[3] કવિ[4] વનિતા[5], ઇનકે સંગ આનંદ હોય;<br>
નીતિ, તાલ, અરૂ બચન રૂપ, કરત સુરત સબ કોય. ૧૪

કહા ચંદન પારસ કહા, કહા નરપત કહા ભ્રંગ;<br>
તરૂ,[6] લોહ, રંક અરૂ કીટકો, પરસે ન પલટે અંગ. ૧૫

આઇ કજા તો મર ગયે, શેર બબર ઔર બાજ;<br>
ઉનકી ભૂ[7] ખાલી પરી, ગધા કરત હે રાજ. ૧૬

હંસનકે સરોવર ઘને, પુષ્પ ઘણે ભમરેશ;<br>
સુઘરનકું મિતહી ઘણે, જ્યું દેશ ત્યું પરદેશ. ૧૭

બઘુમેંસે દીર્ઘ હોત હો, જો મન રાખે ધીર;<br>
સમય પાય શેત્રંજમેં, પ્યાદા હોત વજીર. ૧૮

કનક કામની પાશમાં, ફસાયા સિદ્ધ મહાન;<br>
મોહ્યા મહિલા મોહમાં, મચ્છેંદ્રનાથ સમાન. ૧૯

બિન પિંગલ કવિતા રચે, ઔર ગીતા બિન ગ્યાન;<br>
કોક વિના જો રતી કરે, સો નર પશુ સમાન. ૨૦

અતિ[8] બેપારી કબાલીકા, એક પુરૂપ દો નાર;<br>
વાકું મત કોઇ મારી હો, માર રખા કીરતાર. ૨૧

સભા વિષે જઇ બેસવું, જ્યાં જેનો અધિકાર;<br>
ઝાંઝર શોભે ચરણમાં, હૈયા ઉપર હાર. ૨૨

સોહત સંગ સમાનસે,[9] યેહ કહે સબ લોગ;<br>
પાન પીક ઓઠન બને, કાજર નેન સંયોગ. ૨૩

---

૧ દુનો=બમણો. ૨ નીતિ. ૩ તાલ. ૪ વચન બોલે છે. ૫ વનિતા રૂપ બતાવે છે. ૬ ઝાડ, લોઢું, રાંક અને કીડાને અનુક્રમે ચંદનનો, પારસનો, રાજાનો ને ભમરાનો સ્પર્શ થતાં જો રંગ બદલાય નહીં તો ચંદન, પારસ, રાજા ને ભમરો શા કામના કે હિસાબના? ચંદનનો સંગ થતાં ઝાડમાં ખુશબો આવે નહીં, પારસનો સંગ થતાં લોઢું સોનું થાય નહીં, રાજાનો સંગ થતાં રાંકનું દારિદ્ર જઇને અમીર થાય નહીં ને કીડાને ભમરો મ્હોમાં લે ને ભમરો બને નહીં તો એ બધાં શી વીસાતમાં છે અગર શા કામનાં છે? રાજાને, સ્પર્શ થાય તે રાંક રહે તે રાજા શું કામનો? પારસ અડે ને લોઢું સોનું ન થાય તો પારસ શું? ઝાડની સુગંધ આવે નહીં તો ચંદન શું? ભમરો કીડામાંથી ભમરો ન બનાવે તો ભમરો શું? ૭ ભૂ=જમીન, જગા. ૮ અતિ બેપારી બાલિકા=ઝાઝો વેપાર તથા ઝાઝી દીકરીઓ. ૯ સમાન=બરોબરીઓ.

શબ્દ શબ્દમાં ફેર છે, અર્થ અનર્થ મીઠાશ;
અન્ધાને સન્માનથી, ધીરે કહો સુરદાસ. ૨૪
ઉદ્યમ તો સૌ આદરે, પામે કર્મ પ્રમાણ;
કર્મીને હીરા જડે, અકર્મીને પાહાણ. ૨૫
વહાલું પણ પછી નવ ગમે, હદ પાર જો જાય;
વાળ મુછનો પણ જો વધે, કાતરથી કતરાય. ૨૬
લાખ પ્રયાણો કોડ વિધ, કર દેખો સબ કોય;
અનહોણી[1] હોણી નહીં, હોણી હોય સો હોય. ૨૭
જો કુછ લીખ્યો લેલાટમેં, ખીછરન મીલન સંજોગ;
દોષ કોનકું દીજીએ, માની લ્યો સબ જોગ. ૨૮
જો કુછ લીખ્યો લેલાટમેં, મેટ શકે નહીં કોય;
રાવણ સીતાકું હરે, રામ ભ્રષ્ટ દુઃખ સોય. ૨૯
જેસી દોડ સમુદ્રકી, વૈસી મનકી દોડ;
મનકી મનમેં રહી, ભઈ ઓરકી ઓર. ૩૦
સંપત્ત દેખી ન રાચીએ, વિપત્ત પડે ન રોય;
રાજા હરિચંદ એમ કહે, જો હરિ કરે સો હોય. ૩૧
જયસે ભાયેગ ભૂપકે, સબ જાને સંસાર;
અયસે મંત્રી આ મીલે, આગે બુદ્ધ ઉદાર. ૩૨
તેને તેમાં રસ પડે, જેને જેપર ભાવ;
ગધાવ લોટી છારમાં, માને મોટો લાવ. ૩૩
ધાન પુરાના ઘૃત નયા, ત્યૌં કુલવંતી નાર;
ચોથી પીઠ તુરંગકી, સ્વર્ગ નીસરણી ચાર. ૩૪
તીણા તુરી ન પલાણીઆ, અવસર ખગ ન લગ;
તેનો જન્મારો એળે ગયો, જેને કામની કંઠ ન વળગ. ૩૫
મુરખ તું સમજે નહીં, આયુષ્ય ઓછું થાય;
જેમ સરોવરની માછલી, ન સમજે સર સુકાય. ૩૬
ડહાપણમાં તુજ નહીં મણા, માણે મોટી મોજ;
વાહવા ભાઇ વાહવા તને, અબળા મારે રોજ. ૩૭
કરની બિન કથની કથે, અજ્ઞાની દિન રાત;
કુકર[2] જ્યું ભુંકત ફીરે, સુની સુનાઈ બાત. ૩૮

---

૧ નહીં થવાનું, હોણી નહીં થાય નહીં. ૨ કાગ કકુગ્યા.

લેનેકું હરનામ હે, દેનેકું અન્નદાન;
તીરનેકું આધીનતા, બુડનકું અભિમાન. 39
કોટી કરમ લાગે રહે, એક ક્રોધકી લાર;
કીયા કરાયા સબ ગયા, આયા જબ અહંકાર. 40
હંસા બગલા એક રંગ, માન સરોવર માંહી;
બગલા ઢુંઢે માછલી, હંસા મોતી ચાહી. 41
હંસ શ્વેત બગ શ્વેત છે, પણ એમાં છે ફેર;
હંસ ભક્ષ મોતી કરે, બગ મીન મેંડક વેર. 42
ચંદન[1] પડા ચમાર ઘર, નિત ઉઠ કુટે ચામ;
ચંદન બિચારા કયા કરે, પડ્યા નીચસેં કામ? 43
સમજો સમજો સબ કહે, સમજ્યો કછુ ન જાય;
સમજુસે સમજુ મીલે, તબ કુછ સમજ્યો જાય. 44
જેને રાખું બગલમાં, તેજ વેરી હોય;
ચંદન રૂએ સાસે ભર્યો, મારૂં સગું ન કોય. 45
જબ લગ જાકી અવધ હે, પહોંચ્યો નહીં કરાર;
તબ લગ તાકું માફ હે, ગુન્હા કરે હજાર. 46
સમજુકું ચિંતા ઘણી, મુરખકું નહીં લાજ;
ભલે બુરેકી ખબર નહીં, પેટ ભરનસેં કાજ. 47
ચંદ્ર બીન કૈસી ચાંદની, મોતી બીન કૈસો હાર;
કાજલ બીન જયસી કામની, પીયા બીન કયા સીંગાર. 48
ચંદા વેરી વાદળાં, જળ વેરી શેવાળ;
પુરૂપ વેરી ઊંઘ છે, માછલી વેરી જાળ. 49
જીવતાં જશ નહીં, જશ વિના નહીં જીવંત;
જશ લેઇને જે ગયા, રવિ પહેલાં ઉગંત. 50
પંડિત ઓર મસાલચી, દોનો સુજે નાંહી;
ઓરનકું[2] કરે ચાંદની, આપ અંધેરે માંહી. 51
જબ ગુનકા ગ્રાહક મીલે, તબ ગુન લાખ બીકાય;
જબ ગુનકા ગ્રાહક નહીં, કોડી બદલે જાય. 52
જીસે રામકા ડર નહીં, નહીં પંચકી લાજ;
ઉસે છેડ કયા કીજીએ, ચુપ ભલી મહારાજ. 53

1 ચંદનનો કટકો મોઘરી જેવો. 2 ઓર=બીજા.

હીરા પડ્યા બજારમેં, રહ્યા છાર લપટાય;
કઈએક મુરખ ફીર ગયે, પારખ લીયા ઉઠાય. ૫૪
જુગારી હાથે વાંકડું, વાનર કોટે હાર;
ગાંડી માથે બેડલું, છાજે કેટલી વાર? ૫૫
જિતેંદ્રિય સરદાર હે, જીસકા જુગ પરરાજ;
જીંદગી વો નરકી જલો, જો ઇંદ્રિકા દાસ. ૫૬
છાયા એટલાં છાપરાં, ને નળીઆં એટલાં ઘર;
દાસ દવારકો એમ કહે, કુંવારા એટલા વર. ૫૭
તુલસી ધીરજ મન ધરો, હાથી મણભર ખાય;
ટુકડા અન્નકે કારણે, શ્વાન ઘરોઘર જાય. ૫૮
પાપ કરંતાં વારીએ, ધર્મ કરંતાં હા;
બે મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જા. ૫૯
બળ થોડું ને ગરજે ઘણું, રહે છે ઠામ શરદ;
સૌથી કરડે ચોગણું, મચ્છર બડા મરદ. ૬૦
મુરખની વાતો બળી, જે વાતે ઘર જાય;
પંડિતની લાતો ભલી, જે વાતે ગુણ થાય. ૬૧
તરે તરણ ને તુંબડું, તરે ગાય ને વહાણ;
તરે ભાગ્યશાળીનું પુણ્ય, ન તરે પાપી ને પહાણ. ૬૨
સિંહ ગમન, પુરૂષ વચન, કેળ ફળે એક વાર;
ત્રિયા તોરણ ને હમીર હઠ, ચડે ન દુજી વાર. ૬૩
લાખા જેડા લખ બ્યા,[1] ઉનડ જેડા અઠ;
હેમ[2] હેડા ઉન હલીઆ,[3] ફરીને ધણી વટ.[4] ૬૪
ચકવા ચકવી ચતુર નર, નિત નિત રહે ઉદાસ;
ખર ઘુવડ ઓર અબુધ નર, સદા મગન પૃથુરાજ. ૬૫
માખી મંકોડા મુરખ નર, સદા રહે લપટાય;
ભમર ભોરીંગ ચતુર નર, કરડી આઘો થાય. ૬૬
કહેતે સો કરતે નહીં, મુખકે બડે લબાડ;
કાલા મ્હોં લે જાએંગે, સાહેબકે દરબાર. ૬૭
બપૈયા મન ધીર ધર, દેખ દયાલકો ધ્યાન;
અજગર ડસ્યો પારધી, મુઓ ચતુર સુજાણ. ૬૮

૧ બ્યા=ગયા. ૨ હેમ હેડાઈ કચ્છી હતો, કરણ જેવો દાનેશ્વરી હતો.
૩ હલીઆ=ચાલ્યા. ૪ વટ=માર્ગ.

દાતાકે મન ધન નહીં, શૂરા મન નહીં શ્વાસ;
પતિવ્રતાને પ્રાણ નહીં, દેહ ન સમજે દાસ. ૬૯
દાતારનું મુખ દેખતાં, દુ:ખ જન્મનાં જાય;
જેમ ગંગા નીર દેખતાં, પાપ સઘળાં પળાય. ૭૦
પળાય તેટલું પાળીએ, ન પળાય તે શોક;
ચામડાંના જોડા તેમ, ચામડાંની ખોખ. ૭૧
દુ:ખીઆ આગળ દુ:ખ કહો, આધા દુ:ખ વો લેત;
સુખીઆ આગળ દુ:ખ કહો, હસ હસ તાલી લેત. ૭૨
તુલસી પરઘર જાયકે, દુ:ખ ન કહીએ રોય;
માન ગુમાવે આપણો, બાંટ ન લેવે કોય. ૭૩
દોલત બેટી સુમકી, ખરચી કદી ન જાય;
પાળી પોપી મોટી કરી, પરઘેર ઉઠ ચલ જાય. ૭૪
નદી કિનારે રૂખડાં, વણુ સીંચ્યાં સીંચાય;
જો ન સીંચો એક દીન, તો મૂળ સમૂળાં જાય. ૭૫
ચલતી ચક્કી પથરકી, દેખ કબીરા રોય;
એ દો પડકે બીચમેં, સાબત રહ્યા ન કોય. ૭૬
કાઠી લૂંટે કોળી લૂંટે, લુંટે ચોર ચકાર;
ભર વસ્તીમાં ભેખ લૂંટે, થઈ વેશ્યાના યાર. ૭૭
નદી વાંકી વળામણે, ને કરસણ વાંકી જાર;
પુરૂપ વાંકો પાઘડી, નેણાં વાંકી નાર. ૭૮
પાન ખાઈએ કેવડી, ને માંહે કાથાનો રંગ;
બાઇડી વખાણું પાતળી, જેનાં વાળ્યાં વળે અંગ. ૭૯

### સોરઠો

પાણીમેં પાષાણ, ભીંજે પણ ગળે નહીં;
મુરખ આગળ વાણ,[1] રીઝે પણ બુઝે નહીં. ૮૦

### દોહરા

ફીરતે ફીરતે જુગ ગયો, પાવ કોસપર ગામ;
ભેદ બિના ભટકત ફીરે, કોન બતાવે ઠામ? ૮૧
માંગન મરણ સમાન હે, મત કોઈ માગો ભીખ;
માંગનસે મરણાં ભલાં, એ સદ્‌ગુરૂકી શીખ. ૮૨

૧ વાણી=વાતો.

મન મોતી ઓર દુધકા, તીનો એક સ્વભાવ;
ફાટે પીછે ના મીલે, કોટી જતન બનાવ. ૮૩
કુંજર મુખતે ગીર પર્યો, સો ઘટ્યો ન ગજ આહાર;
લાખો કીડી લે ચલી, સો પોષનકું પરિવાર. ૮૪
તુજે પરાઈ કયા પડી, તું આપકી નિવેડ;
તેરી જહાજ દરીઆવમેં, ડુબે નહીં યું બેડ. ૮૫
પર્યા રહે દરબારમેં, ધક્કા ધણીકા ખાય;
કબહુ લહેર સમુદ્રકી, દુઃખ દારિદ્રય સબ જાય. ૮૬
વીંછી કેરી વેદના, જેને વીતી હોય;
તે જાણે પીડ પારકી, અવર ન જાણે કોય. ૮૭
સજ્જન ધાગા પ્રીતકા, ખેંચો મત તૂટ જાય;
તૂટે ફીર જો સાંધીએ, બીચ ગાંઠ પડ જાય. ૮૮
વિપત્તિ સમાન સુખ નહીં, જો થોડે દીન હોય;
ઇષ્ટ મિત્ર ભાઈ બંધુ, જાન પડત સબ કોય. ૮૯
ધ્યાન કીયે કયા હોત હે, જો મન મેલ ન જાય;
બગ અરૂ બીલ્લી ધ્યાન ધરી, પશુ પકડકે ખાય. ૯૦
મન જાવે તો જાન દે, મત દે જાને શરીર;
બીના ચડાઇ કામઠી, કયું લગેંગો તીર. ૯૧
તુલસી કહે છે સુમ ધન, નવ ખરચે નવ ખાય;
માખી મધ ભેગું કરી, આખર ઉડકે જાય. ૯૨
ભલો ભલાઈ ના તજે, દુષ્ટ ન ચુકે દાવ;
ચંદનને સળગાવતાં, પ્રગટે શુભ સ્વભાવ. ૯૩
દાદુ નાણું સાચકા, ફરે નવ ખંડ માય;
જેસાકું તેસા કહે, વો નિંદા ન ગણાય. ૯૪
દીલ લગા વોહી સગા, ઓર સગા નહિ કોઇ;
મા બેઠી મેહેલાં બળે, પ્રિય પટંતર[1] જોઇ. ૯૫
નાગર, નાચણ ને પાવડી, સીંગી ને સુનાર;
એ પાંચે ન થાય આપણાં, છઠ્ઠા ખેડાવાળ. ૯૬
બચન તજે ન સત્યપુરૂષ, તજે પ્રાણ અરૂ દેશ;
પ્રાણ પુત્ર દુહુ પરહર્યા, બચન હેત અવધેશ.[2] ૯૭

૧ પટંતર=મુકાબલે. ૨ અવધેશ=અયોધ્યાના ધણી, દશરથ રાજા.

એક ભેખકે[1] આશરે, જાતિવરણ છીપ જાત;
જ્યોં હાથીકે પાઉમેં, સબકા પાઉ સમાત. ૯૮
તુલસી નીચે જનસે, બને ન ઉંચો કામ;
મઢત નગારા ના બને, ચુવા કેરો ચામ. ૯૯
તન ભર સુના પહેરતી, ગલે મોતીકા હાર;
એક દિન ઐસો આયગો, વો(નારી) ઘરઘરકી પની હાર. ૧૦૦
તાનસેનકે તાનમેં, સબ તાન ગુલતાન;
આપ આપકે તાનમેં, ગદ્ધાભી મસ્તાન. ૧૦૧
તીર્થ ગયે નીચ જન, ચિત્ત ચંચળ મન ચોર;
પાપ રતી ભર ના ઘટ્યો, દશ મણ લાયો ઓર. ૧૦૨
ભલે બુરે સબ એક હે, જબ લગ બોલે નાહીં;
જાણુ પડત કે કાક પીક, ઋતુ બસંતકે માંહી. ૧૦૩
સો તાહીસે રચ રહ્યો, જો જાહીસે કામ;
જયસા કીડા લીમકા, કહા કરે બસી આમ. ૧૦૪
તુલસી ઊનકી કોન ગત, બોલત બિના બિચાર;
કટત પરાઈ આત્મા, કર જીહ્વા તલવાર. ૧૦૫
રાત ગમાઈ સોય કર, દિવસ ગુમાયો ખાય;
હીરા જન્મ અમોલ થા, સો કોડી બદલે જાય. ૧૦૬
તેજી ચમકે ચાબુકેં, ટુંકારે રાજપુત;
વધઘટ ભાવે વાણીઓ, કડાં[2] અવાજે ભૂત. ૧૦૭
સંપતકે સગે ઘણે, ઓર બીપત પડે ટલ જાય;
જ્યું જ્યું સંપત સાંપડે, ત્યું ત્યું આ લપટાય. ૧૦૮
બુરા ઢુંઢનમેં ચલી, બુરા મીલા ન કોઈ;
ફીર મેં દેખું આપકું, મોસેં બુરા ન કોઈ. ૧૦૯
વહેતાં પાણી નિર્મળાં, બંધાં ગંધીલાં હોય;
સાધુ જન રમતા ભલા, દાગ ન લાગે કોય. ૧૧૦
બંદા બહોત ન ફુલીઓ, ખુદા ખમેગા નાહીં;
જોર જુલમ નવ કીજીએ, મૃત લોકકે માંહી. ૧૧૧
જોર જુલમ જો કીજીએ, તુરત દેત બતાય;
જીતા નર ગુમાન કરે, ઇતી ખત્તા ખાય. ૧૧૨

૧ ભેખ=ફકીરી, વૈરાગી સાધુ. ૨ કડાં=કમાડનાં, હીંડોળાનાં.

હસ્તી દંત, નારી વચન, પ્રીત કપટીની જેહ;
અંતરનાં ને બહારનાં, જુદાં જુદાં તેહ. ૧૧૩
હંસાને સરોવર ઘણાં, ને સરોવરને નહીં કોઈ;
સજ્જનને સ્નેહી ઘણા, દુરિજનને નહીં કોઈ. ૧૧૪
શિખામણ દીજે સમાણુસને, નહીં દીજે એક ગમાર;
પહેલો રોળે આપણને, પછી કુટુંબ પરિવાર. ૧૧૫
શિખામણ દઇએ મુરખને, લે નહીં ધ્યાનજ માંહે;
આપ્યું વાનરને ફુલ સુંઘવા, તે ખોસ્યું ગાંડજ માંહે. ૧૧૬
ભૂખ ન જાણે ભાવતું, (ને) પ્રીત ગણે નહિ જાત;
ઉંઘ ન જાણે સાથરો, જ્યાં સુતા ત્યાં રાત. ૧૧૭

## સાખી

મન મીલે તો કરીએ મેલા, ચિત્ત ભીલે હો રહીએ ચેલા;
કબીરજી યું કહે સાધુ, સબસેં શ્રેષ્ઠ જો રહે એકીલા. ૧૧૮

## દોહરા

કંચન તજવો સુલભહે, સુલભ ત્રિયાકો નેહ;
નિંદા સ્તુતિ ત્યાગવો, તુલસી દુર્લભ એહ. ૧૧૯
લુખા સુકા પાયકર, ઠંડા પાણી પી;
દેખ પરાઈ ચોપડી,[1] કયું લલચાવે જી? ૧૨૦
નીચ નીચાઈ ના તજે, જો પાવે સતસંગ;
તુલસી ચંદન લપટકે, વિષ ન તજે ભુજંગ. ૧૨૧
તુલસી જગમેં યું રહો, જ્યું જીહા મુખ માંહીં;
ઘી ઘણા ભક્ષણ કરે, તોભી ચીકની નાહીં. ૧૨૨
મનકે બહુતે રંગ હે, છીન છીન બદલે સોય;
એક રંગમેં જો રહે, એસા વીરલા કોય. ૧૨૩
ઉંચે પાની ના ટીકે, નીચેહી ઠહરાય;
નીચે હોય સો ભર પીએ, ઉંચા પ્યાસા જાય. ૧૨૪
સુલી ઉપર ઘર કરે, વિષકા કરે અહાર;
કાલ તાહીકો કયા કરે, આઠું પહોર હોશિયાર? ૧૨૫
જાત ન પુછો સાધકી, પૂછ લીજીએ જ્ઞાન;
મોલ કરો તરવારકા, પડા રહેન દો મ્યાન. ૧૨૬

---

1 ચોપડી=ઘીથી ચોપડેલી રોટલી.

આસન મારે કયા હુવા, મારી ન મનકી આશ;
તેલી કેરા બૈલ જયું, ઘરહી કોસ પચાસ. ૧૨૭
મુરખકું સમજાવતે, જ્ઞાન ગાંઠકા જાય;
કોયલા હોય ન ઉજળા, સો મન સાબુ લગાય. ૧૨૮
દાગ જો લાગા નીલકા, સો મન સાબુન ધોય;
કોટ જતન પરબોધીએ, કાગા હંસ ન હોય. ૧૨૯
માંખી ચંદન પરહરે, દુરગંધ હોય ત્યાં જાય;
મુરખ નરને ભકિત (ભાવ) નહીં, ઊંઘે કાં ઉઠી જાય. ૧૩૦
જો જાકો ગુન જાનતે, સો તાકો ગુણ લેત;
કોયલ આમહી ખાતહે, કાગ લીંબોડી લેત. ૧૩૧
સબસેં બુરો (હે) માંગવો, યામેં ફેર ન ફાર;
બલીસેં યાચત હી ભયો, વામન તન અવતાર. ૧૩૨
કહેનાં થા સો કહે ચુકે, અબ કુચ્છ કહા ન જાય;
એક રહા દુજા ગયા, દરિયા લહેર સમાય. ૧૩૩
કયારી બાંધી કેસરકી, અંદર બોઈ પીઆજ;
પાની દીયા ગુલાબકા, આખર પ્યાજકી પ્યાજ. ૧૩૪
એક બુરે સબકો બુરો, હોત સબનકો કોપ;
અવગુન અરજુનકે[1] ભયો, સબ ક્ષત્રીનકો લોપ. ૧૩૫
ચંપા તુજમેં તીન ગુન, રૂપ, રંગ ઓર બાસ;
એક અવગુન એસો ભયો, જો ભમર ન આવે પાસ. ૧૩૬
ચંપા હું મુલતાનકા, ઉત્તમ મેરી જાત;
ભમરકે મન કપટ બસે, પાસ કબુ નહીં આત. ૧૩૭
કોઉ દુર કર ના શકે, ઉલટે વિધિકે અંક;
ઉદધિ પિતાતઉ ચંદ્રકો, ધોઈ ન શકયો કલંક. ૧૩૮
કારજ ધીરે હોત હે, કાહે હોત અધીર;
સમય પાય તરૂવર ફલે, કેતા સીંચો નીર. ૧૩૯
મુરખ ગુણ સમજે નહીં, તો નહીં ગુણીમેં ચૂક;
કયા ઘટયો દીનકો વૈભવ, જો દેખે નહીં ઉલુક.[2] ૧૪૦
તુલસી નીજ કીર્તિ ચહે, પરકી કીર્તિ ધોય;
તીનકે મુખ મસી લાગહી, મીટે ન મરીએ ધોય. ૧૪૧

૧ અરજુન=સહસાર્જુન. ૨ ઘુવડ.

નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
સાબુ લેકે ગાંઠકા, મેલ હમારા ધોય. ૧૪૨
નારાયણ નિજ હીયમેં, અપનો દોષ નિહાર;
તો પીછે તું ઓરકો, અવગુણ ભલે વિચાર. ૧૪૩
તુલસી કહે ધન સુમકો, જયસે શ્વાનકી પુંછ;
ખડે હાથ પચાસ પણ, આખર છુંછકી છુંછ. ૧૪૪
જ્યાં કામ ત્યાં રામ નહીં, જ્યાં રામ ત્યાં નહીં કામ;[1]
તુલસી દોનું ના રહે, રવિ રજની એક ઠામ. ૧૪૫
એક મૃગકે કારને, ભરત ધરી તીન દેહ;
તુલસી ઉનકી ક્યા ગતિ, ઘર ઘર કરત સ્નેહ. ૧૪૬
જાકા ગુરૂ હે ગૃહી, ચેલા ગૃહી જો હોય;
કીચ કીચકુ ધોવતે, દાગ ન છૂટે કોય. ૧૪૭
નારાયણ દો બાતકો, દીજે સદા બિસાર;
કરી બુરાઈ ઓરને, આપ કીયો ઉપકાર. ૧૪૮
સુધરી બીગડે બેગહી, બીગડી ફીર સુધરે ન;
દૂધ ફાટે કાંછ પડે, સો ફીર દૂધ બને ન. ૧૪૯
તુલસી વહાં ન જાઈએ, જ્યાં ન કહે કે આવ;
ઘાસ બરાબર જાણીએ, ક્યા રાજા ક્યા રાવ. ૧૫૦
અંધો શોધે આંખને, (અને) બહેરો ખોળે કાન;
જો જાકું પ્રાપ્ત નહીં, તાકે લીએ હેરાન. ૧૫૧
મન મજુસ ગુન રતન, ચુપ કર દીજે તાલ;
બીન ઘરાક ન ખોલીએ, કુંચી શબ્દ રસાલ. ૧૫૨
તુમ હો તેસી કીજીઓ, સુનીઓ સમરથ પીઆ;
હમ જેસી ના કીજીએ, હમ અપરાધી જીયા. ૧૫૩
ભીખ હાંડલી નવ ચડે, ઢીંકે કહું જરૂર;
ભીખ અન્ન જમવા થકી, નિશદિન રહે અધુર. ૧૫૪
જળના મોજા જળવિષે, ઉઠી જેમ સમાય;
તેમ મનોરથ દરિદ્રના, અંતરમાં લય થાય. ૧૫૫
જેસો મુખસેં નીકસે, તેસો ચાલે નાહીં;
મનુષ્ય નહીં વો શ્વાન જતી, બાંધે જમપૂર જાહીં. ૧૫૬

[1] એટલે રામ ને કામ સાથે રહે નહીં, જેમ સૂર્ય અને રાત એક ઠેકાણે સાથે હોય નહીં.

કુપ પરાયા આપના, ગીરે સો કુબ જાય;<br>
ઐસા ભેદ વિચાર કર, તું મત ગોથાં ખાય. ૧૫૭

જાકી કીર્તિ જગતમેં, જગત સરાહે જાહી;<br>
તાકો જીવન સફલ હે, કહત અકબર શાહી. ૧૫૮

ભલે બુરે નીભે સબે, મહાન પુરૂષકે સંગ;<br>
ચંદ્ર, સાપ, જલ, અગ્નિ એ, બસત શંભુકે અંગ. ૧૫૯

મેરી મતિ અતિ અલ્પ હે, તુમ હો ગુન ગંભીર;<br>
દધિકો કહા દીખાઇએ, એક કુંભકો નીર. ૧૬૦

સંસારીકો સુખ જલો, ચિત્ત રહી ચિંતા લાગ;<br>
જ્યું લુહારકી સાણુસી, ઇત પાણી ઇત આગ. ૧૬૧

પાપ પુણ્ય છુપ છુપ કરો, સોવત કરો કે જાગ;<br>
તુલસી કબ લગ છૂપ રહે, ઘાસ લુસાઈ આગ. ૧૬૨

બડા હુવા તો ક્યા હુવા, જેસી બડી ખજૂર;<br>
પંછીકો છાયા નહીં, ફલ લાગે અતિ દૂર. ૧૬૩

બહોત ગઈ થોડી રહી, વ્યાકુળ મન મત હોય;<br>
ધીરજ સબકો મિત્ર હે, કરી કમાઈ મત ખોય. ૧૬૪

ઉચું પદ આશ્રય વિના, કોઈ નથી પામેલ;<br>
કદીએ ઉચી નવ ચડે, વણ આધારે વેલ. ૧૬૫

નેકી કરકે નેકો, બદલેકી નહીં આશ;<br>
દામ કીસીસેં માગે નહીં, ફુલ જો દેવે બાસ. ૧૬૬

ગરવા સહેજે ગુણ કરે, કંડા[1] કારણ ન જાણ;<br>
મેહુલા બરસે સરવર ભરે, કછુ ન માગે દાન. ૧૬૭

કાગા વહાલું કુંભ જળ, સ્ત્રીને વહાલી વાત;<br>
બ્રાહ્મણને ભોજન વહાલું, ગદ્ધા વહાલી લાત. ૧૬૮

મોટા સંગ મોટા મળે, કરે શોખની વાત;<br>
ખોટા સંગ ખોટા મળે, હસી હસી દે હાથ. ૧૬૯

ભલા ભલાઈ ના તજે, ભલા ન બોલે બદ;<br>
જીસ દીલ દયા ધર્મ હે, હો સમુખ શીરી શબ્દ. ૧૭૦

હરી હીરાકી કોટડી, બાર બાર મત ખોલ;<br>
હીરેકા જવાહીરી મીલે, જબ હીરેકા મોલ. ૧૭૧

---

૧ કંડા=રૂપીઆ.

કાગા કીસકા ધન હરે, કોયલ કીસકું દેત;
એક જીભકે કારને, જબ અપનો કરી લેત. ૧૭૨
જીવન જોબન રાજ ધન, અવિચળ રહે ન કોય;
જા દિન હે સત્સંગમેં, જીવનકો ફલ સોય. ૧૭૩
સરોવર તરૂવર સંત જન, ચોથા બરસે મેહ;
પરમારથ કે કારને, ઇન ચાર ધરી હે દેહ. ૧૭૪
તુલસી યહિ તિન લોકમેં, કો જાને તન પીર;
હૃદયા જાને આપકા, કાં જાને રઘુવીર. ૧૭૫
તુલસી ગરિબ ન સંતાપીએ, બુરી ગરિબકી હાય;
મુઆ ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય. ૧૭૬
માત, તાત ને મિત્ર એ, મૂળથી ત્રણ હિતકાર;
હિતકારક બીજાં બધાં, ગરજ પડે તે વાર. ૧૭૭
જ્યાં હે અપની પ્રીતડી, બેઠનકો વિશ્રામ;
તાસુ કછુ ન કીજીએ, લેન દેનકો કામ. ૧૭૮
બીતિ તાહી બિસાર દે, આગેકી સુદ્ધ લે;
જો બની આવે સહેજમેં, તાહિમેં ચિત દે. ૧૭૯
અન્ન મદ, ધન મદ, રાજમદ, ઓર મદ સબ હદ;
તીનકે ઉપર રાગ મદ,[1] ઓર મદ સબ રદ. ૧૮૦
જોબન થા જબ રૂપ થા, ગ્રાહક થે સબ કોઈ;
જોબન રૂપ ગમાય કે, બાત ન પુછે કોઈ. ૧૮૧
ક્યાં યુધિષ્ઠિર નરપતિ, ક્યાં વિક્રમ ભૂપાલ;
કીર્તિ જગમે રહે ગઈ, સબકુ ખા ગયા કાલ. ૧૮૨
સાંકડ ઠાણાં બાંધણાં, આછાં નીરણ ઘાસ;
પાણી પીને તબડકી, એ તુરગનો કરે વિનાશ. ૧૮૩
કાલા બાદલ ડરાવના, ઓર ઊજલ બરસન હાર;
જાડા પુરૂષ સોહામણા, પતલા જોગનહાર. ૧૮૪
તુલસી મીઠે બચનસેં, સુખ ઊપજત ચ્હુ ઓર;
યેહી બશીકરન મંત્ર હે, તજીએ બચન કઠોર. ૧૮૫
ઊજલા ઊજલા સબ ભલા, ઊજલા ભલા ન કેશ;
નારી નમે ન રીપુ ડરે, ન આદર કરે નરેશ. ૧૮૬

1 રાગ=પ્રેમ.

કબુધ કબુ ન વીસરે, સો સાધુકે સંગ;<br>
મુંજ હુઓયા ગંગ પણ, મન તંગકા તંગ. ૧૮૭<br>
કહા કહું કિરતારકું, વામેં બૈસી ભુલ;<br>
કંટક ઝાડ ગુલાબકો, વાકો સુંદર ફુલ. ૧૮૮<br>
જાકે પાંઉ પેનીઆં નહી, ઉન્હે મીલે ગજરાજ;<br>
વિષ[1] દેતાં વિષયા મળી, ભલે ગરીબ નિવાજ. ૧૮૯<br>
વાવીએ કડવી તુંબડી, ઉતરે તુંબ હજાર;<br>
એક એકથી કડવાં અધિક, અપરંપાર અપાર. ૧૯૦<br>
વ્યાપારે ધન સાંપડે, ખેતી થકી અનાજ;<br>
અભ્યાસે વિદ્યા મળે, ખાંડા બળથી રાજ. ૧૯૧<br>
અન્ન સમાન ન ઔષધિ, જરણા સમો ન જાપ;<br>
કૃષ્ણ સમો ન દેવતા, નિંદા સમો ન પાપ. ૧૯૨<br>
કલ્પે[2] સંપત ના મીલે, કલ્પે વિપત્તિ ન જાય;<br>
મનકો એહી સુભાવ હે, બિન કલ્પે ન રહાય. ૧૯૩

સોરઠા

છત હીણો સરદાર, મત વેણાં માનવ રખે;<br>
અંધો અશ્વ અસ્વાર, રામ રખવાળાં રાજીઆ. ૧૯૪<br>
ગાડાં[3] મ્હોડે ગુણ કરો, ભવોય ભેળાં વસો;<br>
આજો, નાતો ને ઓરતો, કમાણસને કશો. ૧૯૫

દોહરા

ઉપકારી[4] ઉપકાર જગ, સબસે કરત પ્રકાશ;<br>
જ્યું કટુ મધુરે તરૂ મલય, મલયજ કરત સુવાસ. ૧૯૬<br>
ફેર ન વહી હે કપટસોં, જો કીજે વ્યાપાર;<br>
જયસે હાંડી કાષ્ટકી, ચડે ન દુજી વાર.[5] ૧૯૭<br>
માયા મરી ન મન મરા, મર મર ગયે શરીર;<br>
આશા તૃષ્ણા ના મરી, કહે ગયે દાસ કબીર. ૧૯૮

---

૧ ચંદ્રહાસને વિષ દેતાં પ્રભુએ કૃપા એવી કરી કે પ્રધાનની દીકરી વિષયા મળી.
૨ કલ્પે=કલ્પાંત કરવાથી. ૩ ગાડાં મ્હોડે એટલે એટલો બધો ગુણ કરો કે ગાડાં ભરાય.
૪ ઉપકારી જગતમાં માણસો ઉપર ઉપકાર જાતભાતનો ભેદ બતાવ્યા વગર કરે છે.
જેમ મલયાચળનાં ચંદનનાં વૃક્ષો, કડવાં, મીઠાં, બધાં ઝાડોને સુવાસિત કરે છે તેમ.
૫ કપટ વ્યાપારમાં કરવું નહીં, કેમકે કપટમાં એક વાર ફાવી શકાય, બીજી વાર ફાવી
શકાય નહીં. જેમ લાકડાની હાંલ્લી ચુલા ઉપર બીજી વાર ચડી શકે નહીં.

કોઠ કસુંબો કૃપણ ધન, એ તીનો એક સુભાવ;
એ રસ મુકે આપણો, જો દીજે ગલે પાવ. ૧૯૯
અવગુણારાં માણસાં, ગુણ ન કરણો જાય;
સાવજ પળ્યો અજાડીએ, કહાડે તેને ખાય. ૨૦૦
હંસલા સાહેર સેવીએ, જેતી શીતળ છાય;
ઓછે વાસ ન વસીએ, અદ્ધર ઉચાળાય. ૨૦૧

સોરઠા

દુઃખે તેને દાઝ, દુઃખ્યા વિણ દાઝે નહી;
કવણ કીયાને કાજ, મરવા આવે મીઆઉતના. ૨૦૨
કરે વિચારી કાજ, જરૂર એવા જાણીઆ;
ગયું રાવણનું રાજ, વણ પ્રધાને વાણીઆ. ૨૦૩

દોહરા

બોલી, ઠઠોલી, મશ્કરી, હાંસીખેલ હરામ;
ઇતના કીયે હર ના મીલે, તો તુલસીદાસ જમાન. ૨૦૪
સુગુણા નર સોહામણા, જીહા નાદ કુરંગ;
મોરઈ મન લાગી રહ્યા, જીમ ચંદને ભુજંગ. ૨૦૫

સોરઠા

જેવું પાકું બોર, તેવું મન દુર્જન તણું;
ભીતર કઠિન કઠોર, બાહેરથી રાતું સહી.[1] ૨૦૬

દોહરા

સત્ય સ્વર્ગનું બારણું, સત્ય સિદ્ધ સોપાન;
મંત્ર યોગ સત્યે ફળે, ધર્મ, અર્થ ને કામ. ૨૦૭
તનની તૃષ્ણા સહેજ છે, સવા શેર કે શેર;
મનની તૃષ્ણા નવ મરે, જો લાવે ઘર મેર.[2] ૨૦૮
સ્વામીસે સેવક બડા, જો નિજ ધર્મ સમાન;
રામ બાંધ ઉતરે જલધિ, કુદ ગયે હનુમાન. ૨૦૯
તુલસી તલબ ન છાંડીએ, મોત રજખ સબ સાથ;
ક્યા આલમસેં રૂઠના, કલમ ધણીકે હાથ. ૨૧૦

---

૧ દુર્જનનું મન પાકાં બોર જેવું છે. પાકું બોર ઉપરથી રાતું દેખાય છે, પણ તેના ઠળીઆને લીધે અંદરથી કઠણ, કઠોર નીકળે છે. ૨ મેર=મેરૂ પર્વત.

મૃગ નાભી[1] કસ્તુર બસે, ભટકત જંગલ હોય;
રામ બસત સબકે હૃદય, પર સમજે નહીં કોય. ૨૧૧
મુખ દીયો પ્રભુ ભજનકુ, સુનન કીયો હે કાન;
તીરનેકુ દી દીનતા, ખુડનકુ અભિમાન. ૨૧૨
જો કુલમેં જો ઉપજે, સો કુલ પર વો જાય;
મચ્છ કચ્છ જલમેં તીરે, પંખી ગગન ઉડાય. ૨૧૩
નયનાં તું મત રોઇઓ, એ રોનાં ક્યા કામ?
તેરા ભીતર રોય તો, સબ સમજેગો રામ. ૨૧૪
માયાકે બસ સબ પડે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ;
નારદ, શારદ, સનક ઓર, ગૌરીસુત ગણેશ. ૨૧૫
સાબુન જલ લે ખુબ ઘસે, મલમલ[2] કાયા ધોય;
અંત કલેજા દાગ હયે, ખુબ કયું ઉજલા હોય? ૨૧૬
(વ્યાજોક્તિ)–પરધન હરે, પરનિંદા કરે, પરનારી ઘરમાંહી;
માંસ ખાય, મદિરા પીયે, મોક્ષકા સંશય નાંહીં. ૨૧૭
પરધન પરનિંદા તજે, પરત્રિય માત સમાન;
ઇતના કીયે હર ના મીલે, તુલસીદાસ જમાન. ૨૧૮
ધંધાહીમેં પચ રહ્યો, આરંભ કીયો અપાર;
ઉઠ ચલેગો એકીલો, શિરપર રહેગો ભાર. ૨૧૯
કાન ફૂટી જોગણી, તીન લોકકુ ખાય;
જીવતાં બાળે કાળજાં, મુવે નર્ક લે જાય. ૨૨૦
ખુશામતીઆ ખુશી રહે, મરદ મરે બેહાલ;
પતિવ્રતા ભુખે મરે, પેંડા ખાય છીનાલ[3]. ૨૨૧
સુસંગે સુધર્યો નહીં, વાકે બડે અભાગ;
કુસંગસેં બીગડે નહીં, સો નર બડો સુભાગ. ૨૨૨
ગાફીલ હો કર બેઠના, બેઅકલીકા કામ;
જીન પર ડંકા મોતકા, ઉનકું કબ આરામ. ૨૨૩
કાહે[4] કીજે વો જતન,[5] જાત કાજ ન હોય;
પર્વતપે ખોદે કુવા, કયસેં નીકસે તોય? ૨૨૪

૧ મૃગની નાભિમાં કસ્તૂરી રહે છે તે પોતે નહીં જાણવાથી સુગંધ ક્યાંથી આવે છે તે શોધવા જંગલમાં ભટકે છે તેમ. ૨ મલમલ=ચોળીચોળીને. ૩ ઈશ્વરની ગહન ગતિ. ૪ નકામી મહેનત. ૫ જતન=પ્રયત્ન.

સહજ રસીલો હોય સો, કરે અહિત પર હેત;[1]
જયસે પીડીત કીજીયે, ઈક્ષુ તોહુ રસ દેત. ૨૨૫
દામ બચાવા દોડતા, બહુધા બની બખીલ;
પ્રાણ બચાવી દોડીએ, ધર્મ કામ નહીં ઢીલ. ૨૨૬
બહોત[2] દ્રવ્ય સંચય જહાં, ચોર રાજ ભય હોય;
કાંસે ઊપર બીજલી, પડત કહત સબ કોય. ૨૨૭
તુલસી રેખા[3] કર્મકી, લલાટપે લીખ દીન;[4]
પૂર્વ જન્મ[5] પુન્ય પાપકે, અખીલ જગત આધીન. ૨૨૮
એક ચુનત હે ગોબરી, એક બનત હે ભૂપ;
તુલસી યહ સંસાર હે, પૂર્વજન્મકો રૂપ. ૨૨૯
કોઈ કહત મેં રાય હું, કોઈ કહત મેં રંક;
પૂર્વજન્મ ફલ એહી હે, તુલસી કહત નિશંક. ૨૩૦
તુલસી સાગર હે ભર્યો, સરીતા અપરંપાર;
બીના સ્વાંતી જલ ના પીએ, ધન ચાતકકો પ્યાર. ૨૩૧
રાંકાં સ્વર્ગ ન નીપજે, રાંકાં ખાણ ન હોય;
ધન ઘીટે માહુ[6] મરે, આપે રાંકાં જોય. ૨૩૨
મર જાઉં માગું નહીં, અપને તનકે કાજ;
પરમારથકે કારણે, માગું ન સમજું લાજ. ૨૩૩
કબીર આપ ઠગાઇએ, ઓર ન ઠગીયે કોય;
આપ ઠગે, સુખ ઉપજે, ઓર ઠગે દુઃખ હોય. ૨૩૪
જગમેં બેરી કોઇ નહીં, જો મન શીતલ હોય;
તુલસી ઈતના યાદ રખ, દયા કરે સબ કોય. ૨૩૫
જ્ઞાની, ધ્યાની, સંયમી, દાતા, શૂર, અનેક;
જપીઆ તપીઆ બહોત હે, શીલવંત કો એક. ૨૩૬
તું મન જાને બાવરા, મેરા હે સબ કોય;
પિંડ પ્રાણ સંબંધ હે, એ નહીં અપના હોય. ૨૩૭
છોટી મોટી કામની, સબી વિષયકી વેલ;
દુશ્મન મારે દાવસેં, એ મારે હસ ખેલ.[7] ૨૩૮
તુલસી આ સંસારમેં, કોન ભયો સમરથ;
એક કનક, કુછ કુચનકો, જીણ પસારે[8] ન હથ. ૨૩૯

૧ અવગુણ ઉપર ગુણ કરવો. ૨ બહુ દોલતને ભય. ૩ કાર્યાકાર્ય. ૪ દીન=દીધી. ૫ પુન્ય પાપ. ૬ માહુ=નસીબદાર પુરુષ. ૭ હસાહસીને. ૮ પસારે=લાંબા કરે.

બિના કહેસે સતપુરૂષ, પુરે પરકી આશ;
કોન કહત હે સુર્યકો, ઘર ઘર કરત પ્રકાશ. ૨૪૦
ચિંતા તાકી કીજીએ, જો અનહોની હોય;
એક માર્ગ સંસારકો, નાનક થીર ન કોય. ૨૪૧
કોટિ કોટિ તીરથ કરે, કોટિ કોટિ જા ધામ;
જબ લગ સાચ ન સેવીએ, તબ લગ કાચા કામ. ૨૪૨
માગન ગયે સો મર ગયે, મરે ન માગન જાઈ;
ઊનસેં પહેલે ઓ મરે, હોત કહત હે નાંહી. ૨૪૩
હેડા ભીતર દવ બળે, કોઈ ન જાણે સાર;
કાં મન જાણે આપણું, કાં જાણે કિરતાર. ૨૪૪
જાકે હાથ અધિકાર હય,[1] કરે ન ન્યાય બિચાર;
ફીર વાકે અધિકારમેં, રહે ન આદિ અકાર. ૨૪૫
હસું તો દંત પારખે, રોયે કાજળ જાય;
મુંગાને સ્વપ્નું થયું, તે સમજ સમજ પસ્તાય. ૨૪૬
નગુણે વાસો ન રાખીએ, સગુણની પત જાય;[2]
ચંદન પડ્યું ચોકમાં, ઇંધણ મુલ વેચાય. ૨૪૭
સખી ન સુમ બને કદી, સુમ સખી નવ થાય;
થુવર આપે દુધ, પણ ગોરસમાં ન ગણાય. ૨૪૮
તુલસી કર પર કર ધરો, કર તલ કર[3] ન કરો;
જો દિન કરતલ કર કરો, ઓ દિન મરણ ખરો.[4] ૨૪૯
પંડિત જનકો શ્રમ ભરમ, જાનત જો મતિ ધીર;
વંધ્યા કછુ ન જાનહી, પ્રસૂતનકી પીર. ૨૫૦
જબ લગ આશા અર્થકી, તબ લગ સબકો દાસ;
તબે દાસ સબે હોતહે, જબ મન હોત ઊદાસ.[5] ૨૫૧
નહીં વિદ્યા સમ ચક્ષુ કો, સત્ય સમ તપ ન કોય;
પ્રીતિ સમ દુઃખ નહીં જગત, ત્યાગ સમ સુખ ન હોય. ૨૫૨

---

૧ જેના હાથમાં અધિકાર છે તે ન્યાયાન્યાયનો વિચાર કરતા નથી તો "અધિકાર"નો આદિ અક્ષર "અ" રહેતો નથી ને ધિક્કારજ રહે છે. ૨ ભાવાર્થઃ–નગુણે=ગુણ વગરના માણસને ત્યાં વાસ કરવો નહીં; કરીએ તો સગુણા એટલે ગુણવાન માણસની પત આબરૂ જાય. ચંદન જેવું લાકડું બજારના ચોકમાં પડ્યું હોય તે બળતણના લાકડાને ભાવે વેચાય છે. ૩ કરને હેઠો ન ધરવો. ૪ મરણ સમાન. ૫ વૈરાગ થાય.

એક કપુત કાળું કરે, બીજો ઊજ્વળ પ્રકાશ;
દીપકના બે દીકરા, કાજળ ને અજવાશ. ૨૫૩

કણબી કસર કણસલે, રોટલે કસર રાજપુત;
વાણીઓ કસર વઢવે, બાયડી કસર દૂધ. ૨૫૪

દુઃખમેંસેં સુખ હોત હય, ડર મત દેખી દુઃખ;
જીતનો દુઃખ હે તાપકો, ઇતનો વૃષ્ટિ સુખ. ૨૫૫

પાળે નાચે પારવડો, વગડે નાચે મોર;
પરણ્યા એટલા માનવી, બીજાં હરાયાં ઢોર. ૨૫૬

રાતકો ભૂષણ ઇંદુ હય, દિનકો ભૂષણ ભાન;[1]
દાસકો ભૂષણ ભક્તિ હય, ભક્તિકો ભૂષણ જ્ઞાન. ૨૫૭

જ્ઞાનકો ભૂષણ ધ્યાન હય, ધ્યાનકો ભૂષણ ત્યાગ;
ત્યાગકો ભૂષણ શાંતિપદ, તુલસી અમલ અદાગ. ૨૫૮

હાલતાં દંડે, ચાલતાં દંડે, દંડે સારા દિન;
છાતી ઉપર પત્થર મૂકી, પૈસા લેવે છીન.[2] ૨૫૯

## દોહરા

કાચા ઘટમાં કાંકરો, જો કદી પેસી જાય;
કાઢતાં નીકળે નહીં, કરીએ કોટ ઉપાય. ૨૬૦

મન ઢોંગી મન ધૂર્ત હય, મન મેગલ સમાન;
મન સુધરે તો મિત્ર છે, નહીં તો શત્રુ સમાન. ૨૬૧

દેતે સો લેતે નહીં, કરતે હય ઇનકાર;
માંગે જબ મીલતા નહીં, એ જગકા ઇકરાર. ૨૬૨

દમયંતી સીતા સતી, દ્રૌપદી થઇ દુઃખ પાત્ર ?
ઊનકે દુઃખકા તોલ કર, તવ દુઃખ કોણ માત્ર. ૨૬૩

કાજલ તજે ન શામતા, મોતી તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત. ૨૬૪

ભાષા શાખા હય સહી, સંસ્કૃત એહી મૂલ;
મૂળ રહત હય ધૂલમેં, શાખામેં ફલફૂલ. ૨૬૫

બડે ગ્રહે બડ હોત હય, જ્યું વામન ભુજ દંડ;
તુલસી રામ પ્રતાપસેં, દંડ ગયો બ્રહ્માંડ.[3] ૨૬૬

---

૧ ભાન=સૂર્ય. ૨ જુલમી. ૩ ભાવાર્થઃ-મોટાના વડે મોટા થવાય. વામનના હાથની લાકડી જ્યારે વામનજીએ વૈરાટ રૂપ ધર્યું ત્યારે તે લાકડી બ્રહ્માંડ સુધી પોહોચી.

ગુરુતા લઘુતા પુરૂષકી, આશ્રયવાસ્યતેં હોય;
કરી વૃંદમેં વિંધસો,[1] દર્પનમેં લઘુ સોય. ૨૬૭
રહે સમીપ બડનકે, હોત બડો હી મેલ;
સબહી જાનત બઢત હય, વૃક્ષ[2] બરાબર વેલ. ૨૬૮
બડે બડાઈ ના તજે, લઘુ રહી ઇતરાય;
રાય કરૂંદા હોત હય, કટાર[3] હોત ન રાય. ૨૬૯
બશીકરનકે મંત્ર હય, નારાયણ યહ ચાર;
રૂપ, રાગ, આધીનતા, સેવા ભલી પ્રકાર. ૨૭૦
કાન સુણ્યું નવ માનીએ, નજરે ભાળ્યું સાચ;
ભાંગ્યાં સાજાં થાય નહીં, મન, મોતી ને કાચ. ૨૭૧
ચતુર હોય તો રીઝવું, હસ્ત રમાડું છેલ;
મૂર્ખને શું વિનવું, હઈડે ઝાઝો મેલ. ૨૭૨
નીચી દૃષ્ટિ ના કરે, મોટા જે કેહેવાય;
સિંહ લાંઘણ સો કરે, તોય તૃણ ન ખાય. ૨૭૩

સોરઠો

થોરે કેળાં થાય, કલિયુગના વારા વિષે;
મીઠપ નહીં મનમાંય, સાચું સોરઠીઓ ભણે. ૨૭૪

દોહરા

ડુંગરીઆ હરીઆ હુવા, વન ઝીંગોરે મોર;
એ રૂતુએ ત્રણ સંચરે, ચાકર, માગણ ને ચોર. ૨૭૫
ખાતાં ભોજન ભાવતાં, રાતાંમાતાં રૂપ;
જાતાં જોયા જમપુરે, ભાતાં વિણ કઈ ભૂપ. ૨૭૬
મોસર ફુટતો માઢુડો, ઊર ઊઠતી નાર;
ગાભે પોટે બાજરો, કણુસ નીંધલતી જાર. ૨૭૭
દાણીશૂરા વાણીઆ, રણશૂરા રાજપુત;
સુખશૂરા જનકાદિકો, દુઃખશૂરા અવધૂત. ૨૭૮

સોરઠો

જે તે ભેળા જાય, પોતાની પ્રજ[4] મેલીને;
એ ભેંસેલા ભણાય, સાચું સોરઠીઓ ભણે. ૨૭૯

---

૧ વિંધ્યાચળ એ દર્પણમાં નાનો દેખાય. ૨ ઝાડના આશ્રયથી વેળા વૃક્ષની બરાબર વધે છે. ૩ કટાર=હલકી જાત, ભોઇના જેવી હોય છે. હિંદુસ્તાનમાં. ૪ પ્રજ=દેશ.

### દોહરા

ફીકર જીવની પીડ, ફીકર જીવને ખાય;
ફીકરની ફાકી કરે, ફકીર સૌ જન ગાય. ૨૮૦
સાજણ સુથનાં[1] વાદળાં, માગ્યા ઘરની છાશ;
જોઇએ ત્યારે ન જડે, મૂકો તેની આશ. ૨૮૧
સાજણ એડા કીજીએ, જેવા કુવાના કોસ;
આઘા પાછા પછાડીએ, હૃદે ન આણે રોષ. ૨૮૨
ઊંચે ઊંચે સહુ ચડે, નીચું વહે ન કોય;
નીચું નીચું જો વહે, ધ્રુવથી ઊંચો હોય. ૨૮૩

### સોરઠો

ઠગ, બગ ને કાગ, શાંત જણાય બહુ;
અંતરમાં અતિ ઘાત, સામાની નિશ્ચે કરે. ૨૮૪

### દોહરા

તુલસી કબુ ન જઇએ, અપને બાપકે ગામ;
દાસ ગયે, તુલસી ગયે, રહા તુલસીઆ નામ. ૨૮૫
તુલસી આ સંસારમેં, પંચ રત્ન હે સાર;
હરિભજન અરૂ સંતમિલન, દયા, દાન, ઉપકાર. ૨૮૬
સધન, સગુણ, સધર્મ, સજન મહા, સબલ મહીપ;
તુલસી જો અભિમાન બિન, તો ત્રિભુવનકે દીપ. ૨૮૭
અનીતિસેં ધન હોતે હય, વર્ષ પાંચકે સાત;
તુલસી દ્વાદશ વર્ષમેં, જડા મૂલસેં જાત. ૨૮૮
જ્ઞાન, ગરીબી, હરિભજન, કોમલ બચન અદોષ;
તુલસી કબુ ન છાંડીએ, ક્ષમા, શીલ, સંતોષ. ૨૮૯
કામ, ક્રોધ, મદ, લોભકી, જબ લગ મનમેં ખાન;
કહા પંડિત, મૂર્ખ કહા, સબહી એક સમાન. ૨૯૦
બાળ પરદેશાંરી ચાકરી, કોણ પરદેશે જાય?
ઘર બેઠાં લ્યો પાવકો,[2] માનો લાખ સવાય. ૨૯૧
સતી, સાધક ઓર સુપડા, સતેસત ભાખંત;
કાસ કુસકું કાઢકે, કણેકણ રાખંત. ૨૯૨

---

૧ સુથનાં=વાદળાં, આબાદીના વખતેજ મિત્ર તે દુઃખ પડે ત્યારે મળે નહીં.
૨ પાવકો=ત્રાંબાનું નાણું, પાઇથી ઓછી કીમતનું.

અંધા ઢુંઢે આંખકું, બહેરા ઢુંઢે કાન;
જો જાકું પ્રાપત નહીં, (વો) તાકે લીગે હેરાન. ૨૯૩

સોરઠા

જેણે ન વાળ્યાં વેર, પશુ તેને પરમાણુવો;
નિંદાય તે ઘેરઘેર, પરલોકે નર્કે પડે. ૨૯૪

દોહરા

કહતે સો કરતે નહીં, તાકતે હય પરનાર;
કાલા મું લે જાયગા, સાહેબકે દરબાર. ૨૯૫
કહતે હય કરતે નહીં, ભરતે ધન ભંડાર;
કાલા મું લે જાયેંગે, સાહેબકે દરબાર. ૨૯૬
કહતે હય કરતે નહીં, દયા અરૂ ઉપકાર;
કાલા મું લે જાયેંગે, સાહેબકે દરબાર. ૨૯૭
કહતે હય કરતે નહીં, દિલસેં દુર દુરાચાર;
કાલા મું લે જાયેંગે, સાહેબકે દરબાર. ૨૯૮
ગધેસેં ગદ્ધા મીલે, તો લાત લાત ઓર લાત;
ગ્નાનીસેં ગ્નાની મીલે, તો બાત બાત ઓર બાત. ૨૯૯
રણસંગ્રામમેં મીલે તો, ઘાત ઘાત ઓર ઘાત;
મીજલસમેં જો મીલે તો, ગાત ગાત ઓર ગાત. ૩૦૦
ખાણેમેં જો દેખીએ, સબ ખાત ખાત ઓર ખાત;
સરોવર પર દેખીએ તો, સબ ન્હાત ન્હાત ઓર ન્હાત. ૩૦૧
ભૂલ કબુલ કીજીએ, ચાલે નહીં ચતુરાઈ;
એક ભૂલકે કારણે, દશ ભૂલ લેત બુલાઈ. ૩૦૨
ઉદર ભરણકે કારણે, પ્રાણી કરત ઇલાજ;
નાચે, યાચે, ભણભીડે, રાચે કાજ અકાજ. ૩૦૩
સાયર હંસને મનાવે, એથી માયા જોડ;
જેથી ઉજળા દીસીએ, તેથી તાણી માં તોડ. ૩૦૪

મૂર્ખના સરદાર વિષે

ભાઇઓથી અળગો રહે, રાખી મનમાં ખાર;
પરકુટુંબમાં જઈ મળે, મૂર્ખનો સરદાર. ૩૦૫
મિત્ર સાથે કપટ રમે, સ્વાર્થમાં હુશિયાર;
અરિ સાથે હેતે મળે, મૂર્ખનો સરદાર. ૩૦૬

ઊદર પોષણ કારણે, જે અન્નનો દેનાર;
તેનું માથું કાપશે, મૂર્ખનો સરદાર. ૩૦૭
સ્ત્રીના ફંદ વિષે સદા, મસ્ત બની રેહેનાર;
છાંડે કુળની લાજને, મૂર્ખનો સરદાર. ૩૦૮
સદગુણને અળગા કરી, દુર્ગુણને ધરનાર;
સમજાવ્યો સમજે નહીં, મૂર્ખનો સરદાર. ૩૦૯
સાજાનું ભાંગ્યું કરે, નખ્ખોદ કામ કરનાર;
નવરો જે બેસી રહે, મૂર્ખનો સરદાર. ૩૧૦
જન્મી ઊંચા કુળમાં, કુકર્મનો કરનાર;
નીચો તે અંતે ઠરે, મૂર્ખનો સરદાર. ૩૧૧
કામ, ક્રોધ અરૂ લોભને, ચાહે વારંવાર;
દયા સત્ય વૈરી ગણે, મૂર્ખનો સરદાર. ૩૧૨
ઈશ્વરને સૌ જન કહે, જગનો સરજનહાર;
કદી ન માને મન વિષે, મૂર્ખનો સરદાર. ૩૧૩
વૃદ્ધ જનોની આગળે, લાજ ધરે ન લગાર;
મશ્કરીઓમાં જે રમે, મૂર્ખનો સરદાર. ૩૧૪
પરનું સારૂં દેખીને, ઈર્ષા કરે અપાર;
પોતાની મેળે બળે, મૂર્ખનો સરદાર. ૩૧૫
ગરીબને દુભાવીને, ફાંસાનો દેનાર;
લુચ્ચાથી ડરતો રહે, મૂર્ખનો સરદાર. ૩૧૬
અણખપતું ખાતાં બધું, લેશ ન કરે વિચાર;
માન ગુમાવી દુ:ખ લે, મૂર્ખનો સરદાર. ૩૧૭
એકની વાત સાંભળી, જઈ બીજાને કેહેનાર;
એને પણ સૌ માનજો, મૂર્ખનો સરદાર. ૩૧૮
વિના કારણ કજીયા કરી, ખટપટ કરે અપાર;
રાખી થાપણ ઓળવે, મૂર્ખનો સરદાર. ૩૧૯
માતપિતાએ જે કર્યા, આજ લગી ઉપકાર;
લેશ માત્ર સમજે નહીં, મૂર્ખનો સરદાર. ૩૨૦
પનઘટસેં[1] પન ઘટત હે, પનઘટ વાકો નામ;
તુલસી પન કૈસેં રહે, પન ઘટવેકો ઠામ. ૩૨૧
સારૂં તોએ નાતરૂં, ખોખલી તોએ વેહેલ;
વસમું તોએ સાસરૂં, ઘરડો તોએ બેલ. ૩૨૨

૧ પનઘટ=પાણીનો ઘાટ, જ્યાં સ્ત્રીઓ પાણી ભરે છે. પન=આબરૂ.

વેપારે વાણીઓ, રણ જણાય રજપૂત;
અધીરાઈએ અર્ધાંગના, કુટાણે સપૂત. ૩૨૩
ઓછી કુખે[1] અવતર્યો, પાપ તણો નહીં પાર;
અણખુટે મરવું પડે, લેખ લખ્યા કિર્તાર. ૩૨૪
કર્મમાં જે લેખ લખ્યા, તે મિથ્યા નવ થાય;
રંક મટી રાજા બને, રાજા રંકજ થાય. ૩૨૫
કવિ, પંડિત ઓર ચતુર નર, વેશ્યા, ભટ, નટખટ;
ઇનસેં કપટ ન કીજીએ, ઇનકે રચે કપટ.[2] ૩૨૬
નાની તોએ નાગણી, ચમરી તોએ પુંછ;
મિણનો તોએ માટીડો, ભાંગી તોએ ભરૂચ. ૩૨૭
છાંટો તોએ શેરનો, ચોડી તોએ ધુંચ;
તણખો તોએ આગનો, ભાંગી તોએ ભરૂચ. ૩૨૮
દુશ્મન તોએ બાંધવો, ધર્મી તોએ તુચ્છ;
કણી તોએ મુલેમાની, ભાંગી તોએ ભરૂચ. ૩૨૯
ઝાંખી તોએ દેવની, મૂર્ખ તોએ ગુચ્છ;[3]
ફાટેલ તોએ ખાસડાં, ભાંગી તોએ ભરૂચ. ૩૩૦
ઝીણી તોએ રાઇડી,[4] પાંખી તોએ મુચ્છ;
ઘરડો તોએ ગરાસિયો, ભાંગી તોએ ભરૂચ. ૩૩૧
લોંડી તોએ રાજની, સારૂં તોએ મસાણ;
કૂવેડ તોએ કામિની, બાળે તોએ ભાણ. ૩૩૨
જેવો તોએ ચુડલો, ઘરડો તોએ તુખાર;[5]
હીણો તોએ દીકરો, સારો તોએ સુનાર.[6] ૩૩૩
ઝુંપડું તોએ ગાંઠનું,[7] ચોડું તોએ ઝેર;
ધર્મી તોએ ઠીમરા, નાનો તોએ શેર. ૩૩૪
ઢીંકો તોએ હેતનો, ચોડો તોએ વર્પાદ;
સારો તોએ તરકડો, ચોડો તોએ પ્રસાદ.[8] ૩૩૫

૧ ઓછી કુખે=નીચને પેટ. અણખુટે=આવરદા ખુટ્યા વગર. ૨ કપટ રચેલાં છે તે કવિ, પંડિત, ચતુર નર, વેશ્યા, ભટ(વિદ્વાન્) ને નટખટ (પોહોચેલાં)નાં રચેલાં છે, માટે એટલાંથી કપટ કરવું કે રમવું નહીં. કારણ કપટ પકડાઈ જાય. ૩૨૭ થી ૩૪૩ આટલા પદાર્થ હલકા લાગે, પણ હલકાભારે ગણવા નહીં, વિવેક રાખીને ગણતરી કરવી. ૩ એકસંપ કરેલો જથો. ૪ રાઇડી=રાઇનો દાણો. ૫ તુખાર=ચોરો. ૬ સુનાર=સારો તોય ચોર. ૭ ગાંઠનું=પોતાના પૈસાથી બાંધેલું. ૮ પ્રસાદ=કૃપા, પ્રસાદીની મીઠાઈ.

વરોળ[1] તોએ ગાવડી, અજવાળી તોય રાત;
પાળ્યો તોએ કેસરી, ઓરમાન તોએ માત. ૩૩૬
બાળક તોએ સિંહનું, બચ્ચું તોએ બાજ;
ભાંગેલ તોએ લાકડી, જુનો તોએ રિવાજ. ૩૩૭
મુડદાલ તોએ વોળાવીઓ, ફુટેલ તોએ ખોખ;
દત્તક તોએ દીકરો, નાનો તોએ ગોખ.[2] ૩૩૮
થોડી તોએ ઓળખાણ, સાદો તોએ વેષ;[3]
કટાયેલ તોએ નાણું, ભૂખેલ તોએ દેશ. ૩૩૯
હલકી તોએ પેરામણી, મૂરખ તોએ ભાઈ;
ઘરડો તોએ પેહેલવાન, ગરીબ તોએ જમાઈ.[4] ૩૪૦
સારો તોએ ઢેડીઓ, થોડો તોપણ ગરાસ;
કમૂળ[5] તોએ દીકરો, મીઠી તોએ છાસ. ૩૪૧
પાળ્યો તોએ કુતરો, થોડું તો પણ કરજ;
નાની તોએ નાગણી, દુઃખણી તોએ પરજ.[6] ૩૪૨
ખોટું તોએ જડાઉ નંગ, ખોટો તોએ રંગ;
ભડ તોએ બ્રાહ્મણો, સારો તોએ કુસંગ. ૩૪૩
ન ખાધું ન ખરચ્યું, ન પરહથ દેવાણું;
વિઠ્ઠલ કહે સુનું થાશે, આ જે ખડકાણું છાણું. ૩૪૪
પુત્રી પિહેરમાં રહી, ભલે કરે ગુલતાન;
પણ તે શોભે સાસરે, કાં શોભે સ્મશાન. ૩૪૫
વગર વિચાર્યું વોહોરીને, ગાડે લાવ્યા સલ;
ગાલાવીલી ગાવા બેઠી, અમે છતાં ટોડરમલ. ૩૪૬
અશ્વ ઉપર બેઠા છતાં, માથે રાખ્યો ભાર;
મૂકયાં બોલે ખાસડાં, એ પણ એક ગમાર. ૩૪૭
પશુ ઘડતાં નર ઘડ્યો, ભુલે સિંગ અરૂ પુંછ;
તુલસી પ્રભુકી ભક્તિ બિન, ધિક્ક ડાઢી ધિક્ક મુછ. ૩૪૮
શોભે સાના સમયમાં, વિણુ સમય નહીં માન;
વૃદ્ધપણે વરણાગી નર, ધરે થાય નાદાન. ૩૪૯

---

૧ વરોળ=વંધ્યા. ૨ ગોખ=હવા ખાવા મુકેલું છજું. ૩ વેષ=સાદો પણ ડાળવાળો. ૪ જમાઇ ગરીબ હોય પણ માન આપવા જોગ ખરો. ૫ કમૂળ=કુપાત્ર. ૬ પરજ=હેરા.

## ચોખરા-(સાખી જેવા)

ગામ મારતાં, ધાડ પાડતાં, એ રજપુતનું ટાણું;
હેડ એવા ધંધા કરે, એ તે આપા[1] કાણું. ૩૫૦
નાતો ગયો, મેવાડ ગયો, ગયું ધીરધારનું ટાણું;
સારે ઘેરથી સંપ ગયો, એ તે આપા કાણું. ૩૫૧
ધરમ ગયો શરમ[2] ગઈ, ગયું માણસનું સાણું;
વાડ વેલાને ખાવા બેઠી, એ તે આપા કાણું. ૩૫૨

## કુંડલિયો

સુના લેને પિયુ ગયે, સુના કર ગયે દેશ,
સુના લાયે ન પિયુ મીલે, રૂપા હો ગયે કેશ;
રૂપા હો ગયે કેશ, રૂપ સબ રોય ગુમાયો,
ઘર બેઠ પિછતાઈ, પિયુ અજહુ ન આયો;
કહે ગિરધર કવિ રાય, લોન બિન સબ અલોના,
જબ જોબન ટલ જાય, કહા લેઈ કરીએ સુના. ૩૫૩

## સોરઠા

કહેતાં ન આવે પાર, રાજા થઈ રંજાડતા;
એ રાજા નહીં ગમાર, સાચું સોરઠીઓ ભણે. ૩૫૪
નિત્ય નિત્ય નવલાં ખાય, બીજાને આપે નહીં;
ધૂળ પડી એ કમાઈ, સાચું સોરઠીઓ ભણે. ૩૫૫
પરઘેર માગે માન, બીજાને આપે નહીં;
એ માણસ હેવાન, સાચું સોરઠીઓ ભણે. ૩૫૬
ઘેર ઘેર ચોવટ જાય, પોતાની બીજા કરે;
ધુડ પડી ડહાપણ માંય, સાચું સોરઠીઓ ભણે. ૩૫૭

## દાંત વિષે

દંતા તુજને દિલ દઈ, ચીજો બહુ ચખાડીઆ;
પણ નાગા સાથે નેહ, હાડાં પેહેલાં હાલીઆ. ૩૫૮

## દાંત કહે છે

અમને ન દેશો દોષ, આવેતુ તે ઊગલ્યા;
હ્રદયે ન ધરશો રોષ, પેઢાં પ્રતિમા પાળશે. ૩૫૯

---

૧ આપા=ગામ ધણી; કાઠિ લોકો "આપા" કહી બોલાવે છે. ૨ શરમ=મર્યાદ; માન.

કહી કહી ચીજો ખવરાવીયા, ડાઢો[1] પછી દેહ;
હાડાં પેહેલા હાલીયા, નાગા સાથે નેહ. ૩૬૦
રગડ દુધ દાંતને પાયાં, માંખણ ખવરાવ્યાં મથી મથી;
ઢાંક્યાં હાડ કહે ભેગા ચાલશું, નાગાને શરમ નથી. ૩૬૧
આવ્યાં જે ઊછરતેહ, ધોખો મન ધરીએ નહીં;
જન્મ સંગાથી જેહ, પેઢાં પાર ઊતારશે. ૩૬૨
એની જડે નહીં જગમાં જોડ, નખતર માઠું નિપજે;
ઝાઝાં બાવળ બોર, કેસર છોડ તો ક્યાંક છે. ૩૬૩

દોહરો

એ ભેણી, એ ભંગડા, એ ઝાંપો એ ભાળ;
પણ જેની હેડી હલ ગઈ, વાકે બુરે હવાલ. ૩૬૪

સોરઠા

ઘરમાં ધન અપાર, ગરીબાઈ ગાતો ફરે;
ધુળ પડી ધનમાંહે, સાચું સોરઠીઓ ભણે. ૩૬૫
પોઢે પલંગે નિત, બીજાને પથારીઓ;
એ હેવાનની રીત, સાચું સોરઠીઓ ભણે. ૩૬૬
ખોટાં બોલે રોજ, બીજાને ખોટા કહે;
તેનો પડે ન ખોજ, સાચું સોરઠીઓ ભણે. ૩૬૭
રખડે રાંડો માંહે, બીજાની વાતો કરે;
બળી એની મોટાઈ, સાચું સોરઠીઓ ભણે. ૩૬૮
નિશો કરે નાદાન, બીજાની નિંદા કરે;
એ શોભે સ્મશાન, સાચું સોરઠીઓ ભણે. ૩૬૯
વાવ્યો ઝેરી રોપ, અમૃતની આશા કરે;
એ રોપ નહીં પણ ખોપ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૦
વંઠેલનો વેપાર, અર્ધી રાતે આળસે,
તે મોત વિના મરનાર, સાચું સોરઠીઓ ભણે. ૩૭૧
કરવાં દરબારી કામ, દાનતો હરામની;
એ મરવાનાં ઠામ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૨
લેઇ ધર્મનું નામ, કામ અવળાં તે કરે;
એ તો ખોજાનાં[2] કામ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૩

૧ ડાઢો આવી રહે તે પછી શરીરમાં હ્રદય. ૨ ખોજો=વ્યંઢળ, નોજા.

શાણી ધર્મનો ડોળ, ધુતવાના ધંધા કરે;
એ તો જાશે ગનાખોળ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૪
ડીલે ચોળી ખાખ, સિદ્ધ થઇને ધુમતો;
અંતે રેહેશે રાખ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૫
બેસે થઇને સિદ્ધ, સુકો ગાંજો ફુંકતો;
તે શઠ પણ નહીં સિદ્ધ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૬
કરમાં પકડી માળ, ભોળા જનને ભમાવતો;
એ માળ નહીં પણ જાળ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૭
ઘોડે થઈ અસ્વાર, ગામ સિમ જોતો ફરે;
એજ ખરો દરબાર, સાચું સોરઠીઓ ભણે. ૩૭૮
નાંખી મુછે હાથ, બગિયા સાથે બાઝતો;
તેનો કરજો સાથ, સાચું સોરઠીઓ ભણે. ૩૭૯
હાકલે[1] ભીડી હામ, ઊપ પલાણે દોડતો;
એ રાજપુતી નામ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૦
પડકારે નાંખે પલાણ,[2] જે તુરત વારે ચડે;
એ શૂરાનાં એંધાણ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૧
હાકલે હારી જાય, જાય મુતર ઊભે વાંજણે;[3]
એ કાયર કેહેવાય, સાચું સોરઠીઓ ભણે. ૩૮૨
તરસી માનાસાઇ,[4] તેને પાવા નીકળ્યો;
એ તો રક્ત[5] પી ધરાઈ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૩
ડાહાપણુ કાયરા માંહે, પગલાં તો પાછાં ભરે;
જલેલ કરે નહીં કાંઇ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૪
થોભાનો બહુ ઠાઠ, ગોઠણ ગાંઠો બાંધી બેસતો;[6]
એ થોભા નહીં પણ ભાઠ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૫
રંગે કાળા કેશ, વેશ ભજવે નહીં વેહેવારમાં;
એ રંગ નહીં પણ મેશ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૬
તસગી લેઇને હાથ, ચોવટો ચોરે કરે;
એ નહીં સબળાનો સાથ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૭

---

૧ શૂરાનાં લક્ષણ–બુમ પડે તેજ વખત હાંમ ભીડીને ઉપપલાણે એટલે ઘોડા ઉપર બધો સાજ માંડ્યા વગર ફક્ત ડળી લગામ ચડાવી ઘોડા ઉપર ચડીને બુમ કે ધીંગાણાંની જગાએ દોડે તે ખરા રાજપુતની વટ કહેવાય. ૨ પલાણ=ઘોડા ઉપર નાંખવાનો સાજ. ૩ વાંજણે=ઓરણો, ઇજાર. ૪ માનાસાઇ=તલવારની સારી જાત. ૫ રક્ત=લોહી. ૬ પગે ફાળીયાની ગાંઠોવાળી બેસવાની એક રીત છે.

કરણ, વીર ને ભોજ, જેનાં અમર નામ છે;
બીજા ખોવાના બોજ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૮
દીવાન મેરૂ ને ભાણુ, સુલ્તાન ને કુંભો થયા;
હતા હીમતોની ખાણુ, સાચું સોરઠીઓ ભણે. ૩૮૯
બેઠાં ઝોકાં ખાય, વાટો કસુંબાની જુવે;
એનાથી શું થાય, સાચું સોરઠીઓ ભણે. ૩૯૦
વાતે વીસરી જાય, તે વાહારેમાં શેણે ચહડે;
થરથર કાયા થાય, સાચું સોરઠીઓ ભણે. ૩૯૧
હીરો આવ્યો હાથ, અજાણ્યો ઓળખે નહીં;
જાણ્યા નહીં જગનાથ, સાચું સોરઠીઓ ભણે. ૩૯૨
સારે સગાં થાય, ગરીબીમાં કોઈ ગણે નહીં;
મનમાં સમજી જાય, સાચું સોરઠીઓ ભણે. ૩૯૩
સમાણસનો સંગ, કમાણસ કરે નહીં;
એનો નહીં ધડો કે ઢંગ, સાચું સોરઠીઓ ભણે. ૩૯૪
કમાણસનાં કહ્યાં, સમાણસ સાંભળે નહીં;
જે બગડે બોલે વહ્યાં, સાચું સોરઠીઓ ભણે. ૩૯૫
ઘરઘરણાંની ધુંસ, મન માની મોજો કરે;
કહેતાં કાઢે હુસ, સાચું સોરઠીઓ ભણે. ૩૯૬
એ તો વશમી વાટ, સંગતો થાવી સંતની;
ઘડતાં ન આવડે ઘાટ, સાચું સોરઠીઓ ભણે. ૩૯૭
ભકતાણીની ભાળ, ભગતને ભૂલી ગયા;
એ ભકતોમાં નહીં માલ, સાચું સોરઠીઓ ભણે. ૩૯૮
છાણાં પાણાની સોંજ,[1] પણ મનમાં નહીં;
માણસે બીજા મોજ, સાચું સોરઠીઓ ભણે. ૩૯૯
જોઈ બીજાનાં જોણુ, ઊકૂંદો બહુ આદરે;
એ લાલા માલાનાં ઘોણુ, સાચું સોરઠીઓ ભણે. ૪૦૦
ગીરાસીઆ જાત ગમાર, સેંજામાં[2] સમજે નહીં;
ઝટ કાઢે તલવાર, સાચું સોરઠીઓ ભણે. ૪૦૧
મુએ માંડી મોંકાણ, જીવતાં કોઈએ જાણ્યા નહીં;
એ તો દેખાડા જાણે, સાચું સોરઠીઓ ભણે. ૪૦૨

૧ સોંજ=સગવડ. ૨ સેંજ=આંખની શરમ.

કામ બેસી ના કરે, જેનાં રાજપુતી હાડ છે;
એ તો મારે કાં મરે, સાચું સોરઠીઓ ભણે. ૪૦૩
તરકડાથી તંત, કોઈ દી કરીએ નહીં;
આણી દેશે અંત, સાચું સોરઠીઓ ભણે. ૪૦૪
હેર વાટે જો મલે, ઓળખે તોય બોલીશ માં;
મુકશે છરી ગળે, સાચું સોરઠીઓ ભણે. ૪૦૫
કરજે શૂરાનાં કામ, રેતલ સંગ રમીશ માં;
રેહેશે અમર નામ, સાચું સોરઠીઓ ભણે. ૪૦૬
ભરજે ભડથી બાથ, રાંકને રંજાડીશ માં;
રાજી જગનો નાથ, સાચું સોરઠીઓ ભણે. ૪૦૭
નિત નિત નાહાવા જાય, પણ મન ચોખું મળે નહીં;
એ ચોખો ન કેહેવાય, સાચું સોરઠીઓ ભણે. ૪૦૮
વાહાલો થાવા વાત, જેને ત્યાં ત્યાં કરે;
એ ખરો કમજાત, સાચું સોરઠીઓ ભણે. ૪૦૯
કેહે નીર જ્યાં સો હાથ, ત્યાં હોય નહીં કાંકરો;
અને નાથો નાથ,[1] સાચું સોરઠીઓ ભણે. ૪૧૦
ઢગલે ધન કમાય, સંઘરે પણ ખરચે નહીં;
તે પરને હાથ જાય, સાચું સોરઠીઓ ભણે. ૪૧૧
સંઘરી રાજી થાય બહુ, કપાય કાળજું કાઢતાં;
એ વિણ આપશે જાય, સાચું સોરઠીઓ ભણે. ૪૧૨
દાટે ધન પાતાળ, ગળેથી છૂટે નહીં;
એ ખરેખરો રખવાળ, સાચું સોરઠીઓ ભણે. ૪૧૩
ધન દેખી રાજી થાય, વાવરે તો વસમું ઘણું;
તે હાથ ઘસતો જાય, સાચું સોરઠીઓ ભણે. ૪૧૪
ખવરાવે ને ખાય, મનડું મોટું રાખીને;
તેને વાહાલો[2] સહાય, સાચું સોરઠીઓ ભણે. ૪૧૫
છોડીને ઘરબાર, ભસ્મ લગાવી ભાગીયા;[3]
પણ મમતા હાલી લાર, પાછા ગામમાં લાગીયા.[4] ૪૧૬

દોહરા

સારૂં કોઇનું સાંખે નહીં, પેટમાં ઝાઝા લાળા;
રાંડીરાંડનો રૂંડીઓ, તેની ગરાસીઆની માળા. ૪૧૭

---

૧ નાથ નાથો=બળદ જેવો ગણીને નાથ નાખો. ૨ વાહાલો=પરમેશ્વર.
૩ ભાગીયા=નાઠા. ૪ લાગીયા=પાછા ઘેર આવ્યા.

સિંચ્યો તબ તરૂવર ભયો, કાટયો તબ ભયો જહાજ;
નીર ન બોલે કાષ્ઠકું, બાંહે ગ્રહેકી લાજ. ૪૧૮
પારો માંખી પેટમાં, રહે ન ઝાઝી વાર;
પારો પુંઠથી નિકળે, માંખી મુખથી બહાર. ૪૧૯
નારી ઘરનું નાક છે, નારી સુત દેનાર;
નારીથી પંકાય છે, નારી સુખ આધાર. ૪૨૦
નારી વિણ નિંદાય છે, નારી વિણ નહીં સુખ;
નારી વિણ નહીં આબરૂ, નારી વીસારો દુઃખ. ૪૨૧

### સોરઠો

સારો જોઈ સાથ, ગામતરે[1] નીકળ્યાં;
કર્યો ન લાંબો હાથ, મુંઝાણાં બહુ માવલા. ૪૨૨

### દોહરા

વૈદ્ય કહે દરદ થયું, જોષી કહે ગ્રહ વાત;
ભૂવો કહે ભૂત પ્રેતનું, ઘર નડતર શી જાત. ૪૨૩
બડે બડે સબ કેહેત હય, બડે બડેમેં ફેર;[2]
સરિતા સબ મીઠી લગે, સમુદ્ર ખારો ઝેર. ૪૨૪

### "કવિત"

### સજ્જન પુરૂષનાં લક્ષણ

સહત સંતાપ આપ, પરકો મીટાવે તાપ,
કરણાકો દ્રુમ શુભ, છાયા સુખકારી હય;
દોષ દિલ નાંહી લેવે, શરન આવે શિશ દેવે,
પરમાર્થ વૃત્તિ જીનકું, સદા પ્રાણ પ્યારી હય;
શૂરવીર ક્ષમાવાન, કોટીપતિ અભિમાન નાંહી,
જ્ઞાનકો નિધાન, ભાન, ગંભીર ગુણ ધારી હય;
કહત હે કવિ ગંગ, સુનો મેરે દિલ્હીપતિ,
વિશ્વમેં વીરલ કોઈ, સજ્જનકી બલિહારી હય. ૪૨૫

### દુર્જનનાં લક્ષણ

અકારણ દ્વેષ કરે, ઇર્ષામેં અંગ જરે,
રંગ દેખી રીઝે નાહીં, દષ્ટિ દોષ ખડો હય;
આપકો ન કરે કાજ, પરકો કરે અકાજ,
લોકનકી છોડી લાજ, અસૂયામેં અડો હય;

---

[1] ગામતરૂં=મુસાફરી. [2] ફેર=તફાવત.

મન બાની કાયા ક્રુર, ઓરનકું સંતાપે સુર,
કામ ક્રોધ હે હજુર, બિધિને કયું ઘડ્યો રે?
કહત હે કવિ ગંગ, શાહનકે શાહ સુનો,
દુનિયામેં દુઃખ એક, દુરિજનકો બડો હય. ૪૨૬

દોહરો

બામન હોકે ચોરી કરે, વિધવા હોકે ચાવે પાન;
સતિ હોકે રણુસે હડે, ઊનકે જન્મ અકારણુ જાન. ૪૨૭

સોરઠા

જેની જોઇએ જોડ, જોતાં તે જડે નહીં;
કાંઇક ખાપણુ ખોડ, સાચું સોરઠીઓ ભણે. ૪૨૮
ગયાં પારસ ને પતિયાર, જળ ગયાં જમી ગઇ;
ચાંપા[1] ભેગાં ચાર, મહાતમ ગયાં તે મળીના. ૪૨૯

દોહરા

પાળે નાચે પારેવડાં,[2] વગડે નાચે મોર;
પરણ્યા એટલા માનવી, બીજા હરાયા ઢોર. ૪૩૦
કાચા ઘટમાં કાંકરો, જો કદિ પેસી જાય;
નીકળતાં નીકળે નહીં, કરીએ કોટી ઉપાય. ૪૩૧
મન ઢોંગી મન ધુર્ત્ત છે, મન મેગળ સમાન;
મન સુધરે તો મિત્ર છે, નહીં તો શત્રુ સમાન. ૪૩૨
દમયંતી સીતા સતી, દ્રૌપદી ભઇ દુઃખ પાત્ર;
ઊનકે દુઃખકા તોલ કર, ભવ દુઃખ હય કોણુ માત્ર. ૪૩૩
કાજલ તજે ન શામતા, મોતી તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત. ૪૩૪

કુંડલિયો

હિંદુ કહે સો હમ બડે, મુસલ્માન કહે હમ;
એક મુંગકી દો ફાડ હય, કોન જાદે કોણુ કમ;
કોન જાદે કોન કમ, કબી કરનાં નહીં કજીઆ,
એક ભગત હે રામ, દુજા રેહેમાનસેં રજીઆ;
કહે દીન દરવેશ, સરિતા મીલતી સિંધુ,
સબકા સાહેબ એક, એક મુસલ્માન એક હિંદુ. ૪૩૫

---

૧ ચાંપરાજવાળો કાઠી બારવટીઓ હતો છતાં એકવચની, ઉદાર, પ્રામાણિક અને એને હાથ આવેલાંની હદપાર સંભાળથી મેમાની કરનાર હતો. ૨ પારેવડાં=ખબુતર.

### છપ્પય

સર સર હંસ ન હોત, બાજ ગજરાજ ન દરદર,
તરૂ તરૂ સુફલ ન હોત, નાર પતિવ્રતા ન ઘરઘર;
તન તન સુમતિ ન હોત, મોતીજલ બિંદુ ન ઘનઘન,
ફન ફન મણિ ન હોત, સર્વ મલ્યા નહીં બનબન;
રણુરણુ હોય ન શૂર સબ, સર્વ ન હોય ન ભક્તિ ભર,
નરહર કવિ સુકવિતા, સર્વ ન હોય એક સર.[1] ૪૩૬

### દોહરા

કરવત, કાતર, કુજન, એ વેરી જુદાં કરંત;
સુઈ સુહાગો સજન, એ ભાંગ્યાંને સાધંત. ૪૩૭
ધરતી નિત્ય નવેરડી, કેની ન પુરી આશ;
કેતા રાવ રમ ગયે, કેતા ગયા નિરાશ. ૪૩૮
જીવીએ તો જશ લીજીએ, શકર જેડા સેણ;
મરી જાવું માનવીએ, રહે ભલેરાં વેણ. ૪૩૯
જી, ભણીએ ભલાંને, નગુણાને પણ જી;
નગુણા ન હોત જગમાં, તો ભલા સંભરત કી. ૪૪૦

### સોરઠા

પલપલમાં કરે પ્યાર, પલપલમાં પલટે પરા;
એ મતલબના યાર, રીત ન જાણે રાજીઆ. ૪૪૧

### દોહરા

દાંતે લુણ જે વાપરે, કવળે ઊણું ખાય;
ડાબું પડખું દાબી સુએ, તે ઘેર વૈદ્ય ન જાય. ૪૪૨
ખેતી, પાંતી, વિનતી, ઘુંડનકી ખંજવાર;
એતાં નહીં પરહથડે, આપ કરનકો સાર. ૪૪૩
લજ રખતો જીવ રખે, લજ વિણ જીવ મ રાખ;
એતો માંગુ સાંયાં, રખે તો દોનું રખ. ૪૪૪
લાંગા લાવ સંસારકા, દીયા ન ભજ્યા દોય;
ન દીયા ન ભજ્યા, ગયા જન્મારા ખોય. ૪૪૫

### પરનારીની પ્રીત

અગ્નિમાં બળવું ભલું, ભલું વિષનું પાન;
શિયળ ખંડિત ના ભલું, નવ કાંઈ શિયળ સમાન. ૪૪૬

---

૧ સર=સરખા.

## પતિવ્રતા

લટપટ પગ ધરણિ ધરે, અટપટ બોલે બેન;
પિયુસેં કુછ ખટપટ ભઈ, સો ટપટપ ટપકે નેન. ૪૪૭
ખિન બયઠે, ખિન ઊઠ ચલે, ખિન ખિન વાડી હોય;
ધાયલસી ઘુમત ફીરે, મરમ ન જાને કોય. ૪૪૮

## સોરઠા

### (પ્રભુ પ્રાર્થના)

અરજ ઉરમાં ધાર, હે ગિરજાના પતિ;
હવે દુઃખ દરિયેથી તાર, વાહાલા વહારૂ[1] થઈ મને. ૪૪૯
વ્યાધિ વાદળ જાણ, વરસે ઈંદ્રાધાર આ;
પ્રલય કરે મુજ પ્રાણ, ગિરિધર થઈ ઊગાર તું. ૪૫૦

## પ્રાસ્તાવિક (પરચુરણ)

બાલસેં ખ્યાલ,[2] બડેસેં બિરોધ,[3] અગોચર[4] નારસેં નહીં હસીએ,
અન્નસેં[5] લાજ, અગનસેં જોર, નીર અજાનમેં ના ધસીએ;
બેલકું નાથ, ઘોડેકું લગામ, હસ્તિકુ અંકુશમેં કસીએ,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, કુરસેં[6] દુર સદા બસીએ. ૪૫૧

એક બાઈ છાસનું માટલું (હાલ્લું) ભરેલું લઈને આવતી હતી, તેવામાં એક રાજા ઘોડા પર બેસીને આવતો હતો તેની હડફેટ લાગી એટલે છાસનું માટલું પડી ગયું. માટલું ફુટી ગયું, છાશ ઢળી ગઈ, પણ બાઈને કશી દિલગીરી થઈ નહીં, એવું જોઈ રાજાએ પૂછ્યું કે, 'તારૂં માટ ફુટી ગયું, છાશ ઢોળાઈ ગઈ તેની દિલગીરી અમને થાય છે, અને બાઈ, તને કાંઈ લાગતું જણાતું નથી તેનું કારણ શું?' ત્યારે બાઈ કહે છેઃ—

નૃપ માર ચલી અપને પિયાસેં, પિયા સર્પ ડસ્યો, દુઃખમેં પર હું,
લે ગયે ચોર બિદેશનકું, ઉન બેચ દીની ગુણિકા ઘરહું;
પાપ સંગ ભયો જલનેકું ચલી, નિર પૂર ભયો નિરમેં ચલહું,
છત્રપતિ મહારાજ સુનો, અબ છાશકો શોચ કહા કરી હું? ૪૫૨

ભાવાર્થઃ–હું પરણી પછી ત્યાંના રાજાએ મને ઉપાડી; તે રાજાને મારીને મારા પરણેત પતિ સાથે નાઠી, તે મારા સ્વામીને વગડામાં સર્પ ડસ્યો ને

૧ વહારૂ=રક્ષક. ૨ ખ્યાલ=રમત. ૩ બિરોધ=વેર, કજીઓ. ૪ અગોચર=જાણીતી નહીં તે. ૫ અન્નસેં લાજ=ખાતાં શરમાવું. ૬ કુર=કપટ.

મરી ગયો. હું વગડામાં ચાલી, ત્યાં ચોરો મને પકડીને મને પરદેશ લેઈ ગયા ને ગુણિકાને ત્યાં વેચી. ત્યાં મહાપાપનો ધંધો કરવાથી ડરીને નદી કીનારે બળવાને નાઠી, ચેહ ખડકી બળવા તૈયાર થઇ, ત્યાં નદીમાં ઓચિંતું પુર આવવાથી ચેહ ને હું તણાયાં, તે હું જીવતી નીકળીને હવે શું કરવું તેનો વિચાર કરવા અહીં રહી છું ને છાશ વગેરે લાવી વેચી પેટ ભરૂં છું. તેમાં આપના ઘોડાની હડફેટથી માટ ફુટી ગયું. આટલા સંસ્કાર થયા, મોટાં દુઃખ પડ્યાં, તો હે છત્રપતિ મહારાજ આ છાશનો અફસોસ શું કરવો? તે પણ ભાવિ.

### કવિત

બિના જલ કુપ કહા, બિના તેજ ભૂપ કહા,
બિના ગુન રૂપ કહા, ત્રિયાકો બખાનવો;
કાલરીકો ખેત કહા, કપટીકો હેત કહા,
દીલ બિન દાન કહા, ચિત્તમાં ન આનવો;
બિના તપ જોગ કહા, બિના જ્ઞાન ભોગ કહા,
સપુત બિન પુત કહા, દુબ્યો કુલ જાનવો;
જિહ્વા બિન મુખ કહા, નેન બિન નેન કહા,
રામનામ બિના મુખ, પશુહી પેહેચાનવો. ૪૫૩

## શૂરવીરનું અંગ

મગત તજ્યો, માયા તજી, તજ્યા તન ઉચાટ;
અણગમતો કરી આત્મા, એક વહાલી વૈકુંઠવાટ. ૪૫૪
આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
બાગાં ખેડે બહાવરે, વાકું રંગ ચડાય. ૪૫૫

(ભાવાર્થ) શત્રુની સામે આગળ પગ એટલે દઢતા રાખવાથી (પત) આબરૂ રહે છે, ને પાછો પગ કરવો એટલે પુંઠ દેખાડવાથી પત જાય છે. માટે એક વાર હઠેલા યોદ્ધા પાછા વળી પગ ખોડી સંગ્રામ કરે તેને રંગ છે, સાબાસ છે.

દો દો તરકસ બાંધકર, સબી કહાવત સુર;
કામ પડે જબ દેખીએ, કીસકે મુખપે નુર. ૪૫૬

(ભાવાર્થ) બબ્બે તલવારો બાંધી બધા શૂરા કહેવરાવે છે, પણ કામ પડે અગર મામલો જાગે ત્યારે જોવું કે, કોના મોં ઉપર નૂર રહે છે. એટલે મોં ઉપર આટા ઉડતા ન જણાય તેજ ખરો શૂરવીર.

ઝાલર બજે ભક્તજન, બંબ બજે રાજપૂત;
એતા ઉપર ના જગે, તો આહો ગાંઠ કપૂત. ૪૫૭

(ભાવાર્થ) ઝાલર એટલે આરતી વાગે ત્યારે હરિનો ભક્તજન દર્શન કરવાને તલપાપડ ન થાય અને બંબ એટલે ઘુમાઇઓ ઢોલ અથવા રણતુર વાગે ત્યારે રાજપૂત તલપાપડ થાય નહીં તો તેને આઠે અંગથી કપુત જાણવો.

મરદાં હારી મૂછડી, દોદો બાલ ધના;
ગંડક જેસો પુંછડો, રાખે લોક ધના. ૪૫૮

(ભાવાર્થ) મરદની મુછના તો બબ્બે વાળ ઘણા. ગધેડાના પુંછડાં જેવા મુછના ભારાને ભારા ઘણાએ રાખે છે, તેમાં માલ શો? કાંઇ નહીં.

અમલ ખાટણ જોગપંથ, શૂરા હુંદા કામ;
કાયર ખડગ ન વાવરે, કાયર દે નહીં દાન. ૪૫૯

(ભાવાર્થ) અમલ એટલે રાજ્યાધિકાર ખાટવો (મેળવવો) અને યોગી પુરૂષના યોગ પંથે ચડવું એ કામ શૂરવીરનાં છે. કાયર કદી ખાંડુ વાવરે નહીં. ખદડા ખાંડે વઢે નહીં, ને કાયર એટલે નમાલા કદિ દાન આપે નહીં.

શૂર ચડાવવા સારૂ સ્ત્રીઓ પોતાના પતિને કહે છે.

કંથા રણમેં પેઠકે, કાંઈ જુએ છે સાથ;
સાથી થારા તીન હય, હૈયું, કટારી, હાથ. ૪૬૦

(ભાવાર્થ) રણમાં પેસીને હે કંથ, કોની સોબતની વાટ જુઓ છો? હવે સંગ્રામભૂમિમાં તમારા સાથી ત્રણ છેઃ હિમત, કટારી ને બાહુબળ.

ભાગે મત તું કંથડા, તું ભાગ્યે મુજ ખોડ;
મોરી સંગરી સહેલીઆં, તાલી દે મુખ મોડ. ૪૬૧

(ભાવાર્થ) હે કંથ, તમે રણભૂમિમાંથી નાસશો મા, તમો નાઠે મને કલંક છે, કારણ કે મારી સખી, સાહેલીઓ મોઢાં મરડીને તાળી દઈ હસશે.

ઉઠી કંથ હથિયાર લે, મેં લઉં શક્કર તુપ;[1]
પ્રાહુણારા તો મુજ બળ, રણમાં બળ તો તુજ. ૪૬૨

(ભાવાર્થ) હે કંથ, ઉઠીને હથિયાર લ્યો, હું સાકર ને ઘી લઉં છું. મિજબાનની સેવામાં મારૂં બળ કામ આવે, પણ રણભૂમિમાં તો તારૂં જ બળ જોઇએ.

---

૧ તુપ=ઘી.

અભિમન્યુ મહાભારતના યુદ્ધમાં જાય છે ત્યારે ઉત્તરાને મળવા સારૂ અભિમન્યુની મા સુભદ્રા કહે છે ત્યારે અભિમન્યુ જવાબ આપે છે,

ઉત્તરા, ઉત્તરા શું કરે? સાંભળ મારી માત;
રણમાં જ્યારે ધા પડે, ત્યારે ઉત્તરા દે નહીં હાથ. ૪૬૩

ઉત્તરા ત્યાં આવીને અભિમન્યુને કહે છે,

મારજો કે મરજો તમે, નવ દેશો પુંઠ લગાર;
સૈયર મેણાં મારશે, જે કાયર કેરી નાર. ૪૬૪

દોહા

શૂરા તેજ ધરે નહીં, જુંવરણ કુંડે ગમાંડ;
સત બચન પાલો નહીં, ઊલટ જાય બ્રહ્માંડ. ૪૬૫
રણ ચડો ઠાકારો, બહુ બતાવો બળ;
રામ રખોપે આવશે, જખ મારે જેમલ. ૪૬૬
ધ્રુવ ચળે, મેરૂ ડગે, ગમ મરડે ગિરનાર;
રણમાંથી પણ નવ ધરે, પગ પાછો પરમાર. ૪૬૭

"છપ્પય"

(રાજપુતની શાખો અથવા જાતો વિષે)

પ્રથમ સાખ પરમાર, પછે સિગોદ, સિંહાણ,
રણથંભ રાઠોડ, વાચા, ચહુઆણ, પઢાળા;
સોલંકી, સંખલા, બારડ, પઢિયાર, ખોડાણા,
ગોહીલ ને મોહીલ, દહીઆ, ભટી, મકવાણા;
કચ્છ, મહાકચ્છ, ગુરખ, કથા લેતાપતીજ લાખવા,
એતા શૂર ભડ વીર, ખરા રજપુત સાખવા. ૪૬૮

રાજપુતની શાખા વિષે વિશેષ હકીકત.

૧ પરમાર, ૨ ઝાલા, ૩ હાડા, ૪ ખોડાણા, ૫ ચુડાસમા, ૬ ગોહીલ, ૭ મોહીલ, ૮ મહીડા, ૯ મકવાણા, ૧૦ ચાવડા, ૧૧ ડાંગર, ૧૨ નોતીઆર, ૧૩ વેગડ, ૧૪ જાડેજા, ૧૫ દહીઆ, ૧૬ કચ્છ, ૧૭ બારડ, ૧૮ રાઠોડ, ૧૯ વાચા, ૨૦ પઢીઆર, ૨૧ સરવૈયા, ૨૨ સીંધાળા, ૨૩ જેઠવા, ૨૪ રાયા, ૨૫ બાબરીઆ, ૨૬ સિખ, ૨૭ સિસોદીઆ, ૨૮ સીગોદ, ૨૯ વઢાણ, ૩૦ ભટી, ૩૧ મહાકચ્છ, ૩૨ દુળધર, ૩૩ રાયજાદા, ૩૪ મોઢા, ૩૫ સોલંકી, ૩૬ સંખલા, ૩૭ ગુરખ, ૩૮ વાઘેલા, ૩૯ ખોળીયા, ૪૦ ચુહાણ, ૪૧ કથા, ૪૨ ભાડેલા, ૪૩ બુંદેલા, ૪૪ કામળીઆ.

સોરઠો (વેગડી વેગડાને પોકારે છે)

વેગડ તારી નાર, રણ વગડે પરવશ પડી;
વેહેલી કરજે વાર, ના તો જાઇશ જીવની. ૪૬૯

(પરચુરણ)

તને વદતી બાવન વીર, નોંધણ નવ સોરઠના ધણી;
હીણી નજરે હમીર, નહોય માવતરની મંડળિક. ૪૭૦
મળીયલ મૂઢ ઘણા, મન સાગર મળીયા નહીં;
તેની હામો હૈયામાં રહી, દાઝ ધ્રણેરી દાદવા. ૪૭૧

દોહરા

જ્ઞાતિ[1] જનકું પુજલે, ઓર કહાંસે કામ;
જીતને જ્ઞાતિ જન મીલે, વોહી શાલીગ્રામ. ૪૭૨
જ્ઞાતિમાં જ્ઞાતિ થયો, થયોજ પૈસાદાર;
ભલું કર્યું ન જ્ઞાતિનું, ધિક્ક પડ્યો અવતાર. ૪૭૩

---

## જુનાગઢના રાહા ખેંગારની રાણી રાણકદેવીના સંબંધમાં બોલાતા દોહારા, સોરઠા

દોહરો

સ્વામિ, ઊઠો સૈન્ય લેઈ, ખડગ ધરો ખેંગાર;
રાય સિદ્ધરાજે ઘેરિયો, ગઢ જુનો ગિરનાર. ૪૭૪

સોરઠો

સસલાં ને શિયાળ, એક દિ શિંગાળાં હતાં;
મરતાં રાખેંગાર, ભવનાં ભીલાં થઈ રહ્યાં. ૪૭૫

દોહરો

પ્રથમ પોળે પેસતાં, થયો ઠબકો ને ઠેશ;
રંડાપો રાણક દેવીને, સુનો સોરઠ દેશ. ૪૭૬

રાણકદેવી પરણીને આવ્યાં ને ઘરમાં પેસતાં ઊમરાની ઠેસ વાગી, તે શુકન ખરાબ થયાં.

---

૧ જ્ઞાતિ–એટલે નાત. જે નાતમાં જન્મ થયો હોય તે જ્ઞાતિ–એટલે સદાચરણમાં, ધર્મમાં, વૈરાગ્યમાં સરખા અથવા ગુણમાં સરખા તે જ્ઞાતિ.

સિદ્ધરાજ જયસિંહે લડાઇ કરવા સારૂ ચડાઇ કરી, ત્યારે ઉપરકોટ હેઠ તંબુ તાણીને મુકામ કર્યો. તે વખતે ઉપરથી જોનારા કહે છે,

સોરઠા

અમારા ગઢ હેઠ, કોણે તંબુ તાણીઆ;
સધરો મોટો શેઠ, બીજા વરતાઊ વાણીઆ. ૪૭૭

જવાબઃ—

વાણીઆના વેપાર, જાતે દહાડે જાણજો;
મારી રાહા ખેંગાર, ઉતારશું રાણકદેવિને. ૪૭૮

દોહરો

ઝાંપો ભાગ્યો, ભેળ પડી, ભેળ્યો ગઢ ગિરનાર;
દુદો હમીર મારીઆ, સોરઠના શણગાર. ૪૭૯

દુદો અને હમીર રાહાના ભાણેજ હતા તે મરાણા ત્યારે દરવાજો તુટ્યો ને ફોજની ભેટમભેટા થઇ. તે વખતની વાત છે.

રાણકદેવીને ઉતારીને પોતાને તાબે થવા સિદ્ધરાજે કહ્યું, પણ રાણકદેવીએ માન્યું નહીં ત્યારે તેના કુંવર માણેરાને મારી નાંખવા સિદ્ધરાજે પકડ્યો તે વખતે રાણકદેવી કહે છે.

સોરઠા

માણેરા મત રોય, મા કર આંખો રાતીઓ;
કુળમાં લાગે ખોય,[1] મરતાં મા ન સંભારીએ. ૪૮૦

રાહા ખેંગાર મરાણા પછી રાણકદેવી સોહામણો સોરઠ દેશ મુકી જાય છે.

કાણી ડૅંગરછ[2] મોર, ગોખે ગરવાને[3] ચડી;
કાપી કાળજ કોર, પીંજર[4] દાઝ્યો પાણીએ. ૪૮૧
ઉતર્યાં ગઢ ગિરનાર, તનકું આવ્યું તળાટીએ;
વળતાં બીજી વાર, દામો કુંડ નથી દેખવો. ૪૮૨

નીચે શરીર રાણકદેવીનું આવ્યું ત્યારે ગિરનાર, દામાકુંડનો વિયોગ થાય છે ત્યારે કહ્યું છે. હવે ગિરનારને કહે છે,

ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કીધો;
મરતાં રાહા ખેંગાર, ખરેડી ખાંગો કાં ન થયો. ૪૮૩

૧ "ખોય"=ખોડ, એબ; લાંછન. ૨ ડૅંગરછ=ટેકરા કરછ. ૩ ગરવો ગોખ=મહેલાતનો ગંભીર ગોખ, છજું. ૪ પીંજર=શરીર, કાળજું.

વેરીને વેળાવવા સારૂ તું ગોઝારા ગિરનાર, હજી તેવો ને તેવો ઉભો છું, શરમાતો નથી, કે રાહા ખેંગાર મરતાં તું ખળભળી પડીને કેમ નમી ન ગયો. ત્યારે ગિરનાર પડતો હોય એમ મનમાં ભાવના થવાથી રાણક-દેવી કહે છે,

મા પડ મારા આધાર, ચોસલ કોણ ચડાવશે;
ગયા ચડાવણ હાર, જીવતાં જાતર આવશે. ૪૮૪

મારા આધાર ગિરનાર તું પડીશ નહીં, કેમકે તારા પથરાનાં ચોસલાં ચડાવી તને કોણ ઉભો કરશે. તને ઉભો રાખનાર તો ગયા, માટે જીવતો રહે ને ઉભો રહે, તારી જાત્રાએ જીવતો હોઇશ તો આવશે.

પાટણ પોંહોચ્યા પછી

બાળું પાટણ દેશ, પાણી વિણ પુરા મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાસેં જળ પીએ. ૪૮૫

પછી વખાણે છે:

વારૂં પાટણ દેશ, જીસે[1] પરોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી[2] મળે લોબડી.[3] ૪૮૬

ધણી મરતાં રાણકદેવી રોતી નથી એમ સમજી પાટણની સ્ત્રીઓ રાહા ખેંગારના મુડદા સામું જોઈ કહે છે:

દોહરો

વાએ ફરૂકે મુછડી, રયણ[4] ખુકે[5] દંત;
જુવો પરોળાં વાળીઓ, લોબડીવાળીનો કંથ. ૪૮૭

રાણકદેવી જવાબ આપે છે

સોરઠો

પાંપણને પડતે, કો(કહો)તો કુવા ભરાવીએ;
માણેરા મરતે, શરીરમાં સરણાં વહે. ૪૮૮

પાંપણના એક પલકારામાં કુવા ભરાઈ જાય તેટલાં આંસુ પડે, કારણ શરીરમાં તો ઝરા ને ઝરાનાં સરણાં ચાલે છે એટલું દુઃખ છે.

હવે સતી થતી વખતે રાણકદેવી કહે છે

સોરઠો

વારૂં શેહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો રાહ ખેંગાર, હવે ભોગવ ભોગાવા ધણી. ૪૮૯

---

૧ જીસે=જ્યાંહાં. ૨ લાખેણી=સારી. ૩ લોબડી=સ્ત્રીઓને ઓઢવાનું વસ્ત્ર. ૪ રયણ=ધુળની રજ. ૫ ખુકે=ફાકે અથવા ન્હોટી છે.

વાયો વાય સવાય, વાએ વેળુ પરજળે;
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠીઆણીનું. ૪૯૦

## તેમના સંબંધમાં બીજા દોહરા

જે સાંચે સોરઠ ઘડ્યો, ઘડીઓ રાહા ખેંગાર;[1]
તે સાંચો ભાંગી ગયો, જાતો રહ્યો લુહાર. ૪૯૧
આંગણુ આંબો મોરીઓ, સાખ પડી ઘર બહાર;
દેવે ઉપાઈ દેવડી, નહીં જાતે કુંભાર.[2] ૪૯૨

## સોરઠો

જયસિંહ દેવે જાય, ધારાનગર ઢંઢોળીયો;
કપરો તે કહેવાય, ખેંગાર તું એથો માં કર.[3] ૪૯૩

## સિદ્ધરાજના વખાણમાં દોહરો

બાવન હજાર બાંધીઆ, ઘોડા ગઢ ગિરનાર;
કેમ સહે સોરઠ ધણી, ખોહણુ[4] દળ ખેંગાર. ૪૯૪

---

# નીતિ

સત્ય વચન ઔર દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇનકું વૈકુંઠ ના મીલે, તો તુલસીદાસ જમાન. ૪૯૫
પરનિંદા પરનારી અરૂ, પરદ્રવ્યનકી આશ;
છોડી તીનું બાતકું, ભજો એક અવિનાશ. ૪૯૬
લીખની પઢની ચાતુરી, એ તીનું બાત હે સેહેલ;
કામ દહન મન વશ કરન, ગગન ચડન મુશ્કેલ. ૪૯૭
કંચન ત્યાગવો સેહેલ હે, સેહેજ ત્રિયાકો નેહ;
માન બડાઈ ઈર્ષા, તુલસી દુર્લભ એહ. ૪૯૮
તુલસી પંછીનકે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કરે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર. ૪૯૯

---

૧ રાહા ખેંગાર જેવો રૂપવાન બીજો પુરૂપ થયો નથી ને થાશે નહીં. ૨ કુંભારના આંગણામાં સિદ્ધરાજના ભાટ રાણકદેવીને જોઈ જઈ ચડ્યા, તે રાણકદેવીનું રૂપ જોઇ કહે છે કે, રાણકદેવીને દેવેજ (ઉપાઇ) ઉપજાવી થઇ છે, કુંભાર નથી. ૩ સિદ્ધરાજે માળવાના ધારા નગરના રાજાને જીત્યો છે, જે રાજા કરડો હતો માટે સિદ્ધરાજને વખાણી ખેંગારને શિખામણ આપે છે કે વેર મૂકી દે. ૪ ખોહણુ=ક્ષૌહીણી.

અલિ,[૧] પતંગ,[૨] મૃગ,[૩] મીન,[૪] ગજ,[૫] એક એક રસ આંચ;
તુલસી તીનકી કાન ગતિ, જાકું વ્યાપત પાંચ.[૬] ૫૦૦
આજ કાલકે કરતેહી, અવસર જાસી ચાલ;
આજ કહે મેં કલ કરૂં, કાલ કહે પુની કાલ. ૫૦૧
ઊંચે બેઠે નાં લહે, ગુણ બિન બડપણ કાય;
બેઠા દેવલ શિખરપર, કાગ ગરૂડ નવ હોય. ૫૦૨
જહાં દયા તહાં ધર્મ હે, જહાં લોભ તહાં પાપ;
જહાં ક્રોધ તહાં કાલ હે, જહાં ક્ષમા તહાં આપ.[૭] ૫૦૩
ચાહ ગઈ ચિંતા ગઈ, મનમેં નહીં પરવાહ;
જાકે મનમેં ચાહ નહીં, વો શાહનકો શાહ. ૫૦૪
જો પાવે અતિ ઉચ્ચ પદ, તાકો પતન નિદાન;
જ્યોં તપત મધ્યાહ્ન લગ, અસ્ત હોત હે ભાન. ૫૦૫
તુલસી ઉત્તમ પ્રકૃતિકું, કહા કર સકત કુસંગ;
ચંદન વિષ વ્યાપે નહીં, લપટે રહત ભુજંગ. ૫૦૬
વાહાલામાં વેર ન કીજીએ, ચૂકી ન દીજે ગાળ;
ધીરે ધીરે છાંડીએ, જયમ સરોવર છાંડે પાળ. ૫૦૭
લોભી ગુરૂ ચેલા લાલચુ, દોનું ખેલે દાવ;
દોનું ડુબે બાપડે, બેઠ પથરકી નાવ. ૫૦૮
મોમેં ગુણ કછુ હય નહીં, તુમ હો ગુણકે જહાજ;
ગુણ ઔગુણ ન વિચારકે, બાંહે ગ્રહેકી લાજ. ૫૦૯
તુલસી જગમેં આયકે, સીખ ઉસીકી લે;
જો તું અનરથ કરે, પણ તોકુ રસ રસ દે. ૫૧૦
કુટ,[૮] ક્રોધ,[૯] શિશુ,[૧૦] મુકુર,[૧૧] પ્રિયા,[૧૨] ભજન,[૧૩] નીશા,[૧૪] દુઃખ,[૧૫] ફાગ;[૧૬]
હોત શીઆને બાવરે, નવ ઠોર ચિત્ત લાગ. ૫૧૧

---

૧. ભમરો. ૨. પતંગીયું. ૩. હરણ. ૪. માછલું. અને ૫. હાથી એ પાંચને એક એક ઇંદ્રિયોનો રસ છે, તે છતાં તે પાંચ વિનાશ પામે છે, ત્યારે મનુષ્યને પાંચ ઇંદ્રિયો છે, પાંચ ઇંદ્રિયો છૂટી મૂકીને રસમાં લીન થાય તો તેની શી ગતિ થાય? ૬. પાંચ ઇંદ્રિયોના વિષયો. ૭ આપ=પોતે પરમેશ્વર. ૮. ચોપાટ. ૯. રીસ ચડે ત્યારે. ૧૦. બાળકને રમાડતાં. ૧૧. દર્પણમાં મહો જોતી વખત. ૧૨. સ્ત્રી પાસે. ૧૩. ભજનમાં ગુલ્તાન થાય ત્યારે. ૧૪. નીશો-કેફમાં. ૧૫. આપતકાળ પડે ત્યારે. ૧૬. ફાગણમાસમાં હોળીના ફાગ બોલતી વખતે ડાહ્યા પણ ગાંડા થઇ જાય છે.

ઝેર પરાયા આપના, ખાયેસેં મર જાય;
અપની રક્ષા ના કરે, કહે કબીર સમજાય. ૫૧૨
તારો વૈરી કોઈ નહીં, તારો વૈરી ફયેલ;
અપને ફયેલકું મીટા લે, ફીર ગલી ગલી કર સેલ. ૫૧૩
સબી સહાયક સબલકે, કોઈ ન નિર્બલ સહાય;
પવન બઢાવત આગકું, દીપક દેત બુજાય. ૫૧૪
સતગુરૂ પુરાના મીલા, સુની અધુરી શિખ;
સ્વાંગ જતિકા પહેન કર, ઘર ઘર માંગી ભીખ. ૫૧૫
ગોધન, ગજધન, રાજધન, ઓર રત્ન ધન ખાન;
જબ આવે સંતોષ ધન, સબ ધન ધુલ સમાન. ૫૧૬
આધી ઓર લુખી ભલી, સારી સો સંતાપ;
જો ચાહેગા ચોપડી,[1] બહોત કરેગા પાપ. ૫૧૭
જ્યું બેલ બનજારકે, ફીરત ઘણેરે દેશ;
ખાંડ ભરી મુશકાત હય, બીના ગુરૂ ઉપદેશ. ૫૧૮
શીતલ શબ્દ ઉચારીએ, અહં આનીએ નાહીં;
તેરા પ્યારા તુજમેં, દુશમનભી તુજ માંહી. ૫૧૯
ખુશ ખાના હય ખીચડી, માંહે પડે ટુક લોન;
માંસ પરાયા ખાય કર, ગલા કટાવે કોન? ૫૨૦
કરની કરકે કાગકી, ચલે હંસકી ચાલ;
પુછ પકડ શિયાલકી, કીસ બીધ ઉતરે પાર? ૫૨૧
નારાયણ આ જગમેં, હય દો વસ્તુ સાર;
સબસેં મીઠા બોલવો, કરનો પર ઉપકાર. ૫૨૨
તનકર મનકર બચનકર, દેત ન કોકું દુઃખ;
તુલસી પાતક જરતહે, દેખત ઊનકો મુખ. ૫૨૩
મનકે હારે હાર હે, મનકે જીતે જીત;
મન મીલાવે રામકું, મનહી કરત ફજીત. ૫૨૪
મનકો ફેરત જન્મ ગયો, ગયો ન મનકો ફેર;
કરકા મનકા છોડ કર, મનકા મનકા ફેર. ૫૨૫
લઘુતાસેં પ્રભુતા વધે, પ્રભુતાસેં પ્રભુ દૂર;
કીડી મીસરી ખાત હય, હસ્તી ફાકત ધૂર. ૫૨૬

1 ચોપડી=ઘી ચોપડેલી.

શબ્દહી બહુત સુન્યા સહી, મીટા ન મનકા મોહ;
પારસ લગ પહોંચ્યા નહીં, તબલગ લોહકા લોહ. ૫૨૭
રાજા કોણરા ગોઠીઆ, જોગી કીણરા મીંત;
વેશ્યા કીણરી અસ્તરી, કોણ વેશ્યારા કંત? ૫૨૮
રાજા ગરજરા ગોઠીઆ, જોગી સેવારા મીંત;
જરરી વેશ્યા અસ્તરી, જર વેશ્યારા કંત. ૫૨૯
મધુર બનસેં જાત મીટ, ઉત્તમ જન અભિમાન;
તનક સીતલ જલસેં મીટે, જયસે દુધ ઉફાન. ૫૩૦
પત[1] રાખો પરતાપરી, નવકોટીરા નાથ;
અગલા ગુન્હા બક્ષકે, અબકે પકડો હાથ. ૫૩૧
જો ગતિ ગ્રાહ ગજેંદ્રકી, સો ગતિ ભૈ હે આજ;
[1] બાજી જાત બુંદેલકી, રાખો બાજી લાજ. ૫૩૨
ગતિ દાતા ધન જાણવું, યંત્ર રૂપ વ્યવહાર;
અટકે ઝટ ભવતંત્ર તો, જો નહી ધન કર સાર. ૫૩૩
દીલની વાતો દીલમાં, કો પાસે કહેવાય;
સમુદ્ર મોજા કંઠપર, આવી માંહી સમાય. ૫૩૪
કુટીલ કુટીલ સંયોગથી, કુટીલ કર્મ વરતાય;
કૌવચ કેરાં બીજથી, કેવળ કૌચજ થાય. ૫૩૫
કબીર ગર્વ ન કીજીએ, રંક ન હસીએ કોય;
અપનો નાવ સમુદ્રમેં, કહા જાને કા હોય? ૫૩૬
નાનેસેં નાના હો રહો, જયસી નાની દૂબ;
ઓર ઝાડ ઉડ જાયગે, દૂબ ખુબકી ખુબ. ૫૩૭
લાખમેં એક લખેશરી, સોમેં એક સુજાન;
સબ નર બાંધે પાઘડી, સબ નરકું નહીં માન. ૫૩૮

---

૧. જયપુર તથા જોધપુરનાં રાજ્યો વચ્ચે વેરભાવ ચાલતો હતો. તે વખતે જયપુરની ગાદી ઉપર મહારાજ પ્રતાપસિંહજી હતા. તેમના ઉપર કોઇ જોરાવર શત્રુએ ચડાઇ કરી. એકલે હાથે શત્રુને પહોંચી શકાય તેવું નહીં લાગવાથી જોધપુરની મદદ માગવા જરૂર થઇ માટે જયપુર રાજનો કવિ જોધપુર જઇને જોધપુર મહારાજ (નવકોટવાળી મારવાડના ધણી)ને કહે છે.

જોધપુરે આગલું વેર ભૂલી જઇને મદદ આપી, ને ધાર્યા પ્રમાણે જયપુરની જીત થઈ. તેમજ પેશવા બાજીરાવ બલ્લાળની મદદ બુંદેલખંડના રાજાએ માગી તે વખતે આ લખ્યું હતું.

પીપા પાપ ન કીજીએ, પુણ્ય કર્યાં સો વાર;
અઘટતું કોનું ન લીજીએ, કર્યાં દાન હજાર. ૫૩૯
જાને વાકુ બહોત હે, અત હી શીખ અસંખ;
જાને નહીં વાકો જસુ, બહીરે આગે શંખ. ૫૪૦
સંપતમેં બહોત હી બઢે, ઔર ન ધરીએ ચિત્ત;
એ તીનોં ના બીસારીએ, અરિ હરિ અપને મિત્ત. ૫૪૧
શત્રુ જહાં લગી શિરપર, ગરજ અન્યની હોય;
દંડ ગયે શાલો તણો, પાડ ન પુછે કોય. ૫૪૨
ઘરહુમેં કજીયો સુકે, નાતનમેં ન સુનાય;
નાતનમેં સુકે જસુ, તો દિવાનકુ ન સુનાય. ૫૪૩
સજ્જન તુમહી ચતુર હો, કહા શિખ દેઉં તોઇ;
તિણ વિધિ મીલજો સેણકા,[1] જીણ વિધિ લખે[2] ન કોઈ. ૫૪૪

સોરઠા

વરસે જઈને વાડ, એવા મેહ શા કામના;
મોટા બહુએ તાડ, ઢાંકે નહીં નિજ પંડને. ૫૪૫
લોક વખાણે લાખ, મોટા તુજને મેહુલા;
સજ્જનમાં નહીં શાખ, વિવેક ગુણ હીણે લહી.[3] ૫૪૬
વાવરવામાં વીર, પણ વિવેકમાં વામના;[4]
એવા હોય અમીર, પણ મુરખ મધ્યે ખપે. ૫૪૭
કીર્તિ કમાઈ લીધ, જેણે કર લાંબો કર્યો;
લાજ ગુમાવી દીધ, કર જેણે હેઠળ ધર્યો. ૫૪૮
એક વાવરે લાખ, વણ અવસર કે વેઠમાં;
મનાય તે તો રાખ, ઊડાડે વરઘોડા વિષે. ૫૪૯
ઘડાઈ ઘડાઈ ને ઘાટ, પોહોંચેલો પેચી બને;
વીસરી વિદેશ વાટ, જ્યાંથી જોયું ભલું. ૫૫૦

દોહરા

દેશ જ્ઞાતિ કુલ ધર્મનું, ઊર રાખે અભિમાન;
તે નરવર નહીં તો ખરે, ખર સમજો મતિમાન. ૫૫૧
પ્રારબ્ધ પહેલે બના, પીછે બના શરીર;
તુલસી યહ મન જાનકે, ધારણ કરસો ધીર. ૫૫૨

૧. સેણ=પ્રિય. ૨. લખે=જાણે, જુવે. ૩ લહી=લહીને. ૪. વામણા=વામન, ઓછા

જાની બુઝી અજુગત કરે, તાસો કહા બસાય;<br>
જાગત હી સોવત રહે, નાંહી કો શકે જગાય. ૫૫૩

બીના બિચારે જો કરે, સો પીછે પસ્તાય;<br>
કામ બીગાડે આપનો, જગમેં હોત હસાય. ૫૫૪

મન મેરા પક્ષી ભયા, જહાં તહાં ઊડ જાય;<br>
જહાં જૈસી સંગત કરે, તહાં તેસા ફલ ખાય. ૫૫૫

પીછે કારજ કીજીએ, પહેલે યત્ન વિચાર;<br>
બડે કહત હય બાંધીએ, પાની પહેલે પાર. ૫૫૬

દુશ્મન હો ચીંટીસા, નહીં હાથીસે કમ મગર;<br>
અહેમકકા કામ હય, જો ન રખે ઉસે ખતર. ૫૫૭

જગ ચાહે સોહી કરે, ભલો બુરો સંસાર;<br>
નારાયણ તું બેઠકે, અપનો ભુવન સંભાર. ૫૫૮

તાકો આદર કીજીએ, જો અપને ઘર આય;<br>
મિત્ર માનીયે શત્રુકો, કારણ અતિથિ કહાય.[1] ૫૫૯

સીંચેસેં તરૂવર ભયો, કાટેસેં ભયો જહાજ;<br>
તારે પણ ડુબે નહીં, બાંહ્ય ગ્રહેકી લાજ. ૫૬૦

જીતી તીની નાથીએ, કીરત હુંદા કમ્મ?<br>
રાણું રત ટડે નીકરે, જડે ચીરાજે ચમ્મ.[2] ૫૬૧

નિંદા એસી ડાકણી, કુલ બધાને ખાય;<br>
કહું છું નિંદા ન કરીએ, કોટી ક્રોધ સમાય. ૫૬૨

## સોરઠા

મહેમાનોને માન, દિલ ભરી કોઈને દીધાં નહીં;<br>
મેડી નહીં મસાણ, સાચું સોરઠીઓ ભણે. ૫૬૩

લાખ કરોડ કમાય, ખાય પીએ ખરચે ઘણું;<br>
પણ પૈસો ન અપાય, તો સંપત શા કામની. ૫૬૪

ન કરે કરથી કાજ, પાંચ આંગળાં એકઠાં;<br>
તો લાખ દામની લાજ, રાખ બરાબર જાણવી. ૫૬૫

પૂજાવે નિજ પાય, પોતે પૂજી જાણે નહીં;<br>
નીચી ડોક ન થાય, તે પત્થરનાં પુતળાં. ૫૬૬

---

૧ કારણ કે આપણે ઘેર આવ્યો તે આપણો અતિથિ કહેવાય છે, માટે માન આપવું ઘટે.

૨ કચ્છી કહેવત. કીર્તિનાં કામ જેના તેનાથી બને નહીં, બહાદુર પુરૂષથીજ થાય. રાતું લોહી ક્યારે નીકળે? જ્યારે ચામડી ચીરાય ત્યારે. કાંડે ઘા લીધા વગર જશ મળે નહીં.

ખટ રસ ખાંતે ખાય, પણ ખવરાવી જાણે નહીં;
દીઠે સિંહ ધરાય, તે દુર્જન શા કામના? ૫૬૭
પહેરે પોતે હીર, દોરો દઈ શકતા નથી;
કહે કોણ અમીર, એ મોટા તાણુતને. ૫૬૮
કરમાં પહેરે કડાં, કોડી કોઇને આલે નહીં;
એ માનવ નહીં પણ મડાં, કામ ન આવે કોઇને. ૫૬૯

દોહરા

સાંઈ અપને ચિત્તકી, બાત ન કહીએ કોય;
તબ લગ મનમેં રાખીએ, જબ લગ કારજ હોય. ૫૭૦
પરીહટ[1] જેસે તાલસેં,[2] પટક પટક પટ ધોય;
મન વેસા ધો ડાલ તું, પિછુ ન ખટકા હોય. ૫૭૧
કારજ વાકો હોત હય, જો કરે સમય નિહાર;
કબહુ ન હારે ખેલ જો, ખેલે દાવ બિચાર. ૫૭૨
એક નવું ને બે નવાં, ત્રણે કાળો કેહેર;
બોળે પરિયા બાપના, આઠ નવાં બોતેર. ૫૭૩
હરિ સમરે પાતક ઘટે, મિત્ર હરે નિજ પીર;
અરિ[3] સમરેમેં તીન ગુન, બુદ્ધિ, પરાક્રમ, ધીર. ૫૭૪
તુલસી નીચો[4] આદમી, કરે ન ઉંચો કામ;
કયા સુવેકે ચામસેં, સુને નગારા ગામ. ૫૭૫
વખત વિચારી વાણીઓ, મુછ ચહડાવે કાન;
વખત વિચારી મુછ વળી, નીચી કરે નિદાન. ૫૭૬
ઠગ છતાય ઠગાઈથી, ન્યાયે ન્યાયી છતાય;
જ્યાં જેવા ત્યાં તેવા થવું, તેહ વણિકવિદ્યાય. ૫૭૭
ટોકર ખાધી હજામતી, આપ્યું ભલું ઇનામ;
શિર છેદાવ્યું હજામનું, જુઓ વણિકનાં કામ.[5] ૫૭૮

---

૧ ધોબી. ૨ તળાવ. ૩ દુશ્મનને યાદ કરતાં, બુદ્ધિ, પરાક્રમ ને ધીરજ હોય તોજ મનને શાંતિ રહે. ૪ નીચા તે નીચા, નાના તે નાના.

૫ એક પૈસાવાળો વાણીઓ એક હજામની પાસે હજામત કરાવા બેઠો; હજામત કરી રહ્યા પછી હજામે વાણીઆને માથે, સારી હજામત થઈ છે કે કેમ તે જોવા, હાથ ફેરવ્યો. સારી હજામત થઈ માલુમ પડી એટલે હજામે વચલી આંગળી વાળીને વાણીઆના માથામાં ટકોરો માર્યો. વાણીઆને રીસ તો ચડી, પણ તે દબાવી રાખીને મુનીમને હુકમ કર્યો કે એક સુના મોહોર ઘાંએજને આપો. ઘાંએજે માન્યું કે ટકોરો માર્યો તે સારી વાત છે, કેમકે હજામતની એક સુના મોહોર ટકોરાથી પાડી.

દોષ પરાયા દેખ કર, ચલે હસંત હસંત;
અપના યાદ ન આવહી, જાકા આદ ન અંત. ૫૭૯
લઘુતા સબસેં બડી, તાતેં બડો ન કોય;
જ્યું કર લઘુ અંગુરી, સુવર્ણ પેહેને સોય. ૫૮૦

## કુંડલિયો

બચન સુનેકી ઝાલરી, બેહદ ઘડી સુનાર,
ઠોર ઠોર ચિત્ત રાખકે, મત પાનીમેં ડાર;
મત પાનીમેં ડાર, ગઈ સો હાથ ન આવે,
પડી ખલકકે પાસ, આપકો માન ગુમાવે;
કથે સો કવિયાં કહાન, અબ નહીં લાજ હુનેરી,
મત પાનીમેં ડાર, ઝાલરી બચન સુનેરી.[1] ૫૮૧

## દોહરા

જગ મોંઘી જગ વારતા, તામેં તનમન દેત;
પરમેશ્વરકી વારતા, કોઈ દમડી સેર ન લેત. ૫૮૨
કેણું, કેરી, કામિનિ, પિયુ મિત્ર પ્રધાન;
એ સર્વ પાકાં ભલાં, કાચાં નાવે કામ. ૫૮૩

## સોરઠો

જણ જણનું મુખ જોઈ, અંતર દુઃખ રોવું નહીં;
દે નહીં વિત્ત કોઈ, કોઈ મરતાં રાખે આ. ૫૮૪

## 'છપ્પય'

બેઠે જગા સંભાલ, સમજ પગ ધરે ધરનપર!
બોલે અવિચલ બોલ, લેખ લિખીયા પત્થર;

ધાંએજીએ ટકોરા મારવાનો રિવાજ બરાબર ગ્રહણ કર્યો ને કોઈ અમીરનું વતું કરે તો ટકોરો મારે. તેમ કરતાં બાદશાહી ફોજના સેનાપતિનું વતું કરવા જોગ આવ્યો, ત્યારે હિંમત કરીને સેનાપતિને ટકોરો માર્યો તેની સાથે જ સેનાપતિએ ધાંએજીનું શિર ઉડાવી દીધું તે ઉપરથી આ દોહરો થયો છે.

૧ ઝાલરી, ઝાલ=કાનનું ઘરેણું. વચન રૂપી સોનાની ઝાલ છે તેને ચિત્ત ઠેકાણે રાખીને પાણીમાં નાખીશ નહીં. વચન રૂપી સોનાની ઝાલ છે, તે સોનીએ બેહદ કારીગરી કરીને ઘડી છે. પાણીમાં નાખ્યા પછી પાછી તે હાથ આવશે નહીં, એટલે ગુમાવશો. માટે વચન નાખવું તો વિચારીને નાખવું કે જેથી વચનનું માન રહે કે સચવાય, એ ભાવાર્થ છે.

ખાય ઓર ખીલાય, પેહેને ઓર પેહેનાવે,
રનમેં તેજ અપાર, ધામ શીતલ સુખ પાવે;[1]
શિલવંત સુભાવ શુચી, મુખ દધી કમલા શર્વકે,
કવિ મુલચંદ કથે કહી, યહ લચ્છન સબ· મર્દકે. ૫૮૫

## દોહરા

દેશકાલ અરૂ પાત્ર લખી, અપની શકિત સમાન;[2]
જો કછુ દેવત નીમસેં, વાકું કહીયત દાન. ૫૮૬
રજબ જાકી ચાલસેં, દિલ દુઃખાયા ન જાય;
ઇહાં ખલક ખિજમત કરે, વહાં હે સુખી સવાય. ૫૮૭
જો ન કાહુકી ઇર્ષા કરે, ડારે તૃષ્ણા ખોઈ;
જો પાવે તામેં સુખી, સંતોષ કહીજે સોઈ. ૫૮૮
શ્વેત હંસ બક શ્વેત હેં, કયસેં પરખ લખાય;[3]
પય પાની આગે ધરે, સકલ ભેદ ખુલ જાય. ૫૮૯
શૂરવીર નિર્ધન જગત, યશ લેઈ સુરપુર જાય;[4]
સુમ જગતમેં ધન સહિત, અપયશ લે મર જાય. ૫૯૦
નિર્લોભીકું ભૂપ તૃણ, સુરપુર તૃણ વિજ્ઞાન;
તૃણ સમ નારી વિરક્તકું, શૂર તૃણ સમ પ્રાણ. ૫૯૧
બિના તેગકે શૂરવીર, કરે કહા જો ધાય;
જ્યું જલ બાહેર મીનકું, પેશ કચ્છુ નહીં જાય. ૫૯૨
સમર્થકું મુશ્કેલ કહા, ઊદ્યોગકું કહા દૂર;
વિદ્યાવંત વિદેશ કહા, કહા બીરાનો[5] શૂર. ૫૯૩
સિંહ નિડર બનમેં ફીરે, તિનકું શંકા નાય;
નખ આયુધકે જોરસેં, ઢુંઢ શિકારકું ખાય. ૫૯૪
કુટીલ કુબુદ્ધિ જતનસેં, પરે જબે પરસંગ;
મજીઠ સમ તાકું ટરે, આછો નિકસે રંગ.[6] ૫૯૫
ગોલાં નગર ન નિપજે, ગોલાંની ખાણ ન હોય;
કાં બોલીથી પારખો, કાં બોલાઈ જોય. ૫૯૬

---

૧ ધામ=ઘરમાં. ૨ સમાન=પ્રમાણે. ૩ લખાય=જાણી શકાય. ૪ શૂરા અને નિર્ધન સારાં કામ કરે છે તે. ૫ બીરાનો=પારકો. ૬ મજીઠની પેઠે ખુબ ઘૂંટે ત્યારે.

## ચેત ચેત નર ચેત (સાખી)

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૫૯૭
જોર કરીને જીતવું, ખરેખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૫૯૮
ગાફલ રહીશ ગમાર તું, ફોકટ થાઇશ ફજેત;
હવે જરૂર હુશ્યાર થઈ, ચેત ચેત નર ચેત. ૫૯૯
તન ધન તો તારાં નથી, નથી પ્રિય પરણેત;
પાછલ સૌ રેહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૬૦૦
ભામાની ભ્રમણા તજો, ભામા ભય ભંડાર;
ભામા જેને ભોળવે, તે નર નહીં તરનાર. ૬૦૧

## દોહરા

ધતે તો ભમતે ભલે, જોગી, પંડિત, સપૂત;
ધતે તો ઘર બેઠે ભલે, મૂર્ખ, નાર, કપૂત. ૬૦૨
ગત બસ્તુ શોચત નહીં, ગીને ન હોવનહાર;
કાર્ય કરત પ્રબીન જન, આય પડે અનુસાર. ૬૦૩
ભલો હોત નહીં મારિયો, કાહુકો જગ માંહી;
ભલો મારનો ક્રોધકો, તો કોઈ નર રિપુ નાંહી. ૬૦૪
સ્નેહે ભોજન આપજો, સ્નેહે દેજો માન;
સ્નેહે દેજો રોકડા, પણ પડશો નહીં જમાન. ૬૦૫

## તરખલાને તોલે (ચોખરા)

કોઈ વાત કરે સાંહાં, વચમાં પોતે બોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૦૬
વગર નોતરે જમવા જઇને, સારૂં નરસું બોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૦૭
કથામાં જઈ વચમાં બેસે, ડાહ્યો થઇને ડોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૦૮
બધી વાતમાં ડાહ્યો થાવા, મોણ ઘાલીને બોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૦૯
વેળા કવેળા સમજે નહીં, ને વગર વિચાર્યું બોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૧૦

જ્યાં ત્યાં ધામો નાખી બેસે, વગર બોલાવ્યો બોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૧૧
ઘેર ઘેર જઇને ચીજો માગે, રાંક જેવો થઈ બોલે;
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે. ૬૧૨

## આનંદ કહે પરમાનંદા

આનંદ કહે પરમાનંદા, મુંગે મ્હોડે રેહેવું;
કાં તો કેહેવું સાચેસાચું, ને કાં તો નામ લેઈ કેહેવું. ૬૧૩
આનંદ કહે પરમાનંદા, કજીઆમાં નવ જાવું;
ખીચડી ખાવી ગાંઠની, ને જ્યાં ત્યાં રઝળાવું. ૬૧૪
આનંદ કહે પરમાનંદા, ગામડે જઇને રેહેવું;
બાપો બાપો સૌ કરે, દેઇને બમણું લેવું. ૬૧૫
આનંદ કહે પરમાનંદા, બાઇઓથી છેટે રહીએ;
કાં તો કેહેશે વંઠી ગયો, કાં નમાલા ઠરીએ. ૬૧૬
આનંદ કહે પરમાનંદા, જોઇને પગલું ભરવું;
નહીં તો મુઠી ખોઈ ગાંઠની, મોત વિના મરવું. ૬૧૭
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક લેઇને પાછા આપે, એક કરાવે ઝેર. ૬૧૮
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક ઉપરાણું કરે, એક વધારે ઝેર. ૬૧૯
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક આપે કન્યાદાન, વાળે એક ઝમેર.[1] ૬૨૦
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક આપે સદાવ્રત, એક માગે ઘેર ઘેર. ૬૨૧
આણંદ કહે પરમાનંદા, ચીજે ચીજે ફેર;
એક લાખે શેર મળે નહીં, એક ટકાની ત્રણ શેર. ૬૨૨
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે મત્યો;[2]
એક વગાડે શંખલો, એક વગાડે ગત્યો.[3] ૬૨૩
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ટાળા;[4]
એક એક સારૂ મરી પડે, એક ભરાવે ઊચાળા. ૬૨૪

૧ કન્યાના પૈસા ખાવા લેઈ દુષ્ટ કામ કરે. ૨ જુદી જુદી બુદ્ધિ. ૩ ગત્યો=ગત. સીતારમાં જે વગાડવામાં આવે છે તે ગત કહેવાય છે. ૪ ટાળા=ભેદ, તફાવત.

ઊતાવળો થઈ વિના વિચારે, આગળ પગલાં ભરતો;
નાગાની ટોળીમાં પેસી, પછી પસ્તાવો કરતો. ૬૨૫

### સોરઠા

સારો જોઇને સાથ, ગામતરે[1] નિકળ્યાં;
ન કર્યો લાંબો હાથ, મુંઝાણું બહુ માવલા. ૬૨૬
જેણે જગમાં રાખ્યાં નામ, વિસાર્યો વિસરે નહીં;
તેનાં સ્વર્ગે ઠામ, સાચું સોરઠીઓ ભણે. ૬૨૭
બાંધી ઢાલ તલવાર, વ્હારે ચડિયો વાલમો;
રોળાણો રણ મોઝાર, સાચું સોરઠીઓ ભણે. ૬૨૮
ઘર ઘર દૈગર ખાય, ખવરાવી જાણે નહીં;
ધુડ પડી જીવતરમાંહે, સાચું સોરઠીઓ ભણે. ૬૨૯
ચીંધે[2] સૌને કામ, પોતે ડગ ભરે નહીં;
એ મૂર્ખનો જામ, સાચું સોરઠીઓ ભણે. ૬૩૦
દિન દિન દાયરે જાય, વગોણું વ્હાલાનાં કરે;
તે બાપ વેર ગણાય, સાચું સોરઠીઓ ભણે. ૬૩૧

### દોહરા

વૃદ્ધ ભલા રાજા ને શેઠ, ભલાં માત ને તાત;
વૃદ્ધ ભલા નહીં નોકરો, ધોરી ને ચોકીયાત. ૬૩૨
કોઈ હસે કોઈ રવે, કોઈ માંદા સુમકાર;
કર્ત્તાએ શું કલ્પીને, સરજ્યો આ સંસાર. ૬૩૩
સુમથી દાતાર ભલો, બેસવાની કહે હા;
દાતારથી સુમ ભલો, ચોખ્ખી પાડે ના. ૬૩૪
દુશ્મન તો ડાહ્યો ભલો, ભલો ન મુરખ મિત્ર;
કદરૂપી પણ કલાગરી,[3] નહીં રૂપાળી ચિત્ર. ૬૩૫
અનીતિસેં જાત હય, ધર્મ, રાજ ઓર વંશ;
તુલસી એ દષ્ટાંત હય, કારવ, રાવણ, કંસ. ૬૩૬



૧ ગામતરૂં=મુસાફરી. ૨ ચીંધે=બતાવે, ડગ=ડગલું. ૩ સ્ત્રી કહ્યું કરે તે સારી.

## ધર્મ

### દોહરા

જાકે મનમેં દોષ નહીં, મુખ ન દોષકી બાત;
પરમ અહિંસા ધર્મ યહ, જીવ ન કરીએ ઘાત. ૬૩૭

ક્રૂર કહે જો કટુ બચન, દેઈ કછુ દુઃખ ભૂર;
દુઃખ ન લહે સઘરી સહે, ક્ષમાવંત સો શૂર. ૬૩૮

સબ જીવનકું હિત કરે, મનસા વાચા કર્મ;
પરહિત આપ દુઃખ સહે, એહે દયા ઓર ધર્મ. ૬૩૯

દેશકાલ ઓર પાત્ર લખી[1], અપની શક્તિ સમાન;
જો કછુ દેવત નિમર્સે, તાકું કહીયત દાન. ૬૪૦

જો ન કાહુકી ઇર્ષા કરે, ડારે તૃષ્ણા ધોઈ;
જો પાવે તામેં સુખી, સંતોષ કહીજે સોઈ. ૬૪૧

સત્ય, શીલ, સંતોષ, તપ, દયા, બિનતૃષ્ણા દાન;
ક્ષમા, અહિંસા, શૌચ, યમ, લક્ષણ ધર્મ બખાન. ૬૪૨

રાજ્યભોગ સંપત્તિ સકલ, વિદ્યા, રૂપ, વિજ્ઞાન;
અધિક આયુ, આરોગ્યતા, પ્રકટ ધર્મ ફલ જાન. ૬૪૩

સહસા, માયા, નિર્દયા, અશુચિ, અનૃત, જડ, લોભ;
યહ દોષ વહાં સ્વાભાવિક, ક્યું નહીં સંગત[2] ક્ષોભ. ૬૪૪

નિત્ય કમળ જળમાં રહે, લેશ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનું શુદ્ધ શરીર. ૬૪૫



## પ્રેમ

ક્યાં ચંદ ચકોર ક્યાં, ક્યાં મોર ક્યાં મેહ;
અળગા તોએ ઢુંકડા, સાચો જ્યાંહી સ્નેહ. ૬૪૬

જલમેં બસે કુમુદની, ચંદા બસે આકાશ;
જો જાકે હીરદે બસે, વોહી તીનુંકે પાસ. ૬૪૭

હું તુંજ પુછું હે સખી, નેહ કેતા મણ હોય;
લાગે તો લેખો નહીં, તુટે ટાંક ન હોય. ૬૪૮

ભૂત લગે મદિરા પીયે, સબકું શુદ્ધિ હોય;
પ્રેમ સુધારસ જીન પાયો, તીણ રહે ન શુદ્ધિ કોય. ૬૪૯

1 લખી=જોઇને. 2 સંગદોષ લાગે જ.

ચાહત વો કીસ કામકી, બિન ચાહતકે સંગ;
દીપકકે મન ભાયનાં, જલ જલ મરે પતંગ. ૬૫૦
સાંજ પડે દિન આથમે, ચકવી બેઠી રોય;
ચલો ચકવા જાઇએ, જહાં રેન ન પડતી હોય. ૬૫૧
અપને પ્રિયતમ લાલસેં, મીલ બીછડે જીન કોય;
બીછુડત દુઃખ જાને વેહી, જો કોઈ બીછુડાં હોય. ૬૫૨
તનખા હોય તો તોડીએ, પ્રીત ન તોડી જાય;
કાગજ હોય તો બાંચ લેઊ, કર્મ ન બાંચ્યો જાય. ૬૫૩
સજ્જન બાત સ્નેહકી, પર મુખ કહી ન જાય;
મુંગેકા સપનો ભયો, સો સમજ સમજ પસ્તાય. ૬૫૪
સાહેબકા ઘર દૂર હય, જયસી લંબી ખજૂર;
ચડે તો ચાખે પ્રેમ રસ, ગીરે તો ચકરા ચૂર. ૬૫૫
કાગદ લીખું કપૂરસેં, બિધબિધ લીખું સલામ;
જા દિનસેં બીછુડો ભયો, તા દિનસેં નિંદ હરામ. ૬૫૬
હેત નકામું હંસનું, પીડ પડે ઊડ જાય;
સાચી પ્રીત સેવાળની, જે જળ ભેળી સુકાય. ૬૫૭
રામ રામ સબ કોઈ કહે, ઠગ ઠાકુર અરૂ ચોર;
બિના પ્રેમ રીઝે નહીં, તુલસી નંદકીશોર. ૬૫૮
જો મેં ઐસા જાનતી, પ્રીત કીયે દુઃખ હોય;
નગર ઢંઢેરા ફેરતી, પ્રીત ન કરીઓ કોય. ૬૫૯
શ્રવણ સુખારે હોત હય, સુને સંદેશન બૈન;
તૃપ્તિ હોય ક્યું દરશ બિન, રૂપ અહારી નૈન. ૬૬૦
કાગા સબ તન ખાઇઓ, ખાઇઓ ચુન ચુન માંસ;
દો નૈનાં મત ખાઇઓ, પ્રિય મીલનકી આશ. ૬૬૧
કાગા નૈન નીકાલ દઊં, જો પ્રિય પાસ લે જાય;
પહેલે દર્શ દીખાયકે, પીછે લીજો ખાય. ૬૬૨
પ્રેમ છીપાયો ના છપે, જો ઘટમેં પ્રગટ હોય;
જો કે મુખ બોલે નહીં, તોઊ નૈન દેત હે રોય. ૬૬૩
ચાહે પાયા પ્રેમરસ, રાખા ચાહે માન;
એક મ્યાનમેં દો ખડગ, દેખ્યા સુના ન કાન. ૬૬૪
પોથી સો થોથી બની, પંડિત બને ન કોય;
અઢાઈ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય. ૬૬૫

યહ તો ઘર હે પ્રેમકા, મારગં અગમ અગાધ;
શિશ કાટ પગ તલ ધરે, તબ નીકટ પ્રેમકા સ્વાદ. ૬૬૬
પ્રેમ પ્રેમ સબ કોઈ કરે, પ્રેમ ન ચીન્હે કોય;
આઠ પહર ભીનો રહે, પ્રેમ કહાવે સોય. ૬૬૭
પ્રેમ બિના સંસારકે, સુખકો લહે ન લેશ;
બિના પ્રેમ કોણે લખ્યો, હરિ મૂર્તિ પ્રવેશ. ૬૬૮
તાતે યહાં વા પરલોકમેં, પ્રેમ બિના નહીં ઓર;
જા બિનુ યહ સંસારમેં, ધરીબે કો નહીં ઠોર. ૬૬૯
ડરે ન કાહુ દુષ્ટસેં, લગે પ્રેમકે બાન;
ભમર ન છાંડે કેતકી, તીખે કંટક જાન. ૬૭૦
જામેં ઉપન્યો પ્રેમ ફીરી, છુઊ દીએહુ ન જાય;
તાકો પ્રેમ કહત હે, પ્રેમ નામ ઠહરાય. ૬૭૧
જીવ સહિત યા દેહકો, બીસર જાય સબ નેમ;
નાકો જેતાસોં કહે, પંડિત પ્રેમી પ્રેમ. ૬૭૨
પ્રેમ સમો પાવક નહીં, પ્રેમ સમું નહીં પાપ;
પ્રેમ વડું પરવશપણું, એ સમ નહીં સંતાપ. ૬૭૩
પ્રેમ બરાબર યોગ નહીં, પ્રેમ બરાબર ધ્યાન;
પ્રેમ ભક્તિ બિન સાધના, સબ હી થોથાં જ્ઞાન. ૬૭૪

કવિત

પ્રેમકે ન જાતી ભાતી, પ્રેમકે ન દિન રાતી,
પ્રેમકે ન જંત્ર મંત્ર, પ્રેમકો ન નેમ હય;
પ્રેમકે ન રંગ રૂપ, પ્રેમકો ન રાંક ભુપ,
પ્રેમકે તો એક રૂપ, લોહ એક મેહ હય;
પ્રેમકે ન સુખ દુઃખ, પ્રેમકે ન હાનિ લાભ,
પ્રેમકે ન જીવ તાતેં, તીનો કાલ છેમ હય;
દેવિદાસ દેખી હું, વિચાર ચાર જુગે માંહી,
ઐસો એ પુરન પ્રકાશ, માન પ્રેમ હે. ૬૭૫
ચડકે મોમ તુરંગ પર, ચલવો પાવક માંહીં;
પ્રેમ પંથ ઐસો કઠિન, સબ કોઈ જાનત નાહીં. ૬૭૬
પ્રીતમ પ્રીત વિનાશ હય, ભૂલ કરો મત કોઈ;
મીલતે દુઃખી, બિછુરત[1] દુઃખી, સુખ કહુ ના હોય. ૬૭૭

[1] બિછુરત=જુદા પડતાં.

ભમરા ભોગી ફૂલકા, કલિ કલિ રસ લેત;
કાંટા લાગા પ્રેમકા, હેર ફેર જીવ દેત. ૬૭૮

આડે ડુંગર બીચ બન, ખાળે પ્યારે મિત;
દેવે બિધાતા પંખડી, ઊડ ઊડ આવું નિત. ૬૭૯

સજ્જન ગયે છોડકે, દેઈ કલેજે દાગ;
જયસી ધુણી અતીતકી, જબ ખોલું તબ આગ. ૬૮૦

પાસ ન દેખું પારધી, અંગ ન દેખું બાણ;
હું તુજ પુછું પંડિતા, કઈ પેર છાંડ્યા પ્રાણ[1] ? ૬૮૧

જળ થોડું ને નેહ ઘણો, થઈ છે તાણાતાણ;
તું પી, તું પી, કરતાં, બેએ છાંડ્યા પ્રાણ.[2] ૬૮૨

## મૈત્રી ( દોસ્તી )

પાગ બદલ બાંટા બદલ, બચન બદલ બેકુર;
યારી કર ખુવારી કરે, વાકે મુખપર ધુર. ૬૮૩

કલમ ચલે અચ્છર સુકે, વોહી સ્નેહકો મૂલ;
સ્નેહ ગયે ગીલો રહે, વાકે મુખપર ધુલ.[3] ૬૮૪

મુખમેં મીઠો મીટત નહીં, દુઃખમેં રહેવે દુર;
ઐસે નીત હરામકે, મુખમેં ડારો ધુલ. ૬૮૫

પ્રીત રીત બુઝે ન કછુ, મતલબમેં ભરપુર;
દોસ્ત કહી દુશ્મન બને, વો મુખ ડારો ધુર. ૬૮૬

પ્રીતિ ઐસી કીજીએ, જયસા ટંકણ ખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. ૬૮૭

પ્રીતિ અસીલસેં હોત હય, સબસેં નીભે ન પ્રીત;
કમજાતકી દોસ્તી, જ્યું બાલુકી[4] ભીંત. ૬૮૮

---

૧ પાસે પારધી નથી, શરીરમાં બાણનો ઘા નથી, ત્યારે શી રીતે બન્નેના પ્રાણ ગયા? એ પક્ષીનો દુહો જવાબનો છે. ૨ બન્નેને પરસ્પર પ્રેમ ઘણો અને બન્નેને તરસ લાગી. પાણી હતું થોડું તેથી પરસ્પર પીવાની તાણ કે આગ્રહ કરતાં બન્નેએ પ્રાણ છોડ્યા. એક પીએ તે બચે ને બીજું મરે તે દુઃખ પ્રેમના કારણથી સહન થાય નહીં, માટે બન્નેએ પ્રાણ છોડ્યા, એટલે પાછળ કોઇને દુઃખ ન રહે. ૩ કલમ તથા શાહીને લખતી વખતે દોસ્તી થઇ. અક્ષર લખાણો તે શાહી પડી રહી, કલમ આગળ ચાલી. તે વખતે શાહી તથા કલમને વિયોગ થયો છતાં અક્ષર જે લીલો રહે તો માણસ તે અક્ષર ઊપર ધુળ નાંખે છે, એટલે સ્નેહી જતાં સુકાણો નહીં તેના મુખપર ધુળ આ ભાવાર્થ છે, ૪ બાલુકી=રેતી.

સંગત કીજે સાધકી, પૂરે મનકી આશ;
સંગત કીજે નીચકી, આઠું પહોર ઉદાસ. ૬૮૯
પંડિત સાથે ગોઠડી, મુજ મન ખરી સુહાય;
સહેજે સું બોલાવતાં, માણેક આપી જાય. ૬૯૦
પ્રીત કરો અશરાફકી, કમીનાસું નીભત નાંહીં;
સુન્નેકી બો કછું ઓર હય, પીતલ છુપત નાહીં. ૬૯૧
પ્રીત કરીએ ઉત્તમસેં, જયસી પ્રીત કપાસ;
મુવેકું ઢાંકણ કરે, જીતેકો શણગાર. ૬૯૨
સજ્જન મીલાપી બહોત હય, તાલી મિત્ર અનેક;
જો દેખી છાતી ઠરે, સો લાખનમેં એક ૬૯૩
મન મેલા તન ઊજલા, બગલા કપટી અંગ;
તાતે તો કૌઆ ભલા, તન મન એકહી રંગ. ૬૯૪
મિત્ર એસા કીજીએ, ઢાલ સરીખા હોય;
સુખમેં પીછે પડ રહે, દુઃખમેં આગું હોય. ૬૯૫
દોસ્ત વખાણીએ દાતણે, સગો વખાણીએ સાંઈ;[1]
સ્ત્રિ વખાણીએ કયારે, ઘરમાં ન હોય કાંઈ. ૬૯૬
દોસ્તી એસી કીજીએ, જયસે સરકે બાલ;
કટે કટાવે ફીર કટે, જડસે જાય ન ખ્યાલ. ૬૯૭
મહોબત અચ્છી બેઠીએ, ખાઈએ નાગર પાન;
બુરી મહોબત બેઠકે, કટાઈ નાક ઓર કાન. ૬૯૮
સબસેં કીજે દોસ્તી, નિર્બલ ન કરીએ નેહ;
નિર્બલસેં કીનો નેહ સો, તુરત દીનો છેહ. ૬૯૯
સજ્જન સમય બિચારકે, અપને કુલકી રીત;
બરાબરીસેં કીજીએ, બ્યાહ, બૈર ઔર પ્રીત. ૭૦૦
સજ્જનકું સજ્જન મીલે, બાત બાતકી બાત;
ગધેકું ગધા મીલે, લાત લાત ઔર લાત. ૭૦૧
પ્રીત થવી તો સહેલ છે, નીભાવવી મુશ્કેલ;
પીતાં ટેટ્ટ પડે મજા, જેરવવી મુશ્કેલ. ૭૦૨
સુખ સજ્જન મીલનકો, દુરીજન મીલે જણાય;
જાને ઊખ મીઠાશકો, જબ મુખ નીંબ ચખાય. ૭૦૩

[1] સાંઈ=જુહાર, નમસ્કાર.

મોહબત કીજે મરદકી, કબહુ આવત કામ;
શિર સાટે શિર દેત હે, દુઃખીઅનકો વિશ્રામ. ૭૦૪
સકર પીલાવે જુઠકી, એસે મિત્ર હજાર;
ઝેર પીલાવે સાચકો, સો વીરલા સંસાર. ૭૦૫
કપટી મિત્ર ન કીજીએ, અંતર પેઠ બુધ લેત;
આગે રાહ બતાયકે, પીછે ધોખા દેત. ૭૦૬
કયા પાનીકા બુદબુદા, કયા વેલુકી ભીંત;
કયા ઓછેકા આસરા, કયા દુર્જનકી પ્રીત? ૭૦૭
પ્રકૃતિ મીલે મન મીલત હે, અન મીલતે ન મીલાય;
દુધ દહીંસેં જમત હે, કાંજીસેં ફટ જાય. ૭૦૮
પ્રીતિ ન છુટે અન મીલે, ઉત્તમ ધનકી લાગ;
સો યુગ પાંનીમેં રહે, મીટે ન ચકમક આગ. ૭૦૯
હોત સુ સંગત સહજ, સુખ દુઃખ કુસંગકે થાન;
ગાંધી ઔર લુહારકી, દેખો બૈઠ દુકાન. ૭૧૦
સાચી પ્રીત હે કમલકી, જલ સૂકે મર જાય;
જુઠી પ્રીત બકરાજકી,[1] જલ સુકે ઉડ જાય. ૭૧૧
પ્રીતિ કરો વિદ્વાનસેં, જો દુઃખમેં કરે સહાય;
વિપત પડે પર ના હઠે, પ્રાણ રહે કે જાય. ૭૧૨
પ્રીત કરો એસી કરો, જેસે લુટીઆ દોર;
ગલે ફસાવે આપકો, પાની લાવે બોર. ૭૧૩
પ્રીત ત્યાં પડદો નહીં, પડદો ત્યાં નહીં પ્રીત;
પ્રીત કરી પડદો કરે, તે દુશ્મનની રીત. ૭૧૪
મિત્ર અવગુણ મિત્રકો, પરસેં[2] ભાખત નાહીં;
કુપ છાંય જીમ આપની, રાખત આપહી માંહી. ૭૧૫
મુખ મીઠી બાતાં કરે, અંત કટારી પેટ;
તુલસી તાંહાં ન જાઇએ, જહાં કપટકો હેત. ૭૧૬

## ખરી પ્રીત

કાગળ ભીંજાય, ન દેખાય, ન લખાય;
સાંભરો તમે ને મારી આંખડી ભીંજાય.[3] ૭૧૭
ગોલાં હુંદી ગોઠડી, બાબર હુંદી વાડ;
હળવે હળવે છાંડીએ, જેમ સરોવર છાંડે પાળ. ૭૧૮

---

૧ બકરાજ=બગલો. ૨ પરસેં=બીજાને. ૩ સ્નેહના આંસુથી.

કયાં કોયલ કયા આંબવન, કયાં દાદુર કયાં મેહ;
દૂર ગયે નવ વીસરે, ગરૂવા તણો સનેહ. ૭૧૯
તુલસી બાંહે સપુતકી, સપનેમેં આ જાય;
જીતે નીભાવત આપહી, ફીર પુત્રકું કહે જાય. ૭૨૦
પ્રીતિ કીજે ઊખસેં,[1] જામેં રસકી ખાન;
ગાંઠ વહાં રસ નહીં, ગાંઠ પ્રીતકી હાન.[2] ૭૨૧
ગાંઠ ગાંઠ સબકો કહે, મરમ ન જાણે કોય;
ગાંઠ બંધનકી ગાંઠ મેં, કહો કીતના રસ હોય. ૭૨૨
શેરી મિત્ર સો મળે, તાગી મિત્ર અનેક;
જેમાં સુખદુઃખ ટાળીએ, તે લાખોમાં એક. ૭૨૩
પૂછો ચાહી ચકોરને, પૂછો જળચર કાય;
કાં તો પૂછો કમળને, સ્નેહી ગયે શું થાય. ૭૨૪
સુખ સજ્જનકે મિલનકો, દુર્જન મિલે જનાય;
જાને ઊખ મિઠાશકું, જબ નીચ મુખ ચબાય. ૭૨૫
જાહી મિલે સુખ હોત હય, વો બિછુડે દુઃખ હોય;
સૂર ઊદે ફુલે કમલ, વો બિન સંકુચે સોય. ૭૨૬
પ્યાસા ચાહે જલ પાનકું, થકા ચાહે છાંય;
હમ ચાહત તુમ મીલનકું, લંબી કરકર બાંય. ૭૨૭
હંસ બગલા એક રંગ, ચલે સમુદ્રકું સાથ;
બગલા મારે માછલી, હંસ મુકતાફલ ખાય. ૭૨૮
હંસ કહે હંસની સુનો, મોતી બિન નહીં ચાખ;
જાન ગઇ તો જાને દે, બાનિકી પત રાખ. ૭૨૯
જુઠી પ્રીત ભમરકી, કલી કલી રસ લેત;
સાચી પ્રીત પતંગકી, વો અપના જી દેત. ૭૩૦
નેહ નિભાવન કઠિન હે, ફિર્યો જગત સબ જોઈ;
વિના મતલબ પ્રીત નહીં,સ્વાર્થી દેખે સબ કોઇ. ૭૩૧
મેરા દિલ બેદિલ હુવા, દેખ જગતકી રીત:
જહાં દેખે વહાં કપટ હે, મુખ દેખેકી પ્રીત. ૭૩૨
મન, મોતી ઓર દુધ રસ, ઈનકા એહી સુભાવ;
વો ફાટે ફીર ના મીલે, કરો કોટ ઉપાય. ૭૩૩

૧ ઊખ=શેલડી. ૨ હાન=હાનિ, નાશ.

પ્રીત પ્રીત સદા કરત હો, પ્રીત બડી વિપરીત;
વિપરીત સંગે ના કરો તો કરો ખુશીએં પ્રીત. ૭૩૮

નેહ નેહ સબ કોઈ કહે, નેહ નિભાવત નાંહીં;
ચડકે મોમ તુરંગપર, ચલવો પાવક માંહી. ૭૩૫

એડા[1] મિત્ર ન કીજીએ, વિપત પડે ખિસ જાય;
જબ લગ મતલબ હોતહે, તબલગ પ્રેમ બતાય. ૭૩૬

મિત્ર એડા કીજીએ, જેડા[2] જુવારી ખેત;
શિર કટીને ધડ વઢાં, તોએ ન મેલે હેત. ૭૩૭

માણસથી માછાં ભલાં, સાચી પ્રીતજ જાણ;
જો પાડે જળ જુજવાં, નિશ્ચે છાંડે પ્રાણ. ૭૩૮

પાનખર રૂતુ યું કહે, સુનો તરૂવર રાય;
તુમસેં અબ બિછડો ભયો, ફીર મીલવો કબ થાય? ૭૩૯

તબ તરૂવર એસો ભને, સુનો પાત ઈત બાત;[3]
હમ ઘર એસી રીત હય, એક આવત એક જાત. ૭૪૦

## સોરઠા

પલ પલમાં કરે પ્યાર, પલ પલમાં પલટે પરા;
જે મતલબના યાર, રીત ન જાણે રાજીઆ. ૭૪૧

જેથી લાગ્યો જીવ, તેથી તન તારવીએ નહીં;
ભલે જાય સમૂળાં શરીર, વીસારીએ ન વીંઝરા. ૭૪૨

## સવૈયા

સિંહનકે બનમેં બસીએ, જલમેં ઘુસીએ કરમેં બીછુ લીજે,
કાનખજુરેકુ કાનમેં ડારકર, સાપન મુખ અંગુરી દીજે;
ભૂત પિશાચનમેં બસીએ, ઔર જેહેર હલાહલ ઘોલકે પીજે,
જો જગ ચાહે જીતે રઘુનંદન, મૂરખ મિત્ર કબુ ન કીજે. ૭૪૩

સર્પ ડસેસેં કોઈ નહીં ચિંતા, બીછુ લગે સો ભલો કર માનો,
સિંહ જો ખાય તો, નાહીં કછુ ડર, જો ગજ મારત તો નહીં હાનો;
આગ જલો જલ ડુબ મરો, ગિરિ જાઈ ગીરો કછુ ભયમત આનો,
સુંદર ઔર ભલે સબહી દુઃખ, દુરીજન સંગ ભલો નહીં માનો. ૭૪૪

---

૧ એડા=એવા. ૨ જેડા=જેવા. ૩ કોઇની સાથે હેત નહીં, ઘણા આવે ને જાય તેની ઝાડને લાગણી નહીં.

### કવિત

બહકીએ ન જહાં તહાં, કીજે ન કુ઼૦ : સંગ,
કાયરકે સંગ શૂર, ભાગે હી ભાગે;
કાજલકી કોટડીમેં, કયસો હી જતન કરો,
કાજલકો દાગ તહાં, લાગેહી લાગે;
દેખી એક બાગનમેં, ફુલનકી બાસનમેં,
કામની કે સંગ, કામ જાગેહી જાગે;
કહત હે બિહારીલાલ, વયસો હે હમારો ખ્યાલ,
જતનેમેં એક ફંદ, જાગે હી જાગે. ૭૪૫

### કુંડલિયા

મહોબત કીજે મર્દસું, કબહુ આવત કામ,
શિર સાટે શિર દેત હય, દુખિયનકો વિશ્રામ;
દુખિયનકો વિશ્રામ, દુઃખ અપને તન ઝીલે,
મીટે ન જબ લગ પ્રાણ, તહાં અપનો કર હીલે;
કથે સો કવિયાં કહાંન, સત્સેં સાચી સોબત,
કબહુ આવત કામ, મર્દસેં કીજે મહોબત. ૭૪૬
મિસરી ઘોરે જુઠકી, ઐસે ચિંત હજાર,
જહેર પીલાવે સાચકો, સો વિરલા સંસાર;
સો વિરલા સંસાર, પટંતર ઊનકા ઐસા,
મિસરી જહેર સમાન, જહેર હે મીસરી તૈસા;
કથે સો કવિયાં કહાંન, ભૂલ મત જાઈઓ ભોરે,
જીનકે શિર પૈજાર, જુઠકી મીસરી ઘોરે. ૭૪૭
પ્રીત કીજે ચતુરસેં, જીનકું કુલકી લાજ,
કોટી જુગ જલમેં રહે, પથરી તજે ન આગ;
પથરી તજે ન આગ, ચતુરકી પ્રીતિ ઐસી,
તુટે સો સો વાર, ફીર ઐસી કે ઐસી;
કહે ગિરિધર કવિરાય, ચતુરસેં કીજે કાજા,
જો તુટેગી પ્રીત, બહુરી આવેગી લાજા. ૭૪૮

### શરીરના નાશવંતપણા વિષે દોહરા

કયા કરીએ કયા જોડીએ, થોડે જીવન કાજ;
છોડ છોડ સબ જાત હય, દેહ ગેહ ધન રાજ. ૭૪૯

આયા હય સો જાયગા, રાજા રંક ફકીર;
કો સિંહાસન[1] ચડ ચલે, કો બાંધે જંજીર.[2] ૭૫૦

જાના હય રહેના નહીં, મરના વીસ્વા વીશ;
દો દિન દુનિયાં કે લીયે, મત ભુલો જુગદીશ. ૭૫૧

એ દુનિયાં મેં આયકે, છોડ દેહી તું એંટ;
લેના હોય સો લેહી લે, ઊઠ જાયગી પેંડ.[3] ૭૫૨

એક દિન એસા હોયગા, કોઈ કીસીકા નાહીં;
ઘરકી નારી કોન કહે, તનકી નાડી નાંહીં. ૭૫૩

દેહ ધરેકા એહી ફલ, દેહ દેહ કછુ દેહ;[4]
દેહ ખેહ હો જાયગી, ફીર કોન કહેગા દેહ? ૭૫૪

રામનામકી લુટ હય, લુંટ શકે તો લુંટ;
અંતકાલ પસ્તાયગા, જબ પ્રાણ જાયેંગે છૂટ. ૭૫૫

જયસે જલમેં બુદબુદે, પલમેં હોત વિનાશ;
મોહનલાલ મનકું કહે, તયસી તનકી આશ. ૭૫૬

નહીં ધન રહે ન યૌવન રહે, રહે ન ગામ ઓર ધામ;
તુલસી જગમેં જશ રહે, કર દે કીસકા કામ. ૭૫૭

ધન જોબન યું જાયગો, જયસે ઊડત કપૂર;[5]
નારાયણ ગોપાલ ભજ, ક્યું ચાટત જગ ધૂર.[6] ૭૫૮

બહોત ગઈ અબ થોડી રહી, નારાયણ અબ ચેત;
કાલ ચીરીઆં ચુગ રહી, નિશદિન આયુષ ખેત.[7] ૭૫૯

મર ગયે મર જાયંગે, દાટા રહેગા દામ;
દુનિયાં દેખ બિચારીઓ, એક દિન ફના મુકામ. ૭૬૦

મન કહે ઘોડે ચડું, મોતી પહેરૂં કાન;
કાળને હાથ કમાન છે, છોડે ન વૃદ્ધ જુવાન. ૭૬૧

પાની મીલે ન આપકું, ઓર ન બક્ષત ક્ષીર;
આપન મન નિશ્ચલ નહીં, ઓર બંધાવત ધીર. ૭૬૨

હમ જાને થે ખાયેંગે, બહુત જમી બહુ માલ;
જ્યુંકા ત્યું રહે જાયગા, પકડ ચલા લે કાલ. ૭૬૩

---

૧ સિંહાસન ચડી=વૈમાનમાં બેસી સ્વર્ગમાં જવું. ૨ બાંધે જંજીર=જમના દુત બેડી જડી નરકમાં લેઇ જાય. ૩ પેંડ=ગામ, બજાર. ૪ દેહ=દે, આપ. ૫ કપૂર=ઊડી જાય છે તે ખબર પડતી નથી. ૬ જગતની ધુળ શા સારૂ ચાટે છે? ૭ ચેત=પ્રભુ ભજ; કાળ રૂપી ચકલી, આયુષ રૂપી ખેતર, રાતદિવસ ચણે છે.

કહેતા હું કહે જાત હું, કહા બજાઉં ઢોલ;
શ્વાસા ખાલી જાત હય, તીન લોકકો મોલ. ૭૬૪
સદા સ્નેહી સંગ નહીં, સદા ન રાજા દેશ;
સદા ન જુગમેં જીવનો, સદા ન કૌલા દેશ. ૭૬૫
રામ ભજન ઓર હર કથા, તુલસી દુર્લભ હોય;
જીવન જોબન રાજ ધન, અવિચલ રહે ન કોય. ૭૬૬
ક્ષણ ભરનો ભરોસો નથી, કરે કાલની વાત;
મન ચિંતવ્યું મનમાં રહ્યું, કાળે મારી લાત. ૭૬૭
જુઠે સુખકું સુખ કહે, માનત હે મન મોદ;
જગત ચવેણા[1] કાલકો, કછુ મુખમેં કછુ ગોદ. ૭૬૮
વાંકી મેલે પાઘડી, વચ્ચે ખોસે ફુલ;
તેડું આવ્યું કાળનું, ગયો છક્કડી ભૂલ. ૭૬૯
તુલસી સબ જગ જુઠ હય, સચ સાહેબકો નામ;
ભ્રષ્ટ ભુવન તન ધન સકલ, કુચ્છ ન આવે કામ. ૭૭૦
ફુલા નર નિશદિન ફીરે, શિરે ન સુજત કાલ;
આય અચાનક પકરહી, જ્યું મુષેકુ વ્યાલ; ૭૭૧
જોબન ધનકે જોરતેં, ઊર ધારત અભિમાન;
સબે ચબીના કાલકા, કહા ખાન સુલતાન. ૭૭૨
જાયા તે જાવું સહી, કરો અમર નિજ નામ;
જગ અંતે તે જકતમાં, એજ આવશે કામ. ૭૭૩
સુણ્યા દેવલ ગીર પડે, જાયા સો મર જાય;
ઊગ્યા સો આથમે, ફુલ્યા સો કરમાય. ૭૭૪

## સોરઠા

સગોજ જાણ્યો શ્વાસ, શ્વાસ પણ સગો નહીં;
એનો શો વિશ્વાસ, સાચું સોરઠીઓ ભણે. ૭૭૫
ચિંતામણી નર દેહ, મુવા પછી મસાણમાં;
તેની થાશે ખેહ, વિભૂતિ કોઈ ભુંસે નહીં. ૭૭૬
મેં જાણ્યું સગો શ્વાસ, શ્વાસ પણ સગો નહીં;
તે જાણી વિશ્વાસ, કળજુગમાં કેનો કરૂં ? ૭૭૭

૧ આ જગત્ કાળનું ચવેણું છે. તે ચવેણું કાંઇક કાળના મ્હોમાં છે ને કાંઇક ખોળામાં છે.

## સાખી

આ નર દેહ્યા સોનેકી, બાર બાર નહીં હોનેકી;
આયા જબ કયા લાયા હે, અપને કિસ્મત પાયા હે,
એક દિન જાવે લાખોકા, અલક પલકમેં કયા હોતા. ૭૭૮

## ચિંતા વિષે દોહરા

ચિંતાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ બળ ભાન;
ચિંતા બડી અભાગિની, ચિંતા ચિતા સમાન. ૭૭૯
ચિંતાસે ચતુરાઈ ઘટે, દુઃખસેં ઘટે શરીર;
પાપસેં ઘટે લક્ષ્મી, કહે ગયે દાસ કબીર. ૭૮૦
દશા તારી પણ તે થશે, જો વિષય ભોગમાં ભાન;
જો ચિત્ત ચિંતે બ્રહ્મને, ચિંતા સુહ્રદ[1] સમાન. ૭૮૧
ચિંતા અયસી ડાકિણિ, કાટ કલેજા ખાય;
તબીબ બિચારા કયા કરે, કહાં કહાં દારૂ લગાય. ૭૮૨

### કુંડલિયા

ચિંતાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ, ગુન, જ્ઞાન,
બુદ્ધિ સહિત વિદ્યા ઘટે, ચિંતા ચિતા સમાન;
ચિંતા ચિંતા સમાન, નયન નિદ્રા નહીં આવે,
નહીં નારીસેં પ્રેમ, ભુખ નહીં ભોજન ભાવે;
કહે ગિરિધર કવિ રાય, સુનો સબ સજ્જન મીતા,
સો નર કયું જીવંત, જીસ મન નિશદિન ચિંતા. ૭૮૩

## વેરીનું ચાલે નહીં

જીત્તે તારે ગગનમેં, ઇત્તે શત્રુ હોય;
કીરપા જો કિરતારકી, બાલ ન બાંકા હોય. ૭૮૪
જાકો રખ્ખે સાંઈઆ, મારી શકે ન કોય;
બાલ ન બાંકા કર શકે, જો જગ વેરી હોય. ૭૮૫
કહા કરે વેરી પ્રબલ, જો સહાયક બલવીર;
દશ હજાર[2] ગજબલ ઘટયો, ઘટયો ન[3] દશ ગજચીર. ૭૮૬

---

૧ સુહ્રદ=વાલેસરી. ૨-૩ દ્રૌપદીનાં ચીર તાણ્યાં ત્યારે ચીર પ્રભુએ પુર્યાં હતાં તે તસુ પણ ઘટયાં નહીં. અને જો પ્રભુની કૃપા નહોતી તો ધૃતરાષ્ટ્રનું દશ હજાર હાથીનું બળ ઘટી ગયું.

## કવિ પ્રખ્યાત થઈ ગયા તે વિષે

ચંદ છંદ પદ સુરકે, દુહા બિહારીદાસ;
ચોપાઇ તુલસીદાસકી, કેશવ કવિત વિલાસ. ૭૮૭
બિહારીકો દોહરો, જ્યું ન્યાવકકો તીર;
દેખનમેં છોરા લગે, ગુનમેં બડો ગંભીર. ૭૮૮
સૂર સુર તુલસી શશિ, ઊડગન કેશવદાસ;
અવર કવિ ખદ્યોત જ્યું, ચલકત કરત પ્રકાશ. ૭૮૯
સુખ મનાઇ કહે ખરો, વિદ્યા પઠેજું રાય;
સભા સોહંત બોલે જસુ, સો પુરો કવિરાય.[1] ૭૯૦

### રાગ

રાગે સુરનર મોહીયા, રાગે પશુ રીઝંત;
જો રાગે રીઝયા નહીં, સો ગર્ભે ક્યું ન ગળંત. ૭૯૧
બિધના એહી બિધ જાનકે, શેષ નદીને કાન;
(નહીતો) મેરૂ સહિત મહિ ડોલતી, તાનસેનકે તાન. ૭૯૨

### ઇશ્વર મહિમા

સબ ધરતી કાગજ કરૂં, કલમ કરૂં બન રાય;
સાત સમુદ્રકી શાહી કરૂં, હરિ ગુણ લીખ્યો ન જાય. ૭૯૩
સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;
જ્યું મેદીકે પાતમેં, લાલી લખી ન જાય. ૭૯૪
ખાલેક બીન ખાલી નહીં, સુઇ ધરનકો ઠોર;
આગે પીછે રામ હય, રામ બીના નહીં ઓર. ૭૯૫
એક પરજન્યની સકળ માયા, અઢાર ભારવનરાય;
તેમાં સ્વાદ સર્વના ન્યારા, એ રામ તણો મહીમાય. ૭૯૬
એક શુક્રની બુંદથી પ્રગટ્યાં, પશુપક્ષી નરનાર;
અંગ અંગના રંગ જુજવા, શ્રીવર સરજનહાર. ૭૯૭
જીણુ રાખ્યો ગર્ભવાસમેં, દે દે અમૃત આહાર;
સંત કહે તાકુ ભજો, કરૂણાનિધિ કીરતાર. ૭૯૮
પવન પાણી સસ્તાં કીયા, સસ્તા કીયા અનાજ;
તુલસી તબ મેં જાનીયો, હર હય ગરીબનિવાજ. ૭૯૯

---

[1] ખરૂં કહે ને દુઃખ નહીં લાગતાં સુખ મનાય અને રાજા જેમ વિદ્યા ભણવામાં મન રાખે તેમ સભામાં શોભતું બોલે, તે જસુરામ કહે છે કે ખરો કવિ જાણવો.

## પરમેશ્વરનું સ્મરણ ભજન તથા ચિંતવન

રામ કહ્યાં તીન સબ લહ્યો, સકલ શાસ્ત્રકા ભેદ;
અર્ધ નામ ગુણિકા તરી, કહાં પઢીથી બેદ? ૮૦૦
પ્રભુતાકું સબ કોઇ ચહે, પ્રભુકું ચહે ન કોય;
જો તુલસી પ્રભુકું ચહે, આપ હી પ્રભુતા હોય. ૮૦૧
જયસી નીત હરામ પર, તયસી હર પર હોય;
સાહેબકે દરબારમેં, પલા ન પકડે કોય. ૮૦૨
જયસી નીત હરામ પર, તયસી હર પર હોય;
ચલા જાય વઇકુંઠમેં, પલા ન પકડે કોય. ૮૦૩
પરદારા નિજ માત સમ, પરધન પથર સમાન;
ઈતા કિયે હર ના મીલે, તો તુલસીદાસ જમાન. ૮૦૪
બિતત સો ચિંતવત નહીં, આગે ન કરે આશ;
આઇ સો[1] શિરપેં ધરી, વોહી હરિકા દાસ. ૮૦૫
અજગર કરે ન ચાકરી, પંછી કરે ન કામ;
દાસ મલુકા યું કહે, સબકો દાતા રામ. ૮૦૬
તુલસી જાકે મુખમેં, ભુલે નીકસે રામ;
વાકે પાંઊકી પેહેનીઆ, મેરે તનકો ચામ. ૮૦૭
સુખકે ઉપર શિલ પડો, હરિ હ્રદયસેં જાય;
બલિહારી વો દુઃખકી, પલપલ નામ જપાય.[2] ૮૦૮
વિપત ભલી હરિ નામ લેત, કાયા કસોટી દુઃખ;
રામ વિના કીસ કામકી, માયા, સંપત્ત, સુખ. ૮૦૯
તનકી જાણે મનકી જાણે, જાણે ચીતકી ચોરી;
ઉસકે આગે કહાં જાના, જીસકે હાથમેં દોરી. ૮૧૦
જેણે પ્રાણીને જન્મતાં, પેહેલું પ્રગટ્યું દૂધ;
તે પ્રભુને નહી ઓળખે, તેથી કોણ અબુદ્ધ. ૮૧૧
સુખમેં ભજે ન રામકું, દુઃખમેં ભજે સબ કોય;
જો સુખમેં ભજે રામકું, દુઃખ કાયકું હોય? ૮૧૨

---

૧ જે સુખદુઃખ વીતી ગયાં તેનું ચિંતવન કરે નહીં, ને આગળ શું થશે તેની ફીકર કરે નહીં, અને જે માથે આવી પડી તે ઉઠાવી લીધી તેનો આનંદ કે કલેશ નહીં, તેજ હરિનો ખરો દાસ જાણવો. ૨ એ સુખ ઉપર પથરા પડો (નાશ પામો) કે જે સુખથી હરિ હ્રદયમાંથી ભૂલી જવાય; માટે જે દુઃખથી પરમેશ્વરનું નામ પલપલ જપાય તેવાં દુઃખ પર હું બલિહારી-આફ્રીન છું એ ભાવાર્થ.

સુખમેં ભજે ન રામકું, દુઃખમેં ભજે સબ કોય;
અપને હાથુ જો દીયા ઓર, ધર્મ સંગાથી હોય. ૮૧૩
તુલસી વિલંબ ન કીજીએ, લે તું હરિકા નામ;
મનખ મજુરી દેત હય, ક્યું રખેગો રામ. ૮૧૪
તું જાણે હર દૂર હય, પણ હર હય હીરદામાંહી;
ભીતર તાટી કપટકી, તાતે સુજત નાંહી. ૮૧૫
વાણી તો પાણી ભરે, ચારે વેદ મજુર;
કહેણી તો કાદવ કરે, સાહેબકા ઘર દૂર. ૮૧૬
સંતનકે મન ભય રહે, ભય ધર કરે બિચાર;
નિશદિન નામ જપવો કરે, બીસરે નહીં લગાર. ૮૧૭
તુલસી જગમેં આયકે, કર લીજે દો કામ;
દેનેકું ટુકડા ભલા, લેનેકું હર નામ. ૮૧૮
કબિરા કહે કમાલકુ, દો બાતાં લીખ લે;
કર સાહેબકી બંદગી, ભુખેકુ કુછ દે. ૮૧૯
સાંઈ આગે સાચ હય, સાંઇ સાચ સુહાય;
ભાવે લંબે કેશ કર, ભાવે મુંડ મુંડાય. ૮૨૦
નહીં વિદ્યા નહીં બાહુબલ, નહીં ખરચનકું દામ;
તુલસી મો સમ પતિતકી, તુમ પત રાખો રામ. ૮૨૧
તુલસી સોહી ચતુરતા, રામ ચરણ લે લીન;
પરધન પરમન હરનકું, વેશ્યા બડી પ્રવીન. ૮૨૨
કોટિ વિઘ્ન દુઃખમેં સજન, તજે ન હરીકો નામ;
જયસે સતી હુતાશકો, માનત અપનો ધામ. ૮૨૩
કઠિન ભક્તિ ભગવાનકી, જ્યું ખાંડેકી ધાર;
ડગમગ કરે સો ગીર પડે, ટકે સો ઉતરે પાર. ૮૨૪
હરિ કરૂણા બીન જગમેં, પુરી પડે ન આશ;
મૃગ સરિતા પય પાન કરી, ગઇ કોનકી પ્યાસ. ૮૨૫
જપ તપ તીરથ જાતરા, જોગ યજ્ઞ વ્રત ધ્યાન;
મુક્ત તેહી હોવત સદા, જેહી ઊર ભગવાન. ૮૨૬
ભક્તિ બીજ પલટે નહીં, જો જુગ જાય અનંત;
ઊંચ નીચ ઘર અવતરે, તોહુ સંતકો સંત. ૮૨૭
ખાવંદ મેરે તુમ હો, તુમલગ મેરી દોડ;
જયસા કઊવા જહાજકા, એક ન સુઝે ઠોર. ૮૨૮

બહેતેમેં બહે જાયેંગે, તુમ નહીં પકડો બાંહી;
તુમ હો ન્હ‍ાની કીજીઓ, હમે હય દરિયા માંહી. ૮૨૯
તુલસી સીતારામકું, રીઝ ભજો કે ખીજ;
ઊલટા સુલટા બોઇએ, જ્યું ખેતરમેં બીજ. ૮૩૦
જપ માલા છાપા તિલક, સરે ન એકું કામ;
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ. ૮૩૧
ખાય ખીલાય લુટાય દે, કર લે અપના કામ;
ચલતી વખત રે નરો, સંગ ચલે ન એક બદામ. ૮૩૨
નામ લીયા જીન સબ લીયા, સકલ શાસ્ત્રકો ભેદ;
બિનાં નામ નર્કે ગયે, પઢ પઢ ચારો બેદ. ૮૩૩
પ્રેમ ભાવ એક ચાહીએ, વેષ અનેક બનાઓ;
ભાવે ગૃહમેં બાસ કરો, ભાવે બનમેં જાઓ. ૮૩૪
પઢનેકી હદ સમજ હય, સમજેકી હદ જ્ઞાન;
જ્ઞાનકી હદ હરિ નામ હય, યહ સિદ્ધાંત ઊર આણ. ૮૩૫
સબ વન તો તુલસી ભઇ, ઔર પર્વત શાલિગ્રામ;
સબ નદી ગંગા ભઈ, જો ચિન્હે આત્મારામ. ૮૩૬
નામ ભજો મન બસ કરો, યહી બાત હે તંત;
કાહેકું પઢ પઢ મરો, કોટિ જ્ઞાનકે ગ્રન્થ. ૮૩૭
તનકું જોગી સબ કરે, મનકો કરે ન કોય;
મનકું જોગી જો કરે, સો ગુરૂ બાલક હોય. ૮૩૮
સત ગુરૂ સતકા શબ્દ હય, જીન દીયા સત બતાય;
જો સતકું પકડ રહે, વો સતહીમેં જાય. ૮૩૯
વાદ વિવાદ જો કરે, સો નીવરેકા કામ;
સંત ફુરસદ પાવે નહીં, સમરન કરતે રામ. ૮૪૦
તન તાપ જીનકું નહીં, ન માયા મોહ સંતાપ;
હરખ શોક આશા નહીં, સો હરિજન હર આપ. ૮૪૧
હરિજન કેવલ હોત હય, જાકું હરિકા સંગ;
બિપત પડે બીસરે નહીં, ચડે ચોગુના રંગ. ૮૪૨
લેહ લાગી નિર્ભય ભયા, ભરમ ગયા, સબ દૂર;
બનમેં બનમેં કયા ઢુંઢે, રામ ઇહાં ભરપૂર. ૮૪૩
સબહી ભૂમિ બરાણસી, સબ નીર ગંગા તોય;
જ્ઞાની આત્મારામ હય, જો નિર્મલ ઘટ હોય. ૮૪૪

લાગી લાગી કયા કરે, લાગી નાહીં એક;
લાગી સોઇ જાનીએ, જો કરે કલેજે છેક. ૮૪૫

જોગી જંગમ સેવડા, સંન્યાસી દરવેશ;
બિના પ્રેમ પહોંચે નહી, દુર્લભ સત ગુરૂ દેશ. ૮૪૬

એતો ગતિ હય અટપટી, ઝટપટ લખે ન કોય;
જો મનકી ખટપટ મીટે, તો ચટપટ દરશન હોય. ૮૪૭

હરિ ભજવો હક બોલવો, દોનું બાત અવલ;
તુલસી વાકુ રહંત હય, આઠો પહોર અમલ. ૮૪૮

તુલસી વિલંબ ન કીજીએ, સબસેં મીલીએ ધાયં;
કો જાણે કો[1] બેસમેં, નારાયન મીલ જાય. ૮૪૯

મુક્ત મનુષ્ય તનું પાયકે, કરત ન હરિસેં હેત;
પાપ ભાર શિરપર ભરે, જીવત જેસે પ્રેત. ૮૫૦

પહીચાના તબ જાનીએ, હરિસેં લાગે મન;
રાત દિવસ ના વિસરે, જ્યું કરપી કો ધન. ૮૫૧

જો પ્રભુ ભવજલ તરનકું, દીયો મનુષ્ય તન નાવ;
મુક્ત કહે ભજ તાહીકું, મત ચુકે અબ દાવ. ૮૫૨

મનકે હારે હાર હય, મનકે જીતે જીત;
મન મીલાવે રામકું, મનહી કરે ફજીત. ૮૫૩

મનકા ફેરત જન્મ ગયો, ગયો ન મનકો ફેર;
કરકા મનકા છોડ કર, મનકા મનકા ફેર. ૮૫૪

માલા તો કરમેં ફીરે, જીભ ફીરત મુખમાંહી;
મનવા તો દશ દિશ ફીરે, એતો સુમરન નાંહી. ૮૫૫

સુમરનકી સુદ્ધિ યું કરો, જ્યું ગાગર પનીહાર;
હાલે ચાલે સુરતમેં, કહે કબીર બિચાર. ૮૫૬

કયા કાશી કહાં કાશ્મીર, કહાં ખુરાસાન ગુજરાત;
તુલસી એ સબ પુરૂષકો, પ્રારબ્ધ લે જાત. ૮૫૭

ભાગહીનકું ના મીલે, બડી બસ્તુકો ભોગ;
દ્રાક્ષ પાકે સમયમેં, હોત કાગ મુખ રોગ. ૮૫૮

પરનિંદા પરનારી ઓર, પરદ્રવ્ય નહીં આશ;
છોડી તીનું બાતકું, ભજો એક અવિનાશ. ૮૫૯

કાષ્ટ કાટ માલા કીની, માંહે પરોયા સુત;
માલા બીચારી કયા કરે, ફેરનહાર કપૂત. ૮૬૦

1 કો=કોઈ.

## પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખવા વિષે

ચિંતા ન કર નચિંત રહે, પુરનહાર સમર્થ;
જલમેં બસે માંછલી, તાકી ગાંઠ ન ગર્થ. ૮૬૧
ભોજન છાજનકી નહીં, સોચ કરે હરિદાસ;
વિશ્વભરન પ્રભુ કરત હય, સો કયું રખે નિરાશ. ૮૬૨
તું દરિયા હમ ચીરીઆં, ચાંચ ભર જો પીવે;
તુજમેં રતી ના ઘટે, ઔર હમ ગરીબ જીવે. ૮૬૩
તુલસી રેખા કરમકી, મેટ ન સકે રામ;
મિટાવે તો બીલમ નહીં, સમજ કીયો હય કામ. ૮૬૪
સાંઇ મેરા બાનીઆ, બનજ કરે બેપાર;
બીન દાંડી બિન ત્રાજવે, સબ તોલે સંસાર. ૮૬૫
દોડે કોસ હજાર લગ, ઔર બસે લક્ષ્મી પાસ;
બિન દીને કિર્તારકે, મીલે ન તુલસીદાસ. ૮૬૬
તુલસી ધીરજ જો ધરે, કુંજર મણભર ખાય;
ટૂક ટૂકકે કારણે, શ્વાન ઘરોઘર જાય. ૮૬૭
સબકા રાજક સાંઇઆ, જાને અજાનકી જાન;
સાહેબ તો મહેરબાન હે, બાકી સબ મિજબાન. ૮૬૮
આશા તો એક રામકી, દુજી આશ નિરાશ;
નદી કિનારે ઘર કરો, કદી ન મારે પ્યાસ. ૮૬૯
મનકે હારે હાર હય, મનકે જીતે જીત;
પરિબ્રહ્મકું પામીએ, જો મનમેં પ્રતીત. ૮૭૦
એક ભરોંસો એક બલ, એક આશ વિશ્વાસ;
સ્વાંતિ બુંદ રઘુનાથ હય, ચાતક તુલસીદાસ. ૮૭૧
તુલસી હરિ દરબારમેં, કમી વસ્તુ કછુ નાંહી;
કર્મહીન કલ્પત ફીરે, ચુક ચાકરી માંહી. ૮૭૨
જાત નહીં જગદીશકું, તો હરિજનકું કયા હોય;
જાત ભાત કુલ કીચમેં, ડુબ મરો મત કોય. ૮૭૩
જાત હમારી આત્મા, પરમેશ્વર પરિવાર;
સગાં હમારા સંત હય, શિર પર સરજનહાર. ૮૭૪
તુલસી તલપત કાયકુ, રજક મોત સબ સાથ;
કયા જગતકો રૂસણો, કલમ ધણીકે હાથ. ૮૭૫

તુલસી રઘુબીર અંક બિન, સાધન તો સબ શૂન્ય;<br>
શૂન્ય આગે જો એક ધરે, તો એક એક દસ ગૂન. ૮૭૬

મુવેકું પ્રભુ દેત હય, લકડી કપડા આગ;<br>
જીવત ચિંતા જો કરે, વાકે બડે અભાગ. ૮૭૭

સાહેબકે દરબારમેં, કમી કછુકી નાંહી;<br>
બંદા મોજ ન પાવહી, ચુક ચાકરી માંહી. ૮૭૮

એક ઘડી આધી ઘડી, આધીમેં બી આધ;<br>
સંગત કરીએ સંતકી, કટે કોટ અપરાધ. ૮૭૯

ગુરૂ ધોબી, શિષ્ય વસ્ત્ર હય, સાબુ સરજનહાર;<br>
સુરત[1] શિલાપર ધોઇએ, નિકસે જ્યોત અપાર. ૮૮૦

ચુન લે ચિત્તકી ચાકરી, ખાનેકુ ક્યા રોય;<br>
દિલ–મંદિરમેં પેયઠ કર, તાન પીછોડી સોય. ૮૮૧

સુખમેં ન ધરો હર્ષ અતિ, દુઃખમેં નહીં દિલગીર;<br>
સુખદુઃખ સબહી જૂઠ હય, જ્યું મૃગજલકો નીર. ૮૮૨

સબ અપને પ્રારબ્ધ સમ, સુખ દુઃખ લેત સદાય;<br>
કોઊ પ્રકારે કોઊકો, સુખદુઃખ લીઓ ન જાય. ૮૮૩

માત તાત અરૂ મિત્ર જન, કરી હય કહા સહાય;<br>
દુઃખસુખ દૈવાધીન હય, સો કહા કહું બતાય. ૮૮૪

## સવૈયો[2]

એકકું છોડ દુજેકું ભજે, રસનાહી કટો વોહી લબ્બડકી,<br>
કલિકે ગુનિઆં દુનિયાંકું ભજે, શિર બાંધત પોટ અટબ્બરકી;<br>
એક શ્રીપતિ ગોવિંદ રહે, નહીં માનત શંકકુ જબ્બરકી,<br>
જીનકું હરિકી પ્રતીત નહીં, સો આશ કરો મિલ અકબ્બરકી. ૮૮૫

---

૧ સુરત=ધ્યાન. ૨ શાહનશાહ જલાલુદ્દિન અકબરના દરબારમાં કવિઓની સભા થઈ ત્યારે શાહે કહ્યું કે, "સવૈયા એવા કરો કે છેલ્લી કડીના ઉત્તર ભાગમાં "આશ કરો મિલ અકબરકી" (બધા મળી અકબરની આશા કરો) એવું પદ આવે" બધા કવિઓએ પોતાની તમામ શક્તિનો ઉપયોગ કરી શાહનશાહનાં ગૌરવ, મહિમા ગુણગાન દર્શાવી કવિત બોલ્યા, તેમાં એક કવિ આઘો એક તરફ બેઠો હતો તેણે કાંઈ કાવ્ય કરી સંભળાવ્યું નહીં ને બોલ્યો પણ નહીં. બાદશાહની નજર તેના સામી હતી તેથી બધા કવિતા બોલી રહ્યા પછી શાહનશાહે પેલા કવિની તરફ નજર કરી પાસે બોલાવીને કહ્યું કે "કવિરાજ તમે કેમ કાંઈ બોલતા નથી?" ત્યારે કવિ કહે, "મોટા મોટા વિદ્વાન્, વ્યાકરણ, પીંગલ, રસ, અલંકારના ભણેલા કવિ પાસે હું શી ગણતીમાં છું?" તોપણ બાદશાહે કહ્યું "મારે તમારી વાણી સાંભળવી છે." આગ્રહ કર્યો એટલે કવિ નીચેનો સવૈયો બોલ્યા.

**ભાવાર્થ**–એક જે પરમેશ્વર તેને મુકી બીજાને ભજે તેવા લબાડની જીભ કપાજો; વળી કળિકાળના ગુણવાન લોકો દુનિયાંને ભજે છે (સેવે છે ને આશા રાખે છે) તે પોતાને માથે પાપનાં અગર આટાકુટાનાં પોટલાં બાંધે છે; એક શ્રીપતિ ગોવિંદનું રટણ કરે અને મોટા જબ્બર પુરૂષની પણ ધારતી રાખે નહીં તેવાં માણસો ખરાં, તેવામાં જેને હરિ ભગવાન્ ઉપર પ્રતીતિ એટલે વિશ્વાસ ન હોય તે બધા મળી અકબ્બરની આશ કરો, સર્વને આપનાર એક ઈશ્વર છે. આ કવિત કેહેનાર ઉપર શાહનશાહે વધારે ખુશી થઇને સારૂં ઇનામ આપ્યું હતું.

દોહરો

તુલસી કહે અજ્ઞાનીકું, રહત નહીં મન ધીર;
પીછે બાલક નીપજે, આગે ઉપજત ખીર.[1] ૮૮૬

શાહનશાહ જલાલુદ્દીન અકબરનો વજીર ખાનખાનાન હતો તે ધર્માદા મકાનો બનાવવામાં તથા ધર્માદાનાં મકાન જેવાં કે મસ્જીદ, ધર્મશાળા, સરાઇઓ બાંધવા બંધાવવામાં ઉદાર અને હુલ્લા હાથે સંકોચ રાખ્યા વગર પૈસા આપતો હતો છતાં તે ઉદારતાની ગરૂરીની અસર મનપર લાવતાં પૈસા આપીને નીચું જોઈ રેહેતો કે બેસતો હતો તે વાત શાહનશાહના કવિ ગંગે જોઈ ત્યારે કવિ ગંગે ખાનખાનાનને આ દુહો સંભળાવ્યો હતો.

દોહરો

સીખે કહાં નવાબ જ્યું, ઐસી દેની દેન;
જ્યું જ્યું કર ઊંચો કરો, ત્યોં ત્યોં નીચે નેન. ૮૮૭

**ભાવાર્થ**–હે નવાબ સાહેબ, આવી રીતે દેવાની રીત દેતાં કયાંથી શીખ્યા? અને જેમ જેમ તમે હાથ ઉપર કરીને આપતા જાઓ છો તેમ તેમ નજર નીચી (હેઠી) કરતા જાઓ છો તે શું કારણ છે?

ત્યારે ખાનખાનાન ઉત્તર આપે છે.

દોહરો

દેનેવાલા ઓર હય, ભેજત હય દિનરેંન;
લોક ભરમ હમપેં ધરે, તાતેં નીચે નેન. ૮૮૮

**ભાવાર્થ**–દેનાવાળો બીજો છે તે રાતદિવસ દ્રવ્ય મોકલ્યાજ કરે છે પણ લોકોને ભરમ મારા ઉપર છે કે હું આપું છું તેથી હું નેણ નીચાં ઢાળું છું.

(ખરા ઉદાર પુરૂષોનું સ્વરૂપ કેવું હોય છે તેને માટે આ દોહરા છે) તે સંબંધમાં તુલસીદાસ કવિ કહે છે.

---

૧ ખીર=દુધ.

### દોહરો

દેહ ધરેકા ફલ એહી, દેહ દેહ કુછ દેહ;
દેહ ખેહ હો જાયગી, ફીર કોન કહેગા દેહ.[1] ૮૮૯

### સત્સંગ

ધન દોલત સુત યુવતી, રાજ બાજ સુખ સાજ;
મુકત કહે એ સબ મીલે, દુર્લભ સંત સમાજ. ૮૯૦
સાહેબકે દરબારમેં, સાચેકુ શિરપાવ;
જુઠા જુતે ખાયગા, કયા રંક કયા રાવ. ૮૯૧
સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરી તુલા એક અંગ;[2]
તુલે ન તાહી સકલ મીલી, જો સુખ લવ સતસંગ. ૮૯૨
સંત બડે પરમારથી, સીતલ ઊનકે અંગ;
તપત બુજાવે ઔરકી, દે દે અપનો રંગ. ૮૯૩
ભૂપ દુઃખી અબધુત દુઃખી, દુઃખી રંક બિપ્રીત;
કહે કબીર એહ સબ દુઃખી, સુખી સંત મન જીત. ૮૯૪
તીરથ નાહે એક ફલ, સંત મીલે ફલ ચાર;
સદ્‌ગુરૂ મીલે અનેક ફલ, કહેત કબીર બિચાર. ૮૯૫
પારસમેં ઓર સંતમેં, બડો અંતરો જાન;
વહ લોહ કંચન કરે, વહ કરે આપ સમાન. ૮૯૬
સંત કછુ લાગત નહીં, ધર્મ સહિત હરિ ધ્યાન;
મુકત કહે ભવ સમુદ્રમેં, સો મુની નાવ સમાન. ૮૯૭
સિંહ સાધકા એક મત, જીવતહીકું ખાય;
મુખ ફેરી મુડદાં ભયા, વાકે નિકટ ન જાય. ૮૯૮
ગાંઠે દામ ન બાંધીઆ, નહીં નારીસો નેહ;
કહે કબીર વો સાધકી, હમ ચરનનકી ખેહ. ૮૯૯
માયા તજી તો કયા ભયા, માન તજ્યા નહીં જાય;
બડે બડે મહંત થકે, માન સબનકું ખાય. ૯૦૦
દયા ગરીબી બંદગી, મમતા શીલ સ્વભાવ;
ઇતે લક્ષણ સાધુકે, કહે કબીર સદભાવ. ૯૦૧

---

૧ આ દેહ ધર્યાનું ફળ એજ છે કે કાંઈ આપ, આપ; આ શરીરની રાખ કે માટી થઈ જશે પછી કોણ કહેશે કે આપ? ૨ તુલા=ત્રાજવાનું એક અંગ તે છાબડામાં મુકીએ.

સદ્‌ગુરૂ પુરા ના મીલા, સુની અધુરી શિખ;
સ્વાંગ જતિકા પેહેનકે, ઘર ઘર માંગી ભીખ. ૯૦૨
સાધુ ભયા તો કયા ભયા, માલા પેહેની ચાર;
બાહેર ભેખ બનાયકે, ભીતર ભરા ભંગાર. ૯૦૩
ડહાડી મુછ મુંડાયકે, હુવા ઘોટમ ઘોટ;
મનકું કયું નહીં મુંડીએ, જામેં ભરી હે ખોટ. ૯૦૪
સંત ન છાંડે સંતતા, કોટિક મીલે અસંત;
મલીયાગિરિ ભુજંગ લગે, શિતલતા ન તજંત. ૯૦૫
આશા ન કરે ઓરકી, આપ કરે ઊપકાર;
જગમેં સો જન માનીએ, ભગવતકા અવતાર. ૯૦૬
કયા ધરતીકા ફેર હય, કયા આભકા તોલ;
કયા સાધુકી જાત હય, કયા પારસકા મોલ. ૯૦૭
તનકર મનકર બચકર, કાહુકુ દુઃખવત નાંહી;
તુલસી એસે સંત જન, રામ રૂપ જગમાંહીં. ૯૦૮
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધકી, ઉરમેં લેશ ન આશ;
મુક્ત કહે તેહી સંતમેં, મીલે પ્રકટ અવિનાશ. ૯૦૯
અસાર આ સંસારમાં, સાર એક સત્સંગ;
દુઃખ હરે સત્સુખ કરે, કરી ભ્રાંતિનો ભંગ. ૯૧૦
મુક્ત કહે મતિમંદ નર, સંતકે અવગુન ગાત;
જ્યું બગલા ગંગા ગયા, તદપિ મછલી ખાત. ૯૧૧
પાંચો કુતીઆ[1] રામકે, કરત ભજનમેં ભંગ;
વાકો ટુકડા ડાલકે, ફીર કરો સતસંગ. ૯૧૨
કયા સાધુકા તપ કરે, કયા યોગીકા યોગ;
હંસ હીરદે યોગી બસે, વાકો સત સંજોગ. ૯૧૩
નામ ન લેવે દામકા, પાસ રખે નહીં ચીર;
લોટે મુઠ ભર લોટમેં, તાકો નામ ફકીર. ૯૧૪
આસન મારે કયા હુવા, મરી ન મનકી આશ;
જ્યું તેલીકા બેલ[2] હય, ફીરે કોસ પચાસ. ૯૧૫
માન નહી અપમાન નહીં, એસે સિતલ સંત;
ભવસાગર ઉતર પડે, તોડે જમકે દંત. ૯૧૬

---

૧ પાંચ ઇન્દ્રિય. ૨ ઘાંચીનો બળદ ઠારનો ઠાર.

આશા તજે માયા તજે, મોહ તજે ઓર માન;
હર્ષ શોક નિંદા તજે, કહે કબીર સંત જાન. ૯૧૭
ચંદન જેસા સંત હે, સર્પ જેસા સંસાર;
અંગહીસે લપટા રહે, છાંડે નહીં વિકાર. ૯૧૮
હાટ હાટ હીરા નહીં, કંચનકા નહીં પહાડ;
સિંહનકા ટોલા નહીં, સંત વીરલા સંસાર. ૯૧૯
મન પંખી બિન પંખકા, લખ જોજન ઉડ જાય;
મન ભાવે તાકું મીલી, ઘટમેં આન સમાય. ૯૨૦
મન સબપર અસ્વાર હે, પીડા કરે અનંત;
મનહીપર અસ્વાર રહે, કોઇક વિરલા સંત. ૯૨૧
મુંડ મુંડાવત જુગ ગયે, અજાહુ મીલા ન રામ;
રામ બીચારા કયા કરે, મનકે ઔરહી કામ. ૯૨૨
મન મેવાસી મુંડીએ, કેશહી મુંડે કાહે;
જો કીયા સો મન કીયા, કેશ કીયા કછુ નાહે. ૯૨૩
માલા તીલક બનાયકે, ધર્મ બિચાર જો નાંહી;
માલા બિચારી કયા કરે, મેલ રહા મનમાંહી. ૯૨૪
મનકા મસ્તક મુંડ લે, કામ ક્રોધકા કેશ;
જો પાંચુકું વશ કરે, ચેલા સબહી દેશ. ૯૨૫
માલા મુજસેં લડ પડી, કાહે ફીરાવત મોહે;
જો દિલ ફેરે આપકા, રામ મીલાવું તોહે. ૯૨૬
રાગી અવગુન ના લહે, એહી જગતકી રીત;
સદ્‌ગુણ ગુણનિધાનકી, કરે જગત જન પ્રીત. ૯૨૭
જ્ઞાન ચયેથી ઉપજે, ઊર અંતર અભિમાન;
કામ કશું આવે નહીં, જ્યારે આવે અવસાન. ૯૨૮

છપ્પય

સંગતનો પરતાપ, કનક પારસથી થાયે,
સંગતનો પરતાપ, તરૂથી શીતલ થાયે;
સંગતનો પરતાપ, છીપમાં મોતી બાઝે,
સંગતનો પરતાપ, તૃષા સરોવરથી ભાજે;
પ્રતાપ સંગત અતિઘણો, મુખે નવ જાય કળ્યો,
ગોપાલ પ્રતાપ સંગતથકી, ચોરાસી નવ જાય વળ્યો. ૯૨૯

### કવિત

નખ બિન કટા દેખે, શીશ ભારી જટા દેખે,
જોગી કાનફટા દેખે, છાર લાયે તનમેં;
મુની અબોલા દેખે, કેતે સદગુની દેખે,
માયા ભરપુર દેખે, ફુલ રહે ધનમેં;
આવ અંત સુખી દેખે, જનમકે દુઃખી દેખે,
કરત કલ્લોલ દેખે, બનખંડી બનમેં;
શૂર ઓર બીર દેખે, આમીન અમીર દેખે,
એસે નહીં દેખે જીન્હે, કામના ન મનમેં. ૯૩૦

## પરનારીમાં મોહ નહિ રાખવા વિષે

પરનારી તાતી છરી, નિત નિત કાપે કાય;
જેના રૂઠ્યા રામજી, તે પરનારી ઘર જાય. ૯૩૧
પરનારી પ્રત્યક્ષ દેખો, વીખ હળાહળ અંગ;
રાવણનાં દશ શિશ ગયાં, પરનારી સંગ. ૯૩૨
પરનારી વેની છુરી, મત કોઇ કરો પ્રસંગ;
દસ મસ્તક રાવણ હને, પરનારીકે સંગ. ૯૩૩
પ્રીત કરો પરનારની, કેવળ જાયે પ્રાણ;
લેશ અંત પરનારનો, તેનું નામ અજાણ. ૯૩૪
ચતુર હોય તે ચેતજો, એક ઘડીનું સુખ;
પરનારીના ભોગથી, લક્ષ કોટીધા દુઃખ. ૯૩૫
પરનારી પાળી થકી, ભુંડી જાણો એહ;
ક્ષણ ક્ષણ કાયા કાપશે, સદઇવ દમશે દેહ. ૯૩૬
પરસ્ત્રી દીઠે દુઃખ છે, ખોયે ખેદે જીવ;
પરસ્ત્રી કેરી પ્રીત કરે, તેને રૂઠ્યો શિવ. ૯૩૭
પરનારી નીરખી નહીં, તે જીત્યો સંસાર;
જોગી જન તે તો ખરો, ઉતર્યો ભવ પાર. ૯૩૮
મીઠું બોલે મુખ થકી, પેર પેર કરી પ્રીત;
વિધવિધની વાતો કરી, હરે સર્વનાં ચિત્ત. ૯૩૯

### ચોપાઈ

રાવણે દશ શીશ કીધાં લાજ, ખોયું ગઢ લંકાનું રાજ;
પરનારી તે જીવતો કાળ, માથે મુકે જુઠું આળ. ૯૪૦

પરનારી તે વિષની શૂળ, ડાહ્યા નર તે રહેજો દૂર;
પરનારી પરઘેર જે નેહ, તેના તો વાંકા નવ ગ્રેહ. ૯૪૧
પરનારી પર ન ધરો કામ,રાખે પ્રીત તો રૂઠ્યા રામ;
છેલ્લો અક્ષર કહું છું સહી,પરનારી સંગ કરવો નહીં. ૯૪૨

દોહરા

નારી નીકળે નેક તો, નરનું રાખે નામ;
કુલટા સ્રીના કંથને, ભુખ આરામ હરામ. ૯૪૩
વાડી ઊપર વાદળાં, મેડી ઊપર મેહ;
શૂળી ઊપર સાથરો, પરનારીથી નેહ. ૯૪૪

## પતિવ્રતા નારીની રીત

પીયા રંગ રાતી રહે, જગસે રહેત ઉદાસ;
પીયા ચહો કે મત ચહો, મેં તો પીયકી દાસ. ૯૪૫
આજ્ઞાકારી પીયકી, રહે પીયકે સંગ;
તનમનસેં સેવા કરે, ઓર ન દુજો રંગ. ૯૪૬
સુરેકુ તો શિર નહીં, દાતાકુ નહીં ધન;
પતિવ્રતાકે તન નહીં, સુરત બસે પીય મન. ૯૪૭
નામ ન કહા તો કયા હુવા, જો અંતર હય હેત;
પતિવ્રતા પતિકુ ભજે, કબહુ નામ નહીં લેત. ૯૪૮



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨૮ | મરદાંનો | મરદાનો |
| ,, | ૨૯ | સુધરી | સુધરી[1] |
| ૭ | ૧ | સુધરી | સુધરી |
| ૧૨ | ૧૮ | it | (omit the word) |
| ૧૮ | ૨૧ | ચોવીશમી પંક્તિ પછી આ નીચેનો ઉમેરેલો દોહરો વાંચવોઃ- | |
| | | દોહરો-એક રૂપૈયો સાંપડે, નાણાવટું નવ થાય; મળે સુંઠનો ગાંગડો, ગાંધી નવ કહેવાય. | |
| ૨૧ | ૧૧ | othors | others |
| ૩૨ | ૬ | mony | money |
| ૬૯ | ૧૩ | નીચેની કેહેવત વાંચવીઃ-ભૂતની ભાઇબંધીમાં જીવનું જોખમ | |
| ૭૭ | ૧૮ | પૅંજાર | પેજાર |
| ,, | ૩૦ | પૅંજાર | પેજાર |
| ૮૧ | ૧૧ | મુઆ | મુએ |
| ૮૨ | ૨૧ | ઢીંક | ઢીંકે |
| ૧૦૨ | ૩ | એહે | એકે |
| ૧૧૦ | ૧૫ | forhead | forehead |
| ૧૧૩ | ૨૧ | વીર | પીર |
| ૧૩૯ | ૧૨ | candevour | endeavour |
| ૧૪૫ | ૫ | દરિયેમેં | દે દરિયેમેં |
| ૧૪૮ | ૨ | હુકકેડ | હુક્કડ |
| ૧૫૫ | ૬ | માંથે | માથે |
| ૧૮૨ | ૧૫ | ળુદ્ધી | ઉદધિ |
| ૧૯૩ | ૨૩ | વાટયા | દાટયા |
| ૨૧૦ | ૭ | શૂંર | શૂર |
| ૨૨૩ | ૧ | અધો | અર્ધો |
| ૨૩૦ | ૨૪ | પાખે | પાંખે |
| ૨૩૯ | ૧૧ | સારૂ | સારૂં |
| ૨૪૦ | | નોટમાં ૫ છે | તે ૬ વાંચવી; |
| | | ૬ છે | તે ૫ વાંચવી. |

---

૧ 'સુગ્રીવ' પરથી સુગરી થાય. (પંચતંત્ર)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૪૬ | ૧૦ | તે, | તે |
| ,, | ૨૨ | મોહું | મોહું |
| ૨૪૯ | ૨૧ | હોય | કોય |
| ૨૫૧ | ૧૫ | પાવો ૨ | પાવો ૩ |
| ,, | ૩૨ | ૨ | ૩ |
| ૨૫૯ | ૭ | મડાવાને | મડદાને |
| ૨૬૨ | ૧૨ | આદ્રા | આર્દ્રા |
| ૨૬૪ | ૧૫ | મુપ્રતિ | મુપ્રંતિ |
| ૨૬૭ | ૨૮ | થોડેમ | થોડેમે |
| ૨૭૨ | ૭ | મોંઢે | મોઢે |
| ૨૭૬ | ૧૭ | આવતા | આવતો |
| ૨૯૧ | ૨૫ | માગ | માર્ગે |
| ૨૯૪ | ૩ | કે ને બોખા | કે બોખા |
| ૨૯૫ | ૨૮ | ૨૩૪ મે | ૨૮૮ મે |
| ૩૦૨ | ૯ | નહાં. | નહીં. |
| ,, | ૨૭ | આ | આ |
| ૩૪૬ | ૨૦ | અડો, | ભચડો, |
| ૩૬૧ | ૩૦ | ભાગળો | ભાગોળો |

૩૬૪ પંદરમી પંક્તિ પછી આ નીચેનો દોહરો વાંચવો:-

દોહરો–વાટી કહે ધૃતપાત્રને, પાળી જે જીવલેણ;
કહે ટબુડી[1] નાંદને,[2] કેવાં ખોટાં વેણ.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬૫ | ૨૮ | માંથે | માથે |
| ૩૬૯ | ૧૧ | પડ્યું.૫ | પડ્યું |

,, અગીઆરમી પંકિત પછી આ કહેવત વાંચવી:- વસાવડના કાજી.[5]

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૭૦ | ૧૫ | બ. | બહુ |
| ૩૭૨ | ૩૩ | placo | peaco |
| ૩૭૮ | ૨૧ | દોહરો | દોહરા |
| ,, | ૨૪ | સમશેર ખાંડી | સમશેર ખાંડી[1] |

૩૭૮ પૃષ્ઠની ત્રીશમી પંક્તિ તથા ૩૭૯ પૃષ્ઠની પહેલી બે પંક્તિઓ નીચે મુજબ ફુટ નોટમાં વાંચવી:-

૧૬૪૭ મુલ્કમેં કાગજ આયા, બચ્ચે કચ્ચે મરતે હય,
બચ્ચેકું ખટ્ટેમેં ડાલો, ચહુબાજી ભૂખે મરતે હય;
બેચ ખાઈ તલવાર ઢાલ, અબ નજર મ્યાનપર કરતે હય.

---

૧ ટબુડી=ટોપલી. ૨ નાંદ=કોડી.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૭૯ | ૨૨ | ન | સરૂં ન |
| ૩૮૩ | ૧૪ | સિંધમાં | સિધમાં |
| ૩૮૬ | ૬ | ઉમર ઘુઆ | ઉપર ઘુઠ્યા |
| ૩૯૨ | ૪ | કામની | કામિની |
| ૩૯૪ | ૨૦ | ગર્વીવ | ગર્ધવ |
| ૪૧૧ | ૩૦ | વેળા | વેલા |
| ૪૧૬ | ૨૭ | સાના | સૌના |
| ૪૨૦ | ૨૪ | માણુસે | માણુસો |
| " | ૩૦ | જાણે | જાણું |
| ૪૨૧ | ૫ | હેરૂ | હેરૂ[1] |
| " | ૧૬ | અને | એને |
| ૪૪૭ | ૧૫ | ગીલો | લીલો |
| ૪૫૪ | ૮ | ચિતર્યું | ચિંતર્યું |
| " | ૨૦ | જકતમાં | જગતમાં |
| ૪૫૫ | ૬ | ચિતાસે | ચિંતાસે |
| ૪૫૬ | ૨૦ | ખાલેક | માલેક |





૧ હેરૂ=ચોરી કરવા નીકળેલો માણસ.

